બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# પ્રકાશકીય

ઈસ્લામ એક સંપૂર્ણ જીવન વ્યવસ્થાનું નામ છે, અલ્લાહ તઆલાએ તેના આ દસ્તૂરને પોતાની હિકમત અને મસ્લિહત પ્રમાણે પ્રાકૃતિક બુનિયાદ પર ઉઠાવ્યો છે. જીવનનું કોઈ પણ ક્ષેત્ર અને માનવીય જરૂરતનું કોઈ પણ પાસુ એવું નથી, જેમાં આ કાનૂને ઈલાહીએ જાતે બનાવેલ માનવીય કાનૂનોના સકંજામાં સપડાયેલ મઝલૂમોને પોતાના ન્યાયિક કાનૂનથી મુકિત ન આપી હોય. આ તેની વિશેષ્ટા છે, કોઈ અન્ય ધર્મ તેની બરાબરી કરી શકતો નથી.

આ એક હકીકત છે કે માન્યતાઓની સુધારણા પછી આ'માલની સુધારણા એક મોમિમની સૌથી મોટી જરૂરત છે, અને એટલા માટે ઈલ્મે ફિકહ અને શરીઅતના આદેશોનું ઈલ્મ ખૂબ જ જરૂરી છે. આ જ જરૂરતને ધ્યાનમાં લઈ લેખનની આ પરંપરા પ્રાચીન કાળથી અવિરત ચાલુ છે.

એ પરંપરાની એક કડી ફતાવાનો કીંમતી સંગ્રહ **"ફતાવા ફલાહિય્યહ : ભાગ – ૨** જે આપના હાથમાં છે, જે વાલિદે મોહતરમ હઝરત મવલાના મુફતી અહમદ બિન ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.) કરમાલી (સ્થાપક મદની દારૂત્તરબિયત કરમાલી) તા. અંકલેશ્વર જી. ભરૂચના કીંમતી અને સચોટ ફતવાઓનો સંગ્રહ છે; જે આપે દારૂલ ઉલૂમ તા'લીમુદ્દીન ડાભેલ, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તકડેશ્વર તથા દારૂલ ઉલૂમ કરમાલીમાં પોતાની પઢાવવાની પ્રવૃત્તિઓ સાથે મુસ્લિમ સમાજ દ્વારા પુછવામાં આવેલ વિવિધ પ્રશ્નોના માહિતી સભર, કયાંક વિસ્તારપૂર્વક તો કયાંક સંક્ષિપ્તપણે આપેલ આસાન જવાબો પર આધારિત છે. અલ્હમ્દુલિલ્લાહ આથી પહેલા ઉર્દૂમાં તેના પાંચ ભાગો છપાઈને પ્રકાશિત થઈ ચુકયા છે, (જેને આપ WWW.elmedeen.com/cat-722 ઉપરથી ડાઉનલોડ કરી શકો છો જે ખૂબ જ ઓછી એમ. બી (MB) માં છે.)અને બીજા આગળના ભાગોનું કામ ચાલું છે. આ ફતાવાની લોકોમાં માંગ વધતા અહકરને થયું અને અનેક ગુર્જર મુસ્લિમોની માંગ પણ હતી કે તેને ગુજરાતી માતૃભાષામાં પણ પ્રકાશિત કરવામાં આવે. જેથી ઉર્દૂ ન જાણતા લોકો પણ તેનાથી ફાયદો ઉઠાવી શકે. જેથી અલ્લાહ તઆલાના ફઝલો કરમથી "ફતાવા ફલાહિય્યહ ભાગ : ૨ ના અનુવાદનું કામ અહકરે મૌલાના અબ્દુસ્સમદ સાહેબ સિંજીવાડા (ઉસ્તાદ : જામિઅહ મહમુદિયહ ભાવનગર –

ફાઝિલ : જામિઅહ જંબુસર) ને સોંપ્યું, અલ્હમ્દુલ્લિાહ તેમણે આ કામને ખૂબ જ મહેનત, ધગશ અને નિખાલસતા સહિત પૂર્ણ કર્યું અને આ "ફતાવાના સંગ્રહ" ને આપના હાથોમાં પહોંચાડવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો. તે બદલ હું તેમનો અંત : કરણથી શુક્ર ગુઝાર છું, અલ્લાહ તઆલા તેમની આ ખિદમતને કબૂલ કરે અને દારૈનમાં બહેતરીન બદલો અર્પણ કરે અને તેમના ઈલ્મમાં ખૂબ બરકત નસીબ ફરમાવે અને ભવિષ્યમાં પણ તેમનાથી આવા કામો લેતા રહે એવી દુઆ છે.

વાલિદે મોહતરમનું સંપૂર્ણ જીવન ચરિત્ર ફતાવા ફલાહિય્યહ : ભાગ – ૧ માં વિગતે લખવામાં આવ્યું છે, એટલા માટે અહીં તેને લખવામાં આવ્યું નથી.

અલ્લાહ પાક વાલિદે મુહતરમ મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ના આ ઈલ્મી સંગ્રહને કબૂલ ફરમાવે, તેઓ માટે સદકએ જારિયહ બનાવે, અને જન્નતમાં ઉચ્ચ સ્થાન નસીબ ફરમાવે. આપની ઈલ્મી, દીની, સામાજીક, સાર્વજનિક, દીની – દુન્યવી ખિદમતોને કબૂલ ફરમાવે. અને આપણ સૌ ગુર્જર મુસ્લિમોને આપના ફતવાઓથી ફાયદો ઉઠાવવાની તૌફીક આપે અને જે ભાઈઓએ એને પ્રગટ કરવામાં વિવિધ રૂપે સાથ – સહકાર આપ્યો તે સૌને તેમની કોશિશોનો બદલો આપે. આમીન યા રબ્બલ આલમીન

જે સખીદાતાઓએ તેને પ્રકાશિત કરવામાં અર્થિક મદદ કરી તેમને આ મૌકા પર વિસરી ન શકાય, હું તેમનો અંત : કરણથી આભાર માનું છું. અલ્લાહ તઆલા તેમના જાન–માલ– ઉમ્રમાં બરકત નસીબ ફરમાવે, તેમની સખાવતને કબૂલ કરે.

આ કિતાબને પ્રકાશિત કરતા અમે ખૂબ જ ખૂશી અનુભવીએ છીએ.

અલ્લાહ રબ્બુલ ઈઝઝત આ ફતાવા સંગ્રહને કબૂલ ફરમાવે, તમામ લોકોને તેનાથી ખૂબ જ ફાયદો ઉઠાવવાની તૌફીક આપે, લોકો માટે લાભદાયી બનાવે, અને મર્હૂમ વાલિદ સાહેબ (સાહિબે ફતાવા) માટે સવાબે જારિયહ બનાવે. અને અહકરના હકમાં પોતાની રઝામંદી અને ખુશ્નૂદીનો ઝરીયો બનાવે. આમીન.

અહકર (હાફિઝ) **અસ્જદ બિન મુફ્તી અહમદ બેમાત** (સાહેબ)
**ખાદિમે કુર્આન :** મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા
ફોન નં. **1905 966 4141**
ઈસ્લામી તારીખ : ૧૫ ઝિલકાદઅ ૧૪૪૧
અંગ્રેજી તારીખ ૭ જુલાઈ ૨૦૨૦

# અભિપ્રાય

## જનાબ મૌલાના અજવદ બિન મુફ્તી અહમદ બેમાત સાહેબ (દા.બ.)

મોહતમિમ : દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી

અલ્લાહ તઆલાનો અપાર કરમ અને એહસાન છે કે તેણે આપણને સૌને ઈસ્લામ અને ઈમાનની મહાન દોલત આપવા ઉપરાંત ઈલ્મે દીન સાથે જોડયા. અને ઉલમાએ કિરામથી ફાયદો ઉઠાવવાનો મોકો અર્પણ કર્યો. ખરેખર અલ્લાહ તઆલા દરેક યુગ, સદી અને જમાનામાં એવા મહાપુરૂષો પેદા કરે છે કે તેમનાથી ન માત્ર એક વિસ્તાર કે ઈલાકો બલકે આખી દુનિયા ફાયદો ઉઠાવે છે. અને પોતાની ઈલ્મી, અદબી અને દીની તરસ બુઝાવે છે, આવા જ મહાનુભાવોમાં માનનીય વાલિદ સાહેબ (ન.મ.) ની પણ ગણના થાય છે.

માનનીય વાલિદ સાહેબ (રહ.) સમગ્ર જીવન એક અત્યંત નિખાલસ, મુરબ્બી અને પ્રેમાળ ઉસ્તાદ તરીકે દર્સ અને તદરીસ (પઢવા – પઢાવવા) સાથે જોડાયેલા રહયા. તે દરમિયાન આપ (રહ.) એ જરૂરત પ્રમાણે વિવિધ વિષયો પર અનેક કિતાબો સંપાદન કરી. તેમજ જામિઅહ ઈસ્લામિય્યહ તાલીમુદ્દીન ડાભેલ, ફલાહે દારૈન તડકેશ્વર અને મદની દારૂત્તરબિયત કરમાલીમાં ખિદમત આપવા દરમિયાન ફતવા પૂછનારાઓના જવાબો આપતા રહયા. અને જિંદગીના અંતિમ શ્વાસ સુધી તેઓ આ ખિદમત અંજામ આપતા રહયા.

વાલિદ સાહેબ (રહ.) ની વફાત પછી અમને તેમની કમીનો એહસાસ સતાવતો રહયો અને સદા એ ઈચ્છા રહી કે તેમની બધી ગુજરાતી કિતાબોનો કોઈ પણ રીતે ઉર્દૂ તર્જુમો કરવામાં આવે જેથી આ કીમતી ઈલ્મી ભંડાર વડે ફાયદો ઉઠાવનારાઓનું વર્તુળ વિશાળથી વિશાળ થતું રહે.

અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે બિરાદરે મોહતરમ હાફિઝ અસ્જદ બેમાત સાહેબને કે તેમણે આ ભારે ભરખમ કામ પોતાના ખભે ઉપાડી લીધું અને સતત અનથક પ્રયત્નો અને મહેનત પછી તેમણે મર્હૂમ વાલિદ સાહેબની લગભગ ૩૦ થી વધુ ગુજરાતી કિતાબોનો ઉર્દૂ તર્જુમો કરાવ્યો અને તેને ઉત્તમ

કવોલેટી સહિત પ્રકાશિત કરી. અલ્લાહ તઆલાનો શુક્ર – એહસાન છે કે આ તમામ કિતાબોને હાથો હાથો પહોંચાડવામાં આવી અને તેનાથી અલ્હમ્દુલિલ્લાહ ! એહલે ઈલ્મ (ઉલમાએ કિરામ) એ ખૂબ જ ફાયદો ઉઠાવ્યો.

કિતાબો સિવાય વાલિદ સાહેબે ફતાવાનો મહત્વપૂર્ણ ભંડાર છોડયો છે, જેથી જરૂરત જણાઈ કે તેને વર્તમાન સમયની ગુણવત્તા મુજબ તરતીબ અને તખ્રીજથી પ્રકાશિત કરવામાં આવે. આ કામ જેટલું અહમ અને જરૂરી હતું એટલું જ નાજુક પણ હતું !

જેથી બિરાદરે મોહતરમ હાફિઝ અસ્જદ બેમાત સાહેબે ઘણી મહેનત અને પ્રયાસો પછી તેને પણ પ્રકાશિત કરી છે. અલ્હમ્દુલિલ્લાહ ! જેને ખૂબ જ આવકાર મળ્યો, હવે તેના બીજા ભાગો પણ વહેલી તકે પ્રકાશિત થવા જઈ રહયા છે. હું આ અવસરે મુરત્તિબ હઝરત મવલાના મુફતી મુજતબા હસન કાસમી (ઉસ્તાદે હદીષ અને ફિકહ : દારૂલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ)નો આભાર માનું છું કે તેમણે ઘણી મહેનત કરી તેને તરતીબ આપી, તેમજ દારૂલ ઉલૂમ કરમાલીના વ્યવસ્થાપકો અને ફતાવાના પ્રકાશનમાં અતિ ફિકરમંદ ભાઈ હાફિઝ અસ્જદ બેમાત સાહેબનો પણ હું ખૂબ આભારી છું કે તેમની મહેનત અને ધૂનથી ફતાવાનો આ કીમતી સંગ્રહ આપણાં હાથોમાં પહોંચી રહયો છે.

હું અલ્લાહથી ખાસ દુઆ ગુઝારું છું કે ઉપરોકત તમામ હઝરાતને પોતાની શાન મુજબ બદલો અર્પણ ફરમાવે અને વાલિદે મોહતરમ માટે આખિરતનો ઝખીરો બનાવે. આમીન !

વ મા ઝાલિક અલલ્લાહિ બિ અઝીઝ

**(મવલાના) અજવદ બિન મુફતી અહમદ બેમાત (સાહેબ)**

મોહતમિમ : દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી

તારીખ : ૨૧ / જમાદીલ ઊલા ૧૪૩૭ હિજરી

# અભિપ્રાય

**હઝરત મવલાના ખલીલ અહમદ બિન હાજી મુસા રાવત સાહેબ (દા.બ.)**

મોહતમિમ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન, તડકેશ્વર અને ખાસ વિશ્વાસુ
રઈસે જામિઅહ હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહેબ કાપોદ્રવી (રહ.)

ઉસ્તાદુલ અસાતિઝા હઝરત અકદસ મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)નું વ્યકિતત્ત્વ જે એક ગુલદસ્તા સમાન હતું, તે પરિચયનું મોહતાજ નથી, આપે તાલીમ અને તદરીસ, લેખન અને સંપાદન , ઈસ્લાહ અને તરબિયત, કોમી અને સામાજિક કાર્યો અને ન જાણે અન્ય કેટલાય કામો મખ્લૂકની હમદર્દીમાં કર્યા હતા. ઈન્શાઅલ્લાહ આ બધા કામો આપના માટે સદકએ જારિયહ છે અને નેકીઓના પલ્લાનું વજન બની રહેશે.

હઝરત અકદસ મુફતી અહમદ બેમાત (રહ.) નું વ્યકિતત્ત્વ એટલું આકર્ષક હતું કે લોકો પોતાની સમસ્યાઓના હલ માટે આપની પાસે આવતા હતા અને હઝરત (રહ.) પણ પોતાની અનેક મશગુલીઓ છતાં ખૂબ જ સારી રીતે એ વિકટ પરિસ્થિતિનું નિરાકરણ લાવતા હતા, તેમના ફતાવા જયાં પૂછનારા માટે ફાયદાકારક હતા, ત્યાં ફતાવા આપનારા મુફતીઓ માટે પણ તેનું ખૂબ જ મહત્ત્વ હતું. તેથી જામિઅહ ફલાહે દારૈન તડકેશ્વરમાં અહાદીસ અને તફસીરના દર્સની સાથે, અહિંયા દારૂલ ઈફતામાં વર્ષો સુધી એક અગત્યની અને નાજુક જવાબદારી ખૂબ જ અમાનતદારી અને નિષ્ઠાપૂર્વક બજાવી.

તે સમયના ફતાવાના જવાબો આપના નાયબ સુપુત્ર હઝરત હાફિઝ અસ્જદ બેમાત સલ્લમહૂ અને બીજા કેટલાક સહાયકો ખૂબ જ મહેનત અને કોશિશો તેમજ તહકીક પછી ક્રમવાર પ્રકાશિત કરી રહયા છે. હમણા સુધી અલ્હમ્દુલિલ્લાહ, પાંચ ભાગ ઉર્દુમાં પ્રકાશિત થઈ ચુકયા છે. તેણે ઈલ્મ પ્રેમી અને ફતાવા આપનારાઓમાં ખૂબ જ મકબૂલિયત હાસિલ થઈ છે. અલ્લાહ તઆલા તમામની કોશિશોને કબૂલિયતથી નવાજે અને હઝરતવાલાને આલા ઈલ્લિય્યીનમાં જગ્યા નસીબ ફરમાવે. આમીન.

ખૂબ જ ખુશીની વાત છે કે હાફિઝ અસ્જદ બેમાત સલ્લમહૂની નિગરાની હેઠળ એ ફતાવાનું ગુજરાતી પણ થઈ રહયું છે, જે ગુજરાતીઓ માટે ખાસ છે, તેનો બીજો ભાગ ટૂંક સમયમાં પ્રકાશિત થઈ રહયો છે. દુઆ છે કે ફતાવા ફલાહિય્યહ

ઉર્દૂની જેમ તેના ગુજરાતી તર્જુમાને પણ અલ્લાહ તઆલા કબૂલિયતથી નવાજે અને ફાયદાકારક બનાવે. આમીન.

બંદાને અલ્હમ્દુલિલ્લાહ પોતાના દર્સના સાથીઓ મવલાના તય્યિબ પાલનપુરી (ઉસ્તાદે હદીષ), કારી મુહમ્મદ સિદ્દીક સાહેબ (સદરુલ કુર્રા : જામિઅહ ફલાહે દારૈન તડકેશ્વર), મવલાના મુહમ્મદ હનીફ વરેઠી (સ્થાપક અને મોહતમિમ શૈખુલ હદીસ જામિઅતુલ ફલાહ, સાઉથ આફ્રિકા), મવલાના ઈલ્યાસ હથુરણ (ઉસ્તાદે હદીષ), મવલાના ઈદરીસ કોસામ્બવી (શૈખુલ હદીસ લેસ્ટર) વગેરેની સાથે હઝરતુલ ઉસ્તાઝ મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) થી બુખારી શરીફ, મુસ્લિમ શરીફ અને દૌરએ તફસીરના વર્ષે તફસીર ઈબ્ને કષીર પઢવાનો મોકો મળ્યો.

આપનો દર્સ જયાં મદની ખુશ્બુથી સુગંધિત હતો ત્યાં ઈસ્લાહ અને તરબિયત તરફ પણ ખૂબ ધ્યાન રહેતું હતું. ઉદાહરણો દ્વારા પૂરી કોશિશ કરતા કે દરેક તાલિબે ઈલ્મ ભાવાર્થ સમજી જાય. એ વાતની સંપૂર્ણ કોશિશ કરતા કે દર્સ અકાબિરોના આમાલ અને અખ્લાકથી સુશોભિત રહે.

હઝરત વાલાના ગુણો અને ખૂબીઓ, કાર્યો અને આમાલમાં "સારા કાર્યો"થી હું ખૂબ જ પ્રભાવિત હતો. તેમને ત્યાં સમયની ખૂબ જ કદર હતી. પાબંદી તેમનો ઉસૂલ હતો. ઈશ્કમાં ગુમ, ખૂબ જ ખુશૂઅ અને ખુઝૂઅ સાથે નમાઝના ફરીઝાને અદા કરતા કે ان تعبد الله كانك تراه નો નમુનો પેશ કરતા હતા. હું જાતે હઝરતવાલાની નમાઝનો અનુભવ કરવા અને દિલને સુકૂન પહોંચાડવા મસ્જિદે નિઝામુદ્દીન (જયાં હઝરત નમાઝ પઢતા હતા) જતો હતો.

ટૂંકમાં આપણા અકાબિર ઉસ્તાદ જે આપણા માર્ગદર્શક અને કૌમો મિલ્લતના હમદર્દ હતા. અંતે દુઆ છે કે અલ્લાહ તઆલા ફતાવા ફલાહિય્યહના આ ગુજરાતી તર્જુમાને પણ પોતાના દરબારમાં કબૂલ ફરમાવે અને તમામ માટે નફાકારક બનાવે, આમીન.

દુઆનો તાલિબ
(મવલાના) ખલીલ અહમદ બિન હાજી મુસા રાવત (દા.બ.)
ખાદિમ જામિઅહ ફલાહે દારૈન, તડકેશ્વર
સચ્યિદિના અનસ બિન માલિક, રિયુનિયન
૧૮ ઝિલહિજ્જહ ૧૪૪૧ હિ. – ૯ ઓગષ્ટ ૨૦૨૦

## "ફતાવા ફલાહિય્યહ" વિશે

નમૂનાની ફાઈલમાં :

મુફતીએ આ'ઝમ ગુજરાત, હઝરત મુફતી બેમાત (રહ.)ના ફતાવા ખૂબ જ કિંમતી છે, જેને પ્રકાશિત કરવાની જવાબદારી જનાબ હાફિઝ અસ્જદ સાહેબે પોતાના માથે ઉઠાવી લીધી, એક ખૂબ જ મહત્વનું કામ છે, ઉમ્મતને તેની ખૂબ જ જરૂરત છે, અલ્લાહ તઆલા આ મોટી જવાબદારીને આસાની સાથે અંત સુધી પહોંચાડી આપે અને તમામ મર્હુમો ખાસ કરી હઝરત મુફતી સાહેબ (રહ.)ના હકમાં સવાબે જારિયહ અને હાફિઝ અસ્જદ સાહેબના હકમાં પોતાની રઝામંદી અને ખુશ્નૂદીનો ઝરીયો બનાવે. આમીન.

મર્હૂમ મુફતી અહમદ બેમાત સાહેબ (ન.મ.)ના ફતાવા ખૂબ જ પરિપકવ, મજબૂત અને દલીલબધ્ધ છે, પરંતુ મુફતી મુજતબા હસન કાસમી સાહેબ (દા.બ.)ની તરતીબ અને તસ્હીહની ખુબીએ 'સોને પે સુહાગા'નું કામ કર્યુ છે, બધા જ ફતાવાને દલીલોથી વધારે મજબૂત બનાવી દીધા, અને ખુબ જ સરળ ભાષામાં છે. મેં પ્રથમ ભાગનો ધ્યાનથી અભ્યાસ કર્યો ખુબ જ બહેરત – શ્રેષ્ઠ કામ થયું, તમામ ફતાવાને વિશ્વાસુ અને ભરોસાપાત્ર ફિકહ અને ફતાવાની કિતાબોના હવાલાથી તેને મજબુત કર્યા છે.

હઝરત **મુફતી અબ્દુલ્લાહ કાવી** (રહ.)
સદર મુફતી :
દારૂલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ,કંથારીઆ, ભરૂચ

---

મોહતરમ વ મુકર્રમ જનાબ મવલાના મુફતી મુજતબા સાહેબ કાસમી (ઝિ.મ.)

વ અલયકુમુસ્સલામ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ

ઉમ્મીદ છે કે આપ આફીયતથી હશો.

અહકરે ફતાવા હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ના તૈયાર કરેલ મુહક્કક (સંશોધક) પ્રત જોઈ, માશાઅલ્લાહ સારી મહેનત કરવામાં આવી છે, અને આ અંદાજ, બહેતર, લાભદાયી અને વાખણ પાત્ર છે. દુઆ છે કે અલ્લાહ તઆલા વહેલી તકે આ ધ્યેય સુધી તમને પહોંચાડી આપે. ઉમ્મત માટે લાભદાયી બનાવે, અને સર્વ સહાયકોને શ્રેષ્ઠ બદલો અર્પણ કરે. આમીન.

(હઝરત મવલાના મુફતી) **મુહમ્મદ સલમાન મન્સુરપુરી** (દા.બ)

# હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) તદરીસી મેદાનમાં

**હઝરત મવલાના અહમદ ટંકારવી સાહેબ (દા.બ.)**

ખાદિમુત્તદરિસ ફલાહે દારૈન તડકેશ્વર

મોહતરમ મવલાના અજવદ સાહેબ અને મદની દારૂત્તરબિયત કરમાલીના અન્ય ઉસ્તાદે કિરામ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ

ઉમ્મીદ છે કે આપ બધા આફિયતથી હશો.

મારા ઉસ્તાદે મોહતરમ, અમીરે શરીઅત ગુજરાત, હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) ને અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી વૈવિધ્યસભર કમાલાતથી નવાજ્યા હતા, આપની પુરી જિંદગી ઈલ્મી, તાલીમી, ઈસ્લાહી, સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓથી ભરપુર હતી. દેશ અને વિદેશમાં હજારો શાગિર્દો, હજારો ફતાવાના જવાબો, અનેક સંપાદનો, દીની તાલીમી બોર્ડ દ્વારા ચાલતા મકાતિબ, શરઈ પંચાયતના ફેસલા, જમીઅતના પ્લેટફોર્મ દ્વારા રાજય સ્તરે સેવાઓ અને મદની દારૂત્તરબિયત આપના કાર્યો અને બાકી રહેનાર નેક કામો છે.

આપ (રહ.) ના જીવનના વિવિધ પાસાઓ ઉપર અન્ય લોકો પ્રકાશ ફેંકશે. જો કે મેં આ ટુંકા લેખમાં આપની તદરીસી જિંદગીના હવાલાથી કેટલાક મહત્ત્વના સિફાત બયાન કરવાની કોશિશ કરી છે. આપની તદરીસી ખિદમાત જામિઅહ ડાભેલ, ફલાહે દારૈન તડકેશ્વર અને મદની દારૂત્તરબિયતને કુલ મિલાવીને ૪૫ વર્ષ જેટલી થાય છે. આ એક મહાન સદકએ જારિયહ છે. علم ینتفع بہ નું ઉદાહરણ છે. આપનો દર્સ ગુલ્હાએ રંગારંગ (રંગબેરંગી ફૂલો)થી શોભતો હતો. જે ખરેખર પ્રતિષ્ઠાનું ઉદાહરણ પુરૂં પાડતું હતું. કોઈની હિંમત ન હતી કે વચ્ચે વાતચીત અથવા ઈશારો કરે. દર્સ સચોટ અને અર્થસભર હોવાની સાથે દિલચસ્પ રહેતો. બે – અઢી કલાકના સબકમાં ખબર ન પડે કે વખત કયાં જતો રહયો. કંટાળો બિલ્કુલ ન આવતો હતો, બલકે સ્ફૂર્તિ રહેતી હતી. અર્થ અને છટાદાર તકરીર, તર્ક અને ફિલોસોફી વગેરે વિભાગોને જોડતા હતા. એવી રીતે ભૂતકાળના સબકને ભુલવા ન દેતા હતા. બાતિલ ફિરકા, ફિત્નાઓ અને વર્તમાન પરિસ્થિતિ

તેમજ સામાજિક ચઢાવ – ઉતાર પર સુક્ષ્મ નજર રહેતી હતી. દર્સ દરમિયાન તાકીદ અને ઈસ્લાહ કરતા હતા. દીનની વિરુદ્ધ કાર્યો પર જુબાની ઈસ્લાહ સાથે લેખો દ્વારા પણ ઈસ્લાહ કરતા હતા અને તરત જ કોઈ કિતાબ લખી પ્રકાશિત કરી દેતા હતા.

આપે ટાઈમ ટેબલ એવું બનાવી રાખ્યું હતું કે પાંચ મિનિટ પહેલા દર્સગાહમાં તશરીફ લઈ આવતા હતા. આપની મશગુલીઓ સબકમાં વિઘ્નરૂપ ન હતી. દસ વર્ષના તાલિબે ઈલ્મીમાં માંદગી સિવાય ભાગ્યે જ રજા પડી હોય. તકબ્બલલ્લાહુ. આજકાલ ગેર જરૂરી મશગુલીને કારણે સબક છોડી દેવો, સામાન્ય બની ગયું છે. નિઝામુલ અવકાત – ટાઈમ ટેબલની બરકત હતી કે થાક બિલ્કુલ ન લાગતો હતો.

આપ (રહ.) ને પોતાના ઉસ્તાદોથી અને બુઝુર્ગોથી ખૂબ જ મુહબ્બત હતી. દર્સ દરમિયાન અકાબિરે દેવબંદનું વર્ણન ખૂબ જ શોખથી કરતા હતા. તે વખતે એક કેફિયત છવાય જતી હતી, ખાસ કરીને શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસેન અહમદ મદની (રહ.) અને હઝરત શૈખ મવલાના ઝકરિય્યા સાહેબ (રહ.)નું નામ આવતું તો અજીબ કેફિયત થતી. તલબા પણ આ કેફિયતનો અનુભવ કરતા હતા. દુઆઈય્યહ કલિમાત અનેક વખતે દોહરાવતા, આપ (રહ.) તે વખતે ફના ફિશ્શૈખ નજર આવતા, દર્સ દરમિયાન ઈસ્લાહી તઅલ્લુકની તાકીદ કરતા. તેમજ અકાબિરોની સવાનેહ – જીવનચરિત્રો પઢવાની તાકીદ કરતા હતા.

તાલીમ સિવાય તલબાની તરબિયત પર ભારે નજર રહેતી હતી. તાલીમ વ તરબિયતને તો અમીન ગણતા હતા. શરીઅત વિરૂદ્ધની હરકત પર કોઈ ધનિક દુનિયાદારને ન છોડતા હતા તો પછી તલબાને કેવી રીતે દરગુઝર કરતા. તલબા સાથે ખૂબ જ શફકત પણ ફરમાવતા. તલબાને આર્થિક મદદ પણ કરતા હતા. તલબાની નિય્યતથી ઘરે વધારે ખાવાનું તૈયાર કરાવતા. પરંતુ જે દિલમાં વાત આવતી તે સ્પષ્ટ કહી દેતા હતા.

આપ (રહ.) માં ઈમાની પાવર, દીની ગૈરત અને ધર્મની સુરક્ષાની લાગણી સંપૂર્ણ ભરેલી હતી. કમ હિમ્મતી અને પોતે કંઈ કરી શકતો નથી એવી બિમારીથી ખૂબ જ દૂર હતા. આ હવાલાથી હઝરત મુફતી સાહેબ (રહ.) અલ્લામા ઈકબાલના આ શઅરની જીવતી તસ્વીર હતા.

| અપને ભી ખફા મુજ સે હુએ, બેગાને ભી ના ખુશ |
| --- |
| મૈં ઝહરે હલા હિલકો કભી કહ ન સકા કન્દ |

અલ્લાહ તઆલા હઝરતુલ ઉસ્તાદ (રહ.)ને ગરીકે રહમત ફરમાવે. દરજાતને બુલંદ ફરમાવે. કરવટ કરવટ સુકૂન નસીબ ફરમાવે અને આપની ભલાઈઓની તવફીક અતા ફરમાવે. મદની દારૂત્તરબિયતને દરેક પ્રકારની પ્રગતિ અને કબૂલિયતથી નવાઝે. ગૈબી મદદોથી માલામાલ ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન.

વસ્સલામ મઅલ્ ઈહતિરામ
તાલિબે દુઆ
મવલાના અહમદ ટંકારવી (દા.બ.)
ખાદિમુત્તદરિસ ફલાહે દારૈન તડકેશ્વર
૨૫ ઝિકાઅ્દહ ૧૪૪૧ હિ. જુમ્આ
૧૭ જુલાઈ ૨૦૨૦



# હઝરત મુફ્તી અહમદ બેમાત સાહેબ (રહ.)

**હઝરત મવલાના અબ્દુર્રહીમ ઈબ્ને અબ્દુર્રઉફ નાડા સુરતી સાહેબ (દા.બ.)**

ખાદિમુત્તદરીસ : મદની દારૂત્તરબિયત કરમાલી – પાનોલી

બિસ્મિહી તઆલા

અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન, વસ્સલાતુ વ સ્સલામુ અલા સય્યિદિલ્ મુરસલીન વ અલા આલિહી વ સહ્બિહી અજમઈન વમન્ તબિઅહુમ્ ઈલા યવ્મિદ્દીન. અમ્મા બાદ

અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.) જયારે દુનિયાથી તશરીફ લઈ ગયા તો ઉમ્મતના માર્ગદર્શન માટેની તમામ જવાબદારીઓ ઉલમાએ કિરામને જિમ્મે આવી ગઈ. તેમાં અગત્યની જવાબદારી શરઈ અહકામ અને મસાઈલની હતી, તેને ઉલમાએ કિરામ ફતવાથી તાબીર કરે છે. આ તે અગત્યની જવાબદારી છે જેને જાતે હઝરત નબીએ કરીમ (સલ.) એ અંજામ આપી. હુઝૂર (સલ.) પછી સહાબા (રદિ.) એ આ અગત્યના કાર્યને પોતાના શિરે લીધું. ત્યાર પછી તાબેઈન અને તબ્એ તાબેઈને આ ફર્ઝ નિભાવ્યું પછી દરેક યુગમાં આ અગત્યની જવાબદારી અલ્લાહના ખાસ બંદાઓ અદા કરતા રહયા. અને અલ્હમ્દુલિલ્લાહ કોઈ વિક્ષેપ વગર આજ સુધી ચાલું છે. અને ઈન્શાઅલ્લાહ કયામત સુધી ચાલું રહેશે.

એ સિલસિલાની એક કડી હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) ભૂતપૂર્વ શૈખુલ હદીસ અને સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર અને સ્થાપક વ મોહતમિમ મદની દારૂત્તરબિયત કરમાલી છે. અલ્લાહ તઆલાએ હઝરત અકદસ (રહ.) ને ઘણા ગુણોથી નવાજયા હતા. જેમકે હઝરત હસન બસરી (રહ.) નું કથન છે કે ફકીહ તે છે જે દુનિયાથી અલગ રહેનારો અને આખિરત તરફ રગબત કરનારો અને પોતાની ખામીઓ પર નજર રાખનારો હોય. અલ્હમ્દુલિલ્લાહ ! મેં મારા તાલિબે ઈલ્મીના જમાના (ઈ.સ. ૧૯૮૨ ફલાહે દારૈન તડકેશ્વર) માં હઝરત અકદસ (રહ.) ને આ ખુબીઓમાં જોયા છે. મારા તાલિબે ઈલ્મીના જમાનામાં હઝરત અકદસ (રહ.) વખતના તકાદાને ધ્યાનમાં રાખીને ગુજરાતી ભાષામાં રિસાલા લખતા હતા, જે બંદા સાથે સુરત હઝરત મવલાના અનવર મિસરી (રહ.) (ઈસ્લામી કુતુબખાના ચોક બજાર) ને ત્યાં મોકલતા. કયારેક કાદિયાનીના અસ્વીકાર પર કયારેક ગેર મુકલ્લિદોના અસ્વીકાર પર, કયારેક ત્રણ તલાક પર

અને કયારેક મુસ્લિમ પર્સનલ લો પર, ખૈર બીજા પણ ઘણાં રિસાલા હઝરતના મોજૂદ છે. એવી રીતે તલબા સાથે હમદર્દી અને તેમની ઈસ્લાહની ફિકર અને જાતે પોતાની જિંદગીમાં સાદગી અને સત્ય વાત કહેવી, અને કયારેય અમે કોઈની ગીબત કરતા સાંભળ્યા નથી, જેમકે અલ્લાહવાળાઓની નજીક ફકીહ તે છે જેના ઈલ્મો અમલમાં સમાનતા જોવા મળે. હઝરત અકદસ (રહ.) ની જિંદગીમાં પણ નેક આમાલનો ખૂબ જ એહતિમામ હતો. મદ્રસામાં પણ તશરીફ લાવતા તો નજરો નીચે રહેતી હતી, ન કોઈની કલાસમાં નજર કરતા. મદ્રસાના સમયની ખૂબ જ પાબંદી કરતા અને કયારેય જરૂરત વગર રજા પાડતા ન હતા. મસ્જિદમાં અઝાનની સાથે આવવું વગેરે હઝરત અકદસ (રહ.) ના મહત્વના ગુણો હતા. એક બાજુ શેખુલ હદીસ અને બીજી બાજુ ઈફતાની જવાબદારી હતી. એક તરફ ઈસ્લાહી બયાનો માટે આસપાસની વસ્તીઓમાં જતા હતા. એવી રીતે મુસલમાન બાળકોમાં અકાઈદની મજબુતી માટે અને દીની મિઝાજ બનાવવા માટે મકાતિબની જાળ બિછાવી હતી. તેમજ જમીઅતે ઉલમાએ હિંદના પ્લેટફોર્મ પરથી ઈન્સાનિયતના દુઃખ દર્દ દૂર કરવાની કોશિશો કરતા રહયા અને સાથે જ સામાજિક કાર્યોમાં પણ પોતાને મશગુલ રાખ્યા.

અલ્લાહ તઆલાએ હઝરત અકદસ (રહ.) ને અવામ અને ખવાસમાં ઈજ્જત અને સન્માનનું સ્થાન આપ્યું હતું. જયારે પણ હઝરત અકદસ (રહ.) સુરત તશરીફ લાવતા તો અમારી દુકાન ઉપર ખાસ આવતા હતા અને બંદો હઝરત અકદસ (રહ.) સાથે જામેઅ મસ્જિદ જતો, ત્યાં હઝરત બયાન ફરમાવતા, જુમ્આની નમાઝ પછી એક મોટો મજમો હઝરતની આસપાસ બેસી જતો અને પોતાની ઈલ્મી તરસ બુઝાવવાની કોશિશ કરતો અને હઝરત એક પછી એક તરફ મુતવજ્જેહ થતા. આટલા મોટા હોદ્દા પર હોવા છતાં આ નમ્રતા હતી, તેને કારણે દરેકનું હૃદય આપની તરફ ખેંચાયેલું રહેતું હતું.

ઉલમાએ કિરામે લખ્યું છે કે અલ્લાહ તઆલા ઈજ્જત તે વ્યકિતને આપે છે જેને દીનની સમજ અને હલાલ – હરામનું ઈલ્મ હોય અને તેના દ્વારા જે ઈજ્જત પ્રાપ્ત થાય છે, તે અન્ય કોઈ વસ્તુથી પ્રાપ્ત થતી નથી, જેવું કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) એ ફરમાવ્યું આ ઈલ્મ શરીફની શરાફતમાં વધારો કરે છે અને ગુલામને ગાદી ઉપર બેસાડી દે છે.

હઝરત અકદસ (રહ.) દીનમાં મજબૂત અને મધ્યમ માર્ગનો શ્રેષ્ઠ નમુનો

હતા. જે હઝરતના ફતાવા પઢવાથી માલૂમ થાય છે. જે ફતાવા ફલાહિય્યહના નામથી અનેક ભાગોમાં પ્રકાશિત થઈ ચુકયા છે.

હઝરત અકદસ (રહ.) ની કોશિશોને આપના સુપુત્રો એ ચાલું રાખવાનો ખાસ એહતિમામ કર્યો છે. ખાસ કરીને મદની દારૂત્તરબિયતના મોહતમિમ હઝરત મવલાના અજવદ સાહેબ (દા.બ.) ખૂબ જ ફિકરમંદ છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે અને હઝરત અકદસ (રહ.)ના ફૈઝથી આપણને બધાને લાભ ઉઠાવવાની તોફીક અતા ફરમાવે.

અંતે બંદો શુક્ર ગુઝાર છે હઝરત મવલાના અજવદ મુફતી અહમદ બેમાત સાહેબ (દા.બ.) નો કે તેમણે બંદાને આ લાયક સમજીને કંઈક વાતો લખવાનો મોકો આપ્યો. અલ્લાહ તઆલા બધાના પ્રયત્નોને કબૂલ ફરમાવે. શર્ફે કબૂલિયતથી નવાઝે અને આપણને બધાને ઈમાન પર ઈખ્લાસ સાથે ઈસ્તિકામત નસીબ ફરમાવે. આમીન.

દુઆનો તાલિબ
મવલાના અબ્દુર્રહીમ ઈબ્ને અબ્દુર્રઉફ નાડા, સુરતી (દા.બ.)
ખાદિમુત્તદરીસ મદની દારૂત્તરબિયત કરમાલી
૨૬ ઝિકઅ્દહ ૧૪૪૧ હિ. – ૨૧ જુલાઈ ૨૦૨૦ બુધવાર



# હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)

માસ્તર ઈકબાલ બના સાહેબ

મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ની દીની ખિદમતો પર પ્રકાશ નાંખવો, મારા માટે મુશ્કિલ છે. પરંતુ ફલાહે દારૈન તડકેશ્વરમાં એમની ખિદમત દરમિયાન તડકેશ્વર મુકામે એમના વસવાટ દરમિયાન એમણે કરેલ તડકેશ્વરના મુસ્લિમ સમાજની સેવાઓ બદલ તડકેશ્વર એમનું ઋણી છે. તડકેશ્વરની જુદી જુદી મસ્જિદોના મિમ્બર પરથી જુમ્આ પહેલાની એમની વાઅઝો તકરીરની ગુંજ હજી પણ ગુંજે છે. ખાસ કરીને ગામના મુસ્લિમ સમાજમાં ચાલી આવતા સામાજિક કુરિવાજો પર અવાર – નવાર પ્રકાશ ફેંકી કુરિવાજોને અંકુશિત કર્યા હતા. ખાસ કરીને શાદી પ્રસંગે થતી બેદીની અને ખોટા ખર્ચાઓ – ઔરતોની બેપર્દગી પર ચોટદાર નસીહતો એમના તરફથી મળતી હતી. અને અલ્હમ્દુલિલ્લાહ એમની આ નસીહતોથી તડકેશ્વર મુસ્લિમ સમાજમાં ફેલાયેલી સામાજિક બુરાઈઓ પર બ્રેક લાગી હતી. ગામની મુસ્લિમ ઔરતોમાં પરદો જીવંત થયો હતો. મર્હુમ મુફતી સાહેબે ગામના કેટલાયે કુટુંબના વિરાસતના મામલાઓ શરઈ રીતે સુલજાવ્યા હતા. રમઝાનુલ મુબારકમાં ઝકાત અને સિલારહમી પર શરઈ માર્ગદર્શન અને ઝકાત ન અદા કરવા પર થતી પકડ પર ચેતવી ઝકાત જીવંત કરી હતી.

મુફતી સાહેબ (રહ.) સાથે મને કામ કરવાનો મોકો પણ મળ્યો હતો. મર્હુમ જયારે દીની તાલીમ બોર્ડ, કોસંબાના પ્રમુખ તરીકે સર્વાનુમતે આવ્યા ત્યારે તેમની આગ્રહ ભરી દરખાસ્તે સંસ્થાના જનરલ સેક્રેટરી તરીકે મુજ નાચીઝને પસંદ કર્યો હતો. આ સમયગાળામાં આ નાચીઝને એમની દીની ફિકરોને નજીકથી જોવાનો મોકો મળ્યો હતો. દક્ષિણ ગુજરાત વલસાડથી ખેડાના આસપાસના ગામોમાં મકતબો શરૂ કર્યા, મસ્જિદોનું બાંધકામ કરાવ્યું અને ગામડાઓમાં દીની ઈલ્મના દીવાઓ પ્રગટાવ્યા. મદ્રસામાં શૈખુલ હદીસની ઝિમ્મેદારી સાથે જીપમાં બેસી અંતરિયાર ગામોની મુલાકાત લઈ મકતબની પઢાઈ પર સતત ધ્યાન આપતા. જે તે ગામના ઝિમ્મેદારોને મળી, બાળકોની દીની તાલીમની ફિકર અપાવતા.

અંતમાં

| હઝારો સાલ નરગીસ અપની બેનૂરી પે રોતી હૈં |
|---|
| બહૂત મુશ્કિલસે હોતા હે, ચમન મેં દીદાવર પૈદા |

**માસ્તર ઈકબાલ બના સાહેબ**

તડકેશ્વર હાઈસ્કૂલના માજી હેડ માસ્તર અને સુરત જિલ્લા પંચાયત શિક્ષણ સમિતિના માજી સભ્ય

عن ابى هريرة قال : قال رسول الله ﷺ : اذا وجد أحدكم فى بطنہ شيئا، فأشكل عليہ أخرج منہ شيئ أم لا فلا يخرجن من المسجد حتى يسمع صوتًا أو يجد ريحا

**તર્જુમો :** અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે : જયારે તમારામાંથી કોઈના પેટમાં ગડબડ હોય અને તે માટે એ નક્કી કરવું મુશ્કેલ થઈ પડે કે પેટમાંથી કંઈ નીકળ્યું છે કે નહીં, તો (ત્યાં સુધી) મસ્જિદમાંથી ન નીકળે જયાં સુધી કાનથી રીહ (હવા)ની અવાજ ન સાંભળી લે. અને બદબૂ મહેસૂસ ન કરી લે. (મુસ્લિમ : ૧ / ૧૫૮, હદીસ નં. ૯૯ – ૩૬૨)

# વુઝૂનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# વુઝૂનું બયાન

## (૧) નાગવારીની હાલતમાં વુઝૂ કરવાથી ગુનાહોની માફી

**સવાલ (૪૩૭) :** જામિઅહ અશરફિય્યહ રાંદેરથી પ્રકાશિત થતા રિસાલા નંબર ૫૪ "અન્વારે મુહમ્મદ" માં એક હદીસ છે, જેમાં છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે તકલીફ અને અરૂચિ (નાગવારી) છતાં જે માણસ સારી રીતે વુઝૂ કરે, તેના ગુનાહો મિટાવી (માફ કરી) દેવામાં આવે છે.

(મુસ્લિમ : ૧ / ૧૨૭, હદીસ નં. ૪૧ – ૨૫૧, તિરમિઝી : ૧ / ૧૮)

અરૂચિ અને તકલીફ કયારેક સુસ્તી – આળસના કારણે થાય છે, દા.ત. પાણી એટલું ઓછું છે કે સુન્નત તરીકા મુજબ વુઝૂ કરવા અને દરેક અવયવને ત્રણ ત્રણ વાર ધોવા માટે પુરતું નથી. બલકે આવું કરવા માટે દૂર સુધી ચાલીને જવું પડી શકે એમ છે. અને કયારેક સખત ઠંડીના કારણે પણ મન નથી થતું, કે પાણી ઠંડુ છે અને શિયાળાની ઋતુ છે.

હવે સવાલ એ છે કે આ ફઝીલત અને સવાબ માત્ર વુઝૂ કરવાથી જ મળી જાય છે કે તેની સાથે બે રકાત નમાઝની પણ શરત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

તિરમિઝી શરીફ (૧ / ૨) થી જાહેર થાય છે કે માત્ર સંપૂર્ણ રીતે વુઝૂ કરવાથી સવાબ મળશે.

અલ્લાહ તઆલા ઘણાં જ ફય્યાજ (સખી) છે, તેના ખજાનામાં કોઈ કમી નથી, નિય્યત કરી વુઝૂ કરી લેવામાં આવે, તો સવાબ (જરૂર) મળશે. ઈન્શાઅલ્લાહ!

(મરાકિયુલ ફલાહ : ૩૩)

આ વાત યાદ રહે કે નેક કામો કરવાથી નાના ગુનાહો (ગુનાહે સગીરા) જ માફ થાય છે, પરંતુ મોટા ગુનાહો (ગુનાહે કબીરા)ની માફી તૌબાથી જ થાય છે. (શરહે અકીદતુત્તહાવી : ૩૨૭) રહી વાત હુકૂકુલ ઈબાદ (બંદાઓના હક્કો) ની, તો તેના માટે તૌબા પુરતી નથી, બલકે તેના માટે સંબંધિત બંદાના હક્કોને અદા કરવા જરૂરી છે. (શરહે ફિકહુલ અકબર : ૨૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) બાવળના મિસ્વાકથી સુન્નત અદા થઈ જશે

**સવાલ (૪૩૮) :** શું માત્ર પીલોડીના મિસ્વાક (દાંતણ)નો જ ઉપયોગ કરી શકીએ છીએ કે પછી અન્ય ઝાડની લાકડીથી પણ મિસ્વાકનો હક અદા થઈ જશે ? બાવળના મિસ્વાકમાં શું કંઈ વાંધો ખરો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

ઉલમાએ કિરામ લખે છે કે મુસ્તહબ એ છે કે મિસ્વાક કડવા ઝાડનું હોય, અને તેના રેશા નરમ હોય, બાવળના મિસ્વાકથી પણ સુન્નત અદા થઈ જશે. (હાશિયતુ ત્તહાવી અલા મરાકિઉલ ફલાહ : ૬૭) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) વુઝૂના અવયવો પર કલર લાગી જાય તો શું હુકમ છે?

**સવાલ (૪૩૯) :** જો શરીરના કોઈ અવયવ પર પાકો કલર લાગી જાય અને તેને સારી (વ્યવસ્થિત) રીતે સાફ કરવા છતાં થોડો કલર રહી જાય તો આવી સૂરતમાં વુઝૂ અથવા ગુસલ અદા થશે કે નહીં ?

**નોંધ :** અમુક લોકોનું કામ જ કલર મારવાનું હોય છે, જેથી તેમના માટે કલરથી બચવું અઘરું હોય છે, આવી સૂરતમાં પાકો કલર લાગી જવાથી સલામત – મેહફૂઝ ન રહેવાના કારણે વુઝૂ કે ગુસલ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

જે અવયવોને વુઝૂમાં ધોવા ફર્ઝ છે, તેની ઉપર પાકો રંગ એ રીતે લાગી જાય કે તેના લીધે પાણી શરીર (ની ચામડી) સુધી પહોંચી ન શકે તો તેને ધોઈને કલરને ખતમ કરવો જરૂરી છે, તેના વગર વુઝૂ થશે નહીં, અનેક કોશિશો કરવા છતાં થોડો કલર બાકી રહી જાય અને તે કેમીકલ (ચીકણો અને ઘાટો કલર) ન હોય, તો રંગ – કલર કામ કરનારાઓ માટે તેને ખતમ કરવો જરૂરી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪, રદ્દુલ મુહતાર : ૪ / ૧૫૪) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) હિફ્ઝ ક્લાસના તલબા માટે અનેક વાર વુઝૂ અને સિજદએ તિલાવતનો મસ્અલો

**સવાલ (૪૪૦) :** મારે એક મસ્અલો માલૂમ કરવો છે, મેં આ સવાલ ઘણાં આલિમોને પૂછયો પરંતુ સંતોષકારક (ઈત્મીનાન બખ્શ) જવાબ મળી શકયો નહીં. મારો પ્રશ્ન આ છે કે કુર્આન હિફ્ઝ કરનારા તલબા જે સવારથી લઈ સાંજ સુધી

પઢતા રહે છે, તેમના માટે કુર્આન શરીફ વગર વુઝૂએ પઢવાની ઈજાઝત છે કે નહીં? એટલે કે કોઈ (મજબૂરીના કારણે) મોડે સુધી વુઝૂની હાલતમાં રહી શકતો નથી અને સબકના સમયે વારંવાર વુઝૂ કરવા જાય છે તો તેની પઢાઈમાં ઘણું નુકસાન થાય છે, અને સમય પણ વેડફાય છે અને જે કંઈ થોડું ઘણું યાદ કરેલું હોય છે તે પણ વારંવાર ખલેલ પડવાના કારણે દિમાગમાંથી નીકળી જાય છે, અને તેને ફરી યાદ કરવું પડે છે તો આવી સૂરતમાં તાલિબે ઈલ્મ માટે કોઈ ગુંજાઈશ – છૂટ નીકળી શકે છે કે નહીં ? અને કિરાઅત પઢનારાઓ માટે પણ કોઈ ગુંજાઈશ (રસ્તો) ખરી ?

તેમજ ઉસ્તાઝ અને તલબાને સિજદએ તિલાવત બાબતે શું કરવું જોઈએ ? તાલિબે ઈલ્મ અલગ અલગ જગ્યાએ પોતાનો સબક ઉસ્તાઝ અને સાથીઓને સંભળાવે છે અને પોતાની જગ્યાએ પણ પઢે છે આ બધાની ગણતરી યાદ રાખવી મુશ્કેલ કામ છે, અને ઘણાં સિજદા ભેગા થઈ જાય છે તો આ સિજદાઓનો શું હુકમ છે ? શું બધા મજમૂઈ (કુલ) સિજદાઓને અદા કરવા જરૂરી છે ? આપ મહેરબાની કરી આ મસ્અલાનો ઉકેલ બતાવી આપો તો હું આપનો શુક્ર ગુઝાર રહીશ. હું હિફ્ઝ કલાસનો તાલિબે ઈલ્મ છું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

જો તાલિબે ઈલ્મ એક જ સિજદાની આયત કલાસ (દર્સગાહ) માં વારંવાર પઢે અને ઉસ્તાદ અથવા પોતાના કોઈ સાથીને સંભળાવે તો જયાં સુધી કલાસમાં રહેશે, તેના પર એક જ સિજદો વાજિબ થશે, દર્સગાહ (કલાસ) "મકાને વાહિદ" (એક જ જગ્યા)ના હુકમમાં છે, ખુણો અથવા જગ્યા બદલવાથી મજલિસ બદલાશે નહીં, અને જયાં સુધી પઢતો રહેશે, કાર્ય એક જ થશે, જેથી એક જ સિજદો કાફી થશે. હવે જો મજલિસ બદલાય જાય, એટલે કે કલાસમાંથી બહાર ચાલ્યો જાય અથવા પઢતો પઢતો બીજુ કંઈ કામ કરવા લાગે ; દા.ત. એ જ કલાસમાં દસ્તરખ્વાન પાથરે અને ખાવા માંડે અને એ જ સિજદાની આયતની તિલાવત કરે તો જો કે હુકમન મજલિસ બદલાય ગઈ છે માટે તેના ઉપર બીજો સિજદો વાજિબ થશે (દુર્રે મુખ્તાર મઅ શામી : ૨ / ૫૯૦, મજમઉલ અન્હુર ફી શર્હી મુલ્તકી અલ–અબ્હુર : ૧ / ૨૩૫)

અને નાબાલિગ છોકરા અને છોકરી પર વુઝૂ વાજિબ નથી, પરંતુ શિખવાડવાના હેતુથી શરૂમાં વુઝૂ કરી તેને કુર્આન શરીફ પઢવાનું કહેવામાં આવે. અને બાલિગ માણસ માટે વુઝૂ વગર કુર્આનનો સ્પર્શ કરવો બિલ્કુલ જાઈઝ નથી.

ઉસ્તાદને વારંવાર વુઝૂની તકલીફ હોય તો તે કોઈ તાલિબે ઈલ્મથી કુર્આનની ખિદમત (પાનું પલટાવવું વગેરે) નું કામ લે અને બાલિગ (પુખ્તવયના) તાલિબે ઈલ્મ રૂમાલ અથવા કોઈ કપડા વડે પાનું ખોલે, મજબૂરીમાં આવું કરવાથી ગુનોહ થશે નહીં. (અબૂ દાવુદ : ૨ / ૬૦૪, હદીસ નંબર : ૪૩૯૮, ૪૪૦૩, દુર્રે મુખ્તાર મઅ શામી : ૧ / ૩૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મસ્જિદમાં અથવા વુઝૂ દરમિયાન વાતો કરવી

**સવાલ (૪૪૧) :** મસ્જિદમાં અથવા વુઝૂ કરતી વખતે દુન્યવી વાતો કરવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

વુઝૂ કરતી વખતે દુન્યવી વાતો કરવી સારી નથી. એવી જ રીતે મસ્જિદમાં પણ જરૂરત વગર દુનિયાની વાતો કરવી મકરૂહ છે, તેનાથી નેકીઓ એવી રીતે બરબાદ થઈ જાય છે જે રીતે સુકી ઘાસને આગ સળગાવી દે છે. માટે મસ્જિદમાં વગર જરૂરતે દુનિયાની વાતો કરવાથી બચવું ઘણું જરૂરી છે. મસ્જિદમાં નમાઝ, કુર્આનની તિલાવત, ઝિક્ર વગેરે ઈબાદતોમાં મશ્ગૂલ રહેવું જોઈએ. મસ્જિદ અલ્લાહ તઆલાનું ઘર છે, તેનો એહતિરામ અને અદબ દરેક હાલતમાં જરૂરી છે. (અલ–બહરુર્રાઈકઃ ૨ / ૫૩૧, રદ્દુલ મુહતાર મઅ દુર્રિલ મુખ્તારઃ ૧ / ૩૧૬ – ૩૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મઝી અને વદી નીકળવાથી વુઝૂ તૂટી જાય છે

**સવાલ (૪૪૨) :** એક માણસને પેશાબ કર્યા પછી મની (વિર્ય)ના ટીપાં નીકળે છે, આવો માણસ પેશાબ કર્યા પછી જલ્દી વુઝૂ કરીને જમાઅતમાં શામેલ થઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

પેશાબ કર્યા પછી જે ટીપાં નીકળે છે તેને "વદી" કહેવામાં આવે છે, ઉઝ્વે તનાસુલ (પેશાબ કરવાની જગ્યા–ગુપ્તાંગ) શહવતના કારણે ગુપ્તાંગ કડક હોય અને ટીપાં નીકળવા છતાં શહવત (ઉત્તેજના) બાકી રહે તો તે (ટપકતા ટીપાં)ને "મઝી" કહે છે. અને જો ટીપાં નીકળવાથી શહવત ખતમ થઈ જાય તો તે (ટકપતાં ટીપાં)ને મની (વિર્ય) કહે છે. હવે મઝી અને વદીથી વુઝૂ તુટી જાય છે જયારે કે મની (વિર્ય) નીકળવાથી ગુસલ વાજિબ થાય છે.

(અલ–મબ્સૂત, મુહમ્મદ બિન અહમદ બિન અબી સહલ શમ્સુલ અઈમ્મહ સરખ્સી : ૧ / ૬૭)

જો કોઈ માણસને પેશાબ કર્યા પછી ટીપાં નીકળવાની બીમારી હોય અને તે જલ્દીથી વુઝૂ કરી જમાઅતમાં શામેલ થઈ ગયો અને ત્યાર પછી તેને (ગુપ્તાંગમાંથી) ટીપાં નીકળ્યા તો તેનું વુઝૂ તુટી જશે, અને વુઝૂ વગર નમાઝ પઢવી દુરુસ્ત અને જાઈઝ નથી. માટે આવો માણસ ઈસ્તિબ્રાઅ કરે એટલે કે સંપૂર્ણ રીતે ઈત્મીનાન (સંતોષ) હાસિલ કરી લે કે હવે પેશાબનું કોઈ ટીપું ગુપ્તાંગ (પેશાબ કરવાની જગ્યા)માં બાકી રહયું નથી, ત્યાર પછી વુઝૂ કરી જમાઅતમાં શામેલ થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) "મઝી" નો હુકમ

**સવાલ (૪૪૩) :** પત્ની સાથે મસ્તી મઝાક (દિલ લગી) કરતા કરતા શર્મગાહ (ગુપ્તાંગ)માંથી જે ચીકણો પદાર્થ (મઝી) નિકળે છે તેનો શું હુકમ છે ? શું તેનાથી વુઝૂ તુટી જશે ? જો તે શરીર અથવા કપડાં પર લાગી જાય તો શું તેને ધોવું જરૂરી છે? શું તેને માત્ર કપડાં વગેરેથી સાફ કરી લેવું કાફી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

પત્ની સાથે દિલ લગી (મઝાક મસ્તી) કરતી વખતે જે ચીકણો પદાર્થ નીકળે છે અને તે પદાર્થ નીકળવાથી શહવત ઠંડી (ખતમ) પડતી નથી, તેને "મઝી" કહેવામાં આવે છે, તેનો હુકમ આ છે કે તે પદાર્થ નીકળવાથી વુઝૂ તુટી જાય છે, અને તે જાતે નાપાક છે માટે જે જગ્યાએ લાગી જાય તે ભાગ ધોવો જરૂરી છે.

المذی ينْقض الوضوء (عالمگیری:۱/۱۰) الفصل الخامس فی تواقض الوضوء ، کتاب الطهارة : دار الفكر ، الطبعة الثالية :۱۳۱۰ ھ (شامی : ۱/۱۲۵: دار الفکر بیروت طبع دوم : ۱٤۱۲ھ ۱۹۹۲ ء) وقال الكاسائی : كل مايخرج من بدن الانسان مما يجب بخروجه والوضوء أو الغسل فهو نجس، من البول والغائط والودی والمذی والمنی الخ (بدائع الصنائع : ۱/۱۹۳) کتاب الطهارة فصل فی الطهارة الحقيقية زکریا دیوبند)

ઈમામ બુખારી (રહ.) એ પોતાની સહીહ (બુખારી)માં ભાગ ૧ પેજ નંબર

પ૪ ઉપર "મઝીને ધોવી અને તેના નીકળવા પર વુઝૂ કરવું" નામના પ્રકરણમાં નોંધ્યું છે કે હઝરત અલી (રદિ.) બયાન કરે છે : મને ખૂબ જ મઝી નીકળતી હતી, જો કે અલ્લાહના રસૂલ (સલ.) ની પ્યારી દિકરી હઝરત ફાતિમા (રદિ.) મારા નિકાહમાં હતી, માટે મને જાતે તે વિશે મસ્અલો પૂછવાનું યોગ્ય ન લાગ્યું જેથી મેં મિકદાદ બિન અસ્વદ (રદિ.)થી અપીલ કરી કે તેઓ નબી (સલ.) ને આ મસ્અલો પૂછી લે. માટે તેમણે અલ્લાહના રસૂલ (સલ.)ને આ બાબતે પૂછયું, તો નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : આલએ તનાસુલ (પેશાબ કરવાની જગ્યા – ગુપ્તાંગ) ને ધોઈ લો અને વુઝૂ કરી લો. (નહાવવાની જરૂરત નથી.)

(સહીહ બુખારી : ૧ / ૪૧, હદીસ નંબર : ૨૬૯)

તેમજ ઈમામ તિરમિઝી (રહ.)એ પોતાની કિતાબ (૧ / ૧૬) માં "કપડાં પર મઝી લાગી જાય તો શું હુકમ છે" ના શિર્ષક હેઠળ બયાન કર્યું છે કે ઈમામ શાફિઈ અને ઈમામ અહમદ (રહ.)ના નઝદીક કપડાનું ધોવું જરૂરી છે. હનફી મઝહબ (પંથ) પ્રમાણે મઝી (ગુપ્તાંગમાંથી નીકળતો આછો ચીકણો પદાર્થ) નાપાક છે, જો તે કપડાં કે શરીર (ના કોઈ અંગ) પર લાગી જાય તો તેનું ધોવું જરૂરી છે. (સુનને તિરમિઝીઃ ૧ / ૩૧ હદીસ નં. ૧૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) "મઝી" નો હુકમ

**સવાલ (૪૪૪) :** બંદો અમુક દિવસોથી "મઝી નીકળવાની બિમારી"નો શિકાર છે, ગુપ્તાંગમાંથી મઝી નીકળે છે, કયારેક ગુપ્તાંગ કડક હોય ત્યારે અને કયારેક આમ જ. પરંતુ મઝી ખૂબ જ થોડી નીકળે છે. તો સવાલ એ કે મઝી નીકળતી વખતે જે કપડાં પહેરેલા હોય છે તે (જગ્યા) ને ધોઈ લેશે તો ચાલશે કે પછી બદલી લેવા જોઈએ ? તેમાં સાવચેતી શામાં છે ? તેમજ આ બિમારીનો તમારી પાસે કોઈ ઈલાજ હોય તો જરૂર લખી જણાવશો. જેથી તેની ઉપર અમલ કરવામાં આવે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

જો આગલી શર્મગાહ (ગુપ્તાંગ)માંથી પ્રવાહી પદાર્થ નીકળ્યા પછી શહવત ખતમ થઈ જાય અને ગુપ્તાંગ નરમ પડી જાય તો ગુસલ ફર્ઝ થશે કેમકે આવી સૂરતમાં નીકળનાર ચીકણો પ્રવાહી પદાર્થ મઝી નહીં બલકે મની (વિર્ય) કહેવાશે, હાં, જો ચીકણો પદાર્થ નીકળ્યા પછી પણ ગુપ્તાંગ નરમ ન પડે (એટલે કે શહવત ખતમ ન થાય) તો આવી સૂરતમાં ગુસલ ફર્ઝ નહીં થાય, અલબત્ત વુઝૂ વાજિબ થશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતારઃ ૧/૧૫૯–૧૬૦, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૦, શામી : ૧ / ૧૬૫)

કપડાં ભલે મઝીથી ખરાબ થયા હોય કે વિર્ય (મની) થી, જો શરીઅતના નિયુકત પ્રમાણ (માપ) કરતા વધારે હોય તો માત્ર કપડાંનો એટલો જ ભાગ ધોવો પુરતો છે જેટલો ભાગ ખરાબ થયો હોય, સંપૂર્ણ કપડાને ધોવા જરૂરી નથી અને મઝી જો કે પાતળી હોય છે એટલે એક દિરહમ જેટલું (ખરાબ થયું) હોય તો માફ છે એક દિરહમ કરતા વધારે માફ નથી, જો એક દિરહમથી વધારે ખરાબ થયું હોય તો કપડાને ધોઈ લેવા કાફી છે, બદલવાની કોઈ જરૂરત નથી, કેમકે આ સૂરતમાં હરજે અઝીમ (સખત વાંધો) લાઝિમ આવશે. પરંતુ એવા માણસ માટે કે જેને મઝીની બિમારી હોય તો તેના માટે બહેતર સુરત આ છે કે નમાઝ માટે અલગથી કપડાં રાખે જેથી નમાઝ પઢતાં પહેલા કપડાં બદલી આસાનીથી નમાઝ અદા કરી શકે. (મરાકિયુલ ફલાહ : ૩૭) ઈલાજ માટે કોઈ હકીમ સાહેબનો સંપર્ક કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) વિર્ય નીકળવાના કારણે વુઝૂ અને પાકીનો હુકમ

**સવાલ (૪૪૫) :** દિલમાં ખોટા વિચારો આવવાના કારણે પેશાબના માર્ગેથી પાણી જેવો પાતળો ચીકણો પદાર્થ નીકળે છે. તો શું કરવું જોઈએ ? તેની સફાઈ કરવી જરૂરી છે કે નહીં ? એવી હાલતમાં નમાઝ પઢવાથી કોઈ વાંધો તો નહીં આવે ? મઝી (ચીકણું પાતળુ પ્રવાહી જે પેશાબના માર્ગેથી નીકળે તે) જો કપડાં પર લાગી જાય તો શું કપડાં નાપાક થઈ જશે ? કપડાં ધોયા વગર નમાઝ સહીહ – દુરૂસ્ત થઈ જશે કે નહીં ? જવાનીમાં ખરાબ વિચારોને કારણે મઝી નીકળે, તો તેનાથી કંઈ રીતે બચી શકાય ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ વ મુસલ્લિમા

મઝી નીકળવાથી વુઝૂ તુટી જાય છે, કેમકે મઝી નાપાક છે, તેને ધોવું જરૂરી છે, (શામી : ૧ / ૧૬૫, બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૯૩) તેને રોકવાનો ઈલાજ આ છે કે આગલી શર્મગાહ (પેશાબની જગ્યા) પર ઠંડુ પાણી છાંટવામાં આવે, તેની ઠંડકથી મઝીનો પ્રવાહ અટકી જશે, ત્યાર પછી નાપાકીને ધોઈને વુઝૂ કરી નમાઝ પઢી લે, કપડાં પર મઝી લાગી જવાથી કપડું પણ નાપાક થઈ જશે. નાપાકી જો એક દિરહમ જેટલી ફેલાય ગઈ હોય તો કપડું ધોવું જરૂરી છે, અને જો એક દિરહમ કરતા ઓછું હોય તો માફ છે, તેને ધોયા વગર પણ નમાઝ પઢશે તો નમાઝ દુરૂસ્ત થઈ જશે.

(મરાકિયુલ ફલાહ : ૩૭) મઝી નીકળવાથી ગુસલ વાજિબ થતું નથી, માત્ર વુઝૂ વાજિબ થાય છે. (બુખારી : ૧ / ૪૧ હદીસ નં. ૨૬૯) તેનાથી બચવાની રીત આ છે કે શાદી કરી લેવામાં આવે અને પોતાની પત્ની (બીવી) સાથે સંભોગ (હમબિસ્તરી) કરી નહાયને નમાઝ પઢતા રહો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) પેશાબના માર્ગેથી ચીકણા પ્રવાહી પદાર્થનું નીકળવું

**સવાલ (૪૪૬) :** એક માણસને આગલી શર્મગાહથી દિવસે ચાલતી વખતે કેટલીય વખતે કોઈ પણ જાતની શહવત (ઉત્તેજના) વગર ચીકણો પ્રવાહી પદાર્થ નીકળે છે, તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેનાથી વુઝૂ તુટી જાય છે, (પરંતુ) ગુસલ કરવું ફર્ઝ નથી, ગુસલ ફર્ઝ હોવા માટે શહવત (વાસના) સાથે કૂદીને (તેજીથી) વિર્યનું નીકળવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) અંબિયા (અલૈ.)ની ઊંઘ વુઝૂને તોડનાર નથી

**સવાલ (૪૪૭) :** એક માણસ પૂછી રહયો હતો કે જયારે અંબિયા (અલૈ.)ની ઊંઘ વુઝૂને તોડનાર નથી તો શું ખરેખર આપ(સલ.) અને આપના સિવાય અન્ય નબીઓ (અલૈ.) રાત્રે સુઈ ગયા પછી સવારે ઉઠીને વુઝૂ કર્યા વગર નમાઝ પઢી લેતા હતા ? શું નબીઓ વુઝૂ કરતા ન હતા ? એક મૌલાના સાહેબે તેનો આ જવાબ આપ્યો કે સુવાથી નબીઓનું વુઝૂ તુટતું નથી. તો તે માણસે ફરી કહયું કે શું આપણાં નબી (સલ.) વુઝૂ કરતા ન હતા ? શું આપ (સલ.) વુઝૂ વગર નમાઝ પઢતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

આ સાચી વાત છે કે અંબિયાએ કિરામ (અલૈ.)નું સુવું વુઝૂને તોડનાર નથી, હદીસોની ભરોસા પાત્ર કિતાબોમાં મળે છે કે આપ (સલ.) સુઈને ઉઠતા તો વુઝૂ કર્યા વગર નમાઝ પઢતા હતા, પરંતુ આપ (સલ.) નું વુઝૂ પેશાબ – પાખાનાથી એ રીતે તુટી જતું હતું જે રીતે ઉમ્મતીઓનું વુઝૂ તુટી જાય છે. (બુખારી : ૧ / ૯૭, હદીસ નં. ૬૯૮, મુસ્લિમ શરીફ : ૧ / ૨૬૦ હદીસ નં. ૧૮૭, રદુલ મુખ્તાર : ૧ / ૧૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૧૨) આંખ આવવાના કારણે આંખમાંથી નિકળતા પાણીનો હુકમ

**સવાલ (૪૪૮) :** આશુબે ચશ્મ (આંખ આવવા)ની બિમારીના કારણે જે પાણી આંખોમાંથી નીકળે છે તે પાક છે કે નાપાક ? અને શું તેનાથી વુઝૂ તુટી જાય છે ? બેહશ્તે ઝેવર (પાન નં. ૬૧) અને ફતાવા રહીમિય્યહ (૪ / ૨૬) માં લખ્યું છે કે તેનાથી વુઝૂ તુટી જાય છે, જયારે ફતાવા રશીદિય્યહ (પાન નં. ૨૯૫) પર અને ફતાવા દારૂલ ઉલૂમ (૧ / ૧૩૭) માં લખ્યું છે કે તે પાણી નાપાક નથી અને તેનાથી વુઝૂ તુટતું નથી. તો હવે અમલ કોના પર કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

આંખ આવવાથી કે આંખમાં સોજાના કારણે જે પાણી આંખોમાંથી નીકળે છે તે નાપાક છે, કેમકે આ બિમારીના કારણે આંખોમાં નાના નાના દાંણા થઈ જાય છે અને આ જ દાંણામાંથી તે પાણી નીકળે છે માટે તે નાપાક છે, આશુબે ચશ્મ (આંખ આવવા)ની બિમારી સિવાય બીજા કોઈ કારણસર પાણી નીકળે તો તે પાક છે નાપાક નથી. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૪૭,૧૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) વુઝૂ કરતી વખતે આંખોમાં પાણીની છાલકો મારવી

**સવાલ (૪૪૯) :** ઘણા લોકો વુઝૂ કરતી વખતે મોઢું ધોયા પછી આંખમાં ત્રણ વાર પાણીની છાલકો મારી આંખો ધુએ છે, શું આ રીતે કરવાથી સવાબ વધારે મળે છે ? ડોકટરના કહેવા મુજબ આંખોમાં છાલકો મારવાથી આંખોની રોશની વધવા ઉપરાંત આંખોની સફાઈ માટે ફાયદાકારક છે. આ હેતુને ધ્યાનમાં રાખી જો આ અમલ વુઝૂ સાથે કરવામાં આવે તો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

વુઝૂમાં આંખોના અંદરના ભાગને ધોવાથી સવાબ મળતો નથી, આવું કરવાની મનાઈ કરવામાં આવી છે. કેમકે તેનાથી આંખોને નુકસાન થવાની શકયતા છે. તેનું કારણ આ છે કે આંખો ચરબી જેવી છે, જેથી તેના માટે ઠંડુ અને ગરમ પાણી નુકસાનકારક છે. (રદુલ મુહતાર : ૧ / ૯૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૯) હા જો તબીબના

કહેવાથી ફાયદો હોય તો આવું કરવાની ઈજાઝત છે, પરંતુ ફુકહાએ કિરામનો ખુલાસો આની વિરૂધ્ધ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) વદીનો હુકમ

**સવાલ (૪૫૦) :** ઝૈદને પેશાબ કર્યા પછી વિર્ય જેવા બે – ત્રણ ટીપાં નીકળે છે પરંતુ ટીપાં જોશથી શહવતથી નીકળતા નથી. તો શું તેનાથી ગુસલ વાજિબ થશે ? અને આ ટીપાંને શરીઅતની પરિભાષામાં શું કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

શરીઅતની પરિભાષામાં આ ટીપાંને "વદી" કહેવામાં આવે છે, આ નાપાક છે, તે નીકળવાથી વુઝૂ તુટી જાય છે, પરંતુ ગુસલ ફર્ઝ નથી થતું. (મરાકિયુલ ફલાહ : ૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) નાપાકી બાબતે વસવસાનો હુકમ

**સવાલ (૪૫૧) :** મને નાપાકી બાબતે શંકા રહે છે, આવા વિચારો આવ્યા કરે છે કે કયાંક મારું વુઝૂ તુટી તો નથી ગયું ? શું હું નાપાક તો નથી થઈ ગયો ? તો આ બાબતે મારે શું કરવું ? શું માણસને ખોટા વસવસા (વિચારો) આવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

નિયમ એ છે કે જે વસ્તુ ખરેખર સાબિત હોય તે માત્ર શંકાને કારણે ખતમ થતી નથી. જેથી જો તમને કપડાંની પાકી તથા વુઝૂનું પાકુ યકીન છે તો તમારુ વુઝૂ માત્ર વસવસા (ભ્રમ)ના કારણે તુટશે નહીં, અને કપડાં પણ પાક જ રહેશે, આવા વસવસા (શંકાશીલ વિચારો) માણસને આવી શકે છે. તેને મન પર ન લેવા જોઈએ, નહીં તો વસવસા નાંખવાવાળા શયતાનો તમને કયારેય ચેનથી રહેવા દેશે નહીં. (કવાઈદુલ ફિકહ : ૧૧, બદાઈઉસ્સનાઈઅ :૧ / ૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) જયાં સુધી વુઝૂ તુટવાનું પાકું યકીન ન થાય, વુઝૂ બાકી સમજવામાં આવશે ?

**સવાલ (૪૫૨) :** નમાઝની હાલતમાં મોટા ભાગે વહેમ રહે છે કે જાણે પાછળથી

હવા (રીહ) નીકળી રહી છે. હવે અસલમાં પાછળથી હવા નીકળતી વખતે હવા નીકળવાની જગ્યા પહોળી થાય છે અને ફુલે છે પરંતુ તે જગ્યા પહોળી થઈને ફુલતી ન હોય અને કોઈને હવા (રીહ) નીકળવાનો વહેમ–ભ્રમ પેદા થાય તો મિશ્કાત શરીફની હદીસ છે કે શયતાન વહેમમાં નાંખવા માટે હવા નીકળવાની જગ્યાએ વાળ ખેંચે છે જેનાથી લોકોના દિલોમાં વુઝૂ તુટી જવાનો વહેમ ઉત્પન્ન થાય છે તો શું વાળ ખેચવાથી આ હાલત પેદા થઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

આ વાત તો સાચી છે કે જયાં સુધી વુઝૂ તુટવાનું યકીન ન હોય, વુઝૂ બાકી સમજવું જોઈએ. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૧૫૦) અને શયતાન આ પ્રમાણેના વહેમો નાંખે છે. પરંતુ વાળ ખેંચવાવાળી હદીસ મિશ્કાતમાં કંઈ જગ્યાએ છે ? લખી જણાવશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) હવા નીકળવાની શંકાને કારણે વુઝૂ તુટશે કે નહીં ?

**સવાલ (૪૫૩) :** જો કોઈ માણસને લાગે કે પાછળથી કોઈ વાળ જેવી પાતળી વસ્તુ નીકળી, પરંતુ તે હવા (રીહ) છે કે નહીં તે બાબતે તેને શંકા છે, જેમકે મિશ્કાત શરીફની એક રિવાયતમાં છે કે શયતાન ઘણી વખતે આવા વહેમો નાંખે છે, તો આ વહેમને શયતાની ભ્રમ સમજવામાં આવે કે પછી વુઝૂનું તુટવું ?

(મિશ્કાતુલ મસાબીહ : ૧ / ૧૩૧, હદીસ નં. : ૪૧૯)

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

જો પાકુ યકીન છે કે પાછળથી હવા નીકળી છે તો વુઝૂ તુટી જશે અને ફરીવાર વુઝૂ કરવું પડશે અને હવા નીકળી છે એવી માત્ર શંકા થઈ છે તો તેનાથી વુઝૂ તુટશે નહીં. (દુર્રે મુખ્તાર : ૧ / ૧૫૦, ફતાવા હિન્દીય્યહ : ૧ / ૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) નમાઝની હાલતમાં મામૂલી હવા નીકળી તો વુઝૂ તુટી જશે.

**સવાલ (૪૫૪) :** નમાઝની હાલતમાં પાછળથી હલકી (સામાન્ય) હવા નીકળી જાય તો શું હુકમ છે, શું નમાઝ તોડી નાંખવી જોઈએ ? અને કેટલી હવા નીકળે તો વુઝૂ કરવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

નમાઝની હાલતમાં પાછળથી હવા નીકળી અને પાકું યકીન છે તો વુઝૂ તુટી જશે. માટે વુઝૂ કરી ફરીથી નમાઝ પઢે, અથવા જેટલી નમાઝ પઢી ચુકયો છે તેની બિના કરે (એટલે કે જે રૂકનથી વુઝૂ તુટયું છે, વુઝૂ કરીને આવીને તે રૂકનથી નમાઝ શરૂ કરી પુરી કરે). પરંતુ પેટમાંથી અવાઝ નીકળવાથી તેને શંકા પેદા થઈ હોય તો માત્ર શકના આધારે વુઝૂ તુટશે નહીં. અને વુઝૂ તુટવા માટે હવાની કોઈ મિકદાર (માપ) નક્કી નથી. મામૂલી હવા પણ નીકળી તો વુઝૂ તૂટી જશે. જયારે હવા નીકળવાનું પાકુ યકીન હોય. (મુસ્લિમ : ૧ / ૧૫૮, હદીસ નંબર : ૯૯ – ૩૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ગાળો બોલવાથી વુઝૂ તુટતું નથી

**સવાલ (૪૫૫) :** વુઝૂની હાલતમાં ગાળો બોલવાથી અને દુનિયાની બેકાર વાતો કરવાથી વુઝૂ તુટશે કે નહીં ? અને શું (આવા વુઝૂથી) નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

પૂછવામાં આવેલ સવાલમાં વુઝૂ નહીં તુટે, જયારે વુઝૂ તુટતું જ નથી તો નમાઝ સહીહ ન હોવાનો શું અર્થ ? (પરંતુ હા ફરીથી વુઝૂ કરવું મુસ્તહબ છે.) (મરાકિયુલ ફલાહ : ૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) તાલીમુલ ઈસ્લામના એક સવાલ–જવાબ વિશે ખુલાસો

**સવાલ (૪૫૬) :** તાલીમુલ ઈસ્લામના ત્રીજા ભાગમાં એક સવાલ અને તેનો જવાબ આ પ્રમાણે છે : **સવાલ :** જો કુર્આન પઢવા, પકડવા, મસ્જિદમાં દાખલ થવા, અઝાન આપવા કે સલામનો જવાબ આપવાની નિય્યતે તયમ્મુમ કર્યુ તો તેનાથી નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** જાઈઝ નથી. (તાલીમુલ ઈસ્લામ : ૩ / ૪૫)

આ સવાલ જવાબના આધારે હું પૂછવા માંગુ છું કે શું આ હુકમ વુઝૂ માટે પણ છે કે પછી માત્ર તયમ્મુમ માટે જ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

આ હુકમ માત્ર તયમ્મુમ માટે જ છે. વુઝૂ માટે નહીં. તેનું કારણ એ છે કે તયમ્મુમ મજબૂરીની હાલતમાં પાકીનું માધ્યમ છે અને ઉપરોકત આમાલમાં કોઈ અમલ મકસૂદે ઈબાદત નથી. માટે આ તયમ્મુમથી નમાઝ જેવી ઈબાદત અદા થશે

નહીં. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : : ૧ / ૨૪૫)

## (૨૧) પલાઠીવાળી બેસીને સુવાથી વુઝૂ તુટશે કે નહીં ?

**સવાલ (૪૫૭) :** એક માણસ મસ્જિદમાં બાવુઝૂ પલાઠીવાળીને બેઠો બેઠો સુઈ ગયો અને ઊંઘમાં તેને ઝોકું આવી ગયું અને મકઅદ (નિતંબ)નો ભાગ જમીનથી ઊંચો થઈ ગયો તો શું તેનાથી તેનું વુઝૂ તુટી જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

પલાઠીવાળીને બેસી સુવાથી વુઝૂ તુટતું નથી, અને આવી હાલતમાં એક અથવા બે વાર ઊંઘનું ઝોકું આવી જાય અને નિતંબનો ભાગ જમીનથી ઉઠી જાય, પરંતુ તે તરત જ સંભાળીને સીધો બેસી જાય તો વુઝૂ તુટશે નહીં. પરંતુ જો એક વાર આ રીતે થયા પછી પણ તેની ઊંઘ બરકરાર (બાકી) રહી અને તે સભાન થયો નહીં તો તેનું વુઝૂ તુટી જશે અને એમાં જ એહતિયાત – સાવચેતી છે. (શામી : ૧ / ૧૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) વુઝૂ અને અઝાન દરમિયાન સલામ અને તેનો જવાબ

**સવાલ (૪૫૮) :** પરસ્પર સલામને ફેલાવવી એક અહમ – મહત્વપૂર્ણ દીની હુકમ છે. તેને આધાર બનાવી અમુક લોકો વુઝૂ અથવા અઝાન દરમિયાન પણ સલામ કરે છે અને જયારે તેમને કોઈ જવાબ મળતો નથી તો તેનાથી નારાજ થઈ કહે છે કે લાગે છે કે અહીંયા કોઈ માણસ નથી રહેતો, તો પૂછવાની વાત એ છે કે શું વુઝૂ અને અઝાન દરમિયાન સલામનો જવાબ આપવો જરૂરી છે ? તેમજ સલામની મનાઈ કયારે છે ? વિગતવાર જવાબ આપવા વિનંતી. જેથી પરસ્પરની ગલત ફેહમી (ગેર સમજ) દૂર થઈ જાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

સલામ કરવી સુન્નત છે. અને તેનો જવાબ આપવો વાજિબ છે. પરંતુ ૨૦ થી વધારે જગ્યાઓ એવી છે, જેમાં તરત સલામનો જવાબ આપવો વાજિબ નથી અને અમુક હાલતોમાં તો જાતે સલામ કરનાર ગુનેહગાર થાય છે. વિગત નીચે પ્રમાણે છે:

(૧) નમાઝ પઢતી વખતે. (૨) ખાતી વખતે, (૩) પાણી પીતી વખતે, (૪) કુર્આન પઢતી વખતે, (૫) ઝિક્રો અઝકાર અને દુઆ કરતી વખતે, (૭) તલ્બીયા વખતે, (૮) પાખાનું કરતી વખતે, (૯) ઈકામત (તકબીર) વખતે. (૧૦) અઝાન થતી હોય ત્યારે (૧૧) બાળકની સલામ કરવા પર, (૧૨) દારૂડિયાની સલામ પર

(૧૩) જવાન ઔરતની સલામ પર, (૧૪) ફાસિકની સલામ પર (૧૫) ઊંઘવાની હાલતમાં (૧૬) સુતા હોય ત્યારે. (૧૭) હમ બિસ્તરી (સંભોગ) વખતે (૧૮) ચુકાદા દરમિયાન (૧૯) ગુસલખાનામાં (૨૦) પાગલ (ગાંડા) ની સલામ પર (૨૧) ફિકહી મસાઈલની તાલીમ દરમિયાન.

આ સૂરતોમાં સલામ ન કરવી જોઈએ, અને જો કોઈએ સલામ કરી તો જવાબ આપવો વાજિબ નથી. જેથી જો વુઝૂ દરમિયાન સલામ કરવામાં આવે તો જે લોકો વુઝૂથી ફારિગ થઈ ગયા છે. તેમાંથી કોઈ એક માણસ જવાબ આપી દે, તો બધા તરફથી જવાબ થઈ જશે. અને જો વુઝૂ કરનારે જવાબ આપ્યો તો પણ સહીહ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૧/૬૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) વુઝૂના ઉપયોગમાં લીધેલું પાણી ગટરમાં નાંખવું કેવું છે ?

**સવાલ (૪૫૯) :** સુરત શહેરમાં અમારું એક ચાર માળનું મકાન છે, જેમાં બયતુલ ખલા (સંડાસ) અને ગુસલખાનું (બાથરૂમ) એક સાથે (સંયુકત) છે સંડાસ અને ગુસલખાનાની પાઈપ લાઈન એક જ છે, તેને કારણે વપરાશી પાણી ગટરમાં જાય છે, વુઝૂમાં વપરાયેલું પાણી ગટરમાં જાય તો શરઈ દ્રષ્ટિએ નાજાઈઝ છે ? સંતોષકારક જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

વુઝૂમાં વપરાયેલું પાણી ગટરમાં જતું હોય તો શરઈ દ્રષ્ટિએ કોઈ વાંધો નથી.

અલ્લાહના રસૂલ (સલ.) ના ફરમાન પ્રમાણે હાથ, મોઢું, આંખ, નાકથી થતા ગુનાહ વુઝૂના પાણીથી સાફ થઈ જાય છે. (મુસ્લિમઃ ૧ / ૧૨૫ હદીસ નંબર : ૩૨–૨૪૪)

એટલા માટે ઈમામ અબૂ હનીફા (રહ.) ના કથન પ્રમાણે વુઝૂના ઉપયોગમાં લીધેલું પાણી નાપાક છે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૬૭) તો જે ગટરમાં નાપાક પાણી જતું હોય તેમાં જો વુઝૂનું પાણી પણ ચાલ્યું જાય તો કોઈ વાંધો નથી. ( વિગતે જુઓઃ કિતાબુલ ફતાવા, મવલાના ખાલિદ સૈફુલ્લાહ રહમાની સા. (મ.ઝિ.) : ૨ / ૪૨,૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) જો બિલાડી કોઈના ખોળામાં બેસી જાય તો તેના કપડાં નાપાક થશે કે નહી ?

**સવાલ (૪૬૦) :** જયારે હું ઘરે આવું છું, તો બિલાડીનું બચ્ચું મારા ખોળામાં આવી

બેસી જાય છે. તો સવાલ એ છે કે શું એનાથી કપડાં નાપાક થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

બિલાડીના શરીર પર કોઈ નાપાકી લાગી ન હોય તો માત્ર તેના બેસવાથી ન શરીર નાપાક થશે અને ન તો કપડાં નાપાક થશે. (અબૂદાવૂદ : ૧ / ૧૦, હદીસ નંબર : ૭૫, તિરમિઝી : ૧ / ૨૭, હદીસ નં. ૯૨, નસાઈ : ૧ / ૫૫ હદીસ નં. ૬૮)

પરંતુ બિલાડી શરીર ચાટે અથવા હાથ ચાટે તો તે જગ્યાને ધોવી મુસ્તહબ છે. (આલમગીરી : ૧/ ૧૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) પેશાબ શર્મગાહમાં આવીને થોભી જાય તો શું વુઝૂ તુટી જશે ?

**સવાલ (૪૬૧) :** પેશાબ શર્મગાહ (ગુપ્તાંગ)ના અંદરના હિસ્સામાં આવીને અટકી જાય, બહાર ન નીકળી હોય તો શું વુઝૂ તુટી જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

શર્મગાહ (શિશ્ન)ના અંદરના ભાગમાં પેશાબ ઉતરી આવે પરંતુ શર્મગાહથી બહાર ન નીકળી હોય તો વુઝૂ તુટશે નહીં. (અલ–મબસૂત : ૧ / ૬૫, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧/૧૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) શું વુઝૂ કરતી વખતે "યા કાદિરૂ"નો વિર્દ કરવો સાબિત છે ?

**સવાલ (૪૬૨) :** એક માણસનું કહેવું છે કે મેં મૌલાના હક્કાની સાહેબ વાંકાનેરી (ગુજરાતી)ના બયાનમાં સાંભળ્યું છે કે જયારે કોઈ માણસ વુઝૂ કરવા માટે બેસે અને વુઝૂના શરૂમાં એક વાર દુરૂદ શરીફ પઢયા પછી વુઝૂ ખતમ થતા સુધી "યા કાદિરૂ' પઢતો રહે અને છેલ્લે એક વાર દુરૂદ શરીફ પઢે તો ઈન્શાઅલ્લાહ તેની જે પણ હાજત – જરૂરત હશે તે પૂર્ણ થશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

કુર્આને કરીમ અને હદીસોથી તો સાબિત નથી ; પરંતુ બુઝુર્ગાને દીનના વઝાઈફમાં છે, જેથી તેને પઢવામાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) જનાઝાની નમાઝ માટે કરેલ વુઝૂથી ફર્ઝ નમાઝ પઢવી

**સવાલ (૪૬૩) :** એક માણસે જનાઝાની નમાઝ પઢવા માટે વુઝૂ કર્યુ, તો શું તે વુઝૂથી ફર્ઝ અથવા સુન્નત નમાઝ પઢી શકાય છે ? અમારા ઈમામ સાહેબનું કહેવું છે કે "તે વુઝૂથી ફર્ઝ અને સુન્નત નમાઝ જાઈઝ નથી" શું આ વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

વુઝૂ સહીહ થવા માટે નિય્યત શરત નથી, નિય્યત વગર પણ વુઝૂ અદા થઈ જશે. (કબીરી : ૫૨) માટે જનાઝાની નમાઝ માટે જે વુઝૂ કરવામાં આવ્યું છે, તેનાથી ફર્ઝ નમાઝ પઢવી જાઈઝ છે, તમારા ઈમામ સાહેબથી મસ્અલો બતાવવામાં ભૂલ થઈ છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) નમાઝની હાલતમાં શર્મગાહ (શિશ્ન) કડક થઈ જાય તો વુઝૂ તૂટી જશે ?

**સવાલ (૪૬૪) :** નમાઝ દરમિયાન બુરા (ખરાબ) વિચારો આવવાથી શિશ્ન (ગુપ્તાંગ– શર્મગાહ)માં બદલાવ પેદા થઈ જાય અને શર્મગાહ કડક થઈ જાય તો તેનાથી નમાઝ કે વુઝૂમાં કોઈ ખરાબી આવશે ખરી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

જો મની (વિર્ય) અથવા મઝી (હલકા ચીકણા પદાર્થ)નું એક ટીપું પણ નીકળશે તો વુઝૂ તુટી જશે અને નમાઝ પણ તૂટી જશે, નાપાકી ધોઈને ફરીવાર નમાઝ અદા કરવી પડશે. (તિરમિઝી : ૧ / ૨૩ હદીસ નં. ૭૪, ઈબ્ને માજહ : ૩૯, હદીસ નંબર : ૫૧૩ થી ૫૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) કુર્આનની તિલાવત દરમિયાન થોડી થોડી વારે હવાનું નીકળવું

**સવાલ (૪૬૫):** કોઈ માણસ કુર્આને પાક પઢતો હોય અને તે દરમિયાન થોડી થોડી વારે પાછળથી હવા નીકળતી રહેતી હોય તો શું દરેક વખતે વુઝૂ કરવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

કુર્આને કરીમને હાથ લગાડયા વગર, રૂમાલ વગેરેની મદદથી પેજ ખોલી

(ફેરવી) તિલાવત કરવી દુરુસ્ત છે. (તોહફતુલ ફુકહા : ૧ / ૩૧, મુહીત : ૧ / ૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) જો ચેહરા અથવા હાથ પર ઘી, વેસેલીન કે તેલ વગેરે લગાડયું હોય તો વુઝૂ થશે કે નહીં ?

**સવાલ (૪૬૬) :** ઠંડીની ઋતુ (શિયાળા)માં અમુક લોકો મોઢા તેમજ હાથ પર ચીકણી વસ્તુ લગાડે છે, આવી સૂરતમાં વૂઝૂ કરવાથી ચીકણી જગ્યા ઉપર પાણી થોભતું (સ્થિર થતું) નથી, તો શું આનાથી વુઝૂમાં કોઈ ખરાબી આવશે ખરી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

તેલ, ઘી અથવા વેસેલીન મોઢા અથવા હાથ પર લગાડયું હોય અને વુઝૂ કરતી વખતે તેના પર પાણી વહાવ્યું હોય તો વુઝૂ થઈ જશે, પાણીનું વહાવવું જરૂરી છે, હાં, જો તેના લગાડવાથી પાણી વુઝૂના અવયવો સુધી સિરાયત (પ્રવેશ) ન કરે તો વુઝૂ થશે નહીં. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૧ / ૧૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) ગાળો બોલવી કે ગાયનો વગાડવા – સાંભળવાથી વુઝૂ તુટશે કે નહીં ?

**સવાલ (૪૬૭) :** વુઝૂની હાલતમાં કોઈ માણસ ગાળો બોલે, ગાયન (ફિલ્મી ગીત) સાંભળે કે પછી ગંદી અને અયોગ્ય વાતો કરે તો તેનાથી વુઝૂ બાકી રહેશે કે નહીં ? આવી હરકતો કર્યા પછી નમાઝ અથવા કુર્આને મજીદ પઢવામાં કોઈ વાંધો તો નથી?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

ઉપર વર્ણન કરેલ કાર્યો કરવાથી ગુનોહ થશે, (બુખારી : ૧ / ૬ હદીસ નં. ૬૦૪૪) પરંતુ તેનાથી વુઝૂ તુટશે નહીં, તે વુઝૂથી નમાઝ પઢવી જાઈઝ છે. અલબત્ત આવી ખરાબ અને અશ્લિલ વાતો કર્યા પછી વુઝૂ કરી લેવું મુસ્તહબ છે. (શામી : ૧ / ૧૧૨, અલ–મબ્સૂત : ૧ / ૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) વુઝૂ કર્યા પછી શરીર પર નાપાકી લાગી જાય તો તે અવયવને ધોઈ લેવું કાફી છે

**સવાલ (૪૬૮) :** વુઝૂ કર્યા પછી હાથ – પગ અને શરીરના કોઈ અંગ પર કોઈ

નાપાકી, દા.ત. જાનવરનું વહેતું લોહી, પેશાબ, પાખાનું વગેરે લાગી જાય તો માત્ર તે અવયવનું ધોઈ લેવું કાફી છે કે નવેસરથી સંપૂર્ણ વુઝૂ કરવું પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

વુઝૂ કર્યા પછી શરીરના કોઈ પણ અવયવ પર નાપાકી લાગી જાય તો તેને ધોઈ લેવું કાફી છે, નવેસરથી વુઝૂ કરવાની જરૂરત નથી. (હિદાયા : ૧ / ૨૩, ફતાવા હિન્દીય્યહ : ૧ / ૯ –૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (33) નમાઝ દરમિયાન ઊંઘમાં અને જાગૃત અવસ્થામાં હસવાથી વુઝૂનો હુકમ

**સવાલ (૪૬૯) :** જો કોઈ માણસ નમાઝની હાલતમાં સુઈ જાય અને એ જ હાલતમાં હસી પડે, તો પણ તેનું વુઝૂ કેમ તુટતું નથી ? અને બેદારી (જાગવા) ની હાલતમાં હસે તો તેનું વુઝૂ કેમ તુટી જાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

બેદાર (જાગતો) માણસ ભાનમાં હોવાની હાલતમાં જોરથી હસે તો તેની નમાઝ અને વુઝૂ બન્નેવ તુટી જશે અને અલ્લાહ તઆલાને ત્યાં તેની સખત પકડનો ભય છે, આવા માણસને સજા આપવા માટે શરીઅતે ઉપરોકત હુકમ લગાવ્યો છે. પરંતુ હાં, તે માણસ જો ઊંઘમાં હતો અને તે અવાજ કાઢીને હસ્યો તો તેની નમાઝ તો ફાસિદ થઈ જશે પરંતુ વુઝૂ તુટશે નહીં.

(દુર્રે મુખ્તાર : ૧ / ૧૩૪, દારે કુતની : ૧ / ૩૦૭, હદીસ નંબર : ૬૨૩)

સુવાવાળો માણસ સંપૂર્ણપણે ભાનમાં ન હોય તો તેના જોરથી હસવાથી તેની એટલી સખત પકડ થતી નથી. એટલા માટે અલ્લાહના રસૂલ (સલ.)નું ફરમાન છે : જો સુવા વાળાની નમાઝ કઝા થઈ જાય તો ઉઠીને તેની કઝા કરી લે. (મુસ્નદે અબી યઅલા : ૫ / ૪૦૯) પરંતુ નમાઝ કઝા કરવાનો ગુનોહ તેને નહીં થાય. કેમકે ઊંઘતો હોવાના કારણે તે માણસે જાણીજોઈને નમાઝ કઝા કરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

قال الله تعالى: وَإِنْ كُنْتُمْ جُنُبًا فَاطَّهَّرُوْا۔ ( المائدہ : ٦)

**તર્જુમો :** અને જો તમે અપવિત્ર (જનાબતની) સ્થિતિમાં હોવ તો (નમાઝ પહેલાં જ ગુસલ કરીને) સારી રીતે પાક થઈ જાઓ. (સૂરએ માઈદહ : ૬)

وفرض الغسل : المضمضة والاستنشاق وغسل سائر البدن

(الهداية : ۱/۲۹ كتاب الطهارة فصل فى الغسل)

**તર્જુમો :** અને ગુસલના ત્રણ ફરાઈઝ છે : (૧) કોગળો કરવો, (૨) નાકમાં (નરમ હાડકા સુધી)પાણી પહોંચાડવું (૩) આખા શરીર પર પાણી વહાવવું. (હિદાયા : ૧ / ૨૯)

# ગુસલનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# ગુસલનું બયાન

## (૧) ગુસલના ફર્ઝો

**સવાલ (૪૭૦) :** એક માણસે જનાબતના ગુસલમાં માત્ર એક વાર ગરગરહ કર્યો અને એક વાર આખા શરીર પર પાણી વહાવ્યું તો તેનું ગુસલ થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

જનાબતના ગુસલમાં ત્રણ ફર્ઝ છે ? (૧) કોગળા કરવા (કોગળાની હદ આ છે કે મોઢાના અંદર સુધી પાણી પહોંચી જાય) (૨) નાકમાં પાણી નાંખવું (નાકમાં પાણી નાંખવાની હદ એ છે કે નાકના નરમ ભાગ સુધી પાણી પહોંચી જાય) અને (૩) આખા બદન પર એક વાર પાણી વહાવવું. આમાંથી કોઈ એક (ફર્ઝ)ને પણ છોડી દેશે તો ગુસલ દુરુસ્ત નહીં થાય. પૂછેલી સૂરતમાં જો ગુસલ કરનારે નાકમાં પાણી (જ) નાંખ્યું નથી તો તેનું ગુસલ સહીહ થશે નહીં. (આલમગીરી : ૧ / ૧૩, દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૨૮૪) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હમ બિસ્તરી (સંભોગ) પછી ઔરત ગુસલ કેવી રીતે કરે ?

**સવાલ (૪૭૧) :** હમ બિસ્તરી પછી સામાન્ય રીતે ઔરતો ગુસલ બાબતે બેપરવા હોય છે. હવે સવાલ એ છે કે તેનો યોગ્ય સમય અને બહેતર તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

હમ બિસ્તરી પછી જો પતિ – પત્ની સુવા ઈચ્છતા હોય અને તે જ સમયે નહાવાનો ઈરાદો ન હોય, બલકે સવારે ઉઠીને ગુસલ કરવા ચાહે તો તેની પણ ઈજાઝત છે, પરંતુ બન્ને માટે હુકમ એ છે કે (હમ બિસ્તરી કર્યા પછી તરત) પોતાની શર્મગાહોને સારી રીતે ધોઈ લે અને ત્યાર પછી વુઝૂ કરીને સુવે, અને સવારે વહેલા ઉઠીને ગુસલ કરી લે. (સહીહ બુખારી : ૧ / ૪૩, હદીસ નંબર ૨૮૮, મુસ્લિમ શરીફ : ૧ / ૧૪૪ હદીસ નં. ૨૧૩૦૫ અબૂદાવુદ : ૨૯ હદીસ નં. ૨૨૧)

ગુસલમાં ત્રણ ફર્ઝ છે : (૧) કોગળા કરવા (૨) નાકમાં પાણી નાંખવું (૩) આખા બદન પર એ રીતે પાણી વહાવવું કે કોઈ ભાગ સુકો ન રહી જાય.

કોગળા કરતી વખતે ગળાના અંદરના ભાગમાં પાણી લઈ જઈ ખૂબ ફેરવે, આખું મોઢુ અંદરથી સારી રીતે ધોવે, નાકમાં ત્રણ વાર પાણી એ રીતે નાંખે કે નાકના નરમ ભાગ સુધી પાણી પહોંચી જાય ત્યાર પછી મસ્નૂન દુઆ પઢીને વુઝૂ કરે. પછી આખા માથાને એક વાર એ રીતે ધુએ કે વાળોના મૂળો (જડો) સુધી પાણી પહોંચી જાય, તેમજ આખા શરીર પર બની શકે ત્યાં સુધી પાણી પહોંચાડવું શરત છે, દૂંટીના અંદરના ભાગમાં પાણી પહોંચાડે ઔરત માટે પોતાની શર્મગાહના બિલ્કુલ અંદરના ભાગ સુધી પાણી પહોંચાડવું જરૂરી નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૧૫૧, ૧૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ગુસલનો સુન્નત તરીકો

**સવાલ (૪૭૨) :** ગુસલનો સુન્નત તરીકો શું છે ? વિગતવાર બયાન કરવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

ગુસલનો સુન્નત તરીકો આ પ્રમાણે છે કે ગુસલ કરનાર સૌથી પહેલા પાક જગ્યા પર બેસી ત્રણ વાર કાંડા સુધી હાથ ધોવે, ત્યાર પછી શર્મગાહ ધુએ, ત્યાર પછી શરીરના જે ભાગ પર નાપાકી લાગી હોય, તેને સાફ કરે, પછી નમાઝના વુઝૂની જેમ સંપૂર્ણ વુઝૂ કરે, ત્યાર પછી જમણા ખભા પર ત્રણ વાર પછી માથા પર ત્રણ વાર પછી ડાબા ખભા પર ત્રણ વાર પાણી વહાવે. (અહીં સુધી કે આખા શરીર પર પાણી પહોંચી જાય) પાણી વહાવવામાં (શરીઅતે બતાવેલ) ક્રમવાર (તરતીબ) સુન્નત છે. જો નાકમાં ગંદકી એવી સુકાઈને, ચોટી ગઈ હોય કે ચામડી સુધી પાણી પહોંચવામાં અવરોધક હોય તો તેને (લીંટ)ને સાફ કર્યા વગર ગુસલ દુરુસ્ત થશે નહીં. (ગુન્યતુલ મુસ્તમલી : ૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નોંધ :** શરીર પર પાણી વહાવવા બાબતે ત્રણ તરીકા ફુકહાએ નકલ કર્યા છે : (૧) માથુ, પછી જમણા ખભા પર, પછી ડાબા ખભા પર પાણી વહાવવામાં આવે. (૨) જે હઝરત મુફતી સાહેબે લખ્યો છે કે પહેલા જમણા ખભા પર પાણી વહાવે, પછી માથા પર અને પછી ડાબા ખભા પર. (૩) પહેલા જમણા ખભા, પછી ડાબા ખભા પર અને પછી માથા પર પાણી વહાવે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪)

## (૪) બિન મસ્લિમ છોકરી કે જાનવર સાથે સંભોગ કર્યા પછી ગુસલ સહીહ થશે કે નહી ?

**સવાલ (૪૭૩) :** કોઈ બિન મુસ્લિમ છોકરી સાથે ઝિના (વ્યભિચાર) કરીને જયારે માણસ ગુસલ કરે, તો તેનું ગુસલ સહીહ થશે કે નહી ? એવી જ રીતે જાનવરો સાથે ખ્વાહિશ (સંભોગ) પૂરી કર્યા પછી ગુસલ દુરુસ્ત થશે કે નહીં ? લોકોમાં મશ્હૂર છે કે આવા માણસનું ગુસલ દુરુસ્ત થતું નથી, માણસ નાપાક જ રહે છે, અને તેની નમાઝો અને રોઝા પણ કબૂલ થતા નથી. શું આ સાચી વાત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

ઝિના (વ્યભિચાર) કરવો એક મુસલમાન બલકે નેક અને શરીફ માણસની શાનથી દૂરની વાત છે અને શરીઅતની દ્રષ્ટિએ ગંભીર ગુનોહ છે, જો કોઈએ આ કામ કરી લીધું છે તો પસ્તાવા સાથે અલ્લાહ સમક્ષ તેની તૌબા કરે અલ્લાહ તઆલા માફ કરી દેશે. (સૂરએ ઈસ્રાઃ૩૨) (મુસ્તદરક અલસ્સહીહૈન : ૧ / ૭૩, હદીસ નં. ૫૭)

જયારે કોઈ માણસ પર ગુસલ ફર્ઝ થઈ જાય અને તે શરતોનો લિહાઝ રાખી ગુસલ કરે તો ફર્ઝ ગુસલ અદા થઈ જશે અને તે પાક થઈ જશે. (સૂરએ માઈદહ : ૬) લોકોમાં જે મશ્હુર છે કે બિન મુસ્લિમ છોકરી કે જાનવર સાથે ઝિના કર્યા પછી ફર્ઝ ગુસલ ચાલીસ દિવસ સુધી અદા નહીં થાય. આ વાત ખોટી છે. તેની શરઈ કોઈ હકીકત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) એ'તિકાફની હાલતમાં જુમ્આના ગુસલનો હુકમ

**સવાલ (૪૭૪) :** રમઝાનના છેલ્લા દસ દિવસનો એ'તિકાફ અથવા આખા રમઝાન મહીનાનો એ'તિકાફ દરમિયાન જુમ્આના ગુસલ માટે મસ્જિદની બહાર નીકળવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

એ'તિકાફ કરનાર ખાસ જુમ્આના ગુસલની નિય્યતે મસ્જિદમાંથી બહાર નીકળશે તો તેનો એ'તિકાફ ફાસિદ થઈ જશે. પરંતુ ઈસ્તિન્જો (સંડાસ) કરવા જાય ત્યારે જ જુમ્આનું ગુસલ કરી લે, તો તેમાં કોઈ વાંધો નથી. એટલે કે સંડાસે જતા પહેલા કોઈ ખાદિમ પાસે ગુસલની વ્યવસ્થા કરાવી લે અને ઈસ્તિન્જાનો તકાઝો

થાય તો સંડાસે જવાની નિય્યતે નિકળે ત્યાર પછી સંડાસથી પરવારીને વહેલા વહેલા ગુસલખાનામાં જઈ શરીર પર પાણી પણ નાંખી દે તો તેમાં કોઈ વાંધો નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૩૪ – ૪૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) માથાના દર્દીને જનાબતના ગુસલમાંથી ક્યારે છૂટ મળશે ?

**સવાલ (૪૭૫) :** જે ઔરતને માથામાં સખત દુખાવો રહેતો હોય અને પાણીનો ઉપયોગ કરવાથી તેને નુકસાન થતું હોય તો શું તેના માટે જનાબતના ગુસલમાં માથા પર પાણી નાંખવું જરૂરી છે ? કે પછી તેના માટે કોઈ રસ્તો ખરો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

અનુભવી મુસલમાન ડોકટરે કહયું હોય કે માથા પર પાણી નાંખવાથી જાનનો ખતરો થઈ શકે છે કે શરીરના કોઈ અવયવ પર લકવો મારી શકે છે કે અન્ય કોઈ ગંભીર બીમારી થઈ શકે છે તો આવી સુરતમાં માથા પર પાણી ન નાંખવાની ઈજાઝત છે. માથા પણ પાણી નાંખ્યા વગર પણ જનાબતનું ગુસલ અદા થઈ જશે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૪૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) બાથરૂમમાં આખું નગ્ન થઈ ગુસલ કરવું

**સવાલ (૪૭૬) :** એક એવું બાથરૂમ છે જેમાં સૂર્યનો પ્રકાશ બિલકુલ આવતો નથી, તેમાં કોઈ માણસ આખો નગ્ન થઈ ગુસલ કરે તો શું તેનું ગુસલ થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

મુસ્તહબ તો આ છે કે દૂંટીથી ઘૂંટણો સુધી કપડું વગેરે એ રીતે બાંધીને ગુસલ કરવામાં આવે કે તેનાથી સતર છુપાઈ જાય. રહી વાત ગુસલખાનું (બાથરૂમ) બંધ કરી સંપૂર્ણ પરદાનો એહતેમામ કરીને ગુસલ કરે તો કોઈ પણ જાતની કરાહત વગર જાઈઝ છે. અને સૂર્યનો પ્રકાશ આવવાથી પણ કોઈ વાંધો નહીં થાય. તેમાં ગુનાહની કોઈ વાત નથી. પરંતુ હા, લોકો સામે સતર ખોલીને ગુસલ કરવું જાઈઝ નથી. ગુનોહ થશે. પરંતુ ગુસલ થઈ જશે. (બુખારી શરીફ : ૧ / ૪૨ હદીસ નંબર : ૨૮૦,૩૫૭, ૩૧૭૧, ૬૧૫૮, મુસ્લિમ શરીફ: ૧ / ૧૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ગુસલ કર્યા પછી પાતળી મઝી નીકળે તો ફરીવાર ગુસલ કરવુ જરૂરી છે ?

**સવાલ (૪૭૭) :** એક માણસ પર ગુસલ વાજિબ હતું, તેણે ગુસલ કર્યુ અને ગુસલ કરી રહયા પછી શર્મગાહમાંથી પાતળો અને ચીકણો પ્રવાહી પદાર્થ (મઝી) નીકળ્યો, તો શું તેના પર બીજીવાર ગુસલ કરવું ફર્ઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

ગુસલ કરી રહયા પછી શર્મગાહ (શિશ્ન)માં કડકાઈ (ઉત્તેજના) હતી અને વિર્ય (મની) જોશ અને શહવત સાથે નીકળ્યું, (આ પદાર્થ નીકળ્યા પછી) શર્મગાહ ઠંડી પડી ગઈ અને શહવત ખતમ થઈ ગઈ તો બીજી વાર ગુસલ ફર્ઝ છે, કેમકે આ સૂરતમાં નીકળનાર પદાર્થ વિર્ય છે અને જો ગુસલ કર્યા પછી શર્મગાહમાં જોશ અને શહવત બાકી નથી રહી તો ગુસલ ફર્ઝ નહીં થાય, તો આ સુરતમાં નીકળનાર ચીકણો પ્રવાહી પદાર્થ વદી કે મઝી છે. (આલમગીરી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) શર્મગાહમાં દવા લગાડવાથી ગુસલ વાજિબ થાય છે કે નહીં ?

**સવાલ (૪૭૮) :** એક માણસને મસાની બીમારી છે. ડોકટરે તેને લગાડવા માટે એક ટયુબ આપી છે. એ દવા પાખાનું કરવાની જગ્યાએ લગાડવાની છે, એ દવા એક – બે ઈંચ અંદર સુધી લગાવવાની હોય છે, તો શું આ રીતે દવા લગાડવાથી તેના પર ગુસલ વાજિબ થશે કે નહીં ? એ જ રીતે એક ઔરતની આગળની શર્મગાહમાં ઝખમ (વાગેલું) છે જેથી તેને ડોકટરે દરરોજ દવાની એક ગોળી શર્મગાહની અંદર મુકવાનું કહયું છે, શું એ ગોળી શર્મગાહમાં મુકવાના કારણે એ ઔરત પર ગુસલ વાજિબ થશે કે નહીં ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

ગુસલ ફર્ઝ થવા માટે જે કારણો (જનાબત, હૈઝ, નિફાસની મુદતનું પૂર્ણ થવું) (ફતાવા તાતારખાનીયહ : ૧ / ૧૫૨) જરૂરી છે તેમાંથી કોઈ પણ કારણ અહીંયા મોજૂદ નથી, એટલા માટે શર્મગાહમાં મસા અથવા ઝખમના લીધે એક બે ઈંચ અંદર સુધી દવા લગાડવાથી ગુસલ વાજિબ થશે નહીં. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૧૬૬)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) બે સંભોગ દરમિયાન ગુસલ જરૂરી નથી

**સવાલ (૪૭૯) :** પત્ની સાથે એક વાર સંબંધ બાંધ્યા પછી બીજી વાર હમબિસ્તરી (સંભોગ) કરવાનો ઈરાદો હોય તો શું (પહેલા વખત હમબિસ્તરી કર્યા પછી) ગુસલ કરવું જરૂરી છે ? ગુસલ કર્યા વગર જો બીજી વાર હમબિસ્તરી કરી લે તો આ અમલ કેવો છે ? અને શું આનાથી પેદા થનાર અવલાદ પર કોઈ અસર પડશે ખરો ? જો બીજી વાર હમ બિસ્તરી માટે ગુસલ જરૂરી છે તો શું બન્ને (પતિ – પત્ની) પર જરૂરી છે કે માત્ર પુરુષ પર ? સંતોષકારક જવાબ આપી આભારી થશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

એક વાર સંભોગ કર્યા પછી બીજી વાર સંભોગ કરવા માટે ગુસલ કરવાની જરૂરત નથી. પરંતુ અફઝલ (ઉત્તમ) છે કે ગુસલ કરી લે, જો કોઈ ગુસલ કરી શકતું ન હોય તો વુઝૂ કરી લે અને જો વુઝૂ પણ ન કરી શકે તો મુસ્તહબ આ છે કે કમસે કમ પોતાની શર્મગાહને પાણી વડે સારી રીતે ધોઈ લે. (મુસ્લિમ : ૧ / ૧૪૪, હદીસ નં.૨૭ – ૩૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) અનેકવાર સંભોગ કર્યા પછી એક ગુસલ કાફી છે કે નહીં ?

**સવાલ (૪૮૦) :** જો કોઈ માણસ પોતાની પત્ની સાથે એક જ રાતમાં બેથી ત્રણ વાર સંભોગ કરે, પછી છેલ્લે ગુસલ કરે તો શું આ ત્રણ વાર સંભોગ માટે એક જ ગુસલ કાફી થઈ થશે ? કે દરેક વખતે અલગથી ગુસલ કરવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

કોઈ માણસ પોતાની અલગ અલગ પત્નીઓ સાથે એક રાતમાં અનેક વાર જિમાઅ (સંભોગ) કરે કે પછી એક જ બીવી (પત્ની) સાથે ત્રણ વાર સંભોગ કરે તો તેના માટે બહેતર આ છે કે દરેક સંભોગથી પહેલા વુઝૂ કરી લે, છેલ્લે એક વાર ગુસલ કાફી છે, દરેક વખતે ગુસલ કરવું ફર્ઝ નથી.

(ઉમ્દતુલ કારી શર્હે બુખારી : ૩ / ૨૧૨ – ૨૧૩)

ઈમામ બુખારી (રહ.) એ આ વિશે એક પ્રકરણ લખ્યું છે : "સંભોગ કર્યા

પછી બીજી વાર સંભોગ કરવો અને અનેક પત્નીઓ સાથે સંભોગ કર્યા પછી એક વાર ગુસલ કરવું." (બુખારી : ૧ / ૪૧)

આ પ્રકરણમાં આપ (રહ.)એ બે હદીસો વર્ણન કરી છે. જેમાંથી એક આ છે :

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે અમુક વખતે અલ્લાહના રસૂલ (સલ.) રાત અથવા દિવસના કોઈ ભાગમાં પોતાની બધી પવિત્ર પત્નીઓ સાથે હમ બિસ્તરી કરતા હતા, આપ (સલ.) ની ૧૧ પત્નીઓ (નવ પત્નીઓ અને બે દાસીઓ) હતી, હઝરત અનસ (રદિ.) ને પૂછવામાં આવ્યું કે શું આપ (સલ.) માં આટલી શકિત હતી ? તો તેમણે જવાબ આપ્યો કે આપ (સલ.) ને ત્રીસ પુરુષો જેટલી તાકત આપવામાં આવી હતી.

(બુખારી શરીફ : ૧ / ૪૧, મુસ્નદે અહમદ : ૨૧ / ૪૭૨, હદીસ નં. ૧૪૧૦૯)

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ.) પોતાની તમામ પવિત્ર પત્નીઓ સાથે હમ બિસ્તરી કર્યા પછી એક જ (વાર) ગુસલ ફરમાવતા હતા. (તિરમિઝી : ૧ / ૩૬, હદીસ નં. ૧૪૦)

"હુલ્યા" નામની કિતાબમાં છે કે સત્ય આ છે કે અલ્લાહના રસૂલ (સલ.) ને ચાલીસ જન્નતી પુરુષો જેટલી શકિત આપવામાં આવી હતી. (હુલ્યતુલ અવલિયા : ૮ / ૩૭૬) અને તિરમિઝીની એક રિવાયત છે કે જન્નતમાં એક માણસને દુનિયાના સો પુરુષો જેટલી તાકત અપવામાં આવશે. (તિરમિઝી : ૨ / ૮૦, હદીસ નં. ૨૫૩૬) તો આ આધારે આપ (સલ.)ને ૪૦૦૦ પુરુષો જેટલી શકિત આપવામાં આવી હતી.

આ રિવાયતોથી ખબર પડે છે કે આપ (સલ.) અમુક વખતે જિમાઅ (સંભોગ) કર્યા પછી એક જ ગુસલ ફરમાતા હતા, માટે દરેક વખતે ગુસલ કર્યા પછી અલગથી ગુસલ કરવાની જરૂરતી નથી. પરંતુ હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું કે જયારે તમારામાંથી કોઈ પોતાની પત્ની સાથે જિમાઅ (સંભોગ) કરે અને (પછી) બીજી વાર જિમાઅનો ઈરાદો હોય તો તેણે વુઝૂ કરી લેવું જોઈએ.

(તિરમિઝી : ૧ / ૨૦, હદીસ નં. ૧૪૧, મુસ્લિમ : ૧ / ૧૪૪, હદીસ નં. ૨૭ – ૩૦૮)

માટે બે જિમાઅ (સંભોગ) દરમિયાન વુઝૂ કરવું મુસ્તહબ છે, ફર્ઝ કે વાજિબ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) કોઈ જિન્નાત ઔરત સાથે સંભોગ કરવાથી ગુસલનો હુકમ

**સવાલ (૪૮૧) :** કોઈ મુસલમાને કોઈ જિન્નાત ઔરત સાથે સંભોગ કર્યો અથવા કોઈ ખાતૂન સાથે કોઈ (પુરુષ) જિન્નાતે ઝિના (વ્યભિચાર) કર્યો તો તેના ઉપર કેટલા દિવસો સુધી ગુસલ કરવું જરૂરી થશે ? કયારે ગુસલ ખતમ થશે ? અને જેટલા દિવસો સુધી ગુસલ ખતમ નહીં થાય એટલા દિવસોની ઈબાદત કુબૂલ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

કોઈ માણસ બેદારીની હાલતમાં જિન્નાત ઔરત (જયારે કે તે મનુષ્યની શકલમાં દેખાતી હોય) સાથે સંભોગ કરે અથવા જિન્નાત પુરુષની શકલમાં આવી કોઈ ઔરત સાથે બેદારીમાં ઝિના કરે તો ગુસલ ફર્ઝ થશે, ભલે પછી વિર્ય નીકળે કે ન નીકળે. માત્ર શર્મગાહમાં શિશ્ન દાખલ કરવાથી ગુસલ વાજિબ થઈ જશે. હાં, સુવાની હાલત (સપના) માં આ ઘટના બની હોય તો વિર્ય નીકળવાથી ગુસલ ફર્ઝ થશે, અને વિર્ય ન નીકળે તો ગુસલ ફર્ઝ થશે નહી. અલબત્ત બેદારીમાં ઝિના કરવાથી ઝિના (વ્યભિચાર) નો ગુનોહ થશે. પરંતુ માત્ર એક વાર ગુસલ ફર્ઝ કરી લેવાથી ગુસલ ખતમ થઈ જશે. (એટલે કે એક જ વાર ગુસલ કરવાથી પાક થઈ જશે). (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) જુનુબી (નાપાક) માણસનું ગુસલ કર્યા વગર નમાઝ પઢવી

**સવાલ (૪૮૨):** એક માણસને જનાબત (ફર્ઝ) ગુસલની હાજત હતી, પરંતુ માત્ર શરમના કારણે તેણે ગુસલ કર્યુ નહીં અને એવી જ નાપાક હાલતમાં નમાઝ પઢી લીધી. પરંતુ દિલમાં નિય્યત હતી કે પછીથી તેને દોહરાવી લઈશ તો આવા માણસ વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

જો તેણે નમાઝની બે હુરમતી અને બેઈઝ્ઝતી (અનાદર) કરવા માટે નાપાકીની હાલતમાં નમાઝ અદા કરી લીધી છે, તો તેના પર ઈમાનથી નીકળી

જવાનો ખતરો છે, પરંતુ જો દિલમાં નમાઝ પ્રત્યે આદર અને સન્માન બાકી છે અને તેને આ ગુનાહ પર પસ્તાવો પણ છે, તે છતાં તેણે જનાબત (નાપાકી)ની હાલતમાં નમાઝ પઢી લીધી તો ગુનેહગાર થશે અને તૌબા કરવી જરૂરી છે. અલબત્ત ઈમાનથી નીકળશે નહીં. (રદુલ મુહતાર : ૧ / ૮૧) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪)વાળને ઈંગ્લીશ દવાથી રંગવાથી ગુસલ થશે કે નહીં?

**સવાલ (૪૮૩) :** બ્રિટનમાં માથાના વાળને વિવિધ અંગ્રેજી દવાઓ વડે રંગવાનો રિવાજ છે, આ રંગ ચારથી પાંચ મહિના સુધી વાળ પર રહે છે. આ રીતે અંગ્રેજી દવાથી રંગેલા વાળ સાથે ગુસલ દુરુસ્ત થશે કે નહીં ? નમાઝ દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

પૂછવામાં આવેલી સૂરતમાં જ્યારે રંગ (કલર) વાળો પર બાકી રહેતો હોય અને પાણીને વાળ સુધી જતાં રોકતો હોય તો જનાબતનું ગુસલ અને હૈઝ અને નિફાસનું ગુસલ સહીહ થશે નહીં. આ સૂરતમાં મર્દ અને ઔરત બંને નાપાક જ રહેશે અને આ સૂરતમાં પઢવામાં આવેલી નમાઝ પણ સહીહ અને દુરુસ્ત થશે નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩, રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૫૪) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) સુન્નત તરીકા પર ગુસલ કર્યા પછી વુઝૂ વખતે કોગળા કરવા અને નાકમાં પાણી નાંખવું

**સવાલ (૪૮૪) :** જો કોઈએ સુન્નત તરીકા મુજબ ગુસલ કર્યું છે તો શું પછીથી વુઝૂ કરતી વખતે પણ કોગળા કરવા અને નાકમાં પાણી નાંખવું જરૂરી છે. ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

મસ્નૂન ગુસલની જે રીત છે, તેમાં સૌથી પહેલા બંને હાથ કાંડાઓ સુધી ધોવા છે, પછી કોગળા કરવા અને નાકમાં પાણી નાંખવું છે. જેની વિગત મશહૂર અને પ્રખ્યાત છે. (હિદાયહ ફી શર્હિ બિદાયતિલ મુબ્તદી : ૧ / ૧૯) આ રીતે ગુસલ કર્યા પછી જ્યાં સુધી નાપાકી પેશ ન આવે વુઝૂ કરવું જરૂરી નથી. (તિરમિઝી : ૧ / ૩૦, હદીસ નં. ૧૦૭, શામી : ૧ / ૧૧૯) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) વુઝૂ અને ગુસલમાં માત્ર કોગળા કરવા કાફી છે કે પછી ગરગરહ પણ જરૂરી છે ?

**સવાલ (૪૮૫):** રોઝો ન હોય તો વુઝૂ અને ગુસલમાં માત્ર કોગળા કરવા કાફી (પુરતુ) છે અથવા મોઢુ ઊંચુ કરીને ગળામાં પાણી નાંખવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

વૂઝૂ અને ગુસલમાં ગળાના અંદર સુધી પાણી લઈ જવું જરૂરી નથી માત્ર પાણી વડે મોઢુ ભરીને કોગળા કરવાથી જ ફર્ઝ અદા થઈ જશે; અલબત્ત રોઝો ન હોય તો ગરગરહ કરવો સુન્નત છે. (હાશિયા તહતાવી અલા મરાકિયુલ ફલાહ : ૭૦) વધુ વિગત માટે જુઓ : દુર્રે મુખ્તાર : ૧ / ૧૧૫ – ૧૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ગુસલમાં ફર્ઝોને અદા કરવા અને સુન્નતો છોડી દેવી

**સવાલ (૪૮૬) :** નહાતી વખતે માત્ર ફર્ઝોને અદા કરી લેવાથી ગુસલ થઈ જશે ? કે સુન્નતને છોડવાનો ગુનોહ પણ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

ગુસલના ફર્ઝો અદા કરવાથી ગુસલ તો દુરુસ્ત થઈ જશે, તેના માટે સુન્નતો શરત નથી. પરંતુ સુન્નતો પર અમલ કરવાના સવાબથી મહરૂમ (વંચિત) રહેશે. હા! કોઈ માણસ સુન્નતો પર અમલ કરે અને કયારેક કયારેક છોડી દે તો ગુનેહગાર થશે નહીં. સુન્નતોને છોડવાની ટેવ બનાવી લેવી બદનસીબી છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) સ્વપ્નદોષમાં વિર્ય નીકળતી વખતે શર્મગાહ (શિશ્ન) પર આંગળી મુકી દેવી

**સવાલ (૪૮૭) :** ઝૈદે ઊંઘની હાલતમાં જયારે કે સ્વપ્નદોષના કારણે વિર્ય નીકળવાની બિલ્કુલ તૈયારી હતી પોતાની આંગળી વડે શિશ્ન (ગુપ્તાંગ – શર્મગાહ)નું માથું બંધ કરી દીધું, કે જેથી વિર્ય (મની) બહાર નીકળી શકયું નહીં તો

શું આવી હાલતમાં ઝૈદ પર ગુસલ ફર્ઝ થશે ? અને શું આ રીતે શર્મગાહનુ માથુ બંધ કરવાથી તંદુરસ્તી અને સ્વાસ્થય બગડી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

આવું કરવાથી વિર્ય જો બિલકુલ બહાર ન આવે તો મહેમાન અને મુસાફિર માટે ગુસલ ન કરવાની ગુંજાઈશ અને ઈજાઝત છે. સખત ઠંડીમાં મુસાફિર માટે ગુંજાઈશ છે અને મહેમાનને શર્મ અને હયાના કારણે ગુંજાઈશ છે. પરંતુ આ સિવાય ઈકામતની હાલતમાં આની બિલ્કુલ ગુંજાઈશ અને પરવાનગી નથી.

(શામી : ૧ / ૧૫૯ – ૧૬૦)

❁ આ ક્રિયા કરવાથી સ્વાસ્થય અને સિહત બગડવા અંગે કોઈ ડોકટરને પૂછી લેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) શરાબ પીવા કે નશો કરવાથી ગુસલ કરવું જરૂરી છે ?

**સવાલ (૪૮૮) :** એક માણસે તાડી અથવા દારૂ (શરાબ) પીધું છે, તેના મહોલ્લામાં એક માણસનો ઈન્તિકાલ થયો તો શું આ દારૂડિયો માણસ ગુસલ કર્યા વગર જનાઝાની નમાઝ પઢી શકે છે કે નહીં ? તેની નમાઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

શરાબ પીવાથી ગુસલ કરવું ફર્ઝ થતું નથી, માટે ગુસલ કરવાની જરૂરત નથી. (ફતાવા તાતારખાનિયહ : ૧ / ૧૫૨) ભાનમાં છે તો નમાઝ સહીહ અને દુરૂસ્ત થઈ જશે. (સૂરએ નિસાઅ : ૪૩) (પરંતુ શરાબ પીવું ગુનાહે કબીરા (મોટો ગુનોહ) છે. તેનાથી બચવું જરૂરી છે, શરાબ પીનારે તૌબા કરવી જોઈએ. (સૂરએ માઈદહ : ૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) દાંત પર સોનાનું કવર ચઢાવીને નમાઝ પઢવી

**સવાલ (૪૮૯) :** મારો એક દાંત તુટી (પડી) ગયો છે, હવે મારો ઈરાદો દાંત ફિટ કરાવવા અને તેના ઉપર સોનાનું કવર ચઢાવવાનો છે, તો શું આવો દાંત લગાડવાથી ગુસલ અને વુઝૂમાં કોઈ વાંધો તો નહીં આવે ? અને નમાઝ થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

"દાંત ફિટ કરાવવો અને તેના પર સોનાનું કવર ચઢાવવું જાઈઝ છે, સોનાનો દાંત બેસાડવો પણ જાઈઝ છે. (રદ્દુલ મુહતાર : ૬ /૩૬૩, આલમગીરી : ૫ / ૩૫૪) દાંતને ફિટ કરાવવા અને તેના ઉપર સોનાનું કવર બેસાડવા છતાં ગુસલ અને વુઝૂમાં કોઈ ફરક પડશે નહીં અને નમાઝ અદા થઈ જશે. (આલમગીરી : ૧ / ૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن أبي هريرة رضى الله عنه قال : قال رسول الله ﷺ :
طهور إناء أحدكم إذا ولغ فيه الكلب، أن يغسله سبع مرات
أولا هن بالتراب (مسلم شريف :١٣٧/١)

**તર્જુમો :** અલ્લાહના નબી (સલ.)નું ફરમાન છે :

તમારામાંથી કોઈને એવા વાસણમાં જેમાં કુતરાએ મોઢું નાંખ્યું હોય, પાક કરવાની રીત આ છે કે તેને સાત વાર પાણી વડે ધુએ, તેમાં સૌથી પહેલા માટી વડે ધુએ. (મુસ્લિમ : ૧ / ૧૩૭, હદીસ નં. ૨૭૯)

# પાણીનું બયાન

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# પાણીનું બયાન

## (૧) શરઈ હોઝનું માપ

**સવાલ (૪૯૦) :** માર્ચ મહીનાના " અલ–ઈસ્લાહ" માસિકમાં એક મસ્અલો હૌઝના માપ વિશે છે. તેમાં લખ્યું છે કે હોઝ દેહ દર દેહ હોવું જોઈએ, અને દેહ દર દેહ એટલે ૬૦ ચોરસ ફુટ. તો સવાલ એ છે કે દેહ દર દેહ એટલે ૧૦ ગજ થાય અને એક ગજ દોઢ ફુટનો હોય છે, તો આ હિસાબથી શરઈ હોઝ ૧૫ × ૧૫ ફુટનું થશે. અને તેનું ક્ષેત્રફળ જયારે આપણે કાઢીએ છીએ તો ૧૫ × ૧૫ = ૨૨૫ (બસો પચ્ચીસ) ચોરસ ફુટ નીકળે છે. તો ૬૦ ચોરસ ફુટ માપ જે આમાં લખ્યું છે તે કયા હિસાબે છે ? શકય છે કે અમારી સમજવામાં કોઈ ભુલ થઈ હોય. દરખ્વાસ્ત છે કે સત્ય સ્થિતિની સ્પષ્ટતા કરવામાં આવે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

માનનીય મવલાના મુહમ્મદ સાહેબ !

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ

આપનું કહેવું એકદમ સાચું છે, ઉપરોકત લેખમાં ભૂલ થઈ છે, હઝરત મવલાના મુફતી શફીઅ સાહેબ (કુ.સ.)એ એક નાનકડી પુસ્તિકા "અવઝાને શરઈય્યહ" નામથી લખી છે : જેના પર હઝરત મવલાના હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.), શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.), હઝરત મવલાના સય્યિદ સુલેમાન નદવી (રહ.), હઝરત મવલાના ઝફર અહમદ થાનવી (રહ.) અને મઝાહિરુલ ઉલૂમના સદર મુફતી હઝરત મુફતી સઈદ અહમદ સાહેબ (રહ.) વગેરે અકાબિરની તસ્દીકી સહી પણ મૌજૂદ છે. તેના પેજ નંબર ૩૩ થી ૩૬ પર આ વિશે સારી એવી વિગતો મૌજૂદ છે. હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.) લખે છે :

અરબસ્તાનમાં બે પ્રકારના "ઝિરાઅ" (માપ) નો ઉપયોગ થતો હતો, એક 'ઝિરાએ કિરબાસ" (કપડું માપવા માટે) બીજુ 'ઝિરાએ મસાહત" (જમીન માંપણી માટે) ઝિરાએ મસાહતના ખુલાસા પ્રમાણે કાઝીખાન વગેરેમાં સાત મુઠ્ઠી છે. જેમાં

દરેક મુટ્ઠી સાથે અંગુઠો પણ ઉભો રાખવામાં આવે. (બહરૂર્રાઈક : ૧૮)

અને આ મુટ્ઠી જેના પર અંગૂઠો ઉભો હોય, આજ કાલના માપના હિસાબે છ (૬) ઈંચ થાય છે. કેમકે આવી બે મુટ્ઠીઓને ફુટ ઠેરવવામાં આવે છે. જેનાથી માલૂમ થયું કે 'ઝિરાએ મસાહત' સાડા ત્રણ ફુટ અથવા બેતાળીસ (૪૨) ઈંચનો થાય છે. જે અંગ્રેજી ગજ કરતા છ (૬) ઈંચ વધારે છે. પરંતુ ફુકહાના મંતવ્યોમાં સામાન્યપણે જયાં ઝિરાઅનો શબ્દ બોલવામાં આવ્યો છે, ત્યાં "ઝિરાએ મસાહત" મુરાદ નથી. બલકે "ઝિરાએ કિરબાસ" મુરાદ હોય છે. અને અમુક જગ્યાએ ફુકહા (મુફતીઓ)નો મતભેદ પણ રહયો છે કે અમુકે તેમાં ઝિરાએ કિરબાસ મુરાદ લીધો છે તો અમુકે ઝિરાએ મસાહત મુરાદ લીધો છે. જેમકે વધુ પાણી અને દેહ દર દેહના માપમાં કાઝીખાન (રહ.) એ ઝિરાએ મસાહતને પસંદ કર્યુ છે. પરંતુ જમહૂર ફુકહાઅ, હિદાયાના લેખક, અને અન્ય લખાણો અને ગાઈડો (શર્હો) એ આ સ્થાને પણ ઝિરાએ કિરબાસને જ સહીહ ઠેરવ્યું છે.

અને ઝિરાએ કિરબાસના પણ બે પ્રકાર છે : પ્રાચીન સમયમાં ૩૨ આગળીઓનું ઝિરાઅ મશ્હૂર છે. અને આધુનિક સમયમાં ૨૪ આંગળીઓનું , આંગળીઓથી મુરાદ આ છે કે ૪ આંગળીઓ મિલાવવામાં આવે અને અંગુઠો તેની સાથે શામેલ કરવામાં ન આવે. પછી ચાર તેની સાથે, અને પછી એ જ રીતે સાથે ૪, અહીં સુધી કે ૩૨ કે ૨૪ થઈ જાય, અને જો કે ૧ મુટ્ઠી પણ ચાર આંગળીઓ થાય છે. એટલા માટે પ્રાચીન સમયનું ઝિરાઅ આઠ મુટ્ઠી અને આધુનિક સમયનું છ મુટ્ઠી થશે. સામાન્ય પણે ફિકહની કિતાબો, લખાણો, શર્હો (ગાઈડો) અને ફતાવામાં આધુનિક સમયના ઝિરાઅ (માપ)નો ઉપયોગ થાય છે. તેના આધારે બધા શરઈ હિસાબો કરવામાં આવે છે. એટલે કે ૬ મુટ્ઠી અથવા ૨૪ આંગળીનો એક ઝિરાઅ :

وذلک لما فی تیمم الهندية بعد قوله أقرب الاقوال : کل ذراع أربع و عشرون اصبعا وعرض كل أصبع ست حبات شعير ملصقة ظهر البطن ، هكذا فى التبيين، (عالمگیری: ۱/۲۸، ط: دار الفکر، الطبعۃ الثالثۃ: ۱۳۱۰ھ) وفی مياه البحر الرائق اختلف المشايخ فى الذراع على ثلاثة أقوال ففى التجنيس المختار ذراع الكرباس، واختلف فيه ففى كثير من الكتب أنه ست قبضات ليس فوق كل قبضة اصبع

قائمة فهو أربعة وعشرون إصبعا بعدد حروف لا الہ الا الله محمد رسول الله والمراد بالإصبع القائمة ارتفاع الإبهام كما فی غاية البيان، (البحر الرائق شرح كنز الدقائق، ابن نجيم المصرى (م : ٩٧٠ ھ) : ١/٨٠، ط دار الكتاب الاسلامى) ومثلہ فی تبیم البحر عن البنابيع وذكر انہ ذراع العامة وفی حاشيةالبحر (منحة الخالق) للشامی هناک أنہ هو المعول وعزاه الی الرملی صاحب الخيرية (بحر : ١/١٤٨)

❁ વધુ વિગત માટે જુઓ : શામી : ૧ / ૧૯૬)

ઉપરના અરબી લખાણથી સ્પષ્ટ થઈ ગયું કે ભરોસાપાત્ર મત ફુકહાના નજીક એ છે કે પાણીના માપ વિશે દેહ દર દેહના મસ્અલામાં ઝિરાએ કિરબાસ ભરોસા પાત્ર (પ્રમાણિત) છે અને તેનું સાચું અને યોગ્ય માપ ૨૪ / આંગળી કે ૬ / મુઠ્ઠી થાય છે. અને આ માપ તે જ છે જેને આપણે આપણી ભાષામાં એક હાથ કહીએ છીએ. જેથી મુગરિબમાં (જેમાં ખાસ ફિકહના શબ્દો એકત્ર કરવામાં આવ્યા છે) છે :

(الذراع) من المرفق الی أطراف الأصابع ثم سمی بها الخشبة التی یزرع بها والذراع المكسره ست قبضات وهی ذراع العامة وإنما وصنعت بذلک لأنها نقصت عن ذراع الملک بقبضة وهو بعض الأكاسره لا الأخير وكانت ذراعة سبع قبضات( المغرب : ابو الفتح برهان الدين الخوارزمی المطرزی( م : ٦١٠ھ) : ١ ١٧٦، الدال مع الرائ المهملة، ط : دار الكتاب العربی)

મુગરિબ(નામી કિતાબ) ના આ લખાણથી માલૂમ થઈ ગયું કે બહરુર્રાઈક (નામી કિતાબ)માં પાણીના બયાનમાં જે મત વલવાલિજીએ નકલ કર્યો છે કે સાત મુઠ્ઠીનો એક ઝિરાઅ થાય છે, આ તે જુના ઝિરાઅનું માપ છે. જે અંતિમ કિસ્રા ઈરાનના રાજાનો ઝિરાઅ છે. અને ઈસ્લામમાં જે ઝિરાઅ પ્રચલિત થયો, તે એક મુઠ્ઠીથી ઓછુ એટલે કે ૬ / મુઠ્ઠી કે ૨૪ આંગળીઓ (ના માપ)નું ઝિરાઅ છે અને આ જ પ્રમાણિત અને ભરોસા પાત્ર છે. અને અરબસ્તાન અને ફુકહાની સાદગીનો

પણ આ જ તકાઝો છે કે તેમના મંતવ્યોમાં ઝિરાઅથી આ જ ઝિરાઅ મુરાદ હોય શકે. કેમકે તે ઝિરાઅ તબઈ (એટલે કે એક હાથ) નું સાચું પ્રમાણ છે. અને આ ઝિરાઅ અંગ્રેજી ગજથી અડધી એટલે કે દોઢ ફુટ કે ૧૮ ઈંચ થાય છે, જેમકે સામાન્ય પણે ચક્રવતી (ઈલ્મે હિસાબ)માં તેનો ખુલાસો નીચેના વાકયો સાથે વર્ણન છે.

(૧) ૯ ઈંચ = એક વેંટ (૨) ૨ વેંટ કે ૧૮ ઈંચ = એક હાથ)

(૩) બે હાથ = એક ગજ (૪) એક ગજ = ૩ ફુટ કે ૩૬ ઈંચ

ખુલાસો આ છે કે આજે પ્રચલિત અંગ્રેજી ગજ અને ફુટના આધારે :

**ઝિરાએ મસાહત :** એક ગજ ૬ ઈંચ કે સાડા ત્રણ ફુટ અથવા ૪૨ ઈંચ છે.

**ઝિરાએ કિરબાસ :** અડધો ગજ અથવા દોઢ ફુટ કે ૧૮ ઈંચ છે.

પાણીના મસ્અલામાં ઝિરાઅ કિરબાસ ભરોસા પાત્ર છે જેમકે ઉપર માલૂમ થઈ ચુકયું છે. (અવઝાને શરઈય્યહ : ૩૩ થી ૩૬)

માટે દેહ દર દેહ હોઝ જયારે કે ચોરસ હોય તો ૧૫ × ૧૫ = ૨૨૫ નું થશે અને લંબાઈ – પહોળાઈમાં ઓછુ – વત્તુ આ રીતે પણ થઈ શકે છે : ૩૦ × ૭.૫૦ = ૨૨૫ અથવા ૬૦ × ૩. ૫૦ = ૨૨૫. સહૂલત પ્રમાણે બનાવી શકો છો. અને આ જ હિસાબ સાચો છે. કિફાયતુલ મુફતી નામની કિતાબમાં આ જ લખ્યું છે.

(કિફાયતુલ મુફતી : ૨ / ૨૯૨)

માટે માસિક 'ઈસ્લાહ''માં જે દેહ દર દેહનો મતલબ ૬૦ ચોરસ ફુટ બયાન કરવામાં આવ્યો છે તે સહીહ નથી અને શકય છે કે છાપવામાં ભૂલ થઈ હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હોઝની અલગ અલગ શકલોમાં તેનો હિસાબ શું હોવો જોઈએ ?

**સવાલ (૪૯૧) :** અમારા ગામની મસ્જિદમાં એક હોઝ છે, તેની લંબાઈ સાડા સત્તાવીસ ફુટ છે અને પહોળાઈ સવા ૧૪ ફુટ છે. તેનું કુલ ક્ષેત્રફળ આ હિસાબથી ૩૯૧ (ત્રણસો એકાણુ) ચોરસ ફુટ છે, તે હોઝનો અમુક ભાગ છતમાં છે અને અમુક ભાગ ખુલ્લો છે, જે છતમાં છે તે ભાગને પવન બિલકુલ મળતો નથી કેમકે છતના નીચેનો ભાગ પાણીની ઉપરની સતહ સાથે એકદમ મળેલો છે. લોકો ખુલ્લી

જગ્યામાં બેસીને વુઝૂ કરી લે છે. હવે સવાલ એ છે કે કિફાયતુલ મુફતીમાં લખ્યું છે કે આવા હોઝનું કુલ ક્ષેત્રફળ ૨૨૫ ચોરસ ફુટ હોવું જોઈએ. (જુઓ કિફાયતુલ મુફતી : ૨ / ૨૯૨) અને ફતાવા રહીમિય્યહમાં લખ્યું છે કે ગોળ હોઝહોઝનું ક્ષેત્રફળ ૩૬ ગજ હોવું જોઈએ. (ફતાવા રહીમિય્યહ : ૪ / ૩૮) અને તાલીમુલ ઈસ્લામ (નામની કિતાબ) માં લખ્યું છે કે ૫૪ ફુટ હોવું જોઈએ. પ્રશ્ન એ છે કે અમે અમારી આ હોઝને કઈ હોઝ શુમાર કરીએ ? જો અમારી હોઝ ગોળ ન ગણાય તો લાંબી ગોળ ગણી શકાય છે કે નહીં અને તેનો હિસાબ શું થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસ્લક મુજબ વધુ પાણી તે પાણીને કહેવામાં આવે છે જે ૧૦ × ૧૦ = ૧૦૦ ગજ હોય, જે અમારા હિસાબે ૧૫ × ૧૫ એટલે કે ૨૨૫ ચોરસ ફુટ હોવું જરૂરી છે. લંબચોરસ હોય તો ૩૦ × ૭.૫૦ = ૨૨૫, અથવા ૬૦ × ૩.૫૦ = ૨૨૫ હોય શકે છે. ખુલાસો એ છે કે હોઝ જેવું પણ હોય તેનું કુલ ક્ષેત્રફળ ૨૨૫ ચોરસ ફુટ (સ્કવેરફુટ) હોવું જરૂરી છે. જો ગોળ હોઝ ૩૬ ગજ હશે તો પણ તેનું કુલ ક્ષેત્રફળ ૨૨૫ ચોરસ ફુટ જ હશે. વર્તુળ (ગોલાઈ)માં ૫૪ ફુટ ક્ષેત્રફળ હશે. તો પણ ૨૨૫ સ્કવેર ફુટની થશે. માટે આપની મસ્જિદના હોઝને હોઝે કબીર (મોટી હોઝ) ગણવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. (વિગત માટે ઉપરના સવાલનો વિસ્તૃત જવાબ જુઓ. અને વધુ વિગત માટે કિફાયતુલ મુફતી : ૨ / ૨૯૨ " હોઝ અને કુંવાના અહકામ", ફતાવા રહિમિય્યહ : ૪ / ૩૮ પાકીનું બયાન) જુઓ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૩) કોલા વોટરનો સાબુ (ના ઉપયોગ)નો હુકમ

**સવાલ (૪૯૨) :** કોલા વોટર (સાબુ)ને શરીર પર લગાડયા પછી તેનું ધોવું જરૂરી છે તો શું જે લોકો કોલા વોટર સાબુનો ઉપયોગ કરે છે, તેમનું ગુસલ દુરુસ્ત થશે કે નહીં ? અમુક લોકોનું કહેવું છે કે તેનાથી ગુસલ દુરુસ્ત થતું નથી. શરીઅતની રોશનીમાં જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

કોલા વોટર સાબુ જો નાપાક વસ્તુઓથી બનાવવામાં આવ્યો હોય, એ રીતે કે તે નાપાક વસ્તુની ખાસિયત બદલાઈ ન હોય તો તે નાપાક છે અને તેનાથી ગુસલ કરવું દુરુસ્ત નથી. (તબ્યીનુલ હકાઈક શર્હે કન્ઝુદ્ દકાઈક :૧ / ૭૬) અને જો તે પાક

વસ્તુઓથી બન્યો છે તો તે (સાબુ) પાક છે અને તેનાથી ગુસલ દુરૂસ્ત છે. આ જ હુકમ કોલા વોટર (સાબુ)નો પણ છે. અને જયાં સુધી તમારી પાસે તેનો કોઈ સુબૂત ન હોય તો માત્ર શંકાના આધારે તેને નાપાક કહી શકાશે નહીં. (રદુલ મુહતાર : ૧ / ૧૫૧, કવાઈદુલ ફિકહ : ૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) સંડાસના કુવામાં અને પાણીના કુવામાં કેટલું અંતર હોવું જોઈએ ?

**સવાલ (૪૯૩) :** અમારા ગામ કરંજમાં એક માણસ તેની જમીનમાં પાણીનો કુવો ખોદવા ઈચ્છે છે, અને સાથે તે જ જમીનમાં સંડાસ પણ બનાવવા માંગે છે તો સંડાસના કુવામાં અને પાણીના કુવા વચ્ચે શરઈ કેટલું અંતર રાખવું જરૂરી છે ? યાદ રહે કે આ જમીનની લંબાઈ જેમાં આ બન્ને કુવા ખોદવાના છે ૫૫ ફુટ છે, આશા છે કે જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો. ઉપરાંત એવો કોઈ અમલ બતાવવા વિનંતી કે જેનાથી મીઠું પાણી નીકળે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

પાણીના કુવા અને નાપાકીના કુવા વચ્ચેના અંતર વિશે ઉલમાએ કોઈ સાફ વાત લખી નથી. તેનો આધાર નરમ અને સખત જમીનથી છે, જો જમીન નરમ છે તો દસ ફુટનું અંતર હશે તો પણ નાપાકીની અસર પહોંચવાની સંભાવના રહેશે. અને જો પથ્થરવારી કે સખત જમીન છે તો છ – સાત ફુટનું અંતર હશે તો પણ તેની અસર નહીં થાય. માટે દૂર હોય કે નજીક, જો નાપાકીની અસરથી પાણીનો રંગ, વાસ કે સ્વાદમાં બદલાવ આવી જાય તો કુવાનું બધું પાણી નાપાક થઈ જશે. અને જયાં સુધી આ અસર ન આવે પાણી પાક રહેશે. માટે કરંજની જમીન જો નરમ હોય, પથ્થરવાળી અને સખત ન હોય તો ૧૫ થી ૨૦ ફુટનું અંતર રાખવું ઉત્તમ છે. (રદુલ મુહતાર મઅદ્ દુર્રે : ૧ / ૨૨૧)

અને મીઠું પાણી નીકળે તેનો અમલ એ છે કે ખૈર – ભલાઈની નિય્યત કરે કે તેનાથી લોકો ફાયદો ઉઠાવે અને મારા માટે સદકએ જારિયહ બને, ઈન્શાઅલ્લાહ મીઠું પાણી નીકળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મસ્જિદનો કુવો ગટરના નાળાથી કેટલા અંતરે ખોદવો જોઈએ ?

**સવાલ (૪૯૪) :** અમારે ત્યાં મસ્જિદના વપરાશ માટે એક પાણીનો કુવો ખોદવો છે, પરંતુ પરેશાની એ છે કે તેની એક બાજુએ સંડાસનો કુવો છે, તો આ સૂરતમાં પાણીનો કુવો તે (સંડાસના કુવા) થી કેટલો દૂર રાખવામાં આવે સંડાસના કુવાથી ૧૦ કે ૧૫ ફુટ છેટે કુવો ખોદવામાં આવે તો તેનો શું હુકમ છે ? જવાબ આપી માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

"શામી"માં લખ્યું છે કે પાણીનો કુવો સંડાસના કુવાથી એટલો દૂર હોય કે નાપાકીની અસર પાણીના કુવામાં જોવામાં ન આવે. અસરથી મુરાદ રંગ, વાસ અને સ્વાદ છે. બીજી વાત કે દરેક જગ્યાની જમીન સરખી હોતી નથી. અમુક જગ્યાએ નરમ જમીન હોય છે તો અમુક જગ્યાએ સખત જમીન હોય છે, અને જમીનની નરમી અને સખતી, નાપાકીના ફેલાવા અને ન ફેલાવામાં અસરકારક હોય છે. જયાં જમીન નરમ હોય છે ત્યાં દૂર સુધી નાપાકી ફેલાય છે અને જયાં જમીન સખત હોય ત્યાં નાપાકી દૂર સુધી ફેલાતી નથી. મતલબ કે નજાસત (નાપાકી) કેટલે દૂર સુધી ફેલાય છે તેનો આધાર જમીનની સખતી અને નરમી પર છે. એટલે ચોક્કસ પણે દરેક જગ્યાનું એક જ માપ નક્કી કરી શકાતું નથી. માટે કોઈ અનુભવી અને સમજદાર માણસને પૂછવું જોઈએ. આપણા ગામડાઓમાં કુવાને સંડાસના કુવાથી ૧૫ ફુટ તો દૂર રાખવો જ જોઈએ અને જો આનાથી પણ વધારે દૂર રાખવામાં આવે તો વધારે સારુ. (રદુલ મુહતાર મઅ દુર્રે : ૧ / ૨૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કુતરું કુવામાં પડયું અને જીવતું નીકળી આવ્યું તો તેનો શું હુકમ છે ?

**સવાલ (૪૯૫) :** અમારા ઘરની પાછળ એક કુવો છે. તેનું પાણી પીવા, નહાવા અને ધોવામાં વપરાય છે, તેમાં થોડા દિવસો પહેલા એક કુતરું પડી ગયું હતું, પરંતુ તેને જીવતું જ બહાર કાઢવામાં આવ્યું. ત્યાર પછી તેમાંથી ૩૬૦ ડોલ પાણી કાઢવામાં

આવ્યું. ત્યાર પછી તેનું પાણી બિન મુસ્લિમોના પીવા અને તેમના અન્ય કામોમાં વપરાયુ. દા.ત. તેમના બાંધકામના ઉપયોગમાં લેવાયું. હવે કુવાનું પાણી મુસલમાનોના પીવા અને ધોવા વગેરેના ઉપયોગમાં લેવું જાઈઝ છે કે નહીં ? એટલે કે તે પાણીને નહાવા, ધોવા અને પીવામાં લઈ શકાશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

કુતરાના શરીર પર જો કોઈ નાપાકી લાગેલી હોય અથવા તેનું મોઢું એક વખતે પણ પાણીમાં ડૂબી ગયું હોય તો કુવો નાપાક થઈ જશે. (દુર્રે મઅ રદ : ૧ / ૨૦૮)

કુવો નાપાક થઈ જાય, તો તેને પાક કરવા માટે તેનું બધું જ પાણી કાઢવું જરૂરી છે. દા.ત. કુવામાં પાંચ હજાર ડોલ પાણી હતું હવે મુસ્લિમો અને બિન મુસ્લિમો બધાએ મળીને બાંધકામ અને સિંચાઈ–ખેતીમાં ૫૦૦૦ ડોલ (જેટલું પાણી) તેમાંથી કાઢી ઉપયોગમાં લઈ લીધું તો કુવો પાક થઈ જશે. થોડું થોડું કરી અમુક દિવસોમાં પાણી કાઢયું છે તો પણ કુવો પાક થઈ જશે. ખુલાસો આ છે કે કુવાનું બધું પાણી કાઢવું જરૂરી છે. જયાં સુધી કુવાનું બધું પાણી કાઢવામાં નહી આવે ત્યાં સુધી કુવો પાક નહીં થાય. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૨૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) કાચિંડો કુવામાંથી મળી આવે તો શું હુકમ છે ?

**સવાલ (૪૯૬) :** જુમેરાતના દિવસે સાંજે લગભગ સાડા છ વાગ્યે એક માણસે અમારા ગામના કુવામાં કાચિંડો પડેલો જોયો, જોનાર માણસે અન્ય માણસોને જાણ કરી. પરંતુ તેઓ બીજાઓને જાણ કરવાનું ભૂલી ગયા, તે કુવાનું પાણી મસ્જિદની ટાંકીમાં પણ આવે છે, ટાંકીમાં થોડું પાણી પહેલેથી હોય જ છે. પરંતુ જેમ જેમ તેમાંથી પાણી ઓછુ થાય છે તેમ તેમ પાણી ઉમેરાય છે, અને ટાંકી ભરાતી રહે છે, તે ટાંકીના પાણીથી લોકોએ વુઝૂ કરી મગરિબ, ઈશા, ફજર અને ઝોહર વગેરે કેટલીક નમાઝો પઢી છે. બીજુ કે કુવાનું પાણી લોકોના ઘરોમાં પણ સપ્લાય થાય છે, તેમણે પણ આ પાણી વડે વુઝૂ અને ગુસલ કર્યુ છે તેમજ અન્ય કામોમાં પણ વાપર્યુ છે તો સવાલ એ છે કે આ પાણીથી વુઝૂ અને ગુસલ કરીને જે નમાઝો અદા કરી છે અને જે કપડાં ધોવામાં આવ્યા છે તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

સાહિબેનના મસ્લક મુજબ કુવામાં મૃત જાનવર જયારથી જોવામાં આવ્યું છે તે સમયથી કુવાનું પાણી નાપાક હોવાનો હુકમ લગાડવામાં આવશે. માટે કુવામાં કાચિંડો જોવાથી પહેલા પઢવામાં આવેલ નમાઝોને ફરીવાર નહીં પઢવી પડે. એ જ રીતે તે પાણી વડે કરવામાં આવેલ ગુસલ દુરુસ્ત અને ધોવામાં આવેલા કપડાં પાક લેખાશે. પરંતુ કાચિંડો પડવાની જયારથી જાણ થઈ છે ત્યારથી પાણી નાપાક સમજવામાં આવશે, ત્યાર પછી પણ જે લોકોએ વુઝૂ અને ગુસલ કર્યુ છે અથવા તે પાણીથી કપડા ધોયા છે તો ન વુઝૂ અને ગુસલ દુરુસ્ત થશે, ન તો કપડા પાક થશે, એ વુઝૂ અને ગુસલથી જેટલી નમાઝો અદા કરી છે તેને ફરીવાર પઢવી જરૂરી છે.

જો મૃત કાચિંડાને જોયા પછી મસ્જિદ અથવા ગામના લોકોની ટાંકીઓમાં એ કુવામાંથી પાણી ન આવ્યું હોય તો તેમની ટાંકીઓ પાક રહેશે તેમને નમાઝ અને ગુસલ ફરી કરવાની જરૂરત નથી. કાચિંડો જોયા પછી જો પાણી ટાંકીમાં આવ્યું હોય તો વુઝૂ, ગુસલ ફરી કરવું અને નમાઝને ફરીવાર પઢવી જરૂરી છે. લોકોની આસાની માટે સાહિબેન (રહ.)ના મત પર ફતવો આપવામાં આવ્યો છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૨૧૮ – ૨૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) નાપાક કુવાને પાક કરવાની રીત

**સવાલ (૪૯૭) :** અમારા ગામમાં બિન વપરાશી કુવો છે, પહેલા તેમાં બકરી ઈદના દિવસોમાં પશુઓના હાંડકા અને હોજરી વગેરે વસ્તુઓ નાંખવામાં આવતી હતી. પરંતુ પાછલા બે વર્ષથી તેમાં હાંડકા અને હોજરી તો નથી નાંખવામાં આવતી પરંતુ હેઝ (માસિક) અને નિફાસના નાપાક કપડાં અને બીજી ગંદકી અત્યાર સુધી નાંખવામાં આવે છે. તે કુવાને પાક કરવા માટે માત્ર તેમાંથી પાણી કાઢવામાં આવ્યું છે. કુવાને સાફ અને સ્વચ્છ કરવામાં આવ્યો નથી અને જે પાણી કાઢવામાં આવ્યું છે તે પણ બદબૂદાર છે, પાણી કાઢયા પછી પણ તેમાં હાડકાં વગેરે દેખાય છે. હવે સવાલ એ છે કે તે કુવામાંથી માત્ર પાણી કાઢી લેવાથી પાક થઈ જશે કે તેની સફાઈ પણ કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

કુવામાં નાપાકી પડી જાય અને તેને કાઢી લીધા પછી કુવાનું બધું પાણી કાઢી

લેવામાં આવે તો કુવો પાક થઈ જશે. હા, કુવાની સફાઈ અને તેમાં પડેલ વસ્તુઓ દા.ત. નાપાક કપડાં વગેરેને કાઢવા મુશ્કેલ હોય તો કુવાને સાફ કરવો જરૂરી નથી.

પૂછેલી સૂરતમાં જયારે કે કુવાનું બધું જ પાણી કાઢી લેવામાં આવ્યું તો તે કુવામાં નાંખવામાં આવેલી નાપાક વસ્તુઓને પણ કાઢવી જરૂરી હતી. સવાલમાં આ પણ વર્ણન કરેલ છે કે આ કુવામાં પશુઓની હોજરી પણ નાંખવામાં આવતી હતી, જેમાં નાપાકી ભરેલી હોય છે. માટે જયાં સુધી કુવામાં નાપાકી, મરેલ જાનવર કે તેનું માંસ મૌજૂદ હશે ત્યાં સુધી તે કુવો નાપાક રહેશે. હા, આ નાપાકી નાંખવાને એટલો સમય થઈ ગયો છે કે તે બધી નાપાકી કાદવમાં બદલાય ગઈ છે. (જેની મુદત છ મહીના છે) તો કુવો સાફ કરવાની જરૂરત નથી. હાંડકા જે કુવામાં રહી ગયા છે. તે પાક છે, તેમ છતાં તેને કાઢી લેવા બહેતર છે. અને જો કાઢવામાં ન આવ્યા તો પણ પાણી કાઢી લીધા પછી કુવો પાક થઈ જશે.

પાણીમાંથી નાપાકીના કારણે દુર્ગંધ આવતી હોય તો નવું પાણી પણ નાપાક થઈ જશે. અમુક વખતે કુવો વેરાન અને વપરાશમાં ન લેવાને કારણે પણ તેનું પાણી બદબૂદાર થઈ જાય છે. જો પાણી કાઢી લીધા પછી પણ આ પ્રકારની વાસ આવે છે તો પાણી પાક છે.

અલબત્ત સાવચેતી એમાં જ છે કે હાંડકા, નાપાક કપડાં અને બીજી ગંદકી કુવામાંથી કાઢયા પછી ફરીવાર તેનું પાણી કાઢી લેવામાં આવે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૨૧૧,૨૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) દવા અથવા તેના જેવી સાફ કરનાર અન્ય વસ્તુ નાંખી કપડાં ધોવા

**સવાલ (૪૯૮) :** જો પાણીમાં દવા, પેટ્રોલ, કેરોસીન કે સ્પિરિટ વગેરે નાંખીને કપડાં ધોવામાં આવે તો તેમાં કોઈ વાંધો ખરો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

દવા, પેટ્રોલ, કેરોસીન, સ્પિરિટ અથવા તેના જેવી અન્ય વસ્તુ જેનો હેતુ માત્ર સફાઈ છે, તેને પાણીમાં મિલાવી દેવામાં આવે, પછી તેના વડે કપડા સાફ કરવામાં આવે. અને કપડાનો મેલ દૂર કરવામાં આવે, તો તેમાં કોઈ વાંધો નથી. (તોહફતુલ ફુકહા : ૧ / ૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) હોઝ પર વુઝૂ કરવાને તુચ્છ સમજવું

**સવાલ (૪૯૯):** વધુ પડતા લોકો હોઝ પર વુઝૂ કરવાને તુચ્છ સમજે છે, કેમકે મસ્જિદની શરઈ હોઝમાં વુઝૂ કરતી વખતે ઘણા લોકો બે એહતિયાતીથી કામ લે છે, તેમના પગનો મેલ, લીંટના છાંટા, કોગળાનું પાણી વગેરે હોઝમાં પડે છે. તો હોઝમાં વુઝૂ કરવામાં કરાહટ મહસૂસ કરવી કેવી છે ? જયારે કે શરીઅતે હોઝને એક સ્થાન અને મરતબો આપ્યો છે, તો હોઝ પર વુઝૂ કરવાની ફઝીલતો પણ હોવી જોઈએ. ઉપરાંત શું હોઝમાં વુઝૂ કરવાની કોઈ વિશેષટતા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

હોઝ, નહેર અથવા નળ પર વુઝૂ કરવું બધુ એક સરખું જ છે. સવાબના એતેબારથી કોઈ તફાવત નથી. હાં, નહેરમાં વુઝૂ કરવું એટલા માટે અફઝલ અને શ્રેષ્ઠ છે કે તેનું પાણી વહેતું હોય છે. અને વહેતુ પાણી નાપાકી પડયા પછી પણ પાક રહે છે, કેમકે નાપાકી અને ગંદકી આગળ જઈને નષ્ટ થઈ જાય છે, હોઝમાં પણ નાપાકીનો ખતરો નથી. કેમકે હોઝને એટલી મોટી બનાવવામાં આવે છે કે તે નહેરની જેમ વહેતા પાણીના હુકમમાં આવી જાય છે. માટે તેમાં જો કોઈ નાપાકી પડી જાય છે તો જયાં સુધી નાપાકીનો રંગ, વાસ અને સ્વાદની અસર પાણીમાં જાહેર ન થાય ત્યાં સુધી તે પાણી પાક જ ગણાશે. હોઝને ગંદકીથી બચાવવું બહેતર છે. પરંતુ લોકોની ગફલત અને લાપરવાહીના કારણે તે નાપાક નથી થતી એટલે તેમાં વુઝૂ કરવાને તુચ્છ સમજવું દુરુસ્ત નથી. આ મોઅતઝિલા પંથની માન્યતા છે. માટે એહલે સુન્નત હોઝ પર વુઝૂ કરવાને બહેતર સમજે છે અને અહલે સુન્નત જે કામને બહેતર અને ઉત્તમ સમજે, તે કામ કરવું બહેતર છે. માટે હોઝમાં વુઝૂ કરવાનું ટાળવું ન જોઈએ. પાણીની ટાંકી નાની હોય છે, જેમાં નાપાકી પડવાથી પાણી નાપાક થવાની પણ સંભાવના છે. જો કે આ શકયતાનો કોઈ એતેબાર નથી, પરંતુ હોઝમાં આવી કોઈ શકયતા નથી. (બહરુર્રાઈક : ૧ / ૯૧, દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૧૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) દહ દર દહ હોઝનું પાણી નાપાક થશે ?

**સવાલ (૫૦૦) :** મસ્જિદના કુવાથી ગટર આશરે ૨૫ ફુટ જેટલી દૂર આવેલી છે. તેમ છતાં તેનું પાણી મસ્જિદના કુવામાં પડવા લાગ્યું છે. જો કે એટલું બધું પાણી નથી પડતું બલકે માત્ર બંધ નળમાંથી પાણીના ટીપાં ટપકે છે એ પ્રમાણે સાધારણ ટીપા

ટપકે છે.

તહકીક એ રીતે થઈ કે અમુક લોકોને વુઝૂના નળના પાણીમાં વાસ આવતી હોય એવું લાગ્યું, તેને લીધે તપાસ કરવામાં આવી તો ખબર પડી કે ગટરનું પાણી કુવામાં પડે છે. અને એ કુવાનું પાણી હોઝમાં આવે છે, પરંતુ હોઝ ૧૫ × ૧૫ = ૨૨૫ ચોરસ ફુટ (સ્કવેર ફુટ) (દેહ દર દેહ) છે, એટલે તેમાં બદબૂ દેખાતી નથી. હવે પૂછવાનું એ કે પાણીની ટાંકી સાથે હોઝનું પાણી પણ નાપાક થશે કે નહીં ?

અત્યારે ગટરને સાફ કરી પ્લાસ્ટર કરી દેવામાં આવી છે અને કુવાના છીદ્રો પણ બંધ કરી દેવામાં આવ્યા છે. જેનાથી ગટરનું પાણી પણ ટપકતુ બંધ થઈ ગયું છે, તો આવી સૂરતમાં કુવામાંથી કેટલું પાણી કાઢવું પડશે ? અને હોઝના પાણીમાં વાસ (ગંધ) તો નથી આવતી પરંતુ ખરેખર પાણી કુવામાંથી જ આવે છે, માટે જયારે કે કુવાનું પાણી નાપાક થઈ ગયું છે તો હોઝનું પાણી કાઢવું જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

જયાં સુધી હોઝના પાણીના ત્રણ ગુણો (લક્ષણો) (રંગ, બદબૂ, સ્વાદ) માંથી કોઈ એક ગુણ બદલાય નહીં ત્યાં સુધી હોઝનું પાણી પાક ગણાશે. પરંતુ ઉપરોકત ત્રણ ગુણોમાંથી કોઈ એક ગુણ પણ બદલાય જશે તો હોઝનું પાણી નાપાક ગણાશે.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૧૮૭, ૧૮૮)

કુવો નાનો હોય, પાણી ઓછુ હોય, મોટર વડે કે ડોલથી ખેંચીને કુવાની સફાઈ કરી શકાતી હોય તો બધું જ પાણી કાઢવું જરૂરી છે, જો કુવાનું પાણી ખેંચતા જ બીજુ પાણી ઉમેરાય જતું હોય અને બધું પાણી કાઢવું અશકય હોય તો તેને પાક કરવાની રીત આ છે કે સૌ પ્રથમ કુવાના પાણીને માપી લેવામાં આવે, જો કુવામાં દસ ફુટ પાણી છે અને મોટર વડે ખેંચવાથી એક કલાકમાં બે ફુટ પાણી ઓછુ થયું હોય તો પાંચ કલાક મોટર ચલાવી પાણી ખેંચી લેવામાં આવે. આ સૂરતમાં કુવાનું બધું પાણી નીકળી જશે. (દુર્ર મઅ ર્દદ : ૧ / ૨૧૧ – ૨૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) વરસાદનું પાણી નાપાકી ઉપરથી પસાર થઈ કુવામાં પડયું હોય તો કુવો નાપાક થશે નહી

**સવાલ (૫૦૧) :** અમારી મસ્જિદનો કુવો જે ૬૦ ફુટ ઊંડો છે અને ૪ × ૪ પહોળો

છે. જેમાં હમેંશા ૧૫ થી ૨૦ ફુટ પાણી રહે છે. તેની પાસેથી એક ગંદા પાણીની ગટર વહે છે. જેમાં પેશાબખાનાનું પાણી અને પેશાબ પણ વહે છે. અત્યારે વરસાદના કારણે કાદવથી એ ગટર બંધ થઈ ગઈ છે. અને ગટરના ગંદા પાણીની સાથે વરસાદનું પાણી મળી કુવામાં ચાલ્યું ગયું. અત્યારે એ કુવામાં ૪૫ થી ૫૦ ફુટ જેટલું પાણી છે. જેમાં ગટરનું નાપાક પાણી પણ શામેલ છે. તો કુવાના પાણીને કઈ રીતે પાક કરી શકાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

ઉપરોકત સૂરતમાં વરસાદનું પાણી ગટરમાં થઈ કુવામાં પડયું છે. તો તે વહેતુ પાણી છે. માટે પાણી નાપાક થયું નથી. ભલે વરસાદનું પાણી પેશાબ ઉપરથી પસાર થયું હોય અથવા પેશાબને લઈને વહયું હોય, આવું પાણી કુવામાં પડવાથી કુવો નાપાક નહીં થાય. તેને ખાલી કરવાની કોઈ જરૂરત નથી, હાં, જો વરસાદના પાણીમાંથી નાપાકી અથવા પેશાબની દુર્ગંધ આવતી હોય તો કે પછી પાણીનો સ્વાદ બદલાય ગયો હોય, એવું પાણી ખરેખર કુવામાં ગયું હોય તો તે કુવો નાપાક છે, તેનું સમગ્ર પાણી કાઢવું પડશે, જો ૪૫ ફુટ પાણી હોય, મોટર વડે પાણી કાઢવાનું હોય તો જો એક કલાકમાં દા.ત. ૧૦ ફુટ પાણી નીકળતું હોય તો સાડા ચાર કલાક પાણી કાઢવું પડશે ત્યાર પછી જો કુવામાં પાણી ચાલુ હોવાના કારણે પાણી બાકી રહે તો પણ તે કુવો પાક ગણાશે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૧૮૭ – ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) કુવામાં કાફિર પડે અથવા જંગલી બિલાડી પડીને મરી જાય તો શું હુકમ છે ?

**સવાલ (૫૦૨) :** એક કુવામાં એક જંગલી બિલાડી પડી ગઈ, તે જીવતી હતી, હવે તેને બહાર કાઢવા માટે એક કાફિર કુવામાં ઉતર્યો અને તેણે બિલાડીને કુવામાં મારી નાંખી અને પછી બહાર કાઢી તો તે કુવાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.

પૂછવામાં આવેલ મસ્અલામાં કુવો નાપાક થઈ જશે. પહેલું કારણ તો એ છે કે કાફિર પાણીમાં ઉતર્યો છે, ફતાવા શામીમાં છે કે :

أن الكافر اذا وقع فى البئر وهو حى نزح الماء (૧ / ૧૯૭)

(રદુલ મુહતાર : ૧ / ૧૧૪)

બીજુ કારણ એ છે કે જંગલી બિલાડીને મારવાના કારણે તેનું મોઢુ પાણીમાં ચાલ્યું ગયું અને જંગલી બિલાડીનું બોતેલુ નાપાક છે. ( દુર્ર મઅ રદ : ૧ / ૨૨૩) માટે કુવો નાપાક થઈ જશે અને તેનું બધું જ પાણી કાઢવું પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) નાપાક પાણી કુવામાં પડે તો કુવો નાપાક થઈ જશે

**સવાલ (૫૦૩) :** અમારા ગામ કરંજમાં એક મસ્જિદના કુવાનું પાણી વુઝૂ વગેરેના ઉપયોગમાં લેવાય છે, તેમાંથી ઘણી જ દુર્ગંધ આવવા લાગી. જેથી તેને બંધ કરી દેવામાં આવ્યો, આ કુવામાં બે કાચબા અને તેનું બચ્ચું હતું. અત્યારે તે તેમાં દેખાતા નથી. તેમાં એક બિલાડી પડી ગઈ હતી, જેના વિશે શકયતા તો એ જ છે કે તે મરી ગઈ હોય. અથવા કોઈ ભાગમાં ફસાય ગઈ હોય. એક અઠવાડિયા સુધી મોટર ચલાવી તેમાંથી લગભગ ૧૦૦૦ ડોલ જેટલું પાણી કાઢવામાં આવ્યું છે. હવે પાણી એકદમ સાફ અને સ્વચ્છ છે અને દુર્ગંધ પણ આવતી નથી. તો શું તેના પાણીથી વુઝૂ કરવું જાઈઝ છે ?

ઉપરોકત કુવા પાસે નજીકમાં આશરે ૨૦ – ૨૨ ફુટના અંતરે સંડાસ અને પેશાબ ખાનાનો કુવો છે, પાણીની મોટરને ફિટ કરવા માટે જયારે મસ્જિદના કુવાના અંદરના ભાગને થોડો તોડવામાં આવ્યો તો પેશાબના કુવાનું પાણી મસ્જિદમાં ટપકવા લાગ્યું, હવે સવાલ એ છે કે મસ્જિદના કુવાનું પાણી શરીઅતની દ્રષ્ટિએ પાકી માટે ઉપયોગમાં લઈ શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે કાચબો પાણીમાં પેદા થયો હોય અને તેમાં જ રહેતો હોય, તેના મરી જવાથી પાણી નાપાક થશે નહીં. પરંતુ જે કાચબો જમીન અને પાણી બન્નેમાં રહેતો હોય તેના મરવાથી પાણી નાપાક થઈ જશે. (દુર્રુલ મુખ્તાર મઅ રંદ : ૧ / ૧૮૩ – ૧૮૫)

હુકમ એ છે કે જયારે કુવો નાપાક થઈ જાય તો તેનું બધું પાણી કાઢવું જરૂરી

છે અને તમે કુવાનું બધું પાણી કાઢી નાંખ્યું છે માટે હવે તે કુવો પાક થઈ ગયો.

(દુર્રે મઅ રદ : ૧ / ૨૧૧ –૨૧૪)

જે કાચબો અને તેનું બચ્ચું કુવામાં મરીને ટુકડે ટુકડા થઈ ગયા અથવા તે બિલાડી જેના વિશે ગુમાન છે કે તે પણ તેમાં મરીને ટુકડે ટુકડા થઈ ગઈ અને તેના કારણે જે દુંગધ આવતી હતી, આપે પોતાની શકિત મુજબ તેને શોધવાની કોશિશ કરી પરંતુ તેમાં કોઈ વસ્તુ ન મળી તો આ સૂરતમાં પાણીને પાક માનવામાં આવશે. એવું સમજવામાં આવશે કે પાણીની સાથે તેના બધા અવયવો પણ નીકળી ગયા.

(આલમગીરી : ૧ / ૧૯)

જો પેશાબના કુવાનું પાણી મસ્જિદના કુવામાં ટપકતું હોય તો મસ્જિદનો કુવો નાપાક થઈ જશે અને પાક્કુ યકીન થઈ જાય કે હવે નાપાક પાણી કુવામાં પડતું નથી અને રંગ, બદબૂમાંથી કોઈ ગુણ પણ બદલાયો નથી તો કુવો નાપાક હોવાનો હુકમ લગાડવામાં આવશે નહીં. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૧૮૫)

પેશાબના કુવાને પાણીના કુવાથી એટલો દૂર રાખવો જોઈએ કે જેનાથી તેની અસર કુવામાં ન આવે, દૂરીની કોઈ હદ (માપ) નક્કી નથી. જમીનના નરમ અને સખત હોવાના આધારે દૂરીનું અંતર અલગ અલગ હોઈ શકે છે.

(રદ્દુલ મુહતાર મઅ દુર્રે : ૧ / ૨૨૧)

જો ખરેખર પેશાબના કુવાનું પાણી મસ્જિદના કુવામાં ટપકતું હોય તો સૌ પ્રથમ તે જગ્યાને પથ્થર અથવા પ્લાસ્ટર વગેરેથી બંધ કરી દેવામાં આવે. જેથી પાણી ટપકવાનું બંધ થઈ જાય. ત્યાર પછી કુવાનું બધું પાણી કાઢી લેવામાં આવે. આ રીતે કુવો પાક થઈ જશે. (રદ્દુલ મુહતાર) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) નાપાકીની શંકાને લીધે કુવાનું પાણી નાપાક ગણાશે કે પાક ?

**સવાલ (૫૦૪) :** એક કુવાનું પાણી ઉપયોગમાં લેવાતું નથી. જેથી તેમાં ઝાડના પાંદડા, કપડાં અને અન્ય વસ્તુઓ પડી રહે છે. જે પાણીમાં તરતા જોવાય છે. આ કુવામાંથી દરરોજ બે – ત્રણ ટેન્કર પાણી કાઢી મકાનોના બાંધકામમાં વાપરવામાં આવે છે. આ રીતે દરરોજ આશરે બે હજાર લિટર પાણી કાઢવામાં આવે છે. મુફતિયાને કિરામથી સાંભળવામાં આવ્યું છે કે કુવામાં જો નાની નાપાકી પડી જાય

તો બસો થી ત્રણસો ડોલ પાણી કાઢવાથી કુવો અને પાણી પાક થઈ જાય છે. તો શું કથન પ્રમાણે ટેન્કરથી પાણી કાઢવાથી આ કુવો પાક ગણાશે કે નાપાક ગણાશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પવિત્ર શરીઅતમાં શંકાઓનો કોઈ એતેબાર નથી. જયાં સુધી નાપાકી કુવામાં નજર ન આવે ત્યાં સુધી પાણી પાક જ ગણાશે. (રદ્દુલ મુહતાર : ૧ / ૧૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) કુવામાં કાગડો પડીને મરી જાય અને ફુલી જાય તો કેટલું પાણી કાઢવામાં આવશે ?

**સવાલ (૫૦૫) :** મસ્જિદના વિસ્તારમાં એક કુવો છે, જેનું પાણી વુઝૂ, પાખાના અને પેશાબની સફાઈમાં વપરાય છે. આ કુવામાં એક કાગડો પડીને મરી ગયો, દુર્ગંધ આવી તો ખબર પડી કે તેમાં કાગડો મરેલો – ફુલેલો પડયો છે. હજુ સુધી ફાટયો નથી. તો શું આ કુવાને પાક કરવા માટે તેનું બધું પાણી કાઢવું જરૂરી છે કે થોડું ઘણું પાણી કાઢી નાંખવાથી કુવો પાક થઈ જશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાગડો કુવામાં પડયા પછી ફુલી ગયો હોય અથવા બહાર મર્યા પછી ફુલેલો કુવામાં પડયો હોય, આ બન્ને સુરતોમાં કુવાનું સંપૂર્ણ પાણી કાઢવું વાજિબ છે. પરંતુ જો કુવાનું સંપૂર્ણ પાણી કાઢવું મુશ્કેલ હોય તો બે એવા દીનદાર માણસો જેમને પાણી વિશે સાચો અંદાજો લગાડવાની મહારત હોય. તેમને બોલાવી એટલું પાણી કાઢવામાં આવે જેટલુ કાગડાને કુવામાં જોયો ત્યારે હતું. દા.ત. જે સમયે કુવામાં મરેલો, ફુલેલો કાગડો જોયો ત્યારે કુવામાં ૫૦ ફુટ પાણી હતું, તો સૌથી પહેલા તો કાગડાને કાઢવામાં આવે અને પછી ૫૦ ફુટ પાણી કાઢવામાં આવે. પરંતુ સાવચેતી એમાં છે કે પહેલી સુરત પ્રમાણે કુવાનું બધું જ પાણી કાઢવામાં આવે. (દુર્રે મુખ્તાર મઅ શામી : ૧ / ૧૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) કુવામાં મરેલો–ફુલેલો કાગડો મળી આવે તો કેટલા દિવસની નમાઝો લોટાવવામાં આવશે ?

**સવાલ (૫૦૬):** એક કુવામાં મરેલો ફુલેલો કાગડો જોવામાં આવ્યો. તો એ કુવાના

પાણીથી વુઝૂ અને ગુસલ કરીને જે નમાઝો પઢી છે તેને દોહરાવવાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાનવર મરીને ફુલી ગયું છે. માટે જો તેના અંદર પડવાના ટાઈમની ખબર હોય તો ત્યારથી, અને જો પડવાના સમયની જાણ ન હોય તો ત્રણ દિવસથી કુવો નાપાક સમજવામાં આવશે. માટે એ ત્રણ દિવસોમાં તે પાણીથી વુઝૂ અને ગુસલ કરીને જે નમાઝો પઢી છે તેને ફરીથી પઢવી જરૂરી છે, ઉપરાંત તે પાણી વડે વાસણ અને કપડાં વગેરે ધોવામાં આવ્યા હોય તો તેને પણ પાક કરવા જરૂરી છે. (અલ હિદાયહ ફી શર્હિ બિદાયતુલ મુબ્તદી : ૧ / ૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) કુવામાં કાગડો મરીને ફુલેલો દેખાય આવે તો કેટલું પાણી કાઢવામાં આવશે ?

**સવાલ (૫૦૭) :** અમારા ગામ કરંજની મસ્જિદના કુવામાં એક કાગડો કે તેનું બચ્ચું મરીને ફુલેલી હાલતમાં જોવામાં આવ્યું. તે કુવામાં કયારે પડયું હતું તેની કોઈને ખબર નથી. એટલા માટે ગામ લોકોએ મોટર વડે આશરે પાંચ – છ કલાક સુધી તેનું પાણી કાઢયું. જેથી ૪૫ મિનિટમાં એક ફુટના હિસાબથી પાણી કાઢયું. ઉપરથી વધારે ૭૦ ડોલ પાણી કાઢવામાં આવ્યું. જો કે કુવાના ઊંઢાણમાંથી સતત પાણી નીકળતું રહે છે. માટે તેને સંપૂર્ણ ખાલી કરવો અશકય છે. ઉપરાંત કુવો ઘણો જ જુનો છે અને તેની દીવાલો કમજોર પડી ગઈ છે. એટલા માટે મોટી મોટર સાથે મોટો પાઈપ ફિટ કરીને પાણી કાઢવાથી કુવાની દિવાલો તુટીને પડી જવાનો ખતરો તેમજ કુવો ઉપયોગ પાત્ર ન રહેવાનો ભય છે તો શું શરીઅતની દ્રષ્ટિએ જે પાણી કાઢવામાં આવ્યું તે પુરતું છે ? અને શું આટલું પાણી કાઢી નાંખવાથી કુવો પાક થઈ જશે ? કે કોઈ પણ સંજોગોમાં સંપૂર્ણ પાણી કાઢવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણવેલ પરિસ્થિતિમાં મૂળ શરઈ હુકમ તો એ જ છે કે મરેલો અને ફુલેલો કાગડો કુવામાં પડેલો મળી આવ્યો, તો સંપૂર્ણ પાણી કાઢી નાંખવામાં આવે. જો કે સંપૂર્ણ પાણી કાઢવું મુશ્કેલ છે. તો હવે પાણી કાઢવાથી પહેલા બે એવા નેક, દીનદાર અને પાણી બાબતે અનુભવી માણસોને બોલાવી તેમને પૂછી આશરો કાઢી લેવામાં આવે કે કુવામાં કેટલું પાણી હશે ? દા.ત. જાનવરને કાઢયા પછી કુવામાં વીસ (૨૦)

ફુટ પાણી છે, પરંતુ બધું પાણી કાઢવું અશકય છે, માટે મોટરથી વીસ ફુટ પાણી કાઢી લેવામાં આવે.

સવાલમાં વર્ણવેલ સૂરતના આધારે જો પોણા કલાકમાં એક ફુટ પાણી ખેંચાય છે તો વીસ ફુટ પાણી કાઢવામાં પંદર કલાક સુધી મોટર ચલાવી પાણી કાઢવું પડશે. આ સૂરતમાં અમુક ફુકહાએ ત્રણ સો ડોલ પાણી કાઢવાને કાફી ઠેરવ્યું છે. જો આ રીતે પાણી કાઢવામાં આવે તો પણ પુરતું છે. (શામી : ૧ / ૧૫૬, દુર્ર મઅ ર્દદ : ૧ / ૨૧૧ – ૨૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯)જો પાણીમાં વાળ પડી જાય તો તેનો શું હુકમ છે?

**સવાલ (૫૦૮) :** બહિશ્તી ઝેવરમાં એક મસ્અલો છે કે વાળની જડ નાપાક છે તો જો જડ (મૂળ) વાળો વાળ થોડા પાણીમાં પડી જાય તો શું પાણી નાપાક ગણાશે કે પાક ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વાળ આપોઆપ ખરી જાય છે તેની જડો (મૂળો) પાક છે, (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૨૦૭) પરંતુ એવા વાળ જેને ઉખેડવામાં આવ્યા હોય અને તેના જડોમાં ચરબી લાગેલી હોય તો તે નાપાક છે. જો આવા વાળની ચરબી સુકાઈ ગઈ ન હોય અને તે થોડા પાણીમાં પડી જાય તો પાણી નાપાક થઈ જશે.

અમુક ફુકહાએ લખ્યું છે કે જો વાળ ચામડીના સુકા ભાગ સાથે ખરી ગયો હોય, જેમાં વાળનું મૂળ પણ હોય છે, જો તે એક નખ જેટલું પણ પાણીમાં પડી જાય તો પાણી નાપાક થઈ જશે. (શામી : ૧ / ૧૫૨) (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતારઃ ૧ / ૨૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે .

## (૨૦) કુવામાંથી બિલાડી બે રાત અને એક દિવસ પછી જીવતી નીકળે તો કેટલું પાણી કાઢવામાં આવશે ?

**સવાલ (૫૦૯) :** કુવામાં બિલાડી પડી ગઈ અને તેમાં બે રાતો અને એક દિવસ સુધી પડી રહી, પ્રયાસો પછી તેને જીવતી કાઢવામાં આવી. હવે દેખીતી વાત છે કે બે રાતો અને એક દિવસ સુધી અંદર રહી તો તેણે તેમાં પેશાબ અને પાખાનું જરૂર કર્યુ હશે, તો હવે કુવામાંથી કેટલું પાણી કાઢવું પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમને પાકી ખબર અને યકીન છે કે બિલાડીએ કુવામાં પેશાબ અને પાખાનું કર્યુ છે તો કુવાનું બધું જ પાણી કાઢવું જરૂરી છે. જો માત્ર પેશાબ કર્યો હોય તો માફ છે. પરંતુ તે છતાં બધું પાણી કાઢી નાંખવું ઉત્તમ અને છે.

(દુર મઅ ર્દ : ૧ / ૨૧૧ – ૨૧૫)

નોંધ : બિલાડીનો પેશાબ નાપાક હોવા બાબતે વિવિધ રિવાયતો છે. વધુ પડતી રિવાયતોથી તેનું નાપાક હોવું જણાય છે. પરંતુ અમુક રિવાયતોમાં જરૂરતને ધ્યાનમાં લઈ પ્રવાહી વસ્તુઓના વાસણો સિવાય (દા.ત.કપડાઓના હકમાં) તેને પાક ઠેરવવામાં આવ્યું છે. કારણ દર્શાવતા આ કહેવામાં આવ્યું છે કે આમ તોર પર વાસણોને ઢાંકવાનો રિવાજ છે એટલે તેમાં તહકીક કરવાની જરૂરત નથી, જયારે અન્ય વસ્તુઓમાં આવું નથી એટલા માટે તેમાં જરૂરતને સામે રાખી પાક ઠેરવવામાં આવ્યું છે. આ કારણથી કુવાને કપડાઓ સાથે સંલગ્ન કરવું જોઈએ. જેવું કે હઝરત મુફતી સાહેબે કર્યુ છે.

અને જો યકીન ન હોય કે બિલાડીએ પેશાબ કર્યો છે, બલકે માત્ર સંભાવના છે તો આ શક અને સંભાવનાનો એતેબાર નથી, આવી સૂરતમાં માત્ર ૬૦ ડોલ પાણી કાઢવામાં આવે. (રદુલ મુહતાર : ૧ / ૧૫૧)

જો સંપૂર્ણ પાણી કાઢવાની જરૂરત પડે, પરંતુ કુવો મોટો છે અને સંપૂર્ણ પાણી કાઢવું અશકય છે તો આશરે પણ કાઢી શકાય છે. જે ઘડીએ બિલાડી કુવામાં પડી તે ઘડીએ જેટલા ફુટ પાણી હતું એટલું પાણી મોટરથી કાઢી લેવામાં આવે. દા.ત. બિલાડી કુવામાં પડી ત્યારે દસ ફુટ પાણી હતું અને મોટર વડે એક કલાકમાં એક ફુટ પાણી નિકળે છે તો દસ કલાક સુધી મોટરથી પાણી કાઢી લેવામાં આવે. (હિદાયા : ૧ / ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) કુવામાં નાપાક વસ્તુઓ પડવાથી જ નાપાક થશે

**સવાલ (૫૧૦) :** અમારા ગામની મસ્જિદનો એક નાનકડો કુવો છે, તેની ઊંડાઈ એક ફુટ અને પહોળાઈ ત્રણ ફુટ છે, કુવાનું બાંધકામ ચાલું છે. જેથી સિમેન્ટ, રેતી ઈંટ વગેરે વસ્તુઓ કુવાના પાણીમાં પડે છે અને એ જ પાણીથી વુઝૂ અને ગુસલ કરવામાં આવે છે અને ખાવાનું પણ રાંધવામાં આવે છે કુવામાં ઝરણાનું પાણી છે.

અમુકનું માનવું એવું છે કે કુવામાંથી ઝરણાનું પાણી નીકળે છે અને ઝરણાનું

પાણી પાક છે, માટે કુવાનું પાણી પાક થશે. જયારે અમુક લોકોનું કહેવું છે કે કુવામાંથી પાણી નીકળતું હોય કે ન નીકળતું હોય કુવો સાફ કર્યા પછી જ તેનું પાણી ગુસલ, વુઝૂ અને ખાવા રાંધવાના કામમાં લઈ શકાય છે. યાદ રહે કે કામ કરનારા મજૂરો સાવચેતીથી કામ લેતા નથી. વિગતથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુવો નાનો હોય કે મોટો તેનું પાણી પાક છે, ઈંટ, રેતી અને સિમેન્ટ વગેરે પણ પાક છે માટે આ વસ્તુઓ કુવામાં પડવાથી પાણી નાપાક નહીં થાય.

પરંતુ કુવામાં જો કોઈ નાપાકી પડે (દુર્રે મઅ રદ : ૧ / ૨૧૧ – ૨૧૪) અથવા કાફિર તેમાં ડૂબકી લગાવે તો કુવાનું પાણી નાપાક ગણાશે.

(બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૭૪)

જયાં સુધી કુવાનું પાણી નાપાક હોવા બાબતે કોઈ દલીલ ન હોય વુઝૂ અને ગુસલ કરવું અને તેનું પાણી અન્ય જરૂરતોમાં વાપરવું જાઈઝ છે. (ફતાવા આલમગીરી : ૧ / ૧૪, તહતાવી : ૧ / ૨૨, ખુલાસતુલ ફતાવા : ૧ / ૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) કુતરું હોઝમાંથી પાણી પી લે તો શું હુકમ છે ?

**સવાલ (૫૧૧) :** કુતરાએ હોઝમાંથી પાણી પી લીધું. તો તે પાણી પાક છે કે નાપાક? જો પાણી નાપાક હોય તો હોઝમાંથી કેટલું પાણી કાઢવાથી હોઝ પાક થશે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હોઝ જો દેહ દર દેહ એટલે લંબાઈ અને પહોળાઈમાં ૨૨૫ (૧૫ × ૧૫ = ૨૨૫) ફુટ કે તેનાથી વધારે હોય જેને ફુકહા મોટું લખે છે, તો તેનો હુકમ એ છે કે જો તેમાં નાપાકી પડે તો તેનાથી પાણી નાપાક નહીં થાય જયાં સુધી પાણીમાં નાપાકીનો અસર જાહેર ન થાય. જો પાણીમાં નાપાકીનો અસર જાહેર થઈ ગયો તો પાણી નાપાક થઈ જશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૯૦) માટે હોઝનું પાણી (જેને કુતરાએ મોઢુ નાંખી પી લીધું છે) નાપાક થશે નહીં.

હા, જો પાણીની શરઈ મિકદાર (૨૨૫ ફુટ) ન હોય, દા.ત. ડોલ, વાણસ કે લોટો વગેરે હોય અને તેમાં કુતરાએ પાણી પીધું તો પાણી અને વાસણ બન્ને નાપાક થઈ જશે. પાણીને ફેંકી દેવામાં આવશે અને વાસણને ત્રણ વાર ધોવામાં આવે.

(શામી, આલમગીરી, દારે કુત્ની : ૧ / ૧૧૦ હદીસ નં. ૧૯૭) જો માટી હોય તો માટી વડે ધોવું અને પછી પાણીથી ધોવું સુન્નત છે. (મુસ્લિમ : ૧ / ૧૩૭, હદીસ નં. ૯૧ –૨૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) નાબાલિગ કાફિર બાળક અથવા બાલિગ કાફિર મર્દ કુવામાં ઉતરે તો શું હુકમ છે ?

**સવાલ (૫૧૨) :** મદ્રસામાં પાણીની અછત છે જેથી અમુક તલબા નહાવા માટે કુવા પર જાય છે સાંભળવામાં આવ્યું છે કે તેમાં ગોવાળીયાઓ પણ નહાવા ઉતરે છે. (સ્નાન કરનાર ગોવાળીયાઓના નાબાલિગ બાળકો હોય છે) પરંતુ કોઈએ પોતાની નરી આંખોએ તેમને નહાતા જોયા નથી. તેમના નહાવાના લીધે તલબાનું ગુસલ દુરુસ્ત થશે કે નહીં ? એ જ રીતે જો કુવામાં બાલિગ બિન મુસ્લિમ ગુસલ કરે તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાફિર – નાબાલિગ હોય કે બાલિગ કુવામાં નહાવા પડે તો કુવો નાપાક થઈ જશે. કેમકે કાફિરનું શરીર સામાન્યપણે નાપાકીથી પાક હોતું નથી.

(બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૭૪)

પાક શરીઅતમાં અહકામ યકીન પર આધારિત છે. શંકા અને વહેમો પર નથી. માટે જયાં સુધી દીનદાર લોકો તે બિન મુસ્લિમોને કુવામાં નહાતા જુએ નહીં ત્યાં સુધી નાપાક હોવાનો હુકમ લગાડી શકાશે નહી અને તેનાથી પાકી હાસિલ કરવી જાઈઝ છે. (રદ્દુલ મુહતાર : ૧ / ૧૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) જો કોઈ બિન મુસ્લિમ દારૂ પીને કુવામાં પડી જાય?

**સવાલ (૫૧૩) :** એક બિન મુસ્લિમ વ્યકિત શરાબ (દારૂ) પીને કુવામાં પડી ગયો, તો એ કુવાનું પાણી નાપાક થયું કે નહીં ? એ કુવામાંથી બિન મુસ્લિમો ચાર પાંચ દિવસોથી પાણી ભરી રહયા છે. લગભગ એક હઝારથી વધારે ડોલ પાણી એ લોકોએ ભર્યુ હશે તો તેનાથી કુવો પાક થયો કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કાફિર કુવામાં પડી જાય તો ભલે તેને જીવતો કાઢવામાં આવે, કુવાનું બધું જ પાણી કાઢી નાંખવામાં આવશે. કારણ કે સામાન્ય રીતે તેમનું શરીર નાપાક હોય

છે.

نقل فی الذخیرة عن کتاب الصلاة للحسن أن الکافر اذا وقع فی البئر وهو حی نزح الماء، وفی بدائع أنه روایة عن الامام؛ لأنه لایخلو من نجاسة حقیقیة وحکمیة (شامی ۱:۱۴۷)

એક જ વખતમાં બધું પાણી કાઢવું જરૂરી નથી. ધીરે ધીરે કાઢવામાં આવે તો પણ કુવો પાક થઈ જશે. એટલા માટે અંદાજો લગાડવામાં આવે કે બિન મુસ્લિમના કુવામાં પડતી વખતે જેટલું પાણી હતું, તે નીકળી ગયું કે નહીં ? દા.ત. કુવામાં ચાર હજાર (૪૦૦૦) ડોલ પાણી હતું. અને હજુ સુધી માત્ર એક હજાર ડોલ પાણી કાઢવામાં આવ્યું છે તો હજુ બીજી ત્રણ હજાર (૩૦૦૦) ડોલ પાણી કાઢવું જરૂરી છે. (દુર્રે મુખ્તાર રદ: ૧ / ૨૧૧–૨૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) કુવામાં કોઈ મુસલમાન ઔરત પડીને મરી જાય તો કુવો કેવી રીતે પાક થશે ?

**સવાલ (૫૧૪) :** આજથી લગભગ બે મહીના પહેલા અમારા ગામના કુવામાં એક મુસલમાન ઔરત પડી ગઈ હતી, એક કલાક પછી તેને મરેલી હાલતમાં બહાર કાઢવામાં આવી. ત્યાર પછી બે દિવસ સુધી મશીનથી તે કુવાનું પાણી કાઢવામાં આવ્યું. લગભગ અડધુ પાણી કાઢી નાંખ્યું છે. હવે જે પાણી કુવામાં બાકી છે મશીન વડે તેને સંપૂર્ણ કાઢવું અશકય છે, કારણ કે પાઈપનું ત્યાં સુધી પહોંચવું અશકય છે.

એ ઘટના પછી અત્યાર સુધી પશુઓને આ કુવામાંથી જ પાણી પીવડાવવામાં આવે છે, આ બાજુ પંદર દિવસથી લોકો તે પાણીથી કપડાં પણ ધુએ છે અને પાણી પીવામાં પણ વાપરે છે તો શું તેનાથી કપડાં ધોવા અને પીવામાં વાપરવું જાઈઝ છે ? જો તે પાણીથી ધોએલા કપડાં પહેરીને લોકોએ નમાઝ અદા કરી તે નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કુવો દેહ દર દેહ (૨૨૫ ફુટ) ન હોય તો ઔરતના પડીને મરી જવાથી પાણી નાપાક થઈ જશે. મૃત્યુ વખતે કુવામાં જેટલું પાણી હોય એટલું પાણી કાઢી નાંખવામાં આવશે તો કુવો પાક થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર: ૧ / ૨૧૧)

સતત (લગાતાર) પાણી કાઢવું જરૂરી નથી, બે દિવસ સુધી પાણી કાઢયું અને પછી પંદર દિવસ સુધી પશુઓને પીવડાવવા માટે પાણી કાઢવામાં આવ્યું. જો યકીન છે કે જેટલું પાણી કુવા હતું બધું નીકળી ગયું છે તો હવે તે પાણીથી કપડા ધોવા તથા વુઝૂ – ગુસલ કરવું વગેરે જાઈઝ થઈ જશે.

لایشترط التوالی: وهو المختار، کما فی البحر والقهستانی

(શામી : ૧ / ૧૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) બિન મુસ્લિમ સ્ત્રી કુવામાં પડી અને જીવતી નીકળી આવી તો શું હુકમ છે ?

**સવાલ (૫૧૫)** : મારા ગામના કુવામાં તા. ૨૧ / ૪ / ૧૯૭૪ ના રોજ અગિયાર વાગ્યે ભીલની એક સ્ત્રી પડી ગઈ હતી, પડયા પછી તેણે પાણીમાં બે ડૂબકી ખાધી અને ત્રીજી ડૂબકી વખતે તેના હાથમાં એક પાઈપ આવી ગયો જેને પકડીને તે જીવતી હાલતમાં બહાર નીકળી ગઈ, તો શું એ બિન મુસ્લિમ (ભીલડી) ઔરતના પડવાથી કુવાનું પાણી પાક રહયું કે નહીં ? જો પાણી નાપાક થઈ ગયું છે તો કેટલું પાણી કાઢવું જરૂરી છે ? આ કુવામાંથી પશુઓને પીવડાવવા માટે પાણી કાઢવામાં આવે છે. તો શું આ રીતે પાણી કાઢવાથી કુવો પાક થઈ જશે કે નહીં ? શું આ પાણીથી કપડાં ધોવા અથવા પીવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ભીલડી સ્ત્રીના કુવામાં પડી જવાથી કુવાનું પાણી નાપાક થઈ જશે. (એટલા માટે કે સામાન્યપણે તેમનુ શરીર નાપાક હોય છે)

واتفقوا علی أن الکافر لایطهر بالغسل (શામી : ૧૯૫)

ઉલમાએ લખ્યું છે : واما الکافر فینجسها مطلقا (દુર્રે મુખ્તાર: ૧ / ૨૧૧)

હવે હુકમ એ છે કે જયાં સુધી કુવાનું સંપૂર્ણ પાણી કાઢી લેવામાં નહીં આવે, ત્યાં સુધી તેનો કોઈ પણ કામમાં ઉપયોગ કરવો જાઈઝ નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨૧૧ – ૨૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

وَاِنْ كُنْتُمْ مَّرْضٰٓى اَوْ عَلٰى سَفَرٍ اَوْ جَآءَ اَحَدٌ مِّنْكُمْ مِّنَ الْغَآىِٕطِ اَوْ
لٰمَسْتُمُ النِّسَآءَ فَلَمْ تَجِدُوْا مَآءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا فَامْسَحُوْا
بِوُجُوْهِكُمْ وَاَيْدِيْكُمْ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَفُوًّا غَفُوْرًا ۝۴۳

**તર્જુમો :** અને જો તમે બીમાર હોવ અથવા મુસાફરીમાં હોવ અથવા તમારામાંથી કોઈ પેશાબ–પાખાનું કરી આવ્યો હોય અથવા તમે સ્ત્રીસંગ કર્યો હોય, ફરી તમને પાણી ન મળે તો પવિત્ર માટીથી તયમ્મુમ કરો, એટલે પોતાના મોં અને બન્ને હાથો પર (માટીમાં મારેલા હાથ) ફેરવો; બેશક, અલ્લાહ ક્ષમા આપનાર (અને) બખ્શનાર છે. (સૂરએ નિસાઅ : ૪૩)

# તયમ્મુમનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# તયમ્મુમનું બયાન

## (૧) જે માણસમાં પાણીનો ઉપયોગ કરવાની શક્તિ (કુદરત) ન હોય તેનું તયમ્મુમ કરવું

**સવાલ (૫૧૬) :** એક માણસના આખા પગ પર સિમેન્ટનો પાટો બાંધ્યો હતો, ખાટલા ઉપરથી નીચે ઉતરવાની તથા પાણીનો ઉપયોગ કરવાની ડોકટરે સખતીથી મનાઈ કરી છે. જેથી ડોકટરની મનાઈ કરવાથી તેણે માત્ર તયમ્મુમ કરીને એક મહીના સુધી નમાઝો પઢી, ગુસલની જગ્યાએ પણ તયમ્મુમ જ કર્યુ, કિબ્લા તરફ મોઢું કરવામાં પણ ઘણી તકલીફ થતી હતી, એટલે મજબૂરીમાં બીજી તરફ મોઢું કરીને ઈશારાથી નમાઝો પઢી.

હવે તે માણસ સાજો(તંદુરુસ્ત) થઈ ગયો છે અને મજબૂરીના કારણે તયમ્મુમ કરી, કિબ્લા સિવાય બીજી તરફ મોઢું કરી પઢેલી એક મહીનાની નમાઝોને ફરીથી પઢવા માંગે છે, તો આ બાબતે શરીઅતનો હુકમ શું છે ? ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તે માણસ ખાટલા કે પલંગ પર બેસી નમાઝ પઢી શકતો હતો અથવા પાટા પર મસહ કરવાની કુદરત હતી અને વૂઝૂના બીજા અવયવોને ધોવા શકય હતા, તેમ છતાં તેણે માત્ર તયમ્મુમ કરીને નમાઝો અદા કરી છે, તો આવું કરવું તેના માટે નાજાઈઝ છે. આવી સૂરતમાં બધી નમાઝોને ફરી વાર પઢવી જરૂરી છે. (અલ મુહીતુલ બુરહાની ફી ફિકહિન્નુઅમાની : ૧ / ૧૪૭ – ૧૪૮) હા, જો વુઝૂ કરવા પર બિલ્કુલ શકિતમાન ન હતો તો તયમ્મુમ કરી નમાઝ અદા કરવી જાઈઝ છે. ફરીવાર પઢવાની જરૂરત નથી. એ જ પ્રમાણે ગુસલની હાલતમાં તયમ્મુમ કરીને નમાઝ પઢી લીધી તો પણ ફરીવાર પઢવાની જરૂરત નથી અને જો તે નમાઝોને ફરીવાર પઢશે તો પણ કોઈ વાંધો નથી. ((અલ મુહીતુલ બુરહાની ફી ફિકહિન્નુઅમાની : ૧ / ૧૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) શું પથ્થર પર તયમ્મુમ કરી શકાય છે ?

**સવાલ (૫૧૭) :** પથ્થર પર તયમ્મુમ કરી શકાય કે નહીં ? અને તેની દલીલ શું છે?

લખી જણાવશો.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

**પથ્થર પર તયમ્મુમ કરવું જાઈઝ છે, કુર્આનમાં છે : "ફ–તયમ્મમુ સઈદન્ તય્યિબા"** (સૂરએ નિસાઅ : ૪૩, સૂરએ માઈદહ : ૬) **બુનિયાદ "સઈદ" શબ્દ છે. તેનો અર્થ જમીનનો એવો ભાગ જેના પર ઉગવાની સલાહિયત (કાબેલિયત) હોય, માટી હોય કે પથ્થર :**

قلنا : الصعيد وجه الأرض ترابا كان أو غيره وقال الزجاج : لا اعلم اختلافا بين أهل اللغة فيه (કબીરી : ૭૪)

حيث جاز التيمم على الصخرة وإن لم يعلق باليدشئ (કબીરી : ૭૫)



عن مغيرة بن شعبة رضى الله عنه قال : وضأت النبى ﷺ
فمسح على خفيه وصلى

**તર્જુમો :** હઝરત મુગયૂરહ બિન શોઅબહ (રદિ.) ફરમાવે છે કે મેં હુઝૂર (સલ.) ને વુઝૂ કરાવ્યું તો આપ (સલ.) એ પોતાના મોજાઓ (ખુફફૈન) ઉપર મસહ કર્યો અને નમાઝ પઢી. (બુખારી : ૩૮૮)

# મોજા પર મસહ કરવાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# મોજા પર મસહ કરવાનું બયાન

## (૧) અમુક આરબોનું નાયલોન અને સુતરાઉના મોજા પર મસહને જાઈઝ કહેવું

**સવાલ (૫૧૮) :** કેવા મોજાઓ પર મસહ દુરુસ્ત છે ? કપડાના મોજા પર મસહ કરવાને આરબ આલિમો જાઈઝ કહે છે અને દલીલ રૂપે કહે છે કે હદીસ શરીફમાં માત્ર "ખુફ્ફૈન" નો શબ્દ આવ્યો છે, જેનો અર્થ "મોજાઓ" થાય છે. માટે જેના પર પણ મોજાનો શબ્દ બોલાશે તેના પર મસહ દુરુસ્ત થશે. અને "ષિખ્ખૈન" (જાડા હોવા)ની કેદ તો માત્ર ફિકહમાં વર્ણન છે. હદીસથી સાબિત નથી. માટે તેનો કોઈ એતેબાર નથી. આરબોની આ દલીલનો શું જવાબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સુતરાઉ કે ઉનના મોજાને "જવરબ" કહેવામાં આવે છે, અને જવરબની બન્ને બાજુએ ચામડું લગાવેલું હોય, તો તેને "મુજલ્લદ" કહે છે. અને જો માત્ર નીચેના ભાગમાં ચામડું હોય તો તેને 'મુનઅ્અલ" કહેવાય છે. (દસ્તૂરુલ ઉલમા : ૧ / ૨૮૭) અને જો આખે આખો મોજો ચમડાનો હોય, એટલે કે સુતરાઉ વગેરેનો તેમાં કોઈ દખલ ન હોય તો આવા મોજાને "ખુફ્ફૈન" કહે છે. (અલ મુઅજમુલ વસીત : ૧ / ૨૪૭) ખુફ્ફૈન, જવરબૈન મુજલ્લદૈન અને જવરબૈન મુનઅ્અલૈન પર સર્વસંમતિથી મસહ જાઈઝ છે, અને જો જવરબૈન મુજલ્લદ અથવા મુનઅ્અલ ન હોય, પરંતુ ષિખ્ખૈન – જાડા હોય (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૨૬૯) તો તેના પર મસહ કરવા બાબતે અઈમ્મએ ષલાષા (ઈમામ માલિક, ઈમામ શાફિઈ અને ઈમામ અહમદ બિન હમ્બલ રહ.) અને અહનાફમાંથી સાહિબૈન (એટલે ઈમામ અબૂ યુસૂફ અને ઈમામ મુહમ્મદ રહ.) ફરમાવે છે કે તેના ઉપર પણ મસહ જાઈઝ છે. ઈમામ અબૂ હનીફા (રહ.) પ્રથમ તેના પર મસહ કરવાને ના જાઈઝ સમજતા હતા, પરંતુ બાદમાં તેમણે પોતાના કથનથી રુજૂઅ કરી લીધો. જેથી હવે આ મસ્અલા વિશે સહમતી છે કે આવા મોજા પર મસહ કરવો જાઈઝ છે. જો જવરબૈન મુજલ્લદ કે મુનઅ્અલ ન હોય અને પાતળો હોય એટલે તેમાં ષિખ્ખૈનની શરતો દેખાતી ન હોય તો તેના પર મસહ સર્વસંમતિથી નાજાઈઝ છે. માટે નાયલોન કે સુતરાઉના બારીક

મોજા પર મસહ કરવો બિલ્કુલ દુરુસ્ત નથી. (તોહફતુલ ફુકહા : ૧ / ૮૩ – ૮૬)

યાદ રહે કે જવરબૈન (એટલે ઉની અને સુતરાઉ મોજા) પર મસહનું જાઈઝ હોવું હકીકતમાં તહકીક પર છે. એટલે જે જવારિબ (ઉન તથા સુતરાઉના મોજા)માં ખિફ્ફૈન (સંપૂર્ણ ચામડાના મોજા) હોવાની ત્રણ શરતો હોય, તેને "ખુફ્ફૈન"માં દાખલ કરી તેના પર મસહ જાઈઝ હોવાનો હુકમ લગાવવામાં આવ્યો છે, નહીં તો જે રિવાયતોમાં નાયલોન અને સુતરાઉના મોજા પર મસહનું વર્ણન આવ્યું છે તે બધી ઝઈફ (કમઝોર) રિવાયતો છે. અથવા કમસે કમ ખબરે વાહિદ છે. તેનાથી કિતાબુલ્લાહ પર ઝયાદતી થઈ શકતી નથી. બલકે તેનો જવાઝ (જાઈઝ હોવું) મસહ અલલ્ ખુફ્ફૈન (મોજા પર મસહ કરવા)ની મુતવાતિર હદીસોથી જ ઈલ્લતના તૌર પર સાબિત છે. (રદ્દુલ મુહતાર મઅદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૨૬૯)

અમુક આરબ લોકો દીનથી આઝાદ (વિમુખ) થઈ રહયા છે. તેમનું કહેવું છે કે ખુફ્ફૈન દરેક પ્રકારના મોજા પર બોલાય છે, જે સાચું નથી. એટલા માટે નાયલોન અને સુતરાઉ મોજા પર મસહ કરવા બાબતે તેમની વાત માનવા પાત્ર નથી. તેમની પાસે નાયલોન અને સુતરાઉના મોજા પર મસહ કરવો જાઈઝ હોવા બાબતે કોઈ રિવાયતનો સુબુત માંગો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મજબૂર માણસનું ચામડાના મોજા પહેરીને તેના પર મસહ કરવો

**સવાલ (૫૧૯) :** માઝૂર (લાચાર–મજબૂર) માણસ ચમડાના મોજા પહેરીને તેના ઉપર મસહ કરી શકે છે કે નહી ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

શરતોને ધ્યાનમાં રાખીને જાઈઝ છે. (તોહફતુલ ફુકહા : ૧ / ૮૩ – ૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وَيَسْـَٔلُوْنَكَ عَنِ الْمَحِيْضِ ؕ قُلْ هُوَ اَذًى ۙ فَاعْتَزِلُوا النِّسَآءَ فِي الْمَحِيْضِ ۙ
وَلَا تَقْرَبُوْهُنَّ حَتّٰى يَطْهُرْنَ ۚ فَاِذَا تَطَهَّرْنَ فَاْتُوْهُنَّ مِنْ حَيْثُ اَمَرَكُمُ اللّٰهُ ؕ
اِنَّ اللّٰهَ يُحِبُّ التَّوَّابِيْنَ وَيُحِبُّ الْمُتَطَهِّرِيْنَ ﴿۲۲۲﴾

**તર્જુમો :** અને તમારાથી હૈઝનો હુકમ પૂછે છે. ફરમાવી દો કે તે ગંદકી છે, માટે હૈઝ વખતે તમે સ્ત્રીઓ (સાથે સમાગમ કરવા)થી અળગા રહો અને જ્યાં સુધી તેણીઓ (હૈઝ)થી પવિત્ર થાય નહિ ત્યાં સુધી તેણીઓથી સમાગમ કરો નહિ. પછી જ્યારે તેણીઓ સારી રીતે પવિત્ર થઈ જાય, ત્યારે અલ્લાહે તમને હુકમ આપ્યો છે ત્યાંથી તેણીઓ પાસે જાઓ. બેશક, અલ્લાહ તૌબા કરનારાઓને પસંદ કરે છે, તેમજ ગંદકીથી બચનારાઓને ચાહે છે.

(સૂરએ બકરહ : ૨૨૨)

# હૈઝ, નિફાસ અને ઈસ્તિહાઝહનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# હૈઝ, નિફાસ અને ઈસ્તિહાઝહનું બયાન

## (૧) નાની ઉમરમાં ફેમિલી પ્લાનિંગ ખાતર ઓપરેશન કરાવનારી સ્ત્રીના "માસિક દિવસો"નો હુકમ

**સવાલ (૫૨૦) :** ઘણી સ્ત્રીઓ ફેમિલી પ્લાનિંગ માટે ઓછી ઉમરમાં (વીસ – પચ્ચીસ વર્ષની ઉમર)માં જ પોતાના ગર્ભાશયનું ઓપરેશન કરાવી નાંખે છે. જેના લીધે તેમને હેઝ (માસિક) નથી આવતું, હાલાંકે ઔરતો માટે હૈઝ (માસિક)ની મુદત પ્રતિ માસ "ત્રણથી દસ દિવસ સુધી" રહે છે અને આ આદત ઓપરેશન કરી નાંખવાથી ખતમ થઈ જાય છે અને માસિક બંધ થઈ જાય છે, "ઓપરેશનના કારણે બંધ થનાર માસિકને શરીઅતમાં માસિકના દિવસો ગણવામાં આવે કે નહીં ? આ દિવસોમાં હૈઝના અહકામ લાગુ થશે કે નહીં ? એટલે કે માસિકના દિવસોની નમાઝો, રોઝા વગેરેની અદાયગી અને જો કોઈએ પોતાની પત્નીને તલાક આપી હોય તો માસિક વડે ઈદ્દત ગુઝારવી અને કુર્આને પાકની તિલાવત વગેરેના અહકામો હેઝ સંબંધિત છે તે લાગુ થશે કે નહીં ? જો માસિક ન આવવાથી માસિક આવવું માનવામાં આવે તો નમાઝની અદાયગી દુરુસ્ત નહીં થાય, રોઝાની પછીથી કઝા કરે, તે સમય દરમિયાન રોઝા રાખવા પણ જાઈઝ નહીં થાય. તલાકની સૂરતમાં ત્રણ હેઝથી ઈદ્દત પૂરી થાય, કુર્આને પાકની તિલાવત આ દિવસો દરમિયાન જાઈઝ ન થાય.

યાદ રહે કે ઓપરેશન કર્યા પછી આ દિવસોમાં ઓરતને હેઝનું ખૂન આવતું નથી. તે જગ્યા એકદમ સાફ હોય છે, તો તે હાઈઝાના હુકમમાં શુમાર થવી જોઈએ. કારણે તેને તેનું આ ઓપરેશન જાણીજોઈને કરાવ્યું છે અને તેને આઈસા (જેનું કુદરતી રીતે ઘડપણમાં માસિક આવવાનું આપોઆપ બંધ થઈ જાય તે ઔરત) પણ કહેવામાં આવશે નહીં, કારણ કે ઓરતનો આ સમય તો ઘડપણમાં આવે છે અને આ ઔરત તો ઘરડી નથી ; બલકે એકદમ યુવાન છે. સંતોષ કારક જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઘડપણમાં હેઝનું ખૂન (માસિક) બંધ થઈ જાય અથવા કોઈ બિમારીના કારણે હેઝ ન આવે અથવા ગર્ભ રહી જવાના કારણે હેઝ (માસિક) ન આવે અથવા હેઝ બંધ કરનાર દવાઓનો ઉપયોગ કરવાથી હેઝનું ખુન ન આવે તો આ સુરતોમાં ઔરત પર હેઝના હુકમો લાગુ થશે નહીં. (અલ મબ્સૂત : ૩ / ૧૫૧)

વર્તમાન સમયમાં અમુક એવી દવાઓ બનાવવામાં આવી છે કે જો તેની એક ગોળી ઔરતને આપવામાં આવે તો આદત પ્રમાણે ખૂન આવતું નથી. અમુક ઔરતો તો પોતાની નાદાની અને અજ્ઞાનતાના કારણે હજના દિવસોમાં આ પ્રકારની દવાઓનો ઉપયોગ કરે છે. જેથી હેઝ મોડું આવે અને હજના અરકાન પાકીની હાલતમાં અદા કરી લે. ઈસ્લામી ૯ તારીખથી લઈ ૧૫ તારીખ દરમિયાન જે ઔરતોને ખૂનની આદત હોય છે તેવી ઔરતો અને ખાસ કરી યુ.કે, આફ્રિકા, અમેરીકા અને કેનેડા જેવા દેશોમાંથી હજ માટે આવનારી ઔરતો આવી ગોળીઓ વાપરે છે, જેનાથી આદત પ્રમાણે (હેઝ આવવામાં) થોડો વિલંબ થઈ જાય છે અને ૯ તારીખને બદલે ૧૯ તારીખે આવે છે. આવી સૂરતમાં ઔરત પાક ગણાશે અને તેમના હજના અરકાન સહીહ અને દુરુસ્ત ગણાશે.

એ જ રીતે પોતાની ખૂશીથી ઓપરેશન કરાવનારી ઔરતને તેની આદતના દિવસોમાં જયારે હેઝનું ખુન નહીં આવે તો તે પાક જ ગણાશે. માટે બધી નમાઝ અને રોઝા અદા કરવા ફર્ઝ થશે અને તેની તલાકની મુદતની પૂર્તિ, ત્રણ હેઝને બદલે ત્રણ મહીનાથી થશે. ત્રણ મહીના પસાર થઈ જવાથી તેની તલાકની ઈદ્દત પૂરી થઈ જશે.

ટૂંકમાં હૈઝના હુકમો ખરી રીતે હેઝ આવવાથી લાગુ થશે, માત્ર તારીખના આધારે હાઈઝા હોવાનો હુકમ લગાવવામાં આવશે નહીં. એટલા માટે ઉલમા અને ફુકહા હઝરાતે લખ્યું છે કે "ઔરતની હેઝની આદત કયારેક કયારેક બદલાતી રહે છે. (અલ મબ્સૂત : ૨ / ૧૬)

આપે જે અકલી વાતો લખી છે તે અસ્વીકાર્ય છે. તેના પર કયાસ (તર્ક) કરવો દુરુસ્ત નથી. હેઝ આવવાથી જ ઔરત હાઈઝા કહેવાશે. માત્ર તારીખ અને દિવસના કારણે ન તો હાઈઝા કહેવાશે અને ન તો તેના પર હાઈઝા હોવાનો હુકમ લગાવવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ગર્ભ પડી ગયા પછી નિફાસની મુદ્દતનું બયાન

## (૩) નિફાસની હાલતમાં ઔરત દુઆ કરી શકે છે ?

**સવાલ (૫૨૧):** કોઈ સ્ત્રીનું ગર્ભ પડી ગયું હોય અને પંદર કે સોળ દિવસ પછી તે સ્ત્રી ગુસલ કરીને કપડા વગેરે બદલી નમાઝ પઢવા ચાહે અથવા કુર્આને પાકની તિલાવત કરવા ચાહે તો ઈજાઝત છે ? કે પછી ચાળીસ દિવસ પૂરા કરવા જરૂરી છે. તેમજ આ દિવસોમાં તે દુઆ કઈ રીતે કરશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગર્ભ પાંચમાં મહીને પડી ગયું હોય અને તેમાં માસના ટુકડા જેવી કોઈ વસ્તુ દેખાઈ હોય તો જે ખૂન નીકળશે તે "નિફાસનું ખૂન" કહેવાશે.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ : ૧ / ૩૦૨–૩૦૩, ફત્હુલ કદીર : ૧ / ૧૮૯)

જો ઔરતને આથી પહેલા કોઈ બાળક પેદા થયું હોય, તે સમયે તેને જેટલા દિવસ ખૂન આવ્યું હતું એટલો સમય આ વખતે પણ ખૂન આવે અને પછી બંધ થઈ જાય, તો તે જ ઘડીએ પાક સમજવામાં આવશે. ત્યાર પછી તેનું ગુસલ કરીને પાક કપડાં પહેરીને નમાઝ અને કુર્આન શરીફ પઢવું જાઈઝ છે અને જો પહેલી જ વાર ખૂન આવ્યું છે, તો ખૂન બંધ થવાથી તે પાક થઈ જશે. હવે તે નમાઝ, રોઝા અને તિલાવત શરૂ કરી દે. ચાલીસ દિવસની રાહ જોવી જરૂરી નથી. (અલ જવહરતુ ન્નય્યિરહ : ૧ / ૩૫) પરંતુ તે દુઆ તો દરેક હાલતમાં માંગી શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ગર્ભ પડી ગયા પછી કેટલી મુદ્દત સુધી ખૂનની રાહ જુએ ?

**સવાલ (૫૨૨) :** એક મહિલાને ત્રણ ચાર બાળકો થયા પછી ત્રણ– ચાર વાર ભર્ગ પડી ચુકયું છે. આ ગર્ભ પડી જવાના સમયે શરઈ દ્રષ્ટિએ કેટલા સમય સુધી નમાઝ, રોઝા માટે રાહ જોવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગર્ભ પડી ગયા પછી આવનાર ખૂનના બે પ્રકાર છે :

(૧) જો ગર્ભમાં બાળકના અવયવો બની ચુકયા હતા ત્યાર પછી ગર્ભ પડી ગયું, તો આ સૂરતમાં લોહી "નિફાસ"નું કહેવાશે. તેની મુદત વિશે વિગત આ છે કે

જોવામાં આવશે કે આગલા બાળકોની પ્રસુતિ વખતે તેને કેટલા સમય સુધી ખૂન આવ્યું હતું. તે મુજબ તેના પર નિફાસનો હુકમ લગાડવામાં આવશે. જો જુની આદત પ્રમાણે ખૂન બંધ થઈ ગયું હોય તો તે નહાયને નમાઝ અદા કરશે અને જો ખૂન ચાલીસ દિવસો કરતા વધારે આવે, તો પણ તે પાછલી આદત મુજબ દા.ત. ૨૫ / દિવસના ખૂનને નિફાસ શુમાર કરે અને બાકી વધારાના દિવસોને બિમારીનું ખૂન માનવામાં આવશે. હા, ખૂન પાછલી આદત કરતા વધી જાય, પરંતુ ચાલીસ દિવસ અથવા એનાથી ઓછું હોય તો સંપૂર્ણ મુદત નિફાસ છે અને એમ સમજવામાં આવશે કે તેની નિફાસની આદત બદલાય ગઈ છે. (આલમગીરી : ૧ / ૪૦)

(૨) જો ગર્ભ એ હાલતમાં પડયું કે બાળકનું કોઈ અંગ બન્યું નથી, માત્ર લોહી જ નજર આવે છે તો તે ખૂન હેઝનું કહેવાશે. હેઝની જે આદત છે એટલા દિવસો પછી ગુસલ કરી નમાઝ વગેરે પઢવાનું શરૂ કરી દે, આદત કરતા વધી જાય અને દસ દિવસ કરતા વધુ દિવસ ખૂન ચાલું રહે તો આદત કરતા વધારે જેટલું પણ ખુન આવ્યું છે બધું ખૂન બિમારીનું કહેવાશે. પરંતુ દસ દિવસના અંદર છે તો હેઝ માનવામાં આવશે, અને સમજવામાં આવશે કે હેઝ બાબતે તેની આદત બદલાય ગઈ છે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ : ૧ / ૩૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હૈઝના દિવસો દરમિયાન એક દિવસ માટે ખૂન બંધ થઈ જાય તો શું હુકમ છે ?

**સવાલ (૫૨૩) :** હૈઝના દિવસોમાં કોઈ ઔરતને થોડી વાર માટે અથવા એક દિવસ માટે ખૂન બંધ રહે છે, પછી પાછું ચાલું થઈ જાય છે અને આ તેની આદત બની ગઈ છે તો શું તે ઔરત એ સમયમાં નમાઝ અદા કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બે હૈઝ (માસિક) દરમિયાન કમસે કમ પંદર દિવસનું અંતર જરૂરી છે. જો પંદર દિવસના અંતર પછી લોહી ચાલુ થયું અને વધુથી વધુ દસ દિવસ ચાલુ રહયું અથવા કમસે કમ ત્રણ દિવસ ચાલુ રહયું તો તેને હૈઝ માનવામાં આવશે. આ દિવસોમાં નમાઝ જાઈઝ નથી. માફ છે અને રોઝાની પણ મનાઈ છે, પરંતુ (ખૂન બંધ થયા પછી) તેની કઝા વાજિબ થશે. (દુર્ર મઅ રદ : ૧ / ૨૮૫ – ૨૯૧) જો આ ત્રણ દિવસ કે દસ દિવસ દરમિયાન એક બે દિવસ ખૂન બંધ રહે તો પણ આ

દિવસોને હૈઝના જ હુકમમાં ગણવામાં આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) નિફાસનું ખૂન બંધ થયા પછી એક અઠવાડિયા પછી આવતા ખૂનનો હુકમ

**સવાલ (૫૨૪) :** એક ઔરતને પહેલી ડિલેવરી પછી ચાળીસ દિવસો સુધી ખૂન આવ્યું, ત્યાર પછી બંધ થઈ ગયું, એક અઠવાડિયા પછી ફરીવાર ચાલું થઈ ગયું તો શું આ હાલતમાં તે નમાઝ પઢી શકે છે ? અને તેના ખૂનનો શુ હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ડિલેવરી પછી ચાળીસ દિવસથી વધારે જે ખૂન આવ્યું તે બિમારીનું ખૂન કહેવાશે, (દર્રુ મઅ રદ : ૨૯૯ – ૩૦૦) તેના અહકામ પાકીની હાલત જેવા છે. નિફાસના ચાલીસ દિવસ પછી આ ઔરત પર નમાઝ ફર્ઝ છે, જેથી આ દિવસોમાં મામૂલ મુજબ નમાઝ પઢે. (દર્રુ મઅ રદઃ ૧ / ૨૯૮) માત્ર એક અઠવાડિયા પછી આવનારું ખૂન હૈઝનું ખૂન નથી. જો પંદર દિવસના અંતરે આવે તો તે હૈઝનું ખૂન છે. (રદુલ મુહતારઃ ૧/૨૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ઔરત નિફાસનું ગુસલ કેવી રીતે કરે ?

**સવાલ (૫૨૫) :** પ્રસુતિ (ડિલેવરી) ના ચાલીસ દિવસ પછી ઔરત માટે નિફાસનું ગુસલ કરવાની સહીહ રીત કઈ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ડીલેવરી પછી ચાલીસ દિવસ દરમિયાન જયાં સુધી ખૂન આવતું રહે, ત્યાં સુધી ઔરત પર નમાઝ ફર્ઝ નથી અને ગુસલ પણ ફર્ઝ નથી. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૪૪) પરંતુ ઔરત સફાઈ અને સ્વચ્છતાનું ધ્યાન રાખી ગુસલ કરતી રહે.

(રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૨૯૦)

જયારે નિફાસનું ખૂન બંધ થઈ જાય, ભલે ચાલીસ દિવસો પુરા ન થયા હોય, તો તે વખતથી જ ઔરત પર ગુસલ અને નમાઝ બન્ને ફર્ઝ થઈ જશે. માટે ઔરતે ગુસલ કરી નમાઝ પઢવાનું ચાલુ કરી દેવું જોઈએ. (ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૩૯) જો ચાલીસ દિવસ મુકમ્મલ થઈ ગયા પછી ખૂન ચાલુ રહે તો તે બિમારીનું ખૂન કહેવાશે, તે ગુસલ અને નમાઝ માટે અવરોધક નથી. માટે ચાળીસ દિવસો પુરા થઈ ગયા પછી ઔરત ગુસલ કરીને નમાઝ શરૂ કરી દે અને આ હાલતમાં તેના ઉપર

રોઝા પણ ફર્ઝ થશે. (દુર્રે મઅ રદ : ૧ / ૨૯૯ –૩૦૦) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) હૈઝ બંધ થયા પછી ઔરત ગુસલ કેવી રીતે કરે ?

**સવાલ (૫૨૬) :** હૈઝ બંધ થયા પછી ગુસલ કરવાની સહીહ રીત શું છે ? અજ્ઞાનતાના કારણે ઘણી સ્ત્રીઓ આ ગુસલમાં ગેર જરૂરી રિવાજો અને પ્રથાઓની પાબંદી કરે છે. દા.ત. ગુસલ કરતી વખતે કિબ્લા મોઢું કરવું જરૂરી સમજે છે. પાણી પર દમ કરાવીને પીવે છે, તો આ રિવાજો સાથે ગુસલ કરવાથી ગુસલ સહીહ થશે ? અને આ પ્રકારના ગુસલથી જે નમાઝ પઢવામાં આવશે અને તિલાવત કરવામાં આવશે, તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હૈઝનું ગુસલ પણ નિફાસના ગુસલ જેવું છે. જેમાં મસ્નૂન દુઆ સિવાય કંઈ પઢવાની જરૂરત નથી. તેના માત્ર ત્રણ ફર્ઝો છે : (૧) કોગળા કરવા (૨) નાકમાં પાણી નાંખવું (૩) આખા બદન પર એ રીતે પાણી વહાવવું કે (એક વાળ બરાબર પણ) કોઈ અવયવ સુકો ન રહી જાય. (સૂરએ માઈદહ : ૬)

(હિદાયહ : ૧ / ૨૯, બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૪૨)

હૈઝની વધુમાં વધુ મુદત દસ દિવસ છે, જો આનાથી વધુ દિવસ ખૂન આવતું રહે તો તેને બિમારીનું ખૂન માનવામાં આવશે. માટે ઔરતે દસ દિવસ પછી ગુસલ કરીને નમાઝો પઢવાનું શરૂ કરી દેવું જોઈએ અને રોઝા પણ રાખે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ : ૧ / ૨૮૪ – ૨૮૫) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) માત્ર સફેદ પાણી હૈઝ નથી

**સવાલ (૫૨૭) :** અમુક સ્ત્રીઓને બીમારી અથવા કોઈ ઉઝર અથવા કમજોરીના કારણે વધુ પડતું હૈઝ આવવાથી એક બે દિવસ પહેલા સફેદ પાણી આવવાનું ચાલું થઈ જાય છે, તો આવી હાલતમાં સંભોગ કરવો કેવું છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ વ મુસલ્લિમા

એકદમ સફેદ પાણી હોય તો તે હૈઝ નથી. હૈઝના સમય પહેલા અથવા પછી આવું સફેદ પાણી આવે છે, તો આ સૂરતમાં શરઈ દ્રષ્ટિએ પત્ની સાથે સંભોગ કરવો જાઈઝ છે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૨૮૯ – ૨૯૦) આમાં થોડો પણ કોઈ પ્રકારનો રંગ હોય તો તે હૈઝનું ખૂન ગણાશે. (રદ્દુલ મુહતાર : ૧ / ૨૮૯) હૈઝના

દિવસોમાં પત્ની સાથે સંબંધ બાંધવો જાઈઝ નથી.

હૈઝની ઓછામાં ઓછી મુદત ત્રણ દિવસ અને વધુમાં વધુ મુદત દસ દિવસ છે, આનાથી ઓછું અથવા વધુ બિમારીનું ખૂન છે. બે હૈઝ દરમિયાન ઓછામાં ઓછું ૧૫ દિવસનું અંતર હોય છે અને વધુની કોઈ હદ નક્કી નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ : ૧ / ૨૮૪ – ૨૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) હૈઝની વધુમાં વધુ મુદ્દત પૂરી થઈ ગયા પછી ગુસલ કર્યા વગર પત્ની સાથે સંભોગ કરવો

**સવાલ (૫૨૮) :** શું હેઝવાળી ઔરત સાથે હેઝની વધુ મુદત દસ દિવસ, પૂરા થઈ ગયા પછી ગુસલ કરતા પહેલા સંભોગ કરવો જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછવામાં આવેલ સૂરતમાં આવી ઔરત સાથે સંભોગ કરવો જાઈઝ છે. પરંતુ મુસ્તહબ અને સારુ એ છે કે ગુસલ કર્યા પછી સંભોગ (હમ બિસ્તરી) કરે. (દુર્રે મુખ્તાર : ૧ / ૧૫૬) (મરાકિયુલ ફલાહ : ૩૫)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) જો ડિલેવરી પછી ખૂન ન દેખાય તો...

**સવાલ (૫૨૯) :** એક મુસ્લિમ મહિલાને ઓપરેશનથી બાળકની પૈદાઈશ થઈ, તેના કારણે નિફાસનું ખૂન આગલી શર્મગાહથી જાહેર થયું નથી, તો આવી સૂરતમાં આ ઔરત માટે નમાઝ અને રોઝાનો શું હુકમ છે ? શું ઔરત નિફાસવાળી કહેવાશે? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળકની પૈદાઈશના કારણે ઔરત નિફાસવાળી ગણાશે. માટે તેના પર ગુસલ ફર્ઝ થશે અને તે દિવસે રોઝો રાખવો તેના માટે દુરુસ્ત નથી.

فلو لم تره هل تكون نفساء ؟ المعتمد نعم

અને ઈમામ અબૂ હનીફા (રહ.)નો મસ્લક પણ આ જ છે.

(ફતાવા હિન્દિય્યહ : : ૧ / ૩૭)

માટે બાળક પેદા થયા પછી ગુસલ કરી નમાઝ શરૂ કરી દે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

المعذور هو الذی لا یمضی علیہ وقت صلاۃ الا والحدث الذی
ابتلی بہ موجود حتی لو انقطع الدم وقتا کاملا خرج من ان
یکون صاحب عذر من وقت الانقطاع

**તર્જુમો :** મા'ઝૂર એવા માણસને કહેવાય છે, જેના પર એક વખતની નમાઝનો સમય પણ પસાર ન થઈ શકે, પરંતુ એવી હાલતમાં તેમાં નાપાકી મૌજૂદ હોય. તેનું કારણ એ જ છે કે જો આખા સમય સુધીમાં લોહી બંધ થઈ જાય, તો બંધ થયા પછી તે મા'ઝૂર (મજબુર) માનવામાં આવશે નહીં. (અલ–ઈખ્તિયારુ લિતઅ્લીલિલ મુખ્તાર : ૧ / ૩૦)

# મા'ઝૂર અને લાચાર લોકોના અહકામ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# માઝૂર અને લાચાર લોકોના અહકામ

## (૧) માઝૂર માટે વુઝૂનો હુકમ

**સવાલ (૫૩૦) :** મને પાછળથી હવા નીકળવાની બિમારી છે, વુઝૂ કરું છું પરંતુ વધારે સમય સુધી વુઝૂ રહેતું નથી. ઘણો ઈલાજ કરાવી ચુકયો છું પણ ડોકટરોનું કહેવું છે કે તમારા પેટમાં ખરાબી છે, એટલે તમને આવું થાય છે.

બીજુ કે મને શુગર (ડાયાબિટીસ)ની બિમારી પણ છે, એના લીધે ઈસ્તિન્જા – પેશાબ પછી કયારેક કયારેક એક – બે ટીપાં નીકળી જાય છે. હાલાંકે ઘણી સાવધાની વર્તુ છું. પરંતુ બિમારી સામે લાચાર છું. તો આવી સૂરતમાં મારા માટે નમાઝ, તિલાવત, ઝિક્ર વગેરે ઈબાદતો વિશે શું હુકમ છે ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે જે મજબૂરી, હવા નીકળવાની અને પેશાબનું વર્ણન કર્યુ છે, જો તેના માટે કોઈ પણ ઉપાય કામ ન આવતો હોય અને રોકવું નિયંત્રણ – કંટ્રોલ બહાર હોય તો તે માટે વિગત આ છે કે જો આ "ઉઝર" એક નમાઝના સંપૂર્ણ સમય સુધી બરાબર કાયમ રહે, એટલે કે એટલો સમય ન મળે કે તેમાં તમે પાકી સાથે ફર્ઝ નમાઝ પઢી શકો તો શરઈ રીતે તમે માઝૂર (લાચાર) છો (અલ્ ઈખ્તિયારુ લિતઅ્લીલિલ્ મુખ્તાર : ૧ / ૩૦) અને માઝૂરનો હુકમ એ છે કે દરેક નમાઝ વખતે નવેસરથી વુઝૂ કરે, અને આ વુઝૂથી જેટલી નમાઝ પઢવા માંગે પઢી શકે છે. આ બિમારી હોવાને કારણે તેનું વુઝૂ તુટશે નહીં. જો કોઈને વાગ્યું હોય અને ઝખમની જગ્યાએથી સતત ખૂન વહેતું હોય અથવા ઔરતને ઈસ્તિહાઝા (મુદ્દતથી વધારે ખૂન આવવા)ની બિમારી હોય અને સતત ચાલું રહેતું હોય અથવા કોઈને પાછળથી હવા નીકળવાની બિમારી હોય તો આ બધા માટે પણ આ જ હુકમ છે એટલે કે તેની આ મજબૂરી (ઉઝર) એક નમાઝના વખતને ઘેરી લે અને એટલી પણ ફુરસદ ન મળે કે પાકી સાથે માત્ર ફર્ઝ નમાઝ અદા કરી શકે તો આ શરઈ મજબૂરી છે. હવે તેણે માત્ર દરેક નમાઝના સમયે નવેસરથી વુઝૂ કરવું પડશે. ઉપરાંત યાદ રહે કે જે ઉઝર (કારણ) થી તે માઝૂર થયો છે તે કારણ પેશ આવવાથી તેનું વુઝૂ તુટશે નહીં અલબત્ત

આ કારણ સિવાય વુઝૂને તોડનારી અન્ય કોઈ બીજી વસ્તુ પેશ આવશે તો વુઝૂ તુટી જશે, દા.ત. પેશાબની બિમારીવાળાને હવા નીકળી તો આ રીતે હવા નીળકવાથી તેનું વુઝૂ તુટી જશે. (તિરમિઝીઃ ૧/૩૩, હદીસ નં. ૧૨૬)

માઝૂર (લાચાર) માટે દરેક નમાઝ વખતે નવું વુઝૂ કરવું જરૂરી છે. દા.ત. સુર્યાસ્ત પછી (મગરિબની નમાઝ માટે) તેણે વુઝૂ કર્યુ ઈશાનો વખત થયા પછી ઈશાની નમાઝ માટે બીજુ વુઝૂ કરવું જરૂરી છે અને જો સુર્યાસ્તથી પહેલા મગરિબનું વુઝૂ કર્યુ તો સુર્યાસ્ત (સૂરજ આથમ્યા) પછી તે વુઝૂ તુટી જશે મગરિબનો સમય થયા પછી બીજુ નવેસરથી વુઝૂ કરવું જરૂરી છે.

અને પછી એક વાર શરઈ માઝૂર બની ગયા પછી તે ઉઝરને બાકી રાખવા માટે દરેક નમાઝ વખતે કમસે કમ એક વખત બિમારીનું જાહેર થવું જરૂરી છે. જો નમાઝનો કોઈ વખત તેનાથી ખાલી ગયો એટલે કે તેમાં એક વાર પણ તે બિમારી જાહેર થઈ નથી તો પછી તે શરઈ રીતે મજબૂર ગણાશે નહીં અને તેના પર બીજીવાર લાચાર માણસના હુકમો લાગુ થવા માટે ઉપરોકત દર્શાવેલ શરતનું હોવું જરૂરી છે. (બહરુર્રાઈક : ૧ / ૩૭૭)

જો કોઈની બિમારી એટલી ગંભીર ન હોય કે બે બે મિનિટમાં હવા અથવા પેશાબનું ટીપુ ટપકતું હોય બલકે વુઝૂ કરીને ફર્ઝ નમાઝ પઢવા જેટલો સમય મળી જતો હોય તો આવો માણસ શરઈ રીતે માઝૂર કહેવાશે નહીં તેના માટે જરૂરી છે કે તે માણસ પાકીની હાલતમાં ફર્ઝ નમાઝ અદા કરે અને પેશાબનું ટીપું એક હોય કે બે, ટૂંકમાં તેનાથી વુઝૂ તુટી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) પેશાબના ટીપાં ટપકવાની બિમારીવાળા દર્દીની પાકીનો હુકમ અને તેનો તરીકો

**સવાલ ( ૫૩૧ ) :** એક માણસને પેશાબની એવી બિમારી છે કે વારંવાર તેનું વુઝૂ તુટતું રહે છે અને નમાઝમાં તેને બહુ તકલીફ પડે છે. તો તેના માટે શરીઅતનો હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પેશાબના ટીપા એટલા વધુ પ્રમાણમાં આવતા હોય કે નમાઝનો સંપૂર્ણ સમય

તેમાં જ પસાર થઈ જાય અને એટલો પણ સમય ન મળે કે પાકી હાસિલ કરી ફર્ઝ નમાઝ અદા કરી શકાય, તો આવી સૂરતમાં આ માણસ માઝૂર કહેવાશે. અને માઝૂર (મજબૂર) નો હુકમ એ છે કે દરેક નમાઝ વખતે નવેસરથી વુઝૂ કરે અને તે વુઝૂથી જેટલી નમાઝ પઢવા ઈચ્છે પઢી શકે છે. હવે આ બિમારી થવાના કારણે તેનું વુઝૂ તુટશે નહીં. બીજી નમાઝનો સમય થાય ત્યારે બીજી વાર કપડાં અને શરીરની નાપાકીને ધોવી જરૂરી છે અને બીજી વાર વુઝૂ કરી તે નમાઝ પઢશે. જયાં સુધી નમાઝનો સમય બાકી છે તેનું વુઝૂ રહેશે. નમાઝનો સમય પૂરો થવાથી તેનું વુઝૂ (આપોઆપ) તુટી જશે. ભલે પછી અન્ય કોઈ વુઝૂને તોડનાર વસ્તુ પેશ આવી હોય કે ન હોય. દરેક નમાઝના સમયે તે આ રીતે કરતો રહે. (બહર : ૧ / ૩૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) હવા નીકળવાની બિમારીવાળા માણસ માટે શરઈ હુકમ

**સવાલ (૫૩૨) :** એક માણસને હવા નીકળવાની બીમારી છે. તે ચાર રકાત નમાઝ પણ પઢી શકતો નથી કે વુઝૂ તુટી જાય છે તેના માટે શરીઅતનો શું હુકમ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવી વ્યકિત જે વુઝૂ કર્યા પછી ચાર રકાત નમાઝ પણ પઢી શકતો નથી કે હવા નીકળી જાય છે તો તેણે બની શકે ત્યાં સુધી પાકીની હાલતમાં નમાઝ પઢવાની કોશિશ કરવી જોઈએ. દા.ત. જો ઉભા થઈને નમાઝ પઢવાથી તેની હવા નીકળી જાય છે તો બેસીને નમાઝ પઢે અને જો તેનાથી પણ હવા નીકળી જાય છે તો બેસીને ઈશારાથી નમાઝ પઢે, પરંતુ કોશિશ કરે કે હવા ન નીકળે, કારણ કે પાકીની હાલતમાં નમાઝ પઢવી અફઝલ છે. પાકી વગર નમાઝ પઢવાથી :

کمافی مراقی الفلاح ومن به عذر کسلس بول او استطلاق بطن 'وانفلات ریح ورعاف دائم و جرح لا یرقأ ولا یمکن حبسه بحشو من غیر مشقة ولا بجلوس ولا بالایمائ فی الصلاة فبهذا یتوضؤن 'لوقت کل فرض' الخ (مراقی الفلا :۸۰) وفی الدُّرّ : یجب رد عذره اوتقلیله بقدر قدرته ولو بصلاته مومیا، وبرده لا یبقی ذاعذر بخلاف الحائض۔ ( ج : ۱ ، ص : ۲۰۴) وفی البحر :

ومتى قدر المعذور على رد السيلان برباط اوحشو او كان لو جلس لا يسيل ولو قام سال وجب رده، وخرج برده عن أن يكون صاحب عذر۔( ج : ١، ص :٢١٦)

આ ઈબારતોથી માલૂમ થયું કે આ ઉઝર દૂર થાય એવી કોશિશ કરવી જોઈએ, અને જો ઉઝર દૂર થઈ ગયું તો હવે તે માણસ માઝૂર કહેવાશે નહીં. પરંતુ જો કોશિશ કરવા છતાં આ બિમારી દૂર ન થાય તો આવો માણસ માઝૂર – મજબૂર છે તેના માટે જરૂરી છે કે દરેક ફર્ઝ નમાઝ વખતે વુઝૂ કરે અને તે વખતે જેટલી ફર્ઝ, સુન્નત અને નફલ પઢવા ચાહે પઢી લે. પરંતુ જયારે આ ફર્ઝ નમાઝનો સમય નીકળી જાય તો (અને બીજી નમાઝનો સમય ચાલુ થઈ જાય તો આપોઆપ) વુઝૂ તુટી જશે. એટલે કે માઝૂરનું વુઝૂ એક નમાઝના સમય માટે જ રહે છે.

ફુકહાએ લખ્યું છે કે

وحكمہ الوضوء.......لكل فرض) اللام للوقت.......(ثم يصلى) بہ (فيہ فرضا ونفلا) فدخل الواجب بالأولى (فاذا خرج الوقت بطل ) أى : ظهر حدثہ السابق (الدر المختار : ١/٢٨١، ومثلہ فى البحر الرائق : ١/٢١٥، غنية :١/٢٣٣، طحطاوى : ٨٠، ملتقى مع شرحيہ :١/٥٢)وغیرہ)

પરંતુ જો આ ઉઝર સિવાય વુઝૂને તોડનાર વસ્તુઓમાંથી કોઈ અન્ય નાપાકી પેશ આવે તો બીજી નાપાકીના કારણે બીજી વાર વુઝૂ કરવું પડશે. (જેવું કે ફિકહની મોટાભાગની કિતાબોમાં છે.) (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૨૭ – ૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જેની વારંવાર હવા નીકળતી હોય તેના માટે શું હુકમ છે ?

**સવાલ (૫૩૩) :** એક માણસને હંમેશા હવા નીકળતી રહે છે. ઈલાજ પણ કરાવ્યો, પરંતુ આ બિમારી દૂર થતી નથી, તો આવો માણસ કેવી રીતે નમાઝ પઢે ? હવા નીકળવાથી વુઝૂ તુટી જાય છે, અને વારંવાર વુઝૂ કરવું પડે છે, તેમાં ઘણી પરેશાની થાય છે અને નમાઝમાં કોશિશ પણ કરવામાં આવી કે હવા ન નીકળે, પરંતુ આવું થતું નથી, આવા માણસ માટે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આવો માણસ વુઝૂ કરીને નમાઝ પૂરી કરે, જો તેને આટલો પણ સમય મળતો ન હોય કે વુઝૂ કરીને વખતમાં નમાઝ પઢી શકે, તો શરીઅતની પરિભાષામાં તેને "માઝૂર" (લાચાર) કહેવામાં આવડશે. આવો માણસ દરેક (નમાઝના) સમયમાં વુઝૂ કરે અને તેનાથી જેટલી ફર્ઝ, નફલ અને વાજિબ વગેરે પઢવા ચાહે, ઈજાઝત છે, તેનું આ વુઝૂ એક નમાઝના વખત સુધી રહેશે. શરત એ છે કે તેમાં બીજી કોઈ વુઝૂને તોડનાર વસ્તુ પેશ ન આવી હોય. (અલ બહર : ૧ / ૩૭૬, દુર્રે મુખ્તાર : ૧ / ૩૦૫)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) શું માઝૂર માણસ દરેક નમાઝના સમયે નવું વુઝૂ કરે ?

**સવાલ (૫૩૪) :** મને હવા નીકળવાની બિમારી છે, અને આ બિમારી એટલી બધી છે કે જમાઅત ઊભી થતા સુધી ચાર – પાંચ વાર વુઝૂ કરવાની નોબત આવી જાય છે, ઉપરાંત શિયાળાની ઋતુમાં ઘરેથી ગરમ પાણીથી વુઝૂ કરીને જાવ છું અને મસ્જિદમાં પહોંચું છું કે આ તકલીફ ઊભી થઈ જાય છે. મને નસ દબાઈ જવાની પણ બિમારી છે, જેના કારણે પગમાં પણ સખત દર્દ રહે છે, મારી ઉમર ૭૩ વર્ષની છે, ઘડપણના લીધે ઉઠવા – બેસવામાં પણ તકલીફ થાય છે, તો શું હું હવા નીકળવાના સમયે દરેક વાર નવું વુઝૂ કરીને નમાઝ પઢું કે પછી એક વાર વુઝૂ કરવું કાફી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હવા છૂટવાની બિમારી હોય કે પેશાબના ટીપાં ટપકવાની બિમારી હોય, તો એ બિમારી એક નમાઝના આખા વખતને આવરી લેતી હોય એવી રીતે કે તેમાં વુઝૂ કરીને નમાઝ પઢવાનો મોકો મળી ન શકે તો તેને શરીઅતની ભાષામાં "ઉઝર" કહેવામાં આવે છે અને જેને આ બિમારી હોય તેને માઝૂર કહેવામાં આવે છે. દા. ત. ઝોહરનો સમય ૧૨ : ૪૦ થી લઈ ૪ : ૪૦ સુધી છે, આ પૂરા સમયમાં આપને એટલો સમય મળતો નથી કે આપ પાકી હાસિલ કરી નમાઝ પઢી શકો, એ રીતે કે આપને નમાઝ પઢવામાં દસ મિનિટનો સમય લાગે છે અને આ ઉઝર (બિમારી) ૧૦ મિનિટ પહેલા જ પેશ આવી જાય તો તમે માઝૂર છો અને માઝૂરનો હુકમ એ છે કે નમાઝના વખતમાં વૂઝૂ કરીને તે વખત પૂરો થતા સુધી જેટલી ફર્ઝ અને નફલ નમાઝો પઢવા ચાહે પઢી શકે છે.

જયારે કોઈ પર માઝૂરનો હુકમ લાગું થઈ જાય ત્યાર પછી આ ઉઝર દરેક નમાઝમાં એક – બે વાર પેશ આવે તો તેને માઝૂર જ સમજવામાં આવશે પરંતુ જો એક નમાઝના સંપૂર્ણ વખતમાં એક વાર પણ આ ઉઝર પેશ આવ્યો નથી તો પછી તે માણસને માઝૂર નહીં કહેવાય. બીજી વાર માઝૂર હોવા માટે તેને એક (નમાઝના) સમય દરમિયાન ઉઝરનું પેશ આવવું જરૂરી છે. (જુઓ : માઝૂર માટે વુઝૂનો હુકમ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) જેને વારંવાર પેશાબના ટીપાં ટપકવાની બિમારી હોય તે કઈ રીતે નમાઝ પઢે ?

**સવાલ (૫૩૫) :** એક માણસ જયારે પેશાબ કરે છે તો પેશાબના અમુક ટીપા પેશાબની નળીમાં અટકી રહે છે અને ધીરે ધીરે બહાર નીકળતા રહે છે અને તે શંકામાં રહે છે કે પેશાબના બધા ટીપાં નીકળી ગયા કે નહીં ? આ શંકાને લઈ તેને વારંવાર શર્મગાહ (શિશ્ન) જોવાની આદત બની ગઈ છે અને વારંવાર પેશાબ કરવા જવું પડે છે. કેટલીક વખતે તો તેને દરમિયાનમાં જ નમાઝ તોડી નાંખવી પડે છે. આ શંકા અને વહેમને કારણે ગુસલ કરવામાં પણ તેને ઘણી વાર લાગે છે. ઘણી વખતે પેશાબ કરી રહયા પછી પણ ઉઠતી – બેસતી વખતે ટીપાં નીકળી જાય છે તો આવી મજબૂરીમાં તેના માટે શરીઅતનો હુકમ શું છે ? અને આ બિમારીના કારણે તે માણસ "માનસિક બિમારી" નો પણ ભોગ બની ગયો છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો એક વાર નમાઝનો સમગ્ર વખત આ હાલતમાં પસાર થઈ જાય કે પેશાબના ટીપાં બરાબર આવતા રહે, એટલો પણ સમય ન મળે કે પાકી હાસિલ કરી સમયસર નમાઝ અદા કરી શકાય તો આવા માણસને શરીઅતની રૂએ માઝૂર ગણવામાં આવશે. જેના અહકામ બીજા છે : તમારી આવી હાલત નથી એટલા માટે તમે નમાઝ પઢવા માટે અલગ કપડા રાખો, નમાઝથી પહેલા પાણી વડે ઈસ્તિન્જો કરી લુંગી અથવા લેંઘો બદલી નાંખો અને પછી નમાઝ પઢો.

(દર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૪૦૨ – ૪૦૩)

જો નમાઝથી પહેલા પેશાબની જરૂરત હોય, તો ૧૫ – ૨૦ મિનિટ પહેલા ફારિગ થઈ જાઓ, જેથી પેશાબના જે ટીપા બાકી છે તે પેશાબ પછી પાંચ – દસ

મિનિટમાં નીકળી જાય, ત્યાર પછી પાણીથી પાકી હાસિલ કરી, બીજી લુંગી અથવા લેંઘો પહેરીને નમાઝ પઢી લો.

શરીઅતમાં ઉઝર કબૂલ થવા માટે ઘણી કડક શરત છે, તમારી હાલત આ શરતો પ્રમાણે નથી એટલા માટે શંકા અને વહેમમાં પડી જમાઅત ન છોડો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) વુઝૂમાં કોગળા કરતી વખતે લોહીનું નીકળવું ઉઝર છે કે નહીં ?

**સવાલ (૫૩૬) :** પાછલા ત્રણ મહીનાથી ઝૈદને દાંતોમાંથી લોહી નીકળવાની બિમારી છે. ઘણી સારવાર કરાવી છતાં હજુ સુધી કોઈ ફરક પડયો નથી. તે જયારે પણ વુઝૂ કરે છે તો કોગળા કરતી વખતે દાંતો પર આંગળી ફેરવતા જ લોહી નીકળવાનું શરૂ થઈ જાય છે અને એટલું બધું નિકળે છે કે લોહી થૂંક પર ગાલિબ આવી જાય છે (એટલે કે થૂંક પણ લાલ લાલ થઈ જાય છે) પાંચેવ નમાઝો વખતે વુઝૂમાં આ જ હાલત રહે છે કે વુઝૂ શરૂ કરવાથી લઈ અંત સુધી ખૂન (લોહી) નીકળતું જ રહે છે, તો આ હાલતમાં ઝૈદ માઝૂર ગણાશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો દાંતોની બિમારીના કારણે ખૂન વહે છે તો થોડી વાર મોઢામાં ઠંડુ પાણી ભરી રાખે, પછી જયારે લોહી નીકળતું બંધ થઈ જાય ત્યાર પછી વુઝૂ કરીને નમાઝ પઢે. જો તે છતાં કોગળા કર્યા પછી પણ કલાકો સુધી લોહી બંધ ન થતું હોય તો માત્ર કોગળા કરી લે આંગળી ન ફેરવી, આંગળી ફેરવવી ફર્ઝ નથી તેના વગર પણ વુઝૂ દુરુસ્ત થઈ જશે અને આંગળી ફેરવ્યા વગર વુઝૂ કરી નમાઝ પઢી લે.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૭૪)

આ માણસ શરઈ રીતે માઝૂર ગણાશે નહીં અલબત્ત જો કોગળા કરવાનું છોડી દે અને માત્ર ચેહરો ધોવાથી પણ લોહી એટલું જ વહે છે કે તેને વુઝૂ કરી એક ફર્ઝ નમાઝ પઢવાનો મોકો નથી મળતો તો તે માઝૂર ગણાશે અને તેના પર માઝૂર (મજબૂર)ના હુકમો લાગૂ પડશે. તેના માટે હુકમ એ છે કે તે લોહી નીકળવાની હાલતમાં એક વુઝૂથી જેટલી નમાઝ પઢવા ચાહે પઢી લે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) શું માઝૂર માણસ ફજરના વુઝૂથી ફજર પછી કુર્આનની તિલાવત અને ઈશ્રાકની નમાઝ પઢી શકે છે ?

**સવાલ (૫૩૭) :** મારી ઉંમર ૭૦ વર્ષની છે, વુઝૂ થોડીવાર પણ રહેતું નથી. ચાર રકાતમાં (જ) ત્રણ અથવા ચાર વખત હવા નીકળી જાય છે. હવે મારે ફજરની નમાઝ પછી તે જ વુઝૂથી કુર્આનની તિલાવત અને ઈશ્રાક પઢવી છે તો શું હું આવું કરી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમારું વુઝૂ એટલી વાર સુધી રહેતું નથી કે વુઝૂ કરીને એક નમાઝ મુકમ્મલ અદા કરી શકાય તો તમે શરઈ રીતે માઝૂર છો અને માઝૂરનો હુકમ છે કે એક નમાઝ માટે તેણે વુઝૂ કર્યુ છે, તેનાથી નમાઝનો વખત ખતમ થતા સુધી જેટલી નમાઝો પઢવા ચાહે પઢી શકે છે અને કુર્આનની તિલાવત પણ કરી શકે છે પરંતુ જેવો નમાઝનો વખત પૂરો થશે તેનુ વુઝૂ પણ (આપોઆપ) તુટી જશે.

(જુઓ : માઝૂર માટે વુઝૂનો હુકમ)

માટે તમે ફજરની નમાઝ પછી તે જ વુઝૂથી કુર્આન પઢી શકો છો, પરંતુ સૂરજ નીકળતા (સૂર્યોદય થતાં) જ તમારું વુઝૂ તુટી જશે એટલે ઈશ્રાક માટે તમારે નવેસરથી વુઝૂ કરવું પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) જેમને વદીના ટીપાં ટપકવાની કાયમી બિમારી હોય તે શું કરે ?

**સવાલ (૫૩૮) :** જો કોઈ માણસને નમાઝની હાલતમાં જ વદીના (પેશાબ કર્યા પછી નીકળતા) ટીપાં નીકળવા લાગે તો શું કરે ? આ કાયમી તકલીફ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ શરૂ કર્યા પછી જો વદીના ટીપાં નીકળતા હોય તો વુઝૂ તુટી જશે, નાપાકીને ધોઈને વુઝૂ કરે, પછી નમાઝ પઢે. પરંતુ જો કોઈ માણસને તેની બિમારી છે કે દર ૫ – ૧૦ મિનિટે ટીપાં નીકળતા રહે છે અને એટલો વખત પણ નથી મળતો કે તે માણસ નમાઝ પઢી શકે તો તે શરઈ રીતે માઝૂર ગણાશે. આવો માણસ નમાઝના વખતમાં વુઝૂ કરી લે અને એક વખતમાં જેટલી ચાહે નમાઝો પઢે. કોઈની શરઈ માઝૂર હોવા માટે શરત એ છે કે ઉઝર બાકી રાખવા માટે નમાઝના વખતમાં

કમસે કમ એક વાર આ બિમારીનું જાહેર થવું જરૂરી છે. જો નમાઝનો કોઈ વખત તેનાથી ખાલી ગયો એટલે કે તેમાં એક વાર પણ તે બિમારી જાહેર ન થઈ તો તે શરઈ માઝૂર ગણાશે નહીં. આ મસ્અલાને કોઈ મુફતી અને આલિમ પાસે પઢાવીને સમજી લેવામાં આવે. (જુઓ : માઝૂર માટે વુઝૂનો હુકમ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) પેશાબના ટીપાંવાળા દર્દીની પાકીનો હુકમ

**સવાલ (૫૩૯) :** મારા ભાઈને પેશાબના ટીપાં પડવાની બિમારી છે જેના કારણે વારંવાર પેશાબ માટે જવું પડે છે અને પાકી પણ વધુ સમય સુધી બાકી રહેતી નથી. કપડાં પણ નાપાક થઈ જાય છે, તો તેના માટે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો એક વાર નમાઝનો આખો વખત આ અવસ્થામાં પસાર થઈ જાય કે પેશાબના ટીપાં સતત પડતા રહે, એટલો સમય પણ ન મળે કે પાક થઈ તે વખતની નમાઝ અદા કરી શકે તો આવી સ્થિતિમાં તમારો ભાઈ શરઈ માઝૂર ગણાશે. દરેક નમાઝના વખતમાં નવેસરથી તાજું વુઝૂ કરી નમાઝ પઢી લેવી કાફી છે, પેશાબના ટીપાં પડવાના કારણે ફરીવાર વુઝૂ કરવાની જરૂરત નથી અને કપડાં બદલવાની પણ જરૂરત નથી. તમારો ભાઈ ત્યાં સુધી માઝૂર ગણાશે જયાં સુધી નમાઝનો એક સંપૂર્ણ વખત આ ઉઝર (બિમારી) થી ખાલી ન પસાર થાય. એટલે કે માઝૂર હોવા માટે સતત ઉઝરનું રહેવું જરૂરી નથી. (અલ લુબાબુ ફી શર્હિલ કિતાબ : ૧ / ૪૭)

પરંતુ જો આ પ્રમાણે સ્થિતિ નથી, જેમકે સવાલથી જણાય રહયું છે તો જરૂરી છે કે નમાઝના માટે અલગ કપડાં રાખે અને એ જ કપડાંમાં નમાઝ પઢતા રહે. જો નમાઝ દરમિયાન પેશાબના ટીપાં ટપકવા લાગે અને એક દિરહમથી વધારે કપડાંમાં લાગી જાય તો કપડાંના એટલા ભાગને ધોવો જરૂરી છે, જેટલા ભાગમાં પેશાબના ટીપાં લાગેલા છે. આખા કપડા ધોવાની જરૂરત નથી.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૩૧૬)

નમાઝ સિવાય પહેરવામાં આવતા અન્ય કપડાં (વસ્ત્રો)માં પણ બની શકે ત્યાં સુધી પાકીનો એહતેમામ કરે, તેમ છતાં પણ જો કપડાં નાપાક થઈ જાય તો ગુનોહ નહીં થાય કેમકે અલ્લાહ તઆલા પોતાના કોઈ પણ બંદાને તેની શકિતથી વધારે કરવાનું નથી કહેતા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) પેશાબની થેલી અને તેમાં ઈસ્તિન્જાનો હુકમ

**સવાલ (૫૪૦) :** મારા એક મિત્રએ પેટનું ઓપરેશન કરાવ્યું છે, ઓપરેશન પછી પેશાબની થેલી લગાડવામાં આવી છે. હવે પરિસ્થિતિ એ છે કે સંપૂર્ણ પેશાબ એ જ થેલીમાં થાય છે અને જો કે તેણે પેન્ટ પેહરેલુ છે, જેથી તે થેલી બહારથી દેખાતી નથી. તો આવી હાલતમાં તે ફર્ઝ નમાઝ પઢી શકે છે કે નહીં ? અને કુર્આન મજીદની તિલાવત કરી શકે છે કે નહીં ? ધ્યાનમાં રહે કે પેશાબ કરવાની જગ્યાએથી પેશાબ નથી નીકળતો બલકે પેશાબ (ઈસ્તિન્જા) માટે બીજી જગ્યાએ કાણું પાડયું છે ત્યાંથી પેશાબ થાય છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

થેલીમાં પણ કોઈ પણ ભાગેથી નાપાકી આવે, તો વુઝૂ તુટી જશે, નમાઝ પઢતા પહેલા તે થેલીને સાફ કરી લે, તે જગ્યાની સફાઈ કરે, ત્યાર પછી વુઝૂ કરી નમાઝ પઢી લે. (હિદાયા ફી શર્હિ બિદાયતિલ મુબ્તદી : ૧ / ૧૭) પરંતુ જે માણસને પ્રત્યેક પાંચ – દસ મિનિટે ટીપાં ટપકતાં રહેતા હોય અને એટલી પણ ફુરસદ ન મળે કે પાક થઈ નમાઝ પઢી શકે તો તે માઝૂર કહેવાશે, નાપાકીને સાફ કરી, વુઝૂ કરી નમાઝ પઢે, નાપાકી નીકળતી રહેશે તો પણ વુઝૂ તુટશે નહીં. જયાં સુધી કે જે તે નમાઝનો સમય બાકી રહેશે. ત્યાં સુધી તેનું વુઝૂ બાકી રહેશે. માટે તે વખતમાં જેટલી નમાઝો ફર્ઝ હોય કે નફિલ હોય પઢી શકે છે અને કુર્આન શરીફ પણ પઢી શકે છે. જેવો (એક નમાઝનો) વખત પુરો થશે તો આપોઆપ વુઝૂ તૂટી જશે. ભલે પછી કોઈ વુઝૂને તોડનાર વસ્તુ જાહેર ન થઈ હોય. (જુઓ : માઝૂર માટે વુઝૂનો હુકમ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.





عن أبی هريرة رضی الله عنه عن النبی ﷺ قال : ''اکثر عذاب القبر فی البول (مسند احمد: ۱۴/ ۷۷، حدیث نمبر: ۸۳۳۱)

**તર્જુમો :** હઝરત અબૂ હુરયૂરહ (રદિ.) અલ્લાહના રસૂલ (સલ.) થી રિવાયત નકલ કરે છે કે વધુ પડતો કબરનો અઝાબ પેશાબથી ન બચવાને કારણે થાય છે. (મુસ્નદે અહમદ : ૧૪ / ૭૭, હદીસ નં. ૮૩૩૧)

# નજાસત (નાપાકી) નું બયાન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# નજાસત (નાપાકી) નું બયાન

## (૧) જો કપડાં અથવા શરીર પર નાપાકી લાગી જાય તો કેટલી માત્રામાં માફ છે ?

**સવાલ (૫૪૧) :** બદન અથવા કપડાં પર લાગેલી નાપાકી કેટલી માત્રામાં માફ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાપાકીના વિવિધ પ્રકાર છે :

(૧) નજાસતે ગલીઝા (૨) નજાસતે ખફીફા, ત્યાર પછી નજાસતે ગલીઝા અને ખફીફામાં અમુક વહેવાવાળી (પ્રવાહી) નાપાકી (દા.ત. લોહી, માણસનો પેશાબ વગેરે) છે અને અમુક પાતળી નાપાકી, આ બધી નાપાકીઓના હુકમો અલગ અલગ છે. તા'લીમુલ ઈસ્લામ (૩ / ૪૬) અને બેહિશ્તી ઝેવર (૨ / ૨ – ૩) માં તેનું વિસ્તૃત વર્ણન છે. ત્યાં જોઈ લેવામાં આવે. (મરાકિયુલ ફલાહ : ૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કેટલી માત્રામાં નાપાકી માફ છે ?

**સવાલ (૫૪૨) :** એક માણસને મસાની બિમારી છે. તેના લીધે કયારેક કયારેક તેના કપડાં લોહી વડે નાપાક થઈ જાય છે. ગફલત અથવા અજાણતામાં તે અમુક વાર લોહીવાળા કપડાંમાં જ નમાઝ પઢી લે છે. તો શું આવા કપડાંમાં નમાઝ દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે લોહી દેખાય તે વખતથી જ કપડાંની નાપાકીનો હુકમ લગાડવામાં આવશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૨૧૮ – ૨૧૯) જો હથેળી જેટલું અથવા તેનાથી ઓછા ભાગમાં લોહી લાગેલું છે તો માફ છે, આવી હાલતમાં નમાઝ થઈ જશે. તેનાથી વધારે માફ નથી. (બહિશ્તી ઝેવર : ૨ / ૨,૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) માનવીના પાખાનાથી ગેસ ઉત્પન્ન કરવો અને તેનાથી ખાવાનું રાંધવું

**સવાલ (૫૪૩) :** હઝરત મુફતી સાહેબ ! પ્રશ્ન આ છે કે અમારા ગામમાં " ગોબર

ગેસ"નો પ્લાન્ટ બે – ત્રણ જગ્યાએ ચાલું છે. (જેની શકલ એવી હોય છે કે એક કુવો ખોદી તેમાં જાનવરનું પાખાનું (ગોબર વગેરે) નાંખવામાં આવે છે અને તેમાંથી ગેસ ઉત્પન્ન કરવામાં આવે છે) હવે અમુક લોકો જાનવરોના ગોબરની સાથે નજીકમાં શૌચાલય (સંડાસ) બનાવી મનુષ્યનું પાખાનું (મળ મુત્ર) પણ નાંખવાનું વિચારી રહયા છે. તો આવા ગેસ વડે ફાયદો ઉઠાવવો અને તેનાથી ખાવા રાંધવું જે પશુઓ અને મનુષ્યોના ગોબર અને પાખાનાથી બન્યું હોય, શરઈ દ્રષ્ટિએ જાઈઝ છે કે નહીં? આ ગેસ વડે રાંધવામાં આવેલ ભોજન હલાલ છે કે હરામ ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માનવ અને પશુઓના મળમુત્ર (ગોબર – પાખાના) માંથી ગેસ ઉત્પન્ન કરવો અને તેનાથી ખાવાનું રાંધવું જાઈઝ છે. તેમાં કોઈ વાંધો નથી અને તેનાથી રાંધવામાં આવેલું ખાણું પણ હલાલ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૫, વધુ વિગત માટે : રદુલ મુહતાર : ૧ / ૩૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જો શાકમાં વંદો જીવડું પડી જાય તો શું હુકમ છે ?

**સવાલ (૫૪૪) :** રાંધેલા શાકમાં જો વંદો જીવડું (એક જાતનો કીડો જે ગંદકીમાં રહે છે, લાલ રંગનો હોય છે. રાયની ખેતીની ઋતુમાં તે મોટી માત્રામાં દેખાય છે.) પડી જાય અને અડધા કલાક સુધી શાકમાં રહે, ત્યાર પછી તેને કાઢી લેવામાં આવે તો તે શાક પાક રહેશે કે નાપાક થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે કીડા મકોડા (જીવડાં) માં વહેતું લોહી ન હોય, તે પાક છે, ભલે પછી તે જીવડું નાપાકીથી પેદા થયું હોય. એટલે કે પાણી વગેરે પ્રવાહી વસ્તુમાં પડવાથી તે વસ્તુ નાપાક નહીં થાય. (દુર્રે મુખ્તાર : ૧ / ૧૮૪) અને વંદા જીવડાંમાં વહેતું લોહી નથી હોતું જેથી શાકમાં પડી જાય અને શાકમાં જ મરી જાય તો પણ શાક નાપાક નહીં થાય. (રદુલ મુહતાર : ૧ / ૧૮૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) આલ્કોહોલમાંથી બનાવેલ સેન્ટનો હુકમ

**સવાલ (૫૪૫) :** શું ફરમાવે છે કે ઉલમાએ કિરામ અને મુફતીયાને કિરામ આ

મસ્અલામાં કે આજકાલ વિદેશોમાં તૈયાર થયેલ સેન્ટ વધુ પ્રમાણમાં વાપરવામાં આવે છે. તેમાં આલ્કોહોલનું મિશ્રણ હોય છે. શરીર પર છાંટવાથી ઠંડક પણ લાગે છે, શરીર પર કે કપડાં પર ડાઘો પણ પડતો નથી. બલકે તે ઘણું જલ્દી ઉડી જાય છે. પરંતુ સુગંધ બાકી રહે છે, એ ખબર નથી કે આલ્કોહોલ કઈ વસ્તુથી બનાવવામાં આવે છે. લોકોમાં પ્રખ્યાત છે કે તેનો ઉપયોગ કરવો હરામ છે. શરીઅતની દ્રષ્ટિએ તેને વાપરવાની ગુંજાઈશ છે કે નહીં ? કે શંકાસ્પદ સમજી છોડી દેવું ઉત્તમ છે, જે પણ હોય સંતોષકારણ જવાબ આપશો, કારણ કે તેના ઉપયોગ અને વેપાર વિશે લોકો શંકામાં છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આલ્કોહોલની પાકી અને નાપાકીનો આધાર તેના તત્વો – મટેરિયલ પર છે. જો આલ્કોહોલ દ્રાક્ષથી બન્યું છે તો તેનું શરાબ અને નાપાક હોવા વિશે બધા ઉલમા સહમત છે કારણ કે દ્રાક્ષથી બનાવેલ પીણું "દારૂ" છે, જે હરામ પણ છે અને નાપાક પણ છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૫ / ૧૧૨ – ૧૧૩)

દ્રાક્ષ સિવાય જો તે વનસ્પતિમાંથી તૈયાર કરવામાં આવ્યું હોય તો તેના વિશે એ બાબતે તો બધા સહમત છે કે તેને એટલું પીવું કે નશો આવે હરામ અને ગુનોહ છે, પરંતુ ઈમામ અબૂ હનીફા (રહ.)ના નજીક તે દારૂ નથી, જો કે નશો થાય એટલું પીવું તો નાજાઈઝ છે, પરંતુ તે દારૂની જેમ નાપાક નથી. એટલે કે ઈમામ અબૂ હનીફા (રહ.) ના મત મુજબ જે આલ્કોહોલ દ્રાક્ષ સિવાય અન્ય વસ્તુઓથી તૈયાર કરવામાં આવ્યું હોય તો તે નાપાક નથી. જમહૂર ફુકહાના મત પ્રમાણે બધા જ માદક દ્રવ્યોનો હુકમ સરખો છે. અને બધા જ શરાબમાં દાખલ છે અને તે નાપાક છે. ઈમામ મુહમ્મદ (રહ.) પણ આ જ ફરમાવે છે અને હનફીઓનો ફત્વો પણ આ કથન મુજબ જ છે. (રદ્દુલ મુહતાર મઅ દુર્રિલ મુખ્તાર : ૬ / ૪૫૪)

મતલબ કે આલ્કોહોલ જો દ્રાક્ષમાંથી તૈયાર કરવામાં આવ્યું હોય તો તે સર્વસંમતિથી હરામ અને નાપાક છે અને નજાસતે ગલીઝા છે, સેન્ટ તરીકે તેનો ઉપયોગ કરવો બિલકુલ નાજાઈઝ છે અને જો શરીર અથવા કપડાં પર એક દિરહમ જેટલું લાગી જાય તો તેની સાથે નમાઝ પણ દુરુસ્ત નથી.

એ જ પ્રમાણે જો આલ્કોહોલ દ્રાક્ષ સિવાય બીજી કોઈ વસ્તુમાંથી તૈયાર કરવામાં આવ્યું હોય તો પણ તે નાપાક જ છે અને તેને સેન્ટ તરીકે વાપરવું નાજાઈઝ

છે. પરંતુ તેના પાક અને નાપાક હોવા બાબતે મતભેદ છે, માટે તે નજાસતે ખફીફા (હલકી નાપાકી)ના હુકમમાં ગણાશે, જો તે શરીર અથવા કપડાં પર લાગી જાય તો જે અવયવમાં લાગ્યું હોય, તે અવયવનો ચોથો ભાગ અથવા એનાથી વધારે લાગે તો તેનું ધોવું જરૂરી છે, આ તો અસલ મસ્અલો છે. (તકમિલતુ ફત્હિલ મુલ્હિમ : ૩ / ૬૦૮)

પરંતુ તહકીકથી જાણવા મળ્યું છે કે આલ્કોહોલ અને સ્પ્રિટને શરાબ સિવાય બીજી વસ્તુઓમાંથી પણ તૈયાર કરવામાં આવે છે. ખાસ કરીને દ્રાક્ષ અમુક દેશોમાં ઘણી મોંઘી હોય છે. તેથી પ્રબળ ધારણા એ છે કે સેન્ટમાં તેનો ઉપયોગ નહીં થતો હોય. વર્તમાન સમયમાં કંપની માટે તેની બનાવટોના તત્વોની વિગત સરકાર સમક્ષ રજૂ કરવી જરૂરી હોય છે. એટલા માટે મુંબઈના અત્તર અને સેન્ટના વેપારીઓ કયા તત્વોથી તૈયાર કરે છે તેની તહકીક કરો, જેથી અંતિમ નિર્ણય લઈ શકાય. (મુન્તખબાત નિઝામુલ ફતાવા : ૩ / ૪૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કપડાંમાં સેન્ટનો સ્પ્રે કરવો અને તે કપડામાં નમાઝ પઢવી

**સવાલ (૫૪૬) :** જયારે સેન્ટ કપડાં પર છાંટવામાં આવે છે તો તેની સ્પ્રિટ અને ગેસ થોડી જ વારમાં હવામાં ભરી જાય છે. અને માત્ર સુગંધ બાકી રહે છે માટે સ્પ્રે કરેલા કપડામાં નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો દ્રાક્ષ, સુકી દ્રાક્ષ અને ખજૂરથી તૈયાર કરવામાં આવેલા સેન્ટનો છંટકાવ કરવામાં આવ્યો હોય તો કપડાં નાપાક થઈ જશે, જેથી તેનો વપરાશ જાઈઝ નથી. અને જો આ વસ્તુઓ સિવાય અન્ય બીજી વસ્તુઓથી સેન્ટ તૈયાર કરવામાં આવ્યું હોય, જે અત્તરમાં વાપરવામાં આવે છે તો તેનો ઉપયોગ કરવો જાઈઝ છે અને તે કપડાંમાં નમાઝ પણ દુરુસ્ત થઈ જશે. પરંતુ શરત એ કે સેન્ટમાં કોઈ નાપાક વસ્તુ પડે નહીં. (ઈમ્દાદુલ ફતાવા : ૧ / ૧૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સમાગમ કર્યા પછી પહેરવામાં આવેલા પાક કપડાંનો હુકમ

**સવાલ (૫૪૭) :** ઠંડીની ઋતુમાં પતિ – પત્નીએ સમાગમ કર્યા પછી પોતાની ખાસ શર્મગાહો અને નાપાકી (વિર્ય)ને કપડાં વગેરેથી સાફ કરી લીધી, ત્યાર પછી બન્ને પતિ – પત્નીએ પાક કપડાં પહેરી લીધા, તો શું આ પાક કપડાં શર્મગાહ અને જે

જગ્યાએ વિર્ય (મની) લાગ્યું હતું તે જગ્યાએ લાગવાથી નાપાક થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ – પત્ની કોઈ પણ ઋતુમાં હમ બિસ્તરી (સમાગમ)થી ફારિગ થયા પછી નાપાકી (વિર્ય) સાફ કરી પાક કપડાં પહેરી લે અને તે કપડાં આ નાપાક જગ્યાએ લાગી જાય, નાપાકી સુકાઈ ગઈ હોય અને તેની અસર તે પાક કપડાં પર ન થઈ હોય, તો કપડું નાપાક નહીં થાય. કારણ કે આવી સૂરતમાં પાક કપડાનું નાપાક હોવાનું કોઈ યોગ્ય કારણ નથી. પરંતુ ઔરતે આ તરફ ખાસ ધ્યાન આપવાની જરૂરત છે કે ખાસ જગ્યા (યોનિ)ને સાફ કર્યા પછી બીજી વાર આ જગ્યાએથી કોઈ નાપાકી નીકળીને પહેરેલા કપડાં પર લાગે નહીં, નહીં તો કપડાં નાપાક થઈ જશે. (ફતાવા હિન્દીય્યહ : ૧ / ૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) નબીએ કરીમ (સલ.)એ કબીલએ ઉરયનાના અમુક લોકોને પેશાબ પીવાનો હુકમ શા માટે આપ્યો ?

**સવાલ (૫૪૮) :** અમુક લોકો કહે છે કે નબીએ કરીમ (સલ.)ના જમાનામાં અમુક લોકો મદીના શરીફમાં આવ્યા હતા, તેમને ત્યાંની આબોહવા અનુકૂળ ન આવી, અને તેઓ બિમાર પડી ગયા તો આપ (સલ.) એ તેમને ઈલાજ માટે ઊંટનો પેશાબ પીવાનો હુકમ આપ્યો હતો. શું આ વાત સાચી છે ? હાલાંકે અનેક હદીસોમાં આપ (સલ.) એ પેશાબથી બચવાની તાકીદ ફરમાવી છે અને પેશાબથી ન બચનારાઓ બાબતે ફરમાવ્યું છે કે મોટે ભાગે કબરનો અઝાબ આનાથી જ થાય છે. તો આ વાત કેવી રીતે બની શકે કે આટલી સખત અને ગંભીર વઈદો હોવા છતાં આપ (સલ.)એ તે લોકોને પેશાબ પીવાનો હુકમ આપ્યો હોય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ વાત સાચી છે કે ઉરયના અને ઉકલ કબીલા(ખાનદાન)ના અમુક લોકો મદીના શરીફ આવ્યા, મદીનાની આબોહવા તેમને માફક આવી નહીં અને તેમના પેટોમાં બિમારી પેદા થઈ ગઈ, તેમણે આ વિશે અલ્લાહના રસૂલ (સલ.) ને ફરિયાદ કરી તો આપ (સલ.) એ ઊંટોનો પેશાબ અને દૂધ પીવાનો હુકમ આપ્યો, તેમણે પીધું તો અલ્લાહના હુકમથી તેઓ સાજા અને સ્વસ્થ થઈ ગયા. બુખારી

શરીફની રિવાયત છે : હઝરત અનસ બિન માલિક (રદિ.) કહે છે કે ઉકલ અને ઉરયના ખાનદાનના અમુક લોકો અલ્લાહના રસૂલ (સલ.) ની ખિદમતમાં હાજર થયા, ઈસ્લામ સ્વીકાર્યો અને અરજ કરી કે એ અલ્લાહના રસૂલ ! અમે પશુઓ રાખતા હતા, ખેતી કરતા ન હતા અને મદીના શરીફનું વાતાવરણ તેમને અનુકૂળ ન આવ્યું તો અલ્લાહના રસૂલ (સલ.) એ તેમને કેટલાક ઊંટો અને ગોવાળિયા આપવાનો હુકમ કર્યો કે આ જાનવરોની સાથે રહો અને તેમનું દૂધ અને પેશાબ પીવો. તે લોકો ત્યાંથી રવાના થયા અહીં સુધી કે તેઓ જયારે હર્રહની આસપાસ પહોંચ્યા તો મુરતદ (ઈસ્લામથી વિમુખ) થઈ ગયા અને અલ્લાહના રસૂલ (સલ.)ના ગોવાળિયાઓને (પણ) મારી નાંખ્યા અને ઊંટોને લઈને નાસી છુટયા. અલ્લાહના રસૂલ (સલ.)ને આ સમાચાર પહોંચ્યા તો તેમનો પીછો કરવા અમુક માણસો મોકલ્યા. (જયારે તેમને પકડીને લાવવામાં આવ્યા) તો આપ (સલ.) એ તેમને શિક્ષા ફટકારી, તો તેમની આંખોમાં ગરમ સળીયા ફેરવવામાં આવ્યા. અને તેમના હાથ કાપી નાંખવામાં આવ્યા અને હર્રહના વિસ્તારમાં છોડી મુકયા, અહીં સુધી કે તે બધા જ આ જ હાલતમાં મૃત્યુ પામ્યા.

(બુખારી શરીફ : ૨ / ૬૦૨ હદીસ નં. ૪૧૯૨ – ૫૭૨૭)

આ રિવાયતમાં અલ્લાહના રસૂલ (સલ.)એ આ લોકોને ઊંટનો પેશાબ પીવાનો હુકમ આપ્યો છે, જયારે અન્ય એક રિવાયતમાં છે કે પેશાબની બચો ! કારણ કે સામાન્યપણે કબરનો અઝાબ આનાથી જ થાય છે.

(દારે કુત્ની : ૧ / ૨૩૩, હદીસ નં. ૪૬૪)

જાહેરમાં આ બન્ને રિવાયતોમાં વિરોધાભાસ માલૂમ થાય છે, જો કે અહનાફ (હનફીઓ)નો મસ્લક છે કે માણસ (બાલિગ હોય કે નાબાલિગ, છોકરો હોય કે છોકરી) અને પશુઓનો પેશાબ નાપાક છે. (ઉમ્દતુલ કારી : ૩ / ૧૫૪) તો ઉરયનાવાળી હદીસ જે જાનવરોના પેશાબની નાપાકી વિશે છે તે અહનાફ (હનફીઓ)ની વિરૂદ્ધ છે. માટે આનો જવાબ નીચે દર્શાવેલ તરીકાઓથી આપવામાં આવે છે :

(૧) આ રિવાયત (જેમાં ઊંટ (મુરાદ : માકૂલુલ્ લહમ એટલે હલાલ જાનવરો)નો પેશાબ પીવાનો હુકમ આપવામાં આવ્યો છે) રદ કરવામાં આવી છે. પહેલા હલાલ જાનવરોનું પેશાબ પાક હતું, બાદમાં તેને નાપાક ઠેરવી તેનાથી

બચવાનો હુકમ આપવામાં આવ્યો. જેવું કે હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે : તમે પેશાબથી બચો કારણ કે કબરનો અઝાબ મોટે ભાગે પેશાબથી ન બચવાના કારણે થાય છે. તેનું કારણ એ છે કે ઈતિહાસકારોના ખુલાસા મુજબ ઉરનિય્યીનની ઘટના હિ.સ. ૬ માં ઘટી હતી જયારે પેશાબવાળી હદીસના રાવી હઝરત અબૂ હુરયરહ (રદિ.) એ સ.હિ ૭ માં ઈસ્લામ કબૂલ કર્યો છે, એટલા માટે તેમની આ રિવાયત ચોક્કસપણે ઉપરોકત ઘટના પછીની હશે, માટે આ રિવાયત આ બનાવમાં સાબિત થનાર હુકમ માટે રદ બાતલ ગણાશે. ઉપરાંત રદ થવાની બીજી દલીલ એ છે કે આ જ હદીસમાં વર્ણન છે કે આપ (સલ.) એ ઉરનિય્યીનના હાથ કાપી નાંખવાનો હુકમ આપ્યો, જો કે આ રીતે કોઈના અવયવો કાપવા સર્વસંમતિથી રદ કરવામાં આવેલ છે. એટલા માટે આ હુકમ પણ રદ થયેલ ગણાશે. પરંતુ આ જવાબ બહેતર નથી. (દર્સે તિરમિઝી : ૧ / ૨૯૧)

(૨) પેશાબનો અસલ હુકમ તો આ જ છે કે તે નાપાક છે, અલબત્ત કોઈ માહિર અને નિષ્ણાંત ડોકટર એમ કહે કે તમારી બિમારીની શિફા પેશાબ પીવામાં છે, તો તે (વિશ્વાસુ) ડોકટરના કહેવાથી પેશાબ પીવો જાઈઝ છે. કારણ કે હરામ વસ્તુથી ચોક્કસ સ્વાસ્થય અને શિફાના સમયે ઈલાજ અને સારવાર જાઈઝ છે. આ વાકિયામાં પણ નબીએ કરીમ (સલ.)ને વહી મારફતે આ વાત બતાવવામાં આવી હતી કે ઊંટનો પેશાબ પીધા વિના તેમની શિફા અને જિંદગી શકય નથી. એટલે કે આ લોકો પરેશાન (અતિ મજબૂર)ના હુકમમાં આવી ગયા અને મુઝતર – પરેશાન માટે પેશાબ પીવો જાઈઝ છે. આ જવાબને અલ્લામા અયની (રહ.)એ 'જવાબે શાફી' કહયો છે. (ઉમ્દતુલ કારી – શર્હે બુખારી : ૩ / ૧૫૪ – ૧૫૫)

(૩) આપ (સલ.)એ તેમને પેશાબ પીવાની ઈજાઝત આપી ન હતી. બલકે માત્ર પેશાબ શરીર પર લગાડવાની પરવાનગી આપી હતી.(ઉમ્દતુલ કારી : ૩ / ૧૫૫)

(૪) અલ્લાહના ઈલ્મ મુજબ તે લોકો હકીકતમાં મુસલમાન ન હતા, અને નબીએ કરીમ (સલ.)ને વહી મારફતે ખબર પડી ગઈ હતી કે તેમની મૌત કુફ્રની હાલતમાં થશે, જેવું કે પછીથી જાહેર થયું હતું અને આ વાતની સંભાવના છે કે કાફિરને હરામ વસ્તુથી શિફા મળી જાય છે. એટલા માટે આપ (સલ.) એ તેમને પેશાબ પીવાનો હુકમ આપ્યો હતો. (ઉમ્દતુલ કારી : ૩ / ૧૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) દૂધ પીતા બાળકનો પેશાબ નાપાક છે

**સવાલ (૫૪૯) :** દૂધ પીતા બાળકનો પેશાબ પાક છે કે નાપાક ? આ સંદર્ભે ઈમામ શાફિઈનો શું મસ્લક છે ? શું આવા કપડાંમાં નમાઝ દુરસ્ત થઈ જશે જેમાં નાના દૂધ પીતા બાળકે પેશાબ કર્યો હોય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દૂધ પીતા બાળકનો પેશાબ નાપાક છે, (રદુલ મુહતાર : ૧ / ૩૧૮) ઈમામ શાફિઈ (રહ.) એ પણ તેને નાપાક ઠેરવ્યો છે. (અલ હાવિયુલ કબીર : ૨ / ૨૪૮) અલ્લાહના રસૂલ (સલ.) નો પાક ઈર્શાદ છે : પેશાબથી ન બચવું કબરના અઝાબને વાજિબ કરે છે. (મુસ્નદે અહમદ : ૧૪ / ૭૭, હ.નં. ૮૩૩૧)

માટે શરીર અથવા કપડાના જે ભાગમાં પેશાબ (માફી પાત્ર) મિકદારથી વધુ લાગ્યો હોય તો તેને ધોવો જરૂરી છે, નહીં તો નમાઝ દુરુસ્ત નહી થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) બિમાર માણસનું એવા કપડાંમાં નમાઝ પઢવી, જેમાં નાપાકીની શંકા હોય.

**સવાલ (૫૫૦) :** એક માણસ બિમાર છે. તેના કપડાં અને પથારી નાપાક હોવાની શંકા છે, (પરંતુ) બદલવામાં તકલીફ થાય છે તો શું એ જ નાપાક કપડામાં નમાઝ પઢી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર શંકાના આધારે નમાઝ છોડવાની જરૂરત નથી. નાપાકીનું સંપૂર્ણ યકીન હોય તો પથારી અને કપડાં બદલવા જરૂરી છે, નહીં તો શંકાના આધારે જરૂરત નથી. જો બિસ્તર નાપાક હોય અને જગ્યાની ખબર હોય, કે આ જગ્યાએ નાપાકી લાગી છે તો જો બેસીને ઈશારાથી નમાઝ પઢી રહયો હોય તો માત્ર બેસવાની જગ્યાનું પાક હોવું જરૂરી છે. સુઈને નમાઝ પઢી રહયો હોય તો પથારીનો જે ભાગ શરીર સાથે લાગેલો હોય તેનું પાક હોવું જરૂરી છે અને જો આવું ન હોય બલકે આખી પથારી નાપાક હોય તો પથારી બદલવી અથવા નમાઝની જગ્યાએ મુસલ્લો બિછાવવો કાફી છે. નાપાક જગ્યા પર નમાઝ જાઈઝ નથી. બિમાર માણસને

ઉઠાવીને નીચેની પથારી બદલી નાંખવી જોઈએ.

પહેરેલા કપડાં નાપાક હોય તો તેને ઉતારવા (કાઢી નાંખવા) જરૂરી છે. કપડાંમાં નાપાકી, પેશાબ, ખૂન અથવા પાખાનું લાગેલું હોય તો એક હથેળીની ઊંડાઈ જેટલું એટલે કે એક રૂપિયાના સિક્કા જેટલું (કે વધુ) હોય તો નમાઝ જાઈઝ નથી, તેનાથી ઓછું હોય તો જાઈઝ છે, વધારે નાપાક હોય અને તેને કાઢવામાં પરેશાની હોય તો માત્ર તકલીફને લીધે નાપાક કપડાંમાં નમાઝ પઢવાની ઈજાઝત નથી. કોઈ પણ રીતે તેને કાઢીને બદલી નાંખવામાં આવે, જો કાઢવું મુશ્કેલ હોય અને લુંગી અથવા ઈજાર (પેન્ટ) પર નાપાકી લાગી હોય તો તેને ઉતારી નાંખે અને બીજું કપડું શરીર પર નાંખી નમાઝ પઢી લે.

કુર્તો નાપાક હોય તો કુર્તો કાઢી નાંખવામાં આવે, બન્ને નાપાક હોય અને કાઢી શકાતું ન હોય અને કપડાંનો ચોથો ભાગ પાક હોય, બાકીનો હિસ્સો નાપાક હોય તો એવા કપડાંમાં નમાઝ પઢવી જાઈઝ છે, અને ફરીવાર પઢવાની કોઈ જરૂરત નથી. પરંતુ સાવચેતી એમાં છે કે બિમારી પછી મોકો મળે તો તે નમાઝોને દોહરાવી (ફરી વાર પઢી) લે. (આલમગીરી : ૧ / ૫૮, રદુલ મુહતાર : ૧ / ૪૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) કપડાં નાપાક રાખવા ગુનોહ છે કે નહીં ?

**સવાલ (૫૫૧) :** કપડાં નાપાક રાખવા ગુનોહ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝના વખત સિવાય બીજા વખતમાં કપડાં નાપાક થવા કે નાપાક પહેરવા ગુનોહ નથી. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૫) પરંતુ સાફ અને સ્વચ્છ રહેવું જોઈએ. કારણ કે પાકી અને સ્વચ્છતા અડધું ઈમાન છે. (મુસ્લિમ શરીફ : ૧ / ૨૨૩,) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن سلمان : قال : قيل لہ : قد علمكم نبيكم ﷺ كل شيئ حتى الخراءة قال : فقَال : أجل، لقد نهاناأن نستقبل القبلة لغائط، أو بول، أوأن نستنجى باليمين، أو أن نستنجى بأقل من ثلاثة أحجار، أو أن نستنجى برجيع أو بعظم-

**તર્જુમો :** હઝરત સલમાન (રદિ.)થી રિવાયત છે કે તેમને કહેવામાં આવ્યું કે તમારા નબીએ તમને દરેક વસ્તુની તાલીમ આપી છે, અહીંયા સુધી કે ઈસ્તિન્જાની રીત પણ શીખવી છે, તો હઝરત સલમાન (રદિ.) એ જવાબ આપ્યો કે હાં ! પેશાબ અને પાખાનું કરતી વખતે અમને કિબ્લા તરફ મોઢું કરવાથી અને જમણા હાથથી ઈસ્તિન્જો કરવાથી, ત્રણથી ઓછા ઢેફાંથી ઈસ્તિન્જો કરવાથી,ગોબર અને હાંડકા વડે ઈસ્તિન્જો (પેશાબ – પાખાનું સાફ) કરવાની મનાઈ ફરમાવી છે.

(મુસ્લિમ : ૧ / ૧૩૦, હદીસ નં. ૨૬૨)

# ઈસ્તિન્જાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઈસ્તિન્જાનું બયાન

## (૧) ઈસ્તિન્જામાં ઢેફાં પછી પાણીનો ઉપયોગ ન કરવા બાબત હુકમ

**સવાલ (૫૫૨) :** મારો એક મિત્ર છે, જે તબ્લીગી જમાઅત સાથે જોડાએલો છે. તે ઠંડીની ઋતુમાં પેશાબ કર્યા પછી પાણીનો ઉપયોગ કરતો નથી. માત્ર ઢેફાંનો જ ઉપયોગ કરે છે. તો શું પાણી હોવા છતાં માત્ર ઠંડીના કારણે પાણીનો ઉપયોગ ન કરવો અને માત્ર ઢેફાંનો જ ઉપયોગ કરવો દુરસ્ત છે ? તેના વુઝૂ અને નમાઝનો શું હુકમ છે ? જવાબ આપી આભારી થશો ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો પેશાબ ગુપ્તાંગની આસપાસ એક દિરહમ (હથેળીનો ઊંડાઈવાળો ભાગ) જેટલો ફેલાયો ન હોય તો ઢેફાં પછી પાણીનો ઉપયોગ કરવો માત્ર મુસ્તહબ કામ છે. વાજિબ અને જરૂરી નથી. માટે આ સૂરતમાં તેના માટે વુઝૂ કરી નમાઝ પઢવી જાઈઝ છે. તેમાં કોઈ નુકસાન નહીં આવે અને જો પેશાબ, તેના નિકળવાની જગ્યાએથી એક દિરહમથી વધારે ફેલાય ગયો હોય તો પાણી વડે તે નાપાકીને સાફ કરવી વાજિબ છે. પરંતુ શરત એ કે પાણીનો ઉપયોગ કરવામાં કોઈ વાંધો ન હોય. (દુર્રુલ મુખ્તાર મઅ રદિલ મુહતાર : ૧ / ૫૪૯ – ૫૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઈસ્તિન્જામાં સંતોષનો એક ઉપાય

**સવાલ (૫૫૩) :** શું ઈસ્તિન્જો (સફાઈ) કર્યા પછી પેશાબના ટીપાં ટપકી શકે છે ? એક માણસને પેશાબ કર્યા પછી ટીપાં ટપકવાની બિમારી છે, જો તે માણસ ઈસ્તિન્જાના સમયે ઊભો થઈને થોડું ચાલે, ત્યાર પછી શર્મગાહ (શિશ્ન) ને ખેંચે અને નિચોડે તો દિલને સંતોષ થઈ જાય છે કે તમામ નાપાકી નીકળી ગઈ છે, ત્યાર પછી પેશાબના ટીપાં ટપકતા નથી. હવે સવાલ એ છે કે આ રીતે શર્મગાહને પકડવી અને તેને ખેંચવામાં ગુનોહ તો નહીં થાય ? માર્ગદર્શન આપી આભારી થશો.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પેશાબ કર્યા પછી ટીપાંનું ટપકવું સામાન્ય બાબત છે, જેથી એવો ઉપાય કરવો જોઈએ કે દિલને સંતોષ થઈ જાય કે નાપાકી પેશાબની નળીમાંથી સંપૂર્ણ પણે નીકળી જાય. આવો સંતોષ અલગ અલગ લોકોને વિવિધ રીતે મળે છે. અમુકને મોડે સુધી બેસવાથી, અમુકને જમીન પર પગ મારવાથી, અમુકને જોર લગાવવાથી અને અમુકને થોડુ ચાલવાથી અથવા ખાંસી ખાવાથી. આ રીતે સંતોષ થાય ત્યાર પછી જ ઈસ્તિન્જો કરવામાં આવે. (દુરરુલ હુક્કામ : ૧ / ૪૯ –૫૦)

પૂછવામાં આવેલ મસ્અલામાં જે ઉપાય વર્ણન કરવામાં આવ્યો છે તે પણ બરાબર અને શરઈ રીતે જાઈઝ છે. પરંતુ શર્મગાહને આ રીતે ખેંચવી ન જોઈએ કે કોઈ બિમારીમાં પડાય.

સંતોષ થયા પછી કોઈ માણસ પાકી હાસિલ કરે, ત્યાર પછી પેશાબનું કોઈ ટીપું ટપકી જાય તો વુઝૂ તુટી જશે. પંરતુ અમુક વખતે બિમારીના કારણે ૬ – ૭ મિનિટ સુધી ટીપાં ટપકતા રહે છે, જો કોઈની આવી હાલત હોય અને કોઈ એક નમાઝ દા.ત. ઝોહરથી અસર સુધી એટલો વખત ન મળે કે પાકીની હાલતમાં ચાર રકાત ફર્ઝ નમાઝ પઢી શકાય તો આવા માણસને શરીઅતની પરિભાષામાં "માઝૂર" (મજબૂર) કહેવામાં આવે છે અને તેના હુકમો શરીઅતમાં અલગ છે. પરંતુ પૂછેલી સૂરતમાં ઉપરોકત માણસની આ હાલત (સ્થિતિ) નથી, માટે તેને બયાન કરવાની કોઈ જરૂરત નથી.

ઈસ્તિન્જાનો મુસ્તહબ તરીકો આ છે કે પ્રથમ ઢેફાં વગેરેનો ઉપયોગ કરે અને ત્યાર પછી પાણી વડે પાકી હાસિલ કરે. (આ રીતે ઈસ્તિન્જો કરવો, ટીપાં ટપકવાનો એક જાતનો ઈલાજ પણ છે, ઉપરાંત કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ આ અમલ (ઢેફાં અને પાણી બન્નેના ઉપયોગ) પર કુબાવાસીઓની પ્રશંસા કરી છે. ) (મુસ્નદે અહમદ : ૨૩૮૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) શરદી અને ગરમીની મોસમમાં ઈસ્તિન્જો કરવા બાબતે વિસ્તૃત માહિતી

**સવાલ (૫૫૪) :** શિયાળા અને ઉનાળામાં ઈસ્તિન્જો કઈ રીતે કરવો જોઈએ ? વિગતે બયાન ફરમાશો.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્તિન્જાનો હેતુ શર્મગાહને નાપાકીથી પાક કરવી છે. જે રીતે પણ પાક કરી શકાય દુરુસ્ત છે. હાં, પાણી અને ઢેફાં બન્નેથી ઈસ્તિન્જો (સફાઈ) કરવો સુન્નત છે.

(આલમગીરી : ૧ / ૩૦, શામી : ૧ / ૩૧૩, હિદાયા : ૧ / ૩૮)

કુર્આનમાં અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે :

فِيْهِ رِجَالٌ يُّحِبُّوْنَ اَنْ يَّتَطَهَّرُوْا وَاللّٰهُ يُحِبُّ الْمُطَّهِّرِيْنَ

(સૂરએ તૌબા : ૧૦૮)

જયારે આ આયત નાઝિલ થઈ તો અલ્લાહના રસૂલ (સલ.) મસ્જિદે કુબાની આજુબાજુ રહેનારા સહાબા (રદિ.) પાસે ગયા અને પૂછયું કે તમે કઈ રીતે પાકી હાસિલ કરો છો ? અલ્લાહ તઆલાએ તમારા વખાણ કર્યા છે ! તો તેમણે બતાવ્યું કે અમે ઢેફાં અને પાણી બન્નેનો ઉપયોગ કરીએ છીએ.

(અબૂ દાઉદ : ૧ / ૭ હદીસ નં. ૪૪, તિરમિઝી : ૨ / ૧૪૧ હદીસ નં. ૩૧૦૦)

ઢેફાં વડે ઈસ્તિન્જો (સફાઈ) કરવા માટે ત્રણ ઢેફાં વાપરવા મુસ્તહબ છે. આ ત્યારે છે જયારે કે નાપાકી પોતાની (નીકળવાની) જગ્યાએથી આગળ વધી ન હોય. નહીં તો (જો તેની જગ્યાએથી ફેલાય જાય) તો તેનું ધોવું ફર્ઝ છે. (આલમગીરી : ૩૦, રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૩૭)

**રીત :** ઉનાળામાં આ પ્રમાણે છે કે પહેલા ઢેફાંને પાછળથી આગળ, બીજા ઢેફાને આગળથી પાછળ અને ત્રીજા ઢેફાનો પાછળથી આગળ તરફ ઉપયોગ કરે. જેથી સફાઈ સંપૂર્ણ અને સારી રીતે થઈ જાય. જો કે પુરુષોના ખુસ્યા (અંડકોષ) ગરમીમાં લટકતા રહે છે એટલા માટે આગળથી પાછળ તરફ લઈ જાય જેથી નાપાકી અંડકોષ – ગોળીઓ સાથે ન લાગી જાય.

ઔરત માટે બન્ને ઋતુઓમાં આગળથી પાછળ લઈ જવા જોઈએ જેથી નાપાકી શર્મગાહ (યોનિ)માં લાગી ન જાય.

(આલમગીરી : ૧ / ૩૦, શામી : ૧ / ૩૧૨, શર્હે વિકાયા : ૧ / ૧૪૩)

ઈસ્તિન્જો ડાબા હાથથી કરવામાં આવે. કોઈ કારણ વગર જમણા હાથથી ઈસ્તિન્જો કરવો મકરૂહે તહરીમી છે. (દુર્રે મુખ્તાર : ૧ /૩૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

اِنَّ الصَّلٰوةَ عَلَى الْمُؤْمِنِيْنَ كِتٰبًا مَّوْقُوْتًا

**તર્જુમો :** બેશક નમાઝ મુસલમાનો પર નિયમિત વખતોમાં ફર્ઝ છે.

(સૂરએ નિસાઅ : ૧૦૩)

# નમાઝોના વખતોનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# નમાઝોના વખતોનું બયાન

## (૧) ફજરની નમાઝ માટે મુસ્તહબ વખત

**સવાલ (૫૫૫) :** ફજરની નમાઝ અદા કરવા માટે કયો સમય બહેતર છે ? આજ કાલ લોકો ફજરની નમાઝ અંધારામાં જ પઢી લે છે. તો હનફી મસ્લક (પંથ) મુજબ આ નમાઝમાં કોઈ વાંધો આવશે ખરો ? જયારે હદીસે પાકથી એ સાબિત છે કે ફજરની નમાઝ માટે ઈમામ સાહેબ અંધારામાં ઊભા થાય અને અજવાળામાં ખતમ કરે. ઉપરોકત સુરતમાં આ હદીસ પર અમલ નથી થતો.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસ્લક મુજબ અજવાળું થયા પછી ફજરની નમાઝ એવા સમયે પઢવી મુસ્તહબ છે કે જો કોઈ કારણથી નમાઝમાં ફસાદ આવી જાય તો ફરીવાર મુસ્તહબ કિરાઅતની સાથે દોહરાવી શકાય. (તિરમિઝી : ૧ / ૪૦, હદીસ નં. ૧૫૪) જો વખત થયા પછી અંધારામાં જ નમાઝ પઢી લીધી તો પણ નમાઝ અદા થઈ જશે. પરંતુ તે સમયે પઢવું સારું નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઝોહરથી પહેલા મકરૂહ વખત

**સવાલ (૫૫૬) :** એક પાકિસ્તાની સાથે મસ્જિદમાં મુલાકાત થઈ, તેનું કહેવું છે કે ઝવાલથી અડધા કલાક પહેલા અને ઝવાલથી પંદર મિનિટ પછી નમાઝ પઢી શકાય છે, તો આ સંબંધિત જાણવું છે કે ઝવાલથી કેટલી મિનિટ પહેલા નમાઝ પઢવાની મનાઈ છે ? અને ઝવાલ પછી કેટલી મિનિટ પછી નમાઝ પઢી શકાય છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે સૂર્ય એકદમ માથા પર હોય એટલે કે આસ્માનની વચ્ચે હોય તે સમયે સૂર્યના ઢળતા જ તરત ઝોહરની નમાઝનો વખત શરૂ થઈ જાય છે, માટે ઝવાલ પછી ઝોહરની નમાઝ પઢવી જાઈઝ છે.

(રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૭૦)

ફુકહાએ કિરામ (રહ.) ની સ્પષ્ટતા મુજબ આ સમયે નમાઝ પઢવાની મનાઈ છે, જયારે કે "સૂરજ" બિલ્કુલ આકાશની મધ્યમાં આવી જાય. (એટલે કે માથાની બિલ્કુલ ઉપર આવી જાય) શરીઅતની પરિભાષામાં તેને "ઈસ્તિવાએ શમ્સ – મધ્યાહન" કહે છે. મધ્યાહનનો વખત દોઢ – બે મિનિટનો હોય છે. પરંતુ તેનું જોવું અઘરું કામ છે. એટલા માટે તે સમયમાં (તેના આગળ પાછળ વખત મિલાવી) પંદર – વીસ મિનિટ સુધી નમાઝ ન પઢવી જોઈએ, કારણ કે તેમાં સાવચેતી અને એહતિયાત છે. (મુસ્લિમ : ૧ / ૨૭૬, હદીસ નં. ૨૯૩ – ૮૩૧)ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ફજરની નમાઝ એકલા પઢયા પછી બીજી જમાઅતમાં શિર્કત

**સવાલ(૫૫૭) :** એક મસ્જિદમાં નમાઝીઓની સંખ્યા ઘણી ઓછી રહે છે. એક વાર ફજરની નમાઝમાં બન્યું એવું કે માત્ર એક જ મુકતદી સમયસર આવ્યો અને તેણે એ સમજી એકલા નમાઝ પઢી લીધી કે હવે કોઈ નહીં આવે. ત્યાર પછી થોડીવારમાં બે નમાઝી આવ્યા હવે તેમને બે નમાઝી હોવાની સૂરતમાં જમાઅત કરવાની તરતીબની ખબર ન હતી, માટે તે માણસ જે પહેલા નમાઝ પઢી ચુકયો હતો તે પણ તેમની સાથે જમાઅતમાં શામેલ થઈ ગયો તો આ માણસ જે પોતાની ફર્ઝ નમાઝ એકલો પઢી ચુકયો છે, હવે જમાઅતમાં શામેલ થવાના કારણે ગુનેહગાર થશે કે પછી તેને નફલ નમાઝનો સવાબ મળશે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફજરની નમાઝ પછી નફલ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે, માટે ઉપરોકત સૂરતમાં પહેલા નમાઝથી ફારિગ થનાર માણસનું જમાઅતમાં શામેલ થવું દુરુસ્ત નથી. તેને નફલનો સવાબ મળશે નહીં. પરંતુ તે બે રકાતોની બાદમાં કઝા કરી લે તો નફલનો સવાબ મળશે. (રદ્દુલ મુહતાર : ૧ / ૩૭૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩)) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઝવાલના વખતની હદ અને તેમાં નમાઝનો હુકમ

**સવાલ (૫૫૮) :** ઝવાલથી કેટલા સમય પહેલા અને પછી નમાઝ પઢવી દુરુસ્ત છે? એટલે કે ઝવાલથી કેટલી મિનિટ પહેલા અને કેટલી મિનિટ પછી નમાઝ શરૂ કરવી

જોઈએ ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝવાલ પછી નફલ, સુન્નત, અદા, કઝા જે પણ નમાઝ પઢવામાં આવે જાઈઝ છે.

لأن الوقت الزوال لاتكره فيه الصلاة اجماعا

(શામી : ૧ / ૩૪૪ – રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૭૧)

અને ઝવાલથી પહેલા જે વખત હોય છે, તેને ઉલમાએ 'ઈસ્તિવાએ શમ્સ", નિસ્ફુન્નહાર શરઈ' અને 'ઝહવતુલ કુબ્રા' ના નામથી બયાન કર્યા છે. ગુજરાતીમાં તેને મધ્યાહન કહે છે, તે સમયે કોઈ પણ નમાઝ પઢવી જાઈઝ નથી. આ સમય ઝવાલથી પહેલા બે – ત્રણ મિનિટ રહે છે. પરંતુ તેને નક્કી કરવું છે. માટે આગળ પાછળ કુલ મિલાવી ૧૦ – ૧૫ મિનિટ સુધી નમાઝ પઢવી જોઈએ નહીં. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) ઝવાલ પછી મકરૂહ વખત કયાં સુધી રહેશે ? અને કેટલી વાર પછી અઝાન આપી શકીએ છીએ ?

**સવાલ (૫૫૯) :** ઝવાલ પછી મકરૂહ વખત કયાં સુધી રહેશે ? અને કેટલી વાર પછી અઝાન આપી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મકરૂહ વખત "મધ્યાહન" નો સમય છે. (એટલે કે સૂર્ય બરાબર માથા ઉપર આવી જાય) આ સમય ખૂબ જ થોડો હોય છે. કારણ કે સૂર્યની ગતિ ઘણી ઝડપી હોય છે. એટલા માટે તેને નક્કી કરવો મુશ્કેલ છે, માટે સાવચેતી એમાં છે કે મધ્યાહનના સમય પછી કમસે કમ દસ–પંદર મિનિટ મોડું કરી નમાઝ પઢવામાં આવે.

ઝવાલનો અર્થ સૂર્યનું ઢળવું (નમવું) થાય છે. જયારે પૂર્વ દિશાએથી ચઢેલો સૂર્ય એકદમ માથા ઉપર આવી જાય અને પછી (પશ્ચિમ દિશા) તરફ નમવા લાગે તો તે સમયને ઝવાલ કહેવાય છે. એટલે કે ઝોહરની નમાઝના સમયનો આરંભ, માટે ઝવાલ થતાની સાથે પણ નમાઝ પઢવી જાઈઝ છે. આ વખતે ઝોહરની નમાઝ માટે અઝાનનો ઈન્તિઝાર કરવાની જરૂરત રહેતી નથી. એટલા માટે તકવીમમાં જે ઝવાલનો વખત લખ્યો હોય છે તે નમાઝના જાઈઝ હોવાનો સમય લખ્યો હોય છે.

તેમ છતાં પણ ઝવાલનો અનુભવ કરી શકાય એવી વસ્તુમાંથી નથી ; એટલા માટે સાવચેતી માટે પાંચ – દસ મિનિટ મોડેથી અઝાન આપવામાં આવે. તો બહેતર છે. (અલ બદાઈઅ : ૧ / ૧૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) જુમ્આના દિવસે ઝવાલના વખતનો હુકમ

**સવાલ (૫૬૦) :** અમુક લોકોનું કહેવું છે કે જુમ્આ સિવાય દરરોજ માટે એક ઝવાલનો વખત છે, માત્ર જુમ્આના દિવસે કોઈ વખત ઝવાલનો નથી હોતો. તો શું સાચી વાત છે ? તેમજ ઝવાલનો વખત કયા સુધી રહે છે.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આના દિવસે મધ્યાહનના સમયે સુન્નત અને નવાફિલ પઢવા વિશે અઈમ્મા (ઈમામો)નો મતભેદ છે. (મવસૂઅતુલ ફિકહિય્યહ : ૭ / ૧૮૦)

હનફી મસ્લક પ્રમાણે સૂર્યોદય, સૂર્યાસ્ત અને ઈસ્તિવાએ શમ્સ (સૂર્ય બિલ્કુલ મધ્યમાં આવે ત્યારે) આ ત્રણે વખતમાં કોઈ પણ નમાઝ પઢવી જાઈઝ નથી. મક્કા શરીફ અને મદીના શરીફમાં પણ આજ હુકમ છે અને જુમ્આના દિવસનો પણ આ જ હુકમ છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૨૯૫ – ૨૯૬)

ઝવાલનો અર્થ એ છે કે સૂર્ય માથા તરફથી પશ્ચિમ દિશા તરફ ઢળવા (નમવા)ની શરૂઆત કરે. ત્યાર પછી ઝોહર અને જુમ્આના સમયનો આરંભ થાય છે. હવે કોઈ પણ સુન્નત કે નફલ નમાઝ પઢી શકાય છે. આપણા વિસ્તારોમાં છપાએલી તકવીમ (નમાઝોનું સમય પત્રક)ના આધારે ઝવાલથી દસ મિનિટ પહેલા કોઈ પણ નમાઝ ન પઢવી જોઈએ. તેમાં જ એહતિયાત છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) મકરૂહ વખતમાં નમાઝ પઢવી જાઈઝ નથી

**સવાલ (૫૬૧) :** કોઈ કિતાબમાં પઢવામાં આવ્યું છે કે જુમ્આના દિવસે ઝવાલ વખતે પણ નમાઝ પઢવાની મનાઈ નથી. એટલા માટે કે તે દિવસે દોજખને ભડકાવવામાં આવતી નથી, આવો મસ્અલો એક એહલે હદીસની કિતાબ વાંચતી વખતે નજરમાં આવ્યો છે, તો હનફી મસ્લકનો આ વિશે શું મત છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફીય્યહના નજીક ત્રણ વખતમાં કોઈ પણ નમાઝ પઢવી જાઈઝ નથી. ભલે તે ફર્ઝ હોય, વાજિબ હોય કે નફલ. તે ત્રણ વખત આ છે : (૧) સૂર્ય ઉગવાનો સમય

(૨) સૂર્ય આથમવાનો સમય અને (૩) સૂર્ય (બપોરે) એકદમ મધ્યમાં હોય ત્યારે. અલબત્ત સૂર્યાસ્ત (સૂર્ય આથમતી વખતે) તે દિવસની અસરની નમાઝ પઢી શકાય છે. (જુઓ : જુમ્આના દિવસે ઝવાલના વખતનો હુકમ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) સૂર્યોદય પછી મકરૂહ વખતની હદ

**સવાલ (૫૬૨) :** સૂર્ય ઉગ્યા પછીથી કયાં સુધી મકરૂહ વખત રહે છે. ઉપરાંત સૂર્ય ઉગ્યાથી કેટલા મિનિટ પહેલાં સુધી નમાઝ પઢવી મકરૂહ છે અને સૂર્ય ઉગ્યાથી કેટલી મિનિટ પછી નમાઝ પઢી શકાય છે ? અમુક જગ્યાએ દસ મિનિટ બતાવે છે અને અમુક જગ્યાએ વીસ મિનિટ બતાવે છે, માટે સંતોષકારક જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તકવીમ (નમાઝના સમય પત્રક)માં અંદાઝા પ્રમાણે સમય લખવામાં આવે છે, પંદર કે વીસ મિનિટનું અંતર રાખવામાં આવે, એટલે પંદર મિનિટનું અંતર રાખવું જરૂરી છે અને વીસ મિનિટનું અંતર સાવચેતી માટે છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ /૨૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) એવા વખતો જેમાં કઝા નમાઝ પઢવાની મનાઈ છે.

**સવાલ (૫૬૩) :** કયા સમયમાં કઝા નમાઝ પઢવાની મનાઈ છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ફર્ઝ, વાજિબ, નફલ, સુન્નત ભલે અદા હોય કે કઝા, સજદએ તિલાવત અને સજદએ શુક્રિયા, કોઈ પણ નમાઝ હોય નીચે દર્શાવેલ ત્રણ વખતમાં પઢવી મકરૂહે તહરીમી છે, જાઈઝ નથી. (૧) સૂર્ય ઉગતી વખતે આશરે પંદર મિનિટ સુધી. (૨) સૂર્ય બિલ્કુલ માથા પર (મધ્યમાં) હોય ત્યારે ૧૦ – ૧૫ મિનિટ અને (૩) સૂર્ય આથમતી વખતે. (તિરમિઝીઃ ૧/૨૦૦, હદીસ નં. ૧૦૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) તે વખતો જેમાં નફલ નમાઝ પઢવાની મનાઈ છે.

**સવાલ (૫૬૪) :** નફલ નમાઝ કયા કયા સમયે પઢવાની મનાઈ છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોક્ત ત્રણે સમય (સૂર્યોદય, બપોરે સૂર્ય માથા ઉપર હોય ત્યારે અને સૂર્યાસ્તના વખત)માં કોઈ પણ નફલ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. આ સિવાય સુબ્હે સાદિક પછી ફજરની બે રકાત સુન્નતો સિવાય અન્ય કોઈ પણ નમાઝ પઢવી મકરૂહ છે. ઉપરાંત અસરની ફર્ઝ નમાઝ પછી, મગરિબની અઝાન પછી ત્રણ રકાત ફર્ઝથી પહેલા, ખતીબ ખુત્બો આપવા માટે પોતાની જગ્યાએથી નીકળે ત્યારે, ભલે જુમ્આનો ખુત્બો હોય કે પછી બન્ને ઈદોનો ખુત્બો હોય, કે પછી હજ કે નિકાહનો ખુત્બો હોય, ઈદની નમાઝથી પહેલા અને પછી ઈદગાહમાં કોઈ પણ નફલ નમાઝ પઢવી મકરૂહ છે. હાં, ઈદની નમાઝ પછી ઘરે આવી કોઈ પણ નફલ નમાઝ પઢવી જાઈઝ છે. નફલ નમાઝ પઢવામાં ફર્ઝનો વખત ખતમ થઈ જવાનો ખતરો હોય તો આ હાલતમાં પણ નફલ નમાઝ પઢવી મકરૂહ છે. ઉપરાંત જે વખતે ફર્ઝ નમાઝ માટે ઈકામત કહેવામાં આવી રહી હોય, ત્યારે પણ નફલ નમાઝ પઢવી મકરૂહ છે, પેશાબ અને પાખાનાનો સખ્ત તકાઝો હોવા છતાં તેને દબાવીને નફલ બલકે કોઈ પણ નમાઝ પઢવી મકરૂહ છે. જમવાનું હાજર હોય અને ખૂબ જ ભૂખ લાગી હોય ત્યારે પણ નફલ નમાઝ પઢવી મકરૂહ છે. (તહતાવી : ૧૦૩, શામી : ૧ / ૩૪૪)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) અસરની નમાઝથી પહેલા નવાફિલનો હુકમ

**સવાલ (૫૬૫) :** અસરનો વખત શરૂ થતાંની સાથે અઝાન પછી નફલ નમાઝ કે તહિય્યતુલ મસ્જિદ કે તહિય્યતુલ વુઝૂ પઢી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અસરના વખતે અસરની ફર્ઝ નમાઝથી પહેલા જેટલી નફલ નમાઝ પઢવા ચાહે પઢી શકો છો, અસરની ફર્ઝ નમાઝ પછી નફલ નમાઝો પઢવી મકરૂહ છે. અલબત્ત ફર્ઝ નમાઝ, જનાઝાની નમાઝ, એ જ રીતે સજદએ તિલાવત વગેરે સૂર્ય પીળો પડતા પહેલા સુધી જાઈઝ છે. (દુર્રે મુખ્તાર : ૧ / ૩૭૪ – ૩૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) અસરની નમાઝ વખતે અસરની અદાયગી પહેલા ઝોહરની કઝા કરવી.

**સવાલ (૫૬૬) :** જો કોઈ કારણસર કોઈ માણસની ઝોહરની નમાઝ કઝા થઈ ગઈ

અને અસરની અઝાન દરમિયાન તે માણસ મસ્જિદમાં પહોંચ્યો તો શું તે અસરની અદાયગી પહેલા ઝોહરની કઝા નમાઝ પઢી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અસરની અઝાન દરમિયાન અસરની અદાયગી પહેલા ઝોહરની કઝા પઢવી જાઈઝ છે. પરંતુ એ શરતે કે તે માણસ સાહિબે તરતીબ ન હોય, (રદ્દુલ મુહતાર અલદ્દ દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૬) જો સાહિબે તરતીબ છે તો અસરની અદાયગી પહેલા ઝોહરની કઝા કરવી વાજિબ છે. એ શરતે કે અસરનો મકરૂહ સમય દાખલ ન થઈ જાય. અને તે (મકરૂહ સમય) સૂર્યનું પીળુ પડી જવું અને તેના પ્રકાશમાં બદલાવ આવી જવો છે.

એટલે જયારે સૂર્ય પીળો પડી જાય અને અસરનો મકરૂહ વખત દાખલ થઈ જાય તો હવે ઝોહરની કઝા કરવી મકરૂહે તહરીમી છે, હવે માત્ર અસરની અદા નમાઝ જ પઢી શકે છે. સાહિબે તરતીબની હવે તરતીબ બાકી નહીં રહે. (રદ્દુલ મુહતાર અલદ્દ દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ફજરની સુન્નત પહેલા અથવા બાદમાં કોઈ કઝા નમાઝ પઢવી.

**સવાલ (૫૬૭) :** ફજરની સુન્નત નમાઝથી પહેલા અથવા સુન્નત નમાઝ પછી કઝા નમાઝ પઢી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સુબ્હે સાદિક પછી સૂર્ય ઉગતા સુધી ફર્ઝ, કઝા અને જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે. એ જ રીતે અસરની ફર્ઝ નમાઝ પછી, જયાં સુધી સૂર્ય પીળો ન પડી જાય, કઝા, ફર્ઝ અને જનાઝાની નમાઝ પઢી શકાય છે અને જનાઝો એવા સમયે તૈયાર થયો જયારે કે સૂર્ય પીળો પડી રહયો હતો તેમ છતાં જનાઝાની નમાઝ જાઈઝ છે. (શામી : ૧ / ૩૪૯, બદાઈઉસ સનાઈઅ : ૧ / ૩૨૯)) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) જયાં સૂર્ય આથમ્યા પછી માત્ર દોઢ કલાકમાં જ સૂર્ય ઉગી જતો હોય ત્યાં તરાવીહનો હુકમ

**સવાલ (૫૬૮) :** સ્વિડનમાં સૂર્ય ગુરૂબ (સૂર્યાસ્ત) થયા પછી માત્ર દોઢ કલાકમાં જ

તૂલૂઅ (સૂર્યોદય) થઈ જાય છે. આ દોઢ કલાકમાં મગરિબ, ઈશા અને ફજર પઢવાની હોય છે, તો આવી હાલતમાં તરાવીહનો હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

**ફર્ઝ નમાઝ :** મગરિબ, ઈશા અને ફજર તો પઢવી જરૂરી છે. (મુસ્લિમ : ૨ / ૪૦૧, હદીસ નં. ૧૧૦ – ૨૯૩૭, અબૂ દાવૂદ : ૨ / ૫૯૩, હદીસ નં : ૪૩૨૧)

પરંતુ ઉલમાએ કિરામે દજ્જાલવાળી હદીસમાં (જેમાં અલ્લાહના રસૂલ (સલ.) નો ઈર્શાદ છે કે તે સમયે એક દિવસ : એક વર્ષ, એક મહીનો અને એક અઠવાડિયા જેટલો હશે. તો નમાઝો બાબતે સહાબએ કિરામ (રદિ.)ના પૂછવા પર આપ (સલ.)એ ફરમાવ્યું હતું. હિસાબ લગાવીને પઢશો. ત્યાં આ ચર્ચા કરી છે કે તેમાં ઈશા અને ફજરમાં નિય્યત કઝાની કરવામાં આવે કે અદા ની ? શામી : (૧ / ૨૪૨) માં તેની વિગત મૌજૂદ છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૬૨ – ૩૬૩)

માટે જે ઉલમા કઝાની નિય્યતથી પઢવાનું કહે છે તેમના નજીક વર્ણવેલી સૂરતમાં તરાવીહ પઢવામાં આવશે નહીં. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૩ – ૪૪) કારણ કે તરાવીહ સુન્નત છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૨૮૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) જયાં સૂરજ આથમ્યા પછી તરત જ ઊગી જાય છે, ત્યાં નમાઝ અને રોઝાનો હુકમ

**સવાલ (૫૬૯) :** નોર્વેમાં એક તરફ સૂર્યાસ્ત થાય છે અને બીજી તરફ પંદર મિનિટ પછી સૂર્યોદય થઈ જાય છે. તો ત્યાં નમાઝ અને રોઝા વગેરે બાબતે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ બાબતે ઉપર જે લખ્યું છે તે મુજબ અમલ કરવામાં આવશે. અત્યારે તમે અમેરીકામાં છો, જયારે નોર્વે જાવ તો પરિસ્થિતિની વધુ તહકીક કર્યા પછી સવાલ કરો. આ સવાલમાં એ ખુલાસો નથી કે શું ૧૨ મહીના સૂર્યની આ હાલત રહે છે કે અમુક ખાસ દિવસોમાં ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) સફરમાં નીકળતી વખતે ઝોહરની અઝાન અવ્વલ વખતમાં આપવી અને નમાઝ પઢવી કેવું છે ?

**સવાલ (૫૭૦) :** ઝવાલ પછી ઝોહરની નમાઝનો વખત થઈ જાય છે, તો જો

સફરના કારણે ઝવાલ પછી તરત નમાઝ પઢવાની નોબત આવે તો શું અઝાન આપવી ઝરૂરી છે ?

શું સફરથી પહેલા સફરની બે રકાત નમાઝ અદા કરવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઝવાલ પછી તરત ઝોહરની નમાઝ જાઈઝ છે. બલકે જો સફરમાં જવાનો ઈરાદો હોય તો વખત થઈ જાય તો પહેલા નમાઝ પઢી લેવામાં આવે. ત્યાર પછી સફર કરે. કારણ કે અમુક વખતે ગાડી લેટ થવાથી નમાઝ કઝા થઈ જવાનો ખતરો છે. (બદાઈઉસ્સનાઈઅઃ ૧ / ૧૨૨, રદ્દલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૭૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૨)

(૨) બે રકાત નમાઝ પઢવી ત્યાર પછી સફર કરવો, એ જ રીતે સફરેથી વાપસી પર બે રકાત પઢવી મુસ્તહબ છે.

(મજમઉઝ્ ઝવાઈદ વ મમ્બઉલ ફવાઈદ : ૨ / ૨૮૩ હદીસ નં. ૩૬૮૪)

(૩) હવે રહી અઝાનની વાત તો તે નમાઝ માટે સુન્નત છે, અઝાન વગર પણ નમાઝ સહીહ થઈ જાય છે. (રદુલ મુહતાર અલદ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૮૪) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) શું સુબ્હે સાદિક પછી ફજરની અઝાનમાં દસ મિનિટ મોડું કરવું જરૂરી છે ?

**સવાલ (૫૭૧):** સુબ્હે સાદિક પછી પાંચ મિનિટ બાદ ફજરની અઝાન આપવામાં આવે છે, તો પણ અમુક લોકો કહે છે કે આ બરાબર નથી, કમસે કમ ૧૦ મિનિટ પછી અઝાન આપવી જોઈએ, તો આ વિશે સાચી વાત શું છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સુબ્હે સાદિક થઈ ગયા પછી તરત ફજરની અઝાન આપવી સહીહ છે, તેમાં કોઈ કરાહત (ખામી) નથી. બલકે બીજા ઈમામો (અઈમ્મા)ને ત્યાં તો ત્રીજા ભાગની અથવા ચોથા ભાગની રાત વિતી ગયા પછી જો કોઈ ફજરની અઝાન આપી દે, તો પણ દુરુસ્ત છે.

અલબત્ત હનફી મસ્લકમાં સુબ્હે સાદિક પછી જ ફજરનો વખત થાય છે, પરંતુ તેમાં મોડું કરવું જરૂરી નથી. મોડું કર્યા વગર તરત અઝાન આપવામાં આવે તો પણ સહીહ છે, પરંતુ ઘડિયાળનો સમય સહીહ–સાચો હોવો જરૂરી છે. જેથી સુબ્હે

સાદિકનું ચોક્કસ ઈલ્મ થઈ શકે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) તકવીમમાં દર્શાવેલ સમયથી પહેલા ઈશાની અઝાન

**સવાલ (૫૭૨) :** રમઝાન શરીફમાં અમારા ગામ "વડવા"માં ઈશાની અઝાનનો સમય ૯ વાગ્યે હતો, જયારે કે નજીકના ગામ મનુબરમાં ઈશાની અઝાન ૮ : ૫૦ કલાકે થતી હતી.

હવે પૂછવાનું એ કે તકવીમ (નમાઝના સમય પત્રક)માં તો ઈશાનો વખત ૮ : ૫૭ લખ્યો છે. તેમ છતાં મનુબરના સમય મુજબ અમે અઝાન આપી શકીએ છીએ? અને શરઈ વખત પહેલા અઝાન આપવાની ગુંજાઈશ છે ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ના નજીક શફકે અબયઝ (સફેદી)ના ગુરૂબ થયા પછી ઈશાનો વખત શરૂ થાય છે, જયારે કે ઈમામ શાફિઈ (રહ.), ઈમામ અબૂ યુસૂફ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.)ના નજીક શફકે અહમર (લાલાશ)ના ગુરૂબ થયા પછી જ ઈશાનો વખત શરૂ થાય છે.

(બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૨૪)

સૂર્ય આથમ્યા (ગુરૂબ થયા) પછી શફકે અહમર (લાલાશ)ના ગુરૂબ દરમિયાન ૧ કલાક અને ૨૨ થી ૩૫ મિનિટનું અંતર રહે છે. હવે તમે વિચારો કે દોઢ કલાકનું પણ અંતર હોય તો ઈશાનો વખત ૮ : ૫૦ પર થઈ જાય છે અને જો એક કલાક અને ૩૫ મિનિટનું અંતર હોય તો પણ વખત થઈ જવાની ઉમ્મીદ છે. હવે માની લો કે વખત ન પણ થાય, તો અઝાન નમાઝની સુન્નત છે અને સુન્નત છૂટી જવાથી નમાઝમાં કોઈ ખરાબી આવતી નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૩૮૪) માટે મનુબરવાળા જે કંઈ કરે છે તેના પર વાંધો ઉઠાવવામાં ન આવે. અલબત્ત તમારો જે અમલ છે તેને જ ચાલુ રાખવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) દારૂલ ઉલૂમ તડકેશ્વર અને મુફતી કિફાયતુલ્લાહ સાહેબની કાયમી તકવીમમાં મતભેદની હકીકત

**સવાલ (૫૭૩) :** તડકેશ્વરથી પ્રકાશિત તકવીમ અને મુફતી કિફાયતુલ્લાહ

સાહેબની કાયમી તકવીમમાં થોડો ઘણો તફાવત છે. ૨૭ – જૂનથી ૨૨ – જુલાઈ સુધીના સમયમાં બન્ને તકવીમો (સમય પત્રકો)માં મતભેદ છે, મુફતી કિફાયતુલ્લાહ સાહેબની તકવીમ મુજબ ૨૭ જુનમાં ઈશાનો સમય ૯ : ૦૫ પર થાય છે. જયારે કે તડકેશ્વરની તકવીમમાં ઈશાનો સમય ૮ : ૫૭ છે. પૂછવાનું એ કે આ બન્નેમાં સહીહ કયું છે ? સવિસ્તારે જવાબ આપવા વિનંતી.

જવાબ : હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે તડકેશ્વરની કાયમી તકવીમ પર અમલ કરી શકો છો, ત્રીજી તકવીમ સૂરત, પટની એજ્યુકેશન કમિટી, સરકીવાડ, સુરત નંબરઃ ૧ માં પણ ઈશાનો સમય એ જ પ્રમાણે લખ્યો છે, જે તડકેશ્વરની તકવીમમાં છે, માટે તમે નવ વાગ્યે ઈશાની અઝાન આપી શકો છો. હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબ (રહ.)ની જે તકવીમ છે તે દિલ્લી અને આસપાસના વિસ્તારો માટે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) મનિયાર પરિવારે પ્રકાશિત કરેલ અંગ્રેજી તકવીમ અને દાઈમી અવકાત નામી તકવીમમાંથી કોના પર અમલ કરવામાં આવે ?

**સવાલ (૫૭૪) :** આપણા ગુજરાતમાં મનિયાર પરિવાર તરફથી એક તકવીમ પ્રકાશિત કરવામાં આવ્યું છે અને યુ.પી.માં મવલાના અનસ સાહેબ ઈદારએ ઈશાઅત દીનિયાત પ્રાઈવેટ લિમીટેડ હઝરત નિઝામુદીન દિલ્લીવાળાએ આખા ભારત માટે "દાઈમી અવકાતુસ્સલાત" નામનું તકવીમ (સમય પત્રક) પુસ્તક સ્વરૂપે પ્રકાશિત કર્યુ છે. જે કોમ્પ્યુટરની મદદથી તૈયાર કરેલ છે.

દર્શાવેલ બન્ને તકવીમોમાં ગુજરાત માટે સુબ્હે સાદિકનો જે સમય લખ્યો છે, તે હઝરત મુફતી કિફાયતુલ્લાહના ફત્વાથી બિલ્કુલ વિરૂદ્ધ છે અને દિલ્લી, દેવબંદ, સહારનપુર માટે સુબ્હે સાદિકનો જે સમય નોંધ્યો છે તે ફતવા પ્રમાણે મહદ અંશે બરાબર છે અને ઉપરોકત દર્શાવેલ તકવીમોમાં ગુજરાત માટે જે ઈશાનો સમય લખ્યો છે, તેમાં ઈશાનો સમય હનફી નથી હોતો, બલકે તે સમયમાં ઈશા શાફિઈની ગુંજાઈશ હોય શકે છે.

ટૂંકમાં મુફતી કિફાયતુલ્લાહ (રહ.) વાળી તકવીમ અને કોમ્પ્યુટરની મદદથી

તૈયાર કરવામાં આવેલ તકવીમમાં ફર્ક છે, સવાલ એ છે કે કોની તકવીમ પ્રમાણે અમલ કરવામાં આવે ? (૨) કોમ્પ્યુટર પર શરીઅતના આધારે ભરોસો કરવામાં આવે કે નહીં ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શમ્સી તકવીમ અને દિલ્લીવાળી દાઈમી તકવીમના અભ્યાસથી એ વાત માલૂમ થઈ કે સુબ્હે સાદિક અને સુર્યોદય વચ્ચેનું અંતર, એ જ પ્રમાણે સૂર્યાસ્ત (મગરિબ) અને ઈશાના સમય વચ્ચેનું અંતર બન્ને બરાબર હોવું જોઈએ.

હવે મુફતી કિફાયતુલ્લાહ (રહ.) અને કોમ્પ્યુટરની તહકીક પર આધારિત તકવીમ દરમિયાન એટલો બધો તફાવત રહે છે કે હઝરત મુફતી કિફાયતુલ્લાહ (રહ.) એ ગુજરાત માટે જે તકવીમ દર્શાવ્યું છે, તેમના ફતવા પ્રમાણે કમસે કમ એક કલાક અને એકવીસ મિનિટનું અંતર અને વધુથી વધુ જુન મહીનામાં એક કલાક અને ૩૮ મિનિટનું અંતર થાય છે. જયારે કે ઉપરોકત બન્ને તકવીમોના હિસાબે આ અંતર કમસે કમ એક કલાક અને ૧૪ મિનિટ અને વધારેમાં વધારે એક કલાક અને ૨૩ મિનિટ કે ૨૪ મિનિટ થાય છે. એટલા માટે વિવિધ મહીનાઓમાં શમ્સી તકવીમ અને હઝરત મુફતી કિફાયતુલ્લાહ સા. (રહ.)ના સમય પત્રકમાં ૭ થી ૧૩ મિનિટનો ફર્ક હોય છે. દા.ત. જાન્યુઆરી મહીનામાં શમ્સી તકવીમના આધારે ૭ મિનિટ પહેલા ઈશાનો સમય થાય છે અને મુફતી સાહેબના ફતવા પ્રમાણે ૭ મિનિટ પછી થાય છે અને શમ્સી તકવીમના આધારે જાન્યુઆરીમાં સુબ્હે સાદિક હઝરત મુફતી કિફાયતુલ્લાહ પ્રમાણે ૭ મિનિટ પહેલા થાય છે અને શમ્સી તકવીમ પ્રમાણે ૭ મિનિટ પછી થાય છે. અહીં સુધી કે જુનમાં આ અંતર ૧૩ મિનિટ સુધી પહોંચી જાય છે. ૧૩ મિનિટ પહેલા ઈશાનો વખત શમ્સી તકવીમમાં થઈ જાય છે અને શમ્સી તકવીમના સમયથી ૧૩ મિનિટ પછી મુફતી સાહેબને ત્યાં ઈશાનો વખત થાય છે. તકવીમવાળાઓએ કોમ્પ્યુટર અને અન્ય વૈજ્ઞાનિક સાધનો વડે સમય નક્કી કર્યો છે. હઝરત મુફતી સાહેબે પણ જુના સાધનો ઉસ્તુરલાબ (જેના વડે તારાઓની ગતિ જાણી શકાય છે.) વગેરેની મદદ લીધી હશે. કોઈ પણ સાધન હોય ધારણા અને અનુમાનની હદ સુધી જ ઈલ્મ પ્રાપ્ત થાય છે.

ઉપરોકત સૂરતમાં હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબના ફતવા પ્રમાણે અમલ કરવો જ જરૂરી છે. એટલા માટે કે ઈબાદતોમાં સાવચેતીના પેહલૂ (પાસા)ને

અપનાવવામાં આવે છે. (ઉસૂલુસ્સરખ્સી : ૨ / ૩૨૦, અલ મુવાફિકાત : ૪ / ૧૦૨)

ઉપરોકત હાલતમાં શમ્સી તકવીમ પર અમલ કરવાની સૂરતમાં અમુક મહીનાઓમાં શફકે અબ્યઝ (સફેદી) ગાયબ (અદ્રશ્ય) થતા પહેલા ઈશાની અઝાન થવાની સંભાવના છે. અને જુનમાં વધારે સંભાવના છે કે શફકે અબ્યઝના પ્રારંભિક સમયમાં જ ઈશાની અઝાન થઈ જશે, કેમકે શફકે અહમર (લાલાશ) અને શફકે અબ્યઝ અદ્રશ્ય થવાના દરમિયાન ૧૨ મિનિટનું અંતર હોય છે. એટલા માટે ઈશાની અઝાન હઝરત મુફતી સાહેબના સમય પ્રમાણે આપવી જરૂરી છે.

અને સુબ્હે સાદિક શમ્સી તકવીમ પ્રમાણે મોડેથી થાય છે, જેમાં સંભાવના છે કે રોઝો જ ન થાય, કેમકે આખરી વખતમાં સેહરી ખાવા કે પાણી પીવાથી, સુબ્હે સાદિક પછી, ખાવું પીવું ગણાશે અને હઝરત મુફતી સાહેબના ફતવા પ્રમાણે સુબ્હે સાદિકનો સમય મુકદ્દમ (આગળ) છે. માટે ખૂબ જ જરૂરી છે કે રોઝા વિશે હઝરત મુફતી સાહેબના બયાન કરેલ વખત પ્રમાણે અમલ કરવામાં આવે.

(અલબત્ત ફજરની અઝાન અને નમાઝના પ્રારંભ વિશે દિલ્લીની તકવીમ (સમય પત્રક) મુજબ અમલ કરવામાં આવે, જેથી બન્ને તકવીમો પ્રમાણે અઝાન અને નમાઝ દુરુસ્ત થાય.)

(૨) નમાઝોના સમયનો આધાર એવી નિશાનીઓ અને ચિહ્નો છે કે કોઈ પણ વ્યકિત કોઈ પણ સ્થળે પોતાની આંખો વડે જોઈ નિર્ણય લઈ શકે છે કે નમાઝનો વખત થયો કે નહીં ? પરંતુ સહૂલત ખાતર આવા સાધનોની મદદ લેવામાં આવે, જેનાથી અનુમાન થઈ જાય છે, તો તેના પર અમલ કરવો જાઈઝ થશે. એટલા માટે કોમ્પ્યુટર વગેરેથી જો આવા સમય તૈયાર કરવામાં આવે જેના સહીહ હોવા વિશે યકીન હોય, તો તેના પર અમલ કરવો જાઈઝ છે. પરંતુ આ સાધનો વડે માલૂમ કરવામાં આવેલ સમયમાં મતભેદ હોય તો શંકાસ્પદ સૂરતને અપનાવવી જાઈઝ નથી. જેવું કે ઉપરોકત સૂરતમાં શંકા અને ખચકાટ થયો છે. તો સાવચેતી રાખવી ઘણી જરૂરી છે. (શામી : ૧ / ૩૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) પછી કયારથી ઈશાની નમાઝનો વખત શરૂ થાય છે ?

**સવાલ (૫૭૫) :** ગુરૂબે આફતાબ પછી શફક (સંધ્યાનું અજવાળું) કયાં સુધી બાકી રહે છે ? અને શફક અદ્રશ્ય (ગાયબ) થયા પછી કેટલી વાર પછી ઈશાની નમાઝનો

વખત શરૂ થાય છે ? ઉનાળો, શિયાળો અને ચોમાસુ આ ત્રણ ઋતુઓમાં મગરિબ અને ઈશા દરમિયાન કેટલું અંતર રહેવું જોઈએ. રાંદેરના મુફતી સાહેબ ઉપરાંત જામિઅહ હુસૈનિય્યહ, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, દારૂલ ઉલૂમ અશરફિય્યહ રાંદેર, અને જામિઅહ તા'લીમુદ્દીન ડાભેલના મુફતી સાહેબોની તસ્દીક (સહી)થી પ્રકાશિત થયેલ શમ્સી તકવીમનો અમે લોકો નમાઝ અને રોઝા વગેરેમાં વિશ્વાસ કરીએ છીએ. જેથી એ તકવીમ પ્રમાણે માર્ચ મહીનાની શરૂઆતમાં ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) નો સમય ૬ : ૫૧ વાગ્યાનો બતાવવામાં આવ્યો છે. જેમાં પાંચ મિનિટના વધારા સાથે ૬ : ૫૬ વાગ્યે મગરિબનો વખત શરૂ થાય છે, ત્યાર પછી ઈશાનો સમય ૮ : ૫ વાગ્યે બતાવવામાં આવ્યો છે. જેમાં પાંચ મિનિટના વધારા સાથે ૮ : ૧૦ ના બદલે અમે ૮ : ૧૫ અઝાન આપીએ છીએ અને ૮ : ૩૦ જમાઅત ઊભી કરીએ છીએ. તો શું અમારો આ અમલ સહીહ છે કે નહીં ? અમુક લોકોનું કહેવું છે કે દોઢ કલાકનું અંતર જરૂરી છે, તો અમે કહયું કે જયારે આટલા બધા મુફતી સાહેબોએ સહી કરી છે તો તે તકવીમ ખોટી અને ગલત તો ન હોઈ શકે, માટે હઝરતે વાલાથી દરખ્વાસ્ત છે કે આ બાબતે (મગરિબ અને ઈશા દરમિયાનમાં) શરઈ અંતર સાથે વર્ષની બધી ઋતુઓ પ્રમાણે કલાક અને મિનિટનું અંતર પણ લખી મોકલવામાં આવે. અમારો જીલ્લો વલસાડ છે.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) અને શફકના અદ્રશ્ય થવાનું અંતર આખા વર્ષમાં સરખું અને સમાન રહેતું નથી. બલકે દરેક મોસમ (ઋતુ) માં બદલાતું રહે છે. કિફાયતુલ મુફતી, ફતાવા દારૂલ ઉલૂમ, ફતાવા રહીમિય્યહ અને બીજા મુફતી સાહેબોના મંતવ્ય પ્રમાણે આ અંતર જુન મહીનામાં એક કલાક અને ૩૮ મિનિટ સુધી પહોંચી જાય છે. આનાથી વધારે કોઈ ઋતુમાં નથી રહેતુ અને ઓછામાં ઓછું અંતર સપ્ટેમ્બર મહીનામાં એક કલાક અને ૨૧ મિનિટનું હોય છે, માટે મગરિબ અને ઈશા વચ્ચે ઓછામાં ઓછુ ૧ કલાક અને ૩૮ મિનિટ અને સપ્ટેમ્બરમાં ૧ કલાક અને ૨૧ મિનિટનું અંતર હોવું જરૂરી છે.

ઉપરાંત આ પણ યાદ રાખવું જોઈએ કે જે દિવસે ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) અને શફક (લાલાશ)ના અદ્રશ્ય (ગાયબ) થવા દરમિયાન જેટલું અંતર હોય છે, એટલું જ અંતર તે દિવસના સુબ્હે સાદિક અને તુલૂએ આફતાબ (સૂર્યોદય) વચ્ચે

હોય છે.

સવાલમાં જે શમ્સી તકવીમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો વિશ્વાસ ઝોહર અને અસરની નમાઝમાં કરી લેવામાં આવે, તો કોઈ વાંધો નથી, અલબત્ત ઈશા અને સુબ્હે સાદિકમાં થોડી ઘણી સાવચેતી રાખવી જરૂરી છે. કારણ કે દર્શાવેલ શમ્સી તકવીમમાં ઈશાનો સમય મુફતી સાહેબના બતાવેલ અંતરથી ૧૦ થી ૧૩ મિનિટ વહેલા બતાવવામાં આવ્યો છે. ઉપરાંત બીજા મહીનાઓમાં સાત (૭) મિનિટનો ફર્ક છે, માટે શમ્સી તકવીમમાં બતાવવામાં આવેલ સમય પ્રમાણે સાહિબૈન (રહ.) અને ઈમામ શાફિઈ (રહ.)ના મસ્લક પ્રમાણે ઈશાની અઝાન દુરુસ્ત ગણાશે, પરંતુ ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ના મસ્લક પ્રમાણે જો કે જેના પર ફતવો આપવામાં આવ્યો છે. તે અઝાનના વખતથી પહેલા થશે માટે તે જાઈઝ નથી.

ઉપરાંત ઉપર બતાવવામાં આવેલા નિયમો પ્રમાણે આ દિવસોના સુબ્હે સાદિકમાં પણ ફર્ક થશે, માટે શમ્સી તકવીમમાં લખેલ સુબ્હે સાદિકના વખતથી ૧૦ અથવા ૧૨ મિનિટ પહેલા મુફતીયાને કિરામના કથન મુજબ સુબ્હે સાદિકનો સમય થઈ જાય છે. ઉપરાંત બીજા મહીનાઓમાં પણ ત્રણથી લઈ સાત મિનિટ પહેલા સુબ્હે સાદિકનો સમય થઈ જાય છે, જેથી ખાસ કરી સહેરીના વખતમાં ખૂબ જ સાવચેતી રાખવાની જરૂરત છે.

અમુક બીજી તકવીમો અને મુફતી સાહેબોના મંતવ્ય પ્રમાણે દરેક ઋતુમાં સુબ્હે સાદિક અને તુલૂએ આફતાબ (સૂર્ય ઉગવાનો સમય) વચ્ચે હમેશાં એક કલાક અને ૨૦ મિનિટનું જ અંતર રહે છે. પરંતુ આથી પહેલા જે મંતવ્યો બયાન કરવામાં આવ્યા છે, તે અલ્લામાં ઈબ્ને આબિદીન શામી (રહ.) અને મુફતી કિફાયતુલ્લાહ સાહેબના બતાવેલ છે. કે જે દિવસે ગુરૂબ અને શફકના અદ્રશ્ય થવા દરમિયાન જે અંતર હશે તે જ અંતર સુબ્હે સાદિક અને તુલૂએ આફતાબ (સૂર્ય ઉગવા)ના સમય દરમિયાન હશે. આ નિયમ પ્રમાણે સુબ્હે સાદિક અને તુલૂએ આફતાબ (સૂર્યોદય)ના દરમિયાનનું અંતર ૧ કલાક અને ૩૮ મિનિટ સુધી પહોંચે છે. માટે રોઝા અને નમાઝમાં આ કથન પ્રમાણે સાવચેતી બહેતર છે. શમ્સી તકવીમમાં પણ જો સાવચેતી વર્તી પાંચ મિનિટ વધારી આપવામાં આવે, તો અમુક મહીનાઓમાં બે મિનિટ અને અમુકમાં સાત મિનિટનો તફાવત રહે છે અને ઉપર દર્શાવવામાં આવેલ

કથન પ્રમાણે જો સાવચેતી પૂર્વક તેમાં પાંચ મિનિટનો વધારો કરવામાં આવે તો શમ્સી તકવીમ (સમય પત્રક) ના સમયથી ૧૨ કે ૧૩ મિનિટનો તફાવત થશે. શમ્સી તકવીમ ગલત અને ખોટું નથી. પરંતુ ઈશાના સમયમાં ફર્ક થઈ જાય છે. મુફતી સાહેબોએ લખ્યું છે કે શફકે અહમર (વાદળની લાલાશ) અને શફકે અબ્યઝ (વાદળની સફેદી) દરમિયાન ૧૨ મિનિટનો ફર્ક હોય છે. જેથી ઈમામ અબૂ હનીફા (રહ.)ના નજીક ૧૨ મિનિટ પછી ઈશાનો વખત શરૂ થાય છે, જયારે બીજા ઈમામોના નજીક બાર મિનિટ પહેલા શરૂ થાય છે. માટે શમ્સી તકવીમમાં જે સમય તુલૂઅ (ઉગવાનો) અને ગુરૂબ (આથમવાનો) બતાવવામાં આવ્યો છે તેમાં સાવચેતી પૂર્વક ઉપરોકત કથન પ્રમાણે જે વધારો એમાં હોવો જોઈએ, તેને હનફી મસ્લક પ્રમાણે નીચે નકશામાં લખી દેવામાં આવ્યો છે.

**હનફી મસ્લક પ્રમાણે આખા વર્ષનું ઈશાની નમાઝનું સમય પત્રક**

| તારીખ પ્રમાણે વધારો | અંગ્રેજી મહીનો | અંતર પ્રમાણે કિલો મીટર |
|---|---|---|
| સાત મિનિટનો વધારો | જાન્યુઆરી | ૭ : ૩૫ |
| આઠ મિનિટનો વધારો | ફેબ્રુઆરી | ૭ : ૫૩ |
| આઠ મિનિટનો વધારો | માર્ચ | ૮ : ૫૦ |
| નવ મિનિટનો વધારો | એપ્રિલ | ૮ : ૧૬ |
| નવ મિનિટનો વધારો | મે | ૮ : ૩૧ |
| દસ મિનિટનો વધારો | જૂન ની ૨૩ તારીખથી પહેલા સુધી | ૮ : ૫૧ |
| તેર મિનિટનો વધારો | ૨૩ જુનથી મહીનો પૂરો થતા સુધી | ૯ : ૨૦ |
| નવ મિનિટનો વધારો | જુલાઈ | ૮ : ૫૦ |
| નવ મિનિટનો વધારો | ઓગષ્ટ | ૮ : ૪૮ |
| દસ મિનિટનો વધારો | સપ્ટેમ્બરની ૨૧ તારીખ સુધી | ૮ : ૨૧ |
| દસ મિનિટનો વધારો | ઓકટોબરની ૨૩ તારીખ સુધી | ૭ : ૪૯ |
| દસ મિનિટનો વધારો | નવેમ્બર | ૭ : ૨૬ |
| દસ મિનિટનો વધારો | ડિસેમ્બર | ૭ : ૩૫ |

## હનફી મસ્લક પ્રમાણે ઝોહર અને અસરનો સમય અને અસરથી મગરિબ દરમિયાનનું અંતર કિ.મી.ના આધારે

| તારીખ પ્રમાણે વધારો | અંગ્રેજી મહીનો | અંતર પ્રમાણે કિલો મિટર |
|---|---|---|
| | | |

શમ્સી તકવીમ (ટાઈમ ટેબલ) પ્રમાણે ઝોહર અને અસરનો સમય બરાબર છે, પહેલા નકશામાં ઈશાની અઝાનનો વખત લખી દેવામાં આવ્યો છે, જેનું સમજવું આસાન છે. પહેલી તારીખનો વખત શમ્સી ટાઈમ ટેબલ પ્રમાણે છે, પછી બીજી અને ત્રીજી તારીખથી અંત સુધી વધારો – ઘટાડો કરી લેવામાં આવે. દા.ત. જાન્યુઆરીમાં શમ્સી ટાઈમ ટેબલ (તકવીમ)ના દર્શાવેલ વખત ૭ : ૨૫ મિનિટ પર સાત મિનિટનો વધારો કરવામાં આવ્યો છે. તો એટલો જ વધારો દરેક તારીખમાં કરી લેવામાં આવે, ઉપરાંત ૭ : ૩૫ મિનિટમાં પાંચ મિનિટના વધારા સાથે ૭ : ૪૦ કલાકે ઈશાની અઝાન આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) મુફ્તી કિફાયતુલ્લાહ સાહેબ (રહ.)નો ઈશા અને મગરિબ વેચ્ચના અંતરનો નકશો માત્ર ભારત માટે જ છે કે બીજા દેશોમાં પણ તેના પર અમલની ગુંજાઈશ છે ?

**સવાલ (૫૭૬) :** હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબ દહેલ્વી (રહ.) એ મગરિબ અને ઈશાના વખત વચ્ચે કયા મહીનામાં કેટલું અંતર રહે છે, તેનો પુરો નકશો તૈયાર કર્યો છે. જેને ફતાવા રહીમિય્યહ ભાગ : ૩ માં નકલ કરવામાં આવ્યો છે. અને તેના નીચે નોંધ લખી આ વધારો કર્યો છે કે આ જ અંતર લગભગ આ મહીનાઓના સૂર્યોદય અને સુબ્હે સાદિક દરમિયાન રહે છે.

સવાલ એ છે કે આ નકશામાં જે વખત બતાવવામાં આવ્યો છે, તે માત્ર ભારતના સમય અને ઋતુ માટે છે કે બધા દેશોમાં તેના ઉપર અમલ કરી શકાય છે ? જો કોઈ ફર્ક હોય તો ખાસ કરીને મોરિશિયસ ટાપુ વિશે લખવાની દરખ્વાસ્ત છે કે કયા મહીનામાં કેટલો ફર્ક પડે છે.

**અહીંયા (મે-૧૯૮૬ માં) નીચે પ્રમાણેનું ટાઈમ ટેબલ બનાવવામાં આવ્યું છે.**

| | |
|---|---|
| **સેહરી** : ૫ : ૧૫ (સવા પાંચ કલાકે) | જે રમઝાનના અંત સુધી વધારો થઈને ૫: ૨૫ વાગ્યા સુધી હોય છે. |
| **ઈફતારી** : ૫ : ૪૬ (પાંચને છેતાળીસ) મિનિટ | જે રમઝાનના અંત સુધી ઓછી થઈ ૫ : ૩૯ સુધી હોય છે. |
| **સૂર્યોદયઃ** ૬:૩૦ (સાડા છ વાગ્યે) છે. | |

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આન મજીદમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : "રબ્બુલ મશારિકિ વલ-મગારિબી" આ આયતથી સાબિત થાય છે કે દરરોજ સૂર્ય ઉગવા અને આથમવાની જગ્યા અલગ અલગ હોય છે અને સૂરજની દૂરી અને તેની દિશા દરેક દેશના આધારે અલગ અલગ છે. મુફતી કિફાયતુલ્લાહ સાહેબ (રહ.) એ જે ટાઈમ ટેબલ તૈયાર કર્યુ છે તે દરેક દેશ માટે જરૂરી નથી. તમારામાં જે માણસ ગ્રહો વગેરે આકાશિય પદાર્થોની ગતિ (Observetry - ભૂમિતિ)ની વિદ્યાનો જાણકાર હોય. તેની મદદથી સુબ્હે સાદિક અને તુલૂએ આફતાબ (સુર્યોદય)નો સમય નક્કી કરે.

તે પૂછયા પછી પણ રોઝા માટે સાવચેતી ખાતર દસ મિનિટ પહેલા સેહરી બંધ કરી દે. જાપાને તેના માટે ઘડિયાળો બનાવી છે, તેનાથી પણ તમે મદદ લઈ શકો છો, અને તેનાથી મદદ લેવાની સૂરતમાં પણ સાવચેતી માટે દસ મિનિટ પહેલા સેહરી બંધ કરી દે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ઈશાનો વખત સુર્યાસ્ત પછી કેટલા કલાક પછી શરૂ થાય છે ?

**સવાલ (૫૭૭) :** ઈશાનો વખત ગુરૂબે આફતાબ (સુર્યાસ્ત) ના કેટલા કલાક પછી શરૂ થાય છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈશાનો વખત શરૂ થવા માટે સુર્ય આથમ્યા પછી કોઈ એક વખત નક્કી નથી. દરેક ૠતુમાં આ અંતર ઘટતું – વધતું રહે છે. આ બાબતે એક નિયમ જે ફુકહાને ત્યાં ભરોસાપાત્ર છે, તેને યાદ રાખવો જોઈએ કે જે દિવસે તુલૂએ સુબ્હે સાદિક અને તુલૂએ આફતાબ દરમિયાન જેટલું અંતર હોય છે તે દિવસે સાંજે ગુરૂબે આફતાબ

(સુર્યાસ્ત) અને ગુરૂબે શફકે અબયઝ– સફેદી (અહનાફની નજીક ઈશાનો સમય) વચ્ચે એટલું જ અંતર હોય છે. (શામી : ૧ / ૩૫૯, અલ લુબાબુ ફી શર્હિલ કિતાબ : ૧ / ૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) જુન મહીનામાં નમાઝની દાઈમી તકવીમ પર અમલ કરવો

**સવાલ (૫૭૮) :** દાઈમી તકવીમ (ટાઈમ ટેબલ)માં ઈશાની અઝાનનો વખત જુનના મહીનામાં ૮ : ૪૫ કલાકે થાય છે, અને અમારા ગામમાં ૯ :૦૦ વાગ્યે અઝાન આપવામાં આવે છે. તો અમુક લોકો વાંધો ઉઠાવે છે અને કહે છે કે જુન મહીનામાં દાઈમી તકવીમના હિસાબથી અઝાન આપવી જરૂરી નથી. અઝાન હજુ વધારે મોડી આપવી જોઈએ. તો આ બાબતે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દાઈમી તકવીમના હિસાબે જુન મહિનામાં બધી અઝાનો પોતાના વખતમાં એ જ રીતે ઈશાની અઝાન ૯ : ૦૦ વાગ્યે આપવી સહીહ છે. તેમાં કોઈ શંકાની ગુંજાઈશ નથી. આ હાલતમાં ગુરૂબ (સૂર્યાસ્ત) પછી એક કલાક અને ૩૫ મિનિટનો વખત રહે છે, જે અમારા ગામડાઓમાં મગરિબ અને ઈશાની દરિમયાનનો સૌથી વધારે સમય છે. માટે આટલો વખત હોવો કાફી છે. (જુઓ : તકવીમમાં દર્શાવેલ વખતથી પહેલા મનુબરમાં ઈશાની નમાઝ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છ.

## (૨૫) જુમ્આની અઝાનનો વખત ૧૨ : ૩૦ (સાડા બાર) આખા વર્ષ માટે નક્કી કરવો.

**સવાલ (૫૭૯) :** અમારા વિસ્તારમાં જુમ્આની અઝાન ૧૨ : ૩૦ વાગ્યે થાય છે. અને અઝાન પછી તરત જ નમાઝીઓ સુન્નતો પઢી લે છે. ૧ : ૧૦ ખુત્બો થાય છે અને ૧ : ૩૦ જમાઅત શરૂ થાય છે. આ નક્કી કરેલ સમય આખું વર્ષ ચાલે છે, તેમાં આગળ – પાછળ થતું નથી. તો શું આ દુરુસ્ત છે ? ઉપરાંત કહેવામાં આવે છે કે "જુમ્આના દિવસે ઝવાલ નથી થતો" શું આ સાચું છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

૧૨ : ૩૦ નો સમય આખા વર્ષ માટે નક્કી કરવો સહીહ નથી. એટલા માટે કે ડિસેમ્બર, જાન્યુઆરી, ફેબ્રુઆરીમાં આ સમય ઈસ્તિવાએ શમ્સનો હોય છે, જેને

શરીઅતની ભાષામાં "નિસ્ફુન્નહાર" (મધ્યાહન) કહેવામાં આવે છે અને ઉપરોકત દર્શાવેલ સમયમાં અલ્લાહના રસૂલ (સલ.) એ નમાઝ પઢવાની મનાઈ ફરમાવી છે. હનફી મસ્લકમાં મક્કા શરીફ હોય કે મદીના શરીફ, મધ્યાહનના વખતે કોઈ પણ નમાઝ પઢવી દુરસ્ત અને જાઈઝ નથી. માટે આ વખતમાં અઝાન પણ સહીહ થશે નહીં, એટલા માટે કે અઝાનના વખત (થવાની) ખબર આપવા માટે છે. જો વખત થતા પહેલા આપવામાં આવી છે તો ફરીથી આપવી વાજિબ છે.

(બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૫૫ )

ઝવાલ દરરોજ થાય છે, ભલે જુમ્આ હોય કે ઈદ.

❋ જુમ્આના દિવસે પણ ઝવાલનો સમય હોય છે, પરંતુ અમુક ફુકહા દા.ત. ઈમામ અબૂ યુસૂફ (રહ.)થી નકલ છે કે જુમ્આના દિવસે ઝવાલના સમયે નફલ નમાઝ પઢવી મકરૂહ નથી. (બદાઈઅ : ૧ / ૨૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) હનફી લોકોએ અસર એક મિષ્લ(વસ્તુના પડછાયાનું માપ એક ઘણું વધી જાય) પર પઢવી

**સવાલ (૫૮૦) :** આખા અમેરીકામાં અસર એક મિષ્લ પર પઢવામાં આવે છે. કારણ કે આરબોએ ટાઈમ ટેબલ બનાવ્યું છે, તેમની સંખ્યા વધારે છે, જયારે હનફી લોકો સંખ્યામાં ઓછા છે, માટે તેઓ પણ આરબોની જેમ એક જ સમયમાં અસર પઢે છે, શરીઅતમાં આ જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરતના કારણે અસરની નમાઝ એક મિષ્લ (વસ્તુના પડછાયાનું એક ઘણું માપ વધી જવા) પર પઢવી જાઈઝ છે. અહનાફ હરમૈન શરીફૈનમાં અસર એક મિષ્લ (વસ્તુના પડછાયાનું એક ઘણું વધી જવા) પર પઢી લે છે, જો કે અબૂ હનીફા (રહ.)નો ફત્વો આ જ છે કે અસરની નમાઝમાં બે મિષ્લ (વસ્તુના પડછાયાનું માપ ડબલ થઈ જાય) પછી શરૂ થાય છે. પરંતુ સાહિબૈન (રહ.) નું કથન આ છે કે એક મિષ્લ સુધી જ ઝોહરનો વખત રહે છે, ત્યાર પછી અસરનો સમય શરૂ થઈ જાય છે. જાતે ઈમામ સાહેબ (રહ.) ની એક રિવાયત આ જ છે અને ઈમામ તહાવી (રહ.)એ ફરમાવ્યું : વ બિકવલિહિમા નઅ્ખુઝૂ (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર ૧ /

૩૫૯) માટે આવા સમયે જયારે કે અસરની જમાઅત એક મિષ્લ પર જ થતી હોય. સાહિબૈનના કૌલ પર અમલની ગુંજાઈશ છે. (આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૩ / ૨૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) પડછાયો એક મિષ્લ થવા પર અસરની નમાઝ પઢવી

**સવાલ (૫૮૧) :** શાફિઈ મસ્લકની નજીક અસરનો વખત, હનફી મસ્લકના વખત કરતા પહેલા હોય છે. તો શું હનફી મસ્લકવાળા શાફિઈ મસ્લકવાળાઓના વખત પર અસરની નમાઝ પઢી શકે છે ? કયાંક આવું પઢયું હોય એવું યાદ આવે છે કે શાફિઈ ઈમામની પાછળ હનફી મુકતદી નમાઝ પઢશે તો તેમની નમાઝ થઈ જશે, તો શું એકલો નમાઝ પઢનાર પણ જો અસરની નમાઝ શાફિઈ મઝહબ પ્રમાણે એક મિષ્લ પર પઢી લે તો તેની નમાઝ થઈ જશે ? અસર હનફી અને શાફિઈમાં એક દોઢ કલાકનો તફાવત હોય છે અને એક માણસને નમાઝ પછી પાંચ કિ.મી. જવું પડે છે, રોઝાનો મસ્અલો છે તો શું તે આ રીતે અસરની નમાઝ, અસરે શાફિઈ પ્રમાણે પઢી શકે છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરત વખતે અસરની નમાઝ એ વખતે પઢવી જાઈઝ છે, જયારે કે દરેક વસ્તુનો છાંયડો પોતાના અસલી છાંયડા કરતા એક ઘણો વધી જાય, આ ઈમામ શાફિઈ, ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) અને ઈમામ માલિક (રહ.) નો મસ્લક છે. હઝરાતે સાહિબૈનનો પણ આ જ મસ્લક છે, ઈમામ હસન બિન ઝિયાદ (રહ.) એ હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)થી આ જ વિશે એક રિવાયત નકલ ફરમાવી છે, અને ઈમામ ઝુફર (રહ.)નો પણ આ જ મઝહબ છે. જરૂરત વખતે આ કથનને અપનાવવાની ગુંજાઈશ છે. (મજમઉલ અન્હુર : ૧ / ૬૯ – ૭૦)

માટે તમે જરૂરતના સમયે એક મિષ્લ પછી અસરની નમાઝ અદા કરી શકો છો જો પહેલા અદા કરી તો જાઈઝ નથી.

હાજીઓ પણ હરમૈન શરીફૈનમાં ઉપરોકત વખત પર નમાઝ અદા કરે છે, એ જ રીતે શાફિઈ લોકોની મસ્જિદમાં જમાઅતનો સવાબ મેળવવાની ગરજથી તે વખતે નમાઝ અદા કરી લીધી તો જાઈઝ છે.

હાં, જો યોગ્ય અને ઉચિત કારણ નથી તો પછી શ્રેષ્ઠ આ જ છે કે ઝોહરની

નમાઝ એક મિષ્લ થતા પહેલા અને અસરની નમાઝ બે મિષ્લ પછી પઢવામાં આવે. (ફતાવા મહમૂદિયહ : ૫ / ૩૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) હરમ શરીફમાં શાફિઈ અથવા હમ્બલી મસ્લકવાળા ઈમામની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૫૮૨) :** હરમ શરીફમાં જો ઈમામ શાફિઈ મસ્લકનો છે તો તેમની પાછળ હનફીની પાછળ નમાઝ સહીહ થશે કે નહીં ? ઉપરાંત અસરની નમાઝમાં જો ઈમામ શાફિઈ મસ્લકનો છે અને તે હનફી વખત પ્રમાણે અસરની નમાઝ પઢાવે છે તો તેમની પાછળ હનફી મસ્લકવાળાએ નમાઝ પઢવી જાઈઝ છે કે નહી.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી માણસનું, કોઈ પણ સ્થળે ચારેવ મસ્લકમાંથી કોઈ પણ મસ્લકના ઈમામની પાછળ નમાઝ પઢવી દુરુસ્ત છે, જેથી હરમ શરીફમાં પણ શાફિઈ અથવા હમ્બલી મસ્લકવાળા ઈમામની પાછળ નમાઝ પઢવી દુરુસ્ત છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૩) અસરનો વખત શાફિઈ મસ્લક પ્રમાણે હોય તો પણ નમાઝ પઢવી જાઈઝ છે, ઉલમાએ અહનાફ (હનફી ઉલમા)માંથી હઝરત ઈમામ અબૂ યુસૂફ અને ઈમામ મુહમ્મદ (રહ.) નો મઝહબ અસરના વખત બાબતે તે જ છે જે ઈમામ શાફિઈ (રહ.) અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) નો છે. જાતે ઈમામ અબૂ હનીફા (રહ.) ની એક રિવાયત આ જ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ઉઝરના કારણે અસરની નમાઝ, અઝાનથી પહેલા પઢી લેવી

**સવાલ (૫૮૩) :** સુરતથી અમદાવાદ તરફ જનારી ટ્રેન સાંજે ૪ : ૫૫ કલાકે રવાના થાય છે, જેમાં કોસંબા અને તેની આસપાસના લોકો સફર કરે છે. શહેરના વધુ પડતા લોકો કોસંબા પહોંચીને અસરની નમાઝ અસરથી પહેલા પઢી લે છે, કયારેક એ ટ્રેન લેટ પણ થાય છે, જો કે ભીડ હોવાના કારણે નમાઝ પઢવાની જગ્યા મળી શકતી નથી. તો શું અસરની નમાઝ ૪ : ૧૫ કલાકે પઢી લેવામાં આવે તો દુરુસ્ત છે? કે પછી મોડું કરી ગુરૂબે આફતાબથી થોડા પહેલા પઢવામાં આવે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ શરઈ મજબૂરી વગર નમાઝને કઝા કરવી ઘણો મોટો ગુનોહ છે, જે વિશે અનેક વઈદો (ધમકીઓ) આવી છે અને અસરની નમાઝ વિશે તો કુર્આન અને હદીસમાં ખાસ તાકીદ કરવામાં આવી છે, (મુસ્લિમ : ૧ / ૨૩૯ હદીસ નં. ૩૧૧, અબૂદાવૂદ : ૧ / ૬૪, હદીસ નં. ૪૪૧) જેથી કુર્આન પાકમાં ઈર્શાદ છે :

حٰفِظُوْا عَلَى الصَّلَوٰتِ وَالصَّلٰوةِ الْوُسْطٰى وَقُوْمُوْا لِلّٰهِ قٰنِتِيْنَ

(સૂરએ બકરહ : ૨૩૮)

એટલે તમે તમામ નમાઝોને પાબંદી સાથે અદા કરતા રહો અને ખાસ કરી દરમિયાની નમાઝને, મોટા ભાગના તફસીરકારોએ "અસ્સલાતુલ વુસ્તા"ની તફસીર અસરની નમાઝથી ફરમાવી છે. (મુસ્લિમ : ૧ / ૨૨૭, હદીસ નં. ૨૦૫ – ૬૨૭)

અસરની નમાઝનો વખત ઈમામ અબૂ હનીફા (રહ.)ની નજીક દરેક વસ્તુનો પડછાયો તેના મૂળ પડછાયાને છોડી બે ગણો થઈ ગયા પછીથી શરૂ થાય છે, જયારે કે ઈમામ મુહમ્મદ(રહ.), ઈમામ અબૂ યુસૂફ (રહ.), ઈમામ અહમદ (રહ.), ઈમામ શાફિઈ અને ઈમામ માલિક (રહ.) ના નજીક દરેક વસ્તુનો છાંયડો તેના મૂળ છાંયડાને છોડી એક ગણો થઈ ગયા પછીથી શરૂ થાય છે. (બદાઈઉસ્સનાઈઅ:૧ /૧૨૩)

માટે પૂછેલી સૂરતમાં જરૂરત વખતે જો ૪ : ૧૫ કલાકે છાંયડો એક મિષ્લ થઈ જાય તો તેના પછી અસરની નમાઝ પઢવાની ગુંજાઈશ છે. એટલા માટે કે આ વખતે ન પઢવાની સ્થિતિમાં યા તો નમાઝ બિલ્કુલ કઝા થઈ જશે અથવા મકરૂહ થશે. પરંતુ ગરમી (ઉનાળા)ની ઋતુમાં છાંયડો એક મિષ્લ (પડછાયો એક ગણો) હોવામાં વાર લાગે છે. માટે જો ૪ :૧૫ વાગ્યા સુધી છાંયડો એક મિષ્લ (એક ગણો) નથી થયો તો અસરની નમાઝ દુરુસ્ત થશે નહીં. આ સૂરતમાં કોસંબા પછી પાનોલી અથવા કીમ પહોંચતા સુધી પણ અસરનો મકરૂહ વખત શરૂ નહીં થાય. માટે ત્યાં નમાઝ પઢી શકાય છે. (ફતાવા આલમગીરી : ૧ / ૫૧, મજમઉલ અન્હુર : ૧ / ૭૧)

ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) સફરની હાલતમાં જમા તકદીમ અને જમા તા'ખીર (નમાઝને ભેગી પઢવા)નો હુકમ

**સવાલ (૫૮૪) :** સફરની હાલતમાં આરબ લોકો જમા બયૂનસ્સલાતૈન (બે નમાઝો એક સાથે પઢવી)ની વાત કહે છે, અને જમા તકદીમ અથવા જમા તા'ખીર પર

આગ્રહ કરે છે, પૂછવાની વાત એ છે કે તેનો શરીઅતમાં હુકમ શું છે.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અહનાફની નજીક હજ્જના દિવસોમાં, અરફાતમાં નમાઝ જમા તકદીમ (ભેગી પરંતુ પહેલા) અને મુઝદલિફામાં જમા તા'ખીર (ભેગી પરંતુ બાદમાં) અમુક શરતો સાથે જાઈઝ છે. એ સિવાય કયાં પણ જાઈઝ નથી. જો કે જમા તકદીમની સૂરતમાં નમાઝની ફરઝીયત ખતમ નહીં થાય. અને બાદમાં પઢવાની સૂરતમાં નમાઝને તેના સમયથી મોડું (કઝા) કરવાનો ગુનોહ થશે.

(સૂરએ બકરહ : ૨૩૮, મુસ્લિમ : ૧ / ૨૩૯, હદીસ નં. ૩૧૧, અબૂ દાવૂદ : હદીસ નં. ૪૪૧)

અને હદીસ શરીફમાં જયાં "બે નમાઝોને એકી સાથે પઢવાનું" વર્ણન છે. (મુસ્લિમ : ૧ / ૨૪૬, હદીસ : ૫૧ – ૭૦૫, ૫૨ – ૭૦૬) ઈમામ અબૂ હનીફા (રહ.) બીજી હદીસોને સામે રાખી તેનો આ મતલબ બયાન કરે છે કે જમા તકદીમનો મતલબ ઝોહરને તેના અંતિમ સમયમાં પઢી અને અસરને તેના પ્રારંભિક સમયમાં પઢી છે. એ જ રીતે જમા તા'ખીરનો મતલબ છે : મગરિબને આખરી વખતમાં પઢવી અને ઈશાને અવ્વલ વખતમાં પઢવી. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૨૭)

આ વર્ણનથી માલૂમ થયું કે બે નમાઝોને એક જ વખતમાં પઢવી મુરાદ નથી, પરંતુ ત્રણે ઈમામોની નજીક એક જ વખતમાં પઢવી મુરાદ છે, એટલે કે ઝોહરના વખતમાં ઝોહર અને અસરને અને ઈશાના વખતમાં મગરિબ અને ઈશાને પઢવી અને તેઓ તેને સફર, વરસાદ અને અન્ય મજબૂરીના કારણસર પઢવી જાઈઝ કહે છે. (મુગ્નીયુલ મુહતાજ : ૧ / ૫૨૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) રમઝાન સિવાય મગરિબની નમાઝમાં મોડું કરવું જાઈઝ નથી

**સવાલ (૫૮૫) :** વર્તમાન સમયમાં લગભગ બધી જ મસ્જિદોમાં અઝાનો લાઉડ સ્પીકર (માઈક)માં થાય છે અને લોકો અઝાન સાંભળીને ઘરેથી નીકળે છે, એટલા માટે મગરિબની નમાઝ બાબતે ઘણા લોકોનું કહેવું છે કે અઝાન થઈ ગયા પછી બે – ચાર મિનિટ પછી જમાઅત ઊભી કરવી જોઈએ, જેથી જમાઅતમાં વધારે લોકો શરીક થઈ શકે. તો શું શરીઅતમાં તેની પરવાનગી છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રમઝાન સિવાય બીજા મહીનાઓમાં મગરિબની નમાઝનો હુકમ આ છે કે મુઅઝ્ઝિન અઝાન આપી રહયા પછી મસ્જિદમાં થોભ્યા વગર ઈકામત (તકબીર)

શરૂ કરી દે, (અબૂદાવૂદ : ૧ / ૬૦, હદીસ નં. ૪૧૮) અલબત્ત રમઝાન શરીફમાં જો કે રોઝેદાર ઈફતારીમાં મશગૂલ રહે છે. એટલા માટે તેમનો ખ્યાલ રાખીને બે – ચાર મિનિટ સુધી રાહ જોવી અથવા મુસલ્લીઓ એનાથી વધારે ૬ – ૭ મિનિટ થોભવાનું કહે તો આટલી તેમની રિઆયત કરવી બહેતર છે

કારણ કે અલ્લાહના રસૂલ (સલ.)નું ફરમાન છે કે સાંજનું ભોજન અને ઈશા (મુરાદ મગરિબ) બન્ને ભેગા થઈ જાય તો ઈશાને પછીથી પઢો અને પહેલા ખાવાથી ફારિગ થઈ જાઓ. (બુખારી શરીફ : ૧ / ૯૨ હદીસ નં.૬૭૨) જો કદાચ આવું થઈ જાય દા. ત. એક માણસ સફરેથી આવ્યો અને નમાઝનો વખત થઈ ગયો અને તેને ઘણી જ ભૂખ લાગી છે તો પહેલા ખાય લે અને પછી નમાઝ પઢે. આ જ રીતે રમઝાન શરીફમાં રોઝેદારોને ભૂખના લીધે ખાવા – પીવાની વસ્તુઓ તરફ તેમનું ધ્યાન જતું રહે છે માટે જે લોકો મોડું કરવાનું કહે છે કે તેમની વાત માન્ય રાખવામાં આવે અને પાંચ – દસ મિનિટ મોડેથી જમાઅત ઊભી કરવામાં કોઈ વાંધો નથી. બલકે આ હદીસ શરીફ પર અમલ થઈ જશે. (હા, નમાઝ કઝા થઈ જવાનો ખતરો હોય, તો પહેલા નમાઝ પઢી લેવામાં આવે એટલા માટે કે કરાહત સાથે નમાઝ પઢવી કઝાથી બહેતર છે.)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) એવી હાલતમાં (એટલે કે નમાઝના વખતે ખૂબ ભૂખ લાગી હોય) ખાધા પછી નમાઝ પઢતા હતા.

(બુખારી શરીફ : ૧ / ૯૨, હદીસ નં. ૬૭૩)

હઝરત અબૂ દરૂદા(રદિ.) ફરમાવે છે કે ઈન્સાનની અકલ અને સમજદારીનો તકાઝો એ છે કે એવી હાલતમાં ખાઈને ફારિગ થયા પછી નમાઝ પઢે. આ સૂરતમાં શાંતિથી નમાઝ પઢી શકશો. (બુખારી શરીફ : ૧ / ૯૨)

એટલા માટે બુદ્ધિજીવીઓ કહે છે કે "નમાઝને ભોજન બનાવવામાં આવે એનાથી બહેતર છે કે ભોજનને નમાઝ બનાવવામાં આવે" એટલે કે ખાતી વખતે એ ખ્યાલ કરે કે વહેલા ફારિગ થઈને નમાઝ પઢી લઉં અને આ હકીકત છે કે નમાઝનો ઈન્તિઝાર કરનાર, નમાઝમાં હોય છે, તો આ રીતે ખાવું નમાઝ થઈ ગઈ, અને ભૂખ્યા પેટે નમાઝ પઢશે તો નમાઝમાં ખાવા તરફ ધ્યાન રહેશે, તો આ એવું થઈ ગયું કે તેણે નમાઝને ભોજન બનાવી દીધી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) ચાશ્તની નમાઝનો વખત કયાંથી કયાં સુધી રહે છે ?

**સવાલ (૫૮૬) :** ચાશ્તની નમાઝનો વખત કયારથી શરૂ થાય છે અને કયાં સુધી રહે

છે ? ઝવાલ (મધ્યાહન) થી પહેલા કયાં સુધી વખત બાકી રહે છે ? જો ઝવાલ (મધ્યાહન) ૧૨: ૨૫ વાગ્યે હોય તો શું ૨૫ મિનિટ પહેલા સુધી બાકી રહેશે કે નહીં?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સાચું છે કે ચાશતની નમાઝનો સમય સુબ્હે સાદિકથી લઈ ગુરૂબે આફતાબ (સુર્યાસ્ત) સુધીના કુલ સમયનો ચોથો ભાગ પસાર થયા પછી શરૂ થાય છે અને ઝવાલ સુધી રહે છે, દા.ત. સુબ્હે સાદિકથી લઈ ગુરૂબે આફતાબ સુધીનો કુલ સમય ૧૩ કલાક છે તો સુબ્હે સાદિકથી સવા ત્રણ કલાક વિતી ગયા પછી ચાશતની નમાઝનો સમય શરૂ થઈ જશે. (રદુલ મુહતાર : ૨ / ૨૨, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૨)

આ બાબતે એક બીજુ કથન એ છે કે સુર્યોદય (તુલૂએ આફતાબ) પછી મકરૂહ વખત નીકળી ગયા પછી ચાશતની નમાઝનો વખત શરૂ થાય છે, ઈશ્રાકની નમાઝ પછી ચાશતની નમાઝ પઢી લેવામાં આવે, તો ચાશતની નમાઝનો સવાબ મળી જશે. (તહતાવી : ૨૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) ઈશ્રાકની નમાઝનો આખરી વખત શું છે ? અને ચાશતનો વખત કયારે શરૂ થાય છે ?

**સવાલ (૫૮૭) :** ઈશ્રાકની નમાઝ સૂરજ એક નેઝહ–ભાલા જેટલો ઊંચે ચઢયા પછીથી કયાં સુધી પઢી શકાય છે ? અને ચાશતની નમાઝનો વખત કયારથી શરૂ થાય છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈશ્રાકની નમાઝ સૂરજ એક નેઝહ–ભાલા જેટલો ઊંચે ચઢયા પછી બે રકાત અથવા ચાર રકાત પઢવાની ઘણી ફઝીલત છે, સામાન્ય રીતે ઈશ્રાકની નમાઝનો મતલબ આ જ છે. (તિરમિઝી : ૧ / ૧૩૦, હદીસ નં. ૫૮૬)

અબૂ દાવુદ શરીફમાં છે કે નબીએ કરીમ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે જે માણસ ફજરની નમાઝ પછી પોતાની જગ્યાએ બેસી રહે, અહીં સુધી કે ચાશતની બે રકાત પઢી લે, ભલાઈ સિવાય કોઈ વાકય પોતાના મોઢેથી ન બોલે, અને અલ્લાહના ઝિક્રમાં મશ્ગુલ રહે તો તેના ગુનાહો માફ કરી દેવામાં આવશે, ભલે પછી તે (ગુનાહો) સમુદ્રના ફીણ બરાબર કેમ ન હોય. (અબૂદાવૂદ શરીફ : ૨ / ૨૭૨)

એટલા માટે ઈશ્રાક અને ચાશતની નમાઝની આ ફઝીલત તો પ્રાપ્ત થશે, જે ઉપરોકત અમલ પર કાયમ રહે, જો કોઈ માણસ આના પર અમલ કરતો નથી,

પરંતુ સૂર્ય ઉપર ચઢયા પછી નમાઝ પઢી લે છે તો કહેવામાં આવશે કે તેણે ઈશ્રાક પઢી, અને તેને બીજી ફઝીલતો મળી જશે, ઈશ્રાકનો સમય ઓછો રહે છે જો તડકો વધારે થઈ જાય અને સૂર્યનો પ્રકાશ તેજ થયા પછી પઢી તો આ ચાશતનો વખત મુશ્તરક (સંયુકત) છે. દુર્રે મુખ્તારમાં છે કે ઈશ્રાકનો સમય ઝવાલ (મધ્યાહન) સુધી બાકી રહે છે, જો ઈશ્રાકમાં મોડુ થઈ ગયું, તો હવે આ નમાઝને "ઈશ્રાકે દુહા" (પ્રાતઃકાળ) કહેવાશે અને "દુહા"ની ફઝીલત હાસિલ થઈ જશે. હાં, ફજરની નમાઝથી ઈશ્રાકના વખત સુધી બેસવા અને નમાઝ પઢવાની ફઝીલત પ્રાપ્ત નહીં થાય. (દુર્રે મુખ્તાર : ૨ / ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) રાત અને દિવસ કયાંથી કયાં સુધી ગણાશે ?

**સવાલ (૫૮૮) : રાત અને દિવસનો સમય કયાંથી કયાં સુધી ગણાશે ?**

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રોઝા અને બીજા આદેશોમાં શરીઅત પ્રમાણે દિવસ "સુબ્હે સાદિકથી લઈ ગુરૂબે આફતાબ (સુર્યાસ્ત) સુધી હોય છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૨ / ૭૭) અને ગુરૂબે આફતાબથી સુબ્હે સાદિક સુધીના સમયને રાત કહેવાય છે. માટે જો કોઈ માણસ ઈશા અને વિત્રની નમાઝ રાતના શરૂઆતના વખતમાં ન પઢી શકયો હોય તો સુબ્હે સાદિકથી પહેલા જયારે પણ અદા કરી લેશે તે નમાઝ અદા જ ગણાશે, (હલબી કબીર : ૨૦૧) ત્યાર પછી કઝા ગણાશે.

સુબ્હે સાદિકથી લઈ ગુરૂબે આફતાબ સુધી જે સમય છે તેના અડધા ભાગને "નિસ્ફે નહાર શરઈ" (શરઈ અડધો દિવસ) કહેવામાં આવે છે. જો કોઈએ નિસ્ફે નહાર શરઈ (શરઈ અડધો દિવસ) થી પહેલા રોઝાની નિય્યત કરી લીધી હોય તો તે માન્ય ગણાશે અને નિસ્ફે નહાર શરઈ (શરઈ અડધો દિવસ) પછી નિય્યત કરી હોય તો તે માન્ય ગણાશે નહીં.

અને તુલૂએ આફતાબ (સુર્યોદય)થી ગુરૂબે આફતાબ સુધીનો જે સમય છે તે ભાગને "નિસ્ફે નહાર ઉરફી" (વ્યવહારમાં અડધો દિવસ) કહેવાય છે. (દુરરુલ હુક્કામ : ૧ / ૧૯૭) નમાઝ બાબતે નિસ્ફે નહાર ઉરફી માન્ય ગણાશે. તેથી આ સમયે (ઈસ્તિવાએ શમ્સ – મધ્યાહન) નમાઝ પઢવી મકરૂહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

قال معاوية : سمعت رسول الله ﷺ يقول : المؤذنون
أطول الناس أعناقا يوم القيامة-

**તર્જુમો :** હઝરત મુઆવિયહ (રદિ.) ફરમાવે છે કે મેં અલ્લાહના રસૂલ (સલ.)ને આ ફરમાવતા સાંભળ્યા છે કે કિયામતના દિવસે મુઅઝ્ઝિનની ગરદન સૌથી ઊંચી હશે. (મુસ્લિમ : ૧ / ૧૬૭, હદીસ નં. ૩૮૭)

# અઝાન અને ઈકામતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# અઝાન અને ઈકામતનું બયાન

## (૧) અઝાનની શરૂઆત કઈ રીતે થઈ ?

**સવાલ (૫૮૯) :** અઝાનનો આદેશ કયારે આવ્યો ? અને કઈ રીતે આવ્યો ? અઝાનનું ખ્વાબ (સપનું) કયા સહાબીએ જોયું હતું ? અને સૌથી પહેલા ઈસ્લામમાં કોણે અઝાન આપી ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો. મહેરબાની થશે.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મક્કા શરીફમાં દરેક માણસ પોત પોતાની જગ્યાએ નમાઝ પઢી લેતો હતો, જમાઅત સાથે નમાઝ થતી ન હતી. પરંતુ અલ્લાહના રસૂલ(સલ.) અને સહાબએ કિરામ (રદિ.) જયારે મક્કા શરીફથી હિજરત કરી મદીના શરીફ ગયા અને મદીના શરીફ "દારૂલ ઈસ્લામ" બની ગયું અને મુસલમાનોનું સામુહિક જીવન દુરુસ્ત થઈ ગયું તો નમાઝ પણ જમાઅત સાથે અદા થવા લાગી. માટે જરૂરત પડી કે જમાઅતના સમયની જાહેરાત કરવા માટે એલાનનો કોઈ ખાસ તરીકો અપનાવવા માં આવે. જેથી બધા લોકો જમાઅતમાં એક જ સમયે શરીક થઈ શકે. એક પછી એક આવવાના કારણે એક બીજાને તકલીફ ન થાય અને જમાઅતના સવાબથી પણ કોઈ વંચિત ન રહે.

માટે હિજરતના પ્રથમ વર્ષે અલ્લાહના રસૂલ (સલ.) એ આ વિશે સલાહ મશ્વેરા માટે સહાબા (રદિ.)ની મિટિંગ કરી. જેમાં કોઈએ કહયું કે આ માટે નિશાની રૂપે કોઈ ઝંડો બુલંદ કરવામાં આવે, જેથી તેને જોઈ લોકો એક બીજાને ખબર આપી દેશે. તો કોઈએ આ મંતવ્ય આપ્યું કે કોઈ ઊંચી જગ્યાએ આગ સળગાવવામાં આવે. કોઈએ મશ્વેરો આપ્યો કે યહૂદીઓના ઈબાદત ખાનામાં જે રીતે રણશિંગુ – બ્લુગલ વગાડવામાં આવે છે આપણે પણ એવું કરવું જોઈએ. અમુકે નસારા (ખ્રિસ્તીઓ)ના નગારાની યોજના રજૂ કરી. પરંતુ અલ્લાહના રસૂલ (સલ.) એ તેમાંથી કોઈની વાત પર સંતોષ જાહેર ફરમાવ્યો નહીં. બલકે અમુક મશ્વરા એમ કહીને રદ કરી દીધા કે આ બિન મુસ્લિમોનો તરીકો છે.

અંતે હઝરત ઉમર (રદિ.) એ મશ્વેરો આપ્યો કે નમાઝનો વખત થાય તો એક માણસને મોકલવામાં આવે જે દરેક ઘરે ઘરે ફરીને "અસ્સલાતુ જામિઅહ" (નમાઝ

તૈયાર છે) નું એલાન કરે, જો કે મદીના શરીફમાં મુસ્લિમોની સંખ્યા ઘણી ઓછી હતી, એટલા માટે આ મશ્વેરા પર અમલ કરવો મુશ્કેલ ન હતું. જેથી આપ (સલ.)એ આ મશ્વેરાને પસંદ કર્યો અને હઝરત બિલાલ (રદિ.) ને આ કામ માટે નક્કી કરવામાં આવ્યા. પરંતુ કોઈ કારણસર આના પર તત્કાલ અમલ થઈ શકયો નહીં, અલબત્ત આ મા'મલામાં નબી (સલ.) ની ચિંતાને જોઈને ઘણા સહાબા (રદિ.) પણ ચિંતામાં ડૂબી ગયા. માટે સૌથી પહેલા હઝરત ઉમર (રદિ.)એ અઝાન વિશેનું સપનું જોયું, પરંતુ કોઈ કારણસર આપ (રદિ.)એ આપ (સલ.) સામે આ સપનાનું વર્ણન કર્યુ નહીં. અહીં સુધી કે એક અન્સારી સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ બિન અબ્દેરબ્બહૂએ અઝાન બાબતે સપનું જોયું.

હઝરત અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે સપનામાં મારી સામે એક માણસ આવ્યો, જેના હાથમાં નગારું હતું. મેં તેમને પૂછયું : એ અલ્લાહના બંદા ! આ નગારું વેચવાનું છે ? તેમણે કહયું : તમે આને શું કરશો ? મેં કહયું : અમે આના વડે એલાન કરી લોકોને નમાઝ માટે એકત્ર કરીશું. તેણે કહયું : શું તમને એવી વસ્તુ બતાવું, જે આ કામ માટે નગારાથી પણ શ્રેષ્ઠ હોય ? મેં કહયું : હા,... હા... બતાવો ! ત્યાર પછી તેણે આખી અઝાન અંત સુધી કહી સંભળાવી. આ સપનું જોઈને હું ખુશ થઈ ગયો અને વહેલા વહેલા નબીએ કરીમ (સલ.) ની ખિદમતમાં જઈને સપનું બયાન કર્યુ. આપ (સલ.) એ ફરમાવ્યું : હઝરત બિલાલ (રદિ.)ને બોલાવો ! તેમની અવાજ તમારા કરતા ઊંચી છે. હઝરત બિલાલ (રદિ.) આવ્યા, તો આપ (સલ.)એ મને કહયું : તમે આમની સાથે ઊભા થઈ જાવ અને અઝાનના કલિમાત (વાકયો) તેમને બતાવો, તે જોરથી પુકારશે. હઝરત બિલાલ (રદિ.)એ અઝાન શરૂ કરી, અઝાન સાંભળીને જલ્દીથી હઝરત ઉમર (રદિ.) ચાદર ઘસેડતા ઘસેડતા નબીએ કરીમ (સલ.) ની ખિદમતમાં આવ્યા અને અરજ કરી : કસમ છે એ જાતની જેણે આપને સત્ય ધર્મ સાથે મોકલ્યા છે, મેં પણ આવું જ સપનું જોયુ હતું, જેવું અબ્દુલ્લાહે જોયું છે. આપ (સલ.)એ ફરમાવ્યું : અલ્હમ્દુલિલ્લાહ ! પરંતુ જયારે હઝરત અબ્દુલ્લાહે સપનું બયાન કર્યુ તે ઘડીએ તમે કહયું કેમ નહીં ? હઝરત ઉમર (રદિ.) એ જવાબ આપ્યો કે એ અલ્લાહના રસૂલ (સલ.) ! અબ્દુલ્લાહે આ ફઝીલત આગળ વધીને હાસિલ કરી લીધી, જેથી મને સપનું બયાન કરવામાં શરમ આવી. તે જ દિવસથી અઝાનનો આ નિઝામ કાયમ થઈ ગયો. જે આજ દિન સુધી મુસલમાનોનું વિશેષ પ્રતિક છે. (બુખારી : ૧ / ૮૫, હદીસ નં. ૬૦૪, અબૂદાઉદ : ૧ / ૭૧, હદીસ નં.૪૯૯)

અને તિરમિઝી : ૧ / ૨૬ના હાશિયા નંબર :૬ માં લખ્યું છે કે દર્શાવેલ સપનું દસથી વધુ સહાબા (રદિ.) એ જોયુ હતું. (મિશ્કાતુલ મસાબિહ : ૬૩) અમુક કિતાબોમાં છે કે આ વાકિયો ૧૬ થી વધુ સહાબા (રદિ.) ને સપનામાં બતાવવામાં આવ્યો હતો. (ખુલાસતુલ અકહામ : ૧ / ૨૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ખુત્બાથી પહેલા અઝાન કેમ ?

**સવાલ (૫૯૦) :** જુમ્આના દિવસે ખુત્બા પહેલા જે અઝાન આપવામાં આવે છે તેની મહત્વતા શું છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખુત્બો સાંભળવો વાજિબ છે, ખુત્બાથી પહેલા અઝાન એટલા માટે આપવામાં આવે છે કે તેનાથી મસ્જિદમાં હાજર નમાઝીઓનું ધ્યાન કેન્દ્રિત કરવા નું હોય છે કે ઈમામ સાહેબ જે ખુત્બો આપશે તેને ધ્યાનથી સાંભળવા માટે તૈયાર થઈ જાવ. (સઆયહ : ૨ / ૩૮) કારણ કે અલ્લાહના રસૂલ (સલ.) એ જુમ્આના ખુત્બા વખતે વાત કરવાની મનાઈ ફરમાવી છે.

(બુખારી : ૧ / ૧૨૭–૧૨૮, હદીસ નં. ૯૩૪, મુસ્લિમ : ૧ / ૨૮૧ હદીસ નં. ૧૧ – ૮૫૧)

અલ્લાહના રસૂલ (સલ.), હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં આ જ ખુત્બાની અઝાન હતી, બીજી અઝાન જે જુમ્આનો વખત થાય છે ત્યારે આપવામાં આવે છે અને તરતીબ (ક્રમ) પ્રમાણે પહેલી છે. તેનો વધારો ખલીફા હઝરત ઉસ્માન (રદિ.)ના ઝમાનામાં કરવામાં આવ્યો. (બુખારી : ૧ / ૧૨૫, હદીસ નં. ૯૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જયારે નમાઝ લોટાવવામાં આવે તો શું બીજી વાર ઈકામત (તકબીર) કહેવી પડશે ?

**સવાલ (૫૯૧) :** જો ઈમામ સાહેબની નમાઝ ફાસિદ થઈ જાય અને તેને ફરીથી પઢવાની થાય તો બીજી વાર ઈકામત કહેવી પડશે કે પહેલી ઈકામત કાફી છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી વાર ઈકામત થઈ ગઈ છે, નમાઝ ફાસિદ થવાથી બીજી વાર ઈકામત કહેવાની જરૂરત નથી. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) શું ઈદૈનની નમાઝ માટે અઝાન આપવી દુરુસ્ત છે?

**સવાલ (૫૯૨) :** બન્ને ઈદોની નમાઝ માટે અમુક ગામડાઓમાં અઝાન આપવામાં આવે છે. શું આ દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બન્ને ઈદોની નમાઝ માટે શરીઅતમાં કોઈ અઝાન નથી. એટલા માટે અઝાન આપવામાં ન આવે. પરંતુ બે – ત્રણ દિવસ પહેલા બોર્ડ પર એલાન લખી દેવામાં આવે કે નમાઝ આટલા વાગ્યે થશે. (મુસ્લિમ : ૧ / ૨૯૦, બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૨૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) અઝાન અને ઈકામતમાં "અશ્હદુ અન્ન મુહમ્મદ ર્રસૂલુલ્લાહ" પર અંગૂઠા ચુમવા

**સવાલ (૫૯૩) :** અમુક લોકો અઝાન અને ઈકામતમાં "અશ્હદુ અન્ન મુહમ્મદ ર્રસૂલુલ્લાહ" પર પોતાના અંગૂઠા ચુમે છે, શું આ સહીહ – યોગ્ય છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાન અને ઈકામતમાં "અશ્હદુ અન્ન મુહમ્મદ ર્રસૂલુલ્લાહ પર અંગૂઠા ચુમવા બિદઅત છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૯૮) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) તકબીર અને અઝાનમાં શબ્દોની વધઘટ અહનાફને ત્યાં સુન્નત નથી

**સવાલ (૫૯૪) :** અઝાન અથવા તકબીરમાં મુઅઝ્ઝિન "અલ્લાહુ અકબર" બે વાર, અશ્હદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહ" એક વાર, અશ્હદુ અન્ન મુહમ્મદ ર્રસૂલુલ્લાહ" એક વાર "હય્ય અલસ્સલાહ" એક વાર એવી રીતે "હય્ય અલલ્ ફલાહ" એક વાર કહે તો જાઈઝ છે કે નહીં ? શ્રેષ્ઠ અને અશ્રેષ્ઠ હોવા બાબતે મતભેદ છે ? સ્પષ્ટતા કરો.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત રીત અઝાનની નથી. બલકે ઈમામ શાફિઈ અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ના મસ્લક પ્રમાણે માત્ર તકબીરની છે કે તકબીર કહેનાર 'અલ્લાહુ અકબર" બે વાર, 'અશ્હદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહ" એક વાર, અશ્હદુ

અન્ન મુહમ્મદ રૅસૂલુલ્લાહ" એક વાર, "હય્ય અલસ્સલાહ" એક વાર, "હય્ય અલલ્ફલાહ" એક વાર અને "કદ્ કામતિસ્સલાહ" બે વાર કહેશે.

(અત્તંબિહુ ફીલ્ ફિકહિશ્શાફિઈ : ૨૭)

જયારે કે અઝાનમાં ઈમામ માલિક અને ઈમામ શાફિઈ (રહ.)ની નજીક મુઅઝ્ઝિન શહાદતૈન (અશ્હદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહ અને અશ્હદુ અન્ન મુહમ્મદ રૅસૂલુલ્લાહ)માં તરજીઅ કરશે અને તરજીઅનો અર્થ છે: શહાદતૈન (અશ્હદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહ અને અશ્હદુ અન્ન મુહમ્મદ રૅસૂલુલ્લાહ)ને ધીમા અવાજે કહયા પછી બે વાર બુલંદ અવાજે કહેવી. એટલે પહેલા ચાર કલિમાતને હલકી અવાજે કહેશે અને પછી બુલંદ અવાજે કેહશે.

(અલમુહઝ્ઝબ ફી ફિકહિલ ઈમામુશ્શાફિઈ : ૧ / ૧૦૯)

અહનાફની નજીક અઝાન અને ઈકામત બન્નેમાં તમામ કલિમાતને બે – બે વાર કહે, અલ્લાહુ અકબર સિવાય. તેને ચાર વાર કહેશે. ઉપરાંત ફજરની અઝાનમાં "અસ્સલાતુ ખૈરૂમ્ મિનન્ નવ્મ" અને ઈકામતમાં "કદ્ કામતિસ્સલાહ" નો વધારો કરે. (શર્હે મઆનિયુલ આષાર : ૧ / ૧૦૧, ૮૨૬ – ૮૨૮)

અહનાફ (હનફી મસ્લક)ની નજીક તરજીઅ (ધીમે અને જોરથી) ન કરે, પરંતુ આ માત્ર શ્રેષ્ઠ અને અશ્રેષ્ઠ હોવા બાબતે મતભેદ છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૮૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭)અઝાન વખતે તિલાવત ચાલું રાખવી અને અઝાનનો જવાબ ન આપવો.

**સવાલ (૫૯૫) :** અઝાન દરમિયાન એક માણસ કુર્આન શરીફ અથવા કોઈ દીની કિતાબ પઢી રહયો હતો. તેને કહેવામાં આવ્યું કે અઝાન થઈ રહી છે, (અઝાન થતા સુધી) પઢવાનું બંધ કરી દેવું જોઈએ, અને અઝાનનો જવાબ આપવો જોઈએ, પરંતુ તેણે કંઈ ધ્યાન ન આપ્યું અને પઢવાનું ચાલુ રાખ્યું. તો શરીઅત પ્રમાણે આવો માણસ ગુનેહગાર થશે કે નહીં ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહેતર છે કે અઝાન થતી હોય ત્યારે પઢવાનું બંધ કરી દેવામાં આવે. અને પોતાના મહોલ્લાની મસ્જિદની અઝાનનો જવાબ આપે. જો કે અઝાનનો મોઢાથી જવાબ આપવો મુસ્તહબ છે અને અમલી (પ્રેકટીકલી) રીતે એટલે કે અઝાન

સાંભળી મસ્જિદ તરફ જવું વાજિબ છે, એટલા માટે જો કોઈ માણસ મસ્જિદમાં જ હોય, તો જો કે તેણે વાજિબ કામ કરી દીધું છે, માટે તેણે કુર્આન શરીફ બંધ કરી અઝાનનો જવાબ આપવો જરૂરી નથી. તે કુર્આનની તિલાવત ચાલું રાખી શકે છે. (મરાકિયુલ ફલાહ : ૮૦) અને જો ઘરમાં કુર્આનની તિલાવત કરી રહયો હોય અને વખત પર નમાઝ માટે ચાલ્યો જાય છે અને તેની જમાઅત છુટતી નથી તો પણ કોઈ વાંધો નથી અને જો તેના કારણે જમાઅત છુટવાનો ભય હોય તો તિલાવત બંધ કરી મસ્જિદે જવું વાજિબ છે. નહીં તો જમાઅત છોડવાનો ગુનોહ થશે. પરંતુ મોઢાથી જવાબ આપવો માત્ર મુસ્તહબ છે, કુર્આન પઢતો રહેશે અને અઝાનનો જવાબ નહીં આપે તો કોઈ ગુનોહ નહીં થાય. (અબૂદાવૂદ : ૧ / ૮૧, હદીસ નં. ૫૫૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) અઝાન દરમિયાન ધીમેથી અથવા જોરથી તિલાવત કરવી

**સવાલ (૫૯૬) :** જયારે અઝાન થતી હોય તે દરમિયાન જોરથી અથવા ધીમેથી તિલાવત કરવાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાન થતી હોય ત્યારે તિલાવત ન કરવી જોઈએ, જો કોઈ તિલાવતમાં મશ્ગૂલ હતો અને પછી અઝાન શરૂ થઈ ગઈ તો તે માણસ તિલાવત બંધ કરી દે અને અઝાન સાંભળી તેનો જવાબ આપે. અમુક ફુકહાએ અહીં સુધી લખ્યું છે કે અઝાનનો જવાબ આપવો વાજિબ છે, અઝાનનો જવાબ એ છે કે મુઅઝ્ઝિન જે અઝાનના શબ્દો કહી રહયા છે તે જ શબ્દોને (સાંભળનાર) દોહરાવે, "હય્ય અલસ્સલાહ" અને હય્ય અલલ્ફલાહ"ના જવાબમાં "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ" કહે અને ફજરની અઝાનમાં "અસ્સલાતુ ખૈરૂમ્ મિનન્ નવ્મ"ના જવાબમાં "સદક્ત વ બરર્ત" કહે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) મોઅઝ્ઝિન સિવાય કોઈ બીજા માણસનું તકબીર (ઈકામત) કહેવું

**સવાલ (૫૯૭) :** અમારા ગામમાં મુઅઝ્ઝિન સાહેબ અઝાન પછી વધુ પડતા

મહોલ્લામાં ચાલ્યા જાય છે અને નમાઝ ઊભી થાય ત્યારે આવે છે, કયારેય વખત પર પહોંચતા નથી, જેથી બીજો કોઈ મુકતદી (મુસલ્લી) તકબીર કહી દે છે તો આ બાબતે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુઅઝ્ઝિન સાહેબ પરવાનગી આપે તો બીજો કોઈ માણસ ઈકામત કહી શકે છે, તેનાથી નમાઝમાં કોઈ જાતનો વાંધો નહીં આવે. પરંતુ મુઅઝ્ઝિન સાહેબની ઈજાઝત વગર ઈકામત કહેવાથી તેનું મન દુઃખ થતું હોય, તો બીજાએ ઈકામત કહેવી મકરૂહ છે. (તિરમિઝી : ૧ / ૫૦ હદીસ નં. ૧૯૯, શામી : ૧ / ૩૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) મુઅઝ્ઝિન સિવાય બીજો કોઈ મુસલ્લી તકબીર કહે તો તેનો શું હુકમ છે ?

**સવાલ (૫૯૮) :** શું આ વાત જરૂરી છે કે જે માણસ અઝાન આપે તે જ તકબીર પણ કહે ? જો તેના સિવાય કોઈએ તકબીર કહી દીધી તો શું આ દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બીજા માણસની તકબીર કહેવાથી જો મુઅઝ્ઝિન નારાજ થતો હોય તો મકરૂહ છે, અને મુઅઝ્ઝિન જો જાતે રાજી – ખૂશીથી તેની ઈજાઝત આપે છે તો કોઈ વાંધો નથી. (રદ્દુલ મુહતાર : ૧ / ૩૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧)જે અઝાન આપે તે જ ઈકામતનો વધારે હકદાર છે?

**સવાલ (૫૯૯) :** ઈકામત કોણ કહેશે ? શું અઝાન આપનારનું ઈકામત કહેવું જરૂરી છે ? મુઅઝ્ઝિનની પરવાનગી વગર બીજા કોઈનું ઈકામત (તકબીર) કહેવું કેવું છે? જો કોઈએ મુઅઝ્ઝિન સાહેબની પરવાનગી વગર ઈકામત કહી અને મુઅઝ્ઝિનને ઈકામત કહેવાનો ઈરાદો હોય તો શું તે તેને દરમિયાનમાં (અધ વચ્ચે) રોકી શકે છે? અને રોકવા છતાં જો તે ન રોકાય અને મુઅઝ્ઝિન બીજી તકબીર (ઈકામત) શરૂ કરી દે તો કેવું છે ? જમાઅતનો સમય થઈ ગયો અને એ ખબર ન હોય કે કોણે અઝાન આપી ? તો આવા વખતે શું કરવું જોઈએ ? શું મુઅઝ્ઝિનની રજા વગર ઈકામત કહી દે અથવા એલાન કરી ખબર કાઢે, ત્યાર પછી ઈકામત કહે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેણે અઝાન આપી છે, ઈકામત પણ તે જ માણસ કહેશે, કેમકે અલ્લાહના રસૂલ (સલ.) નો ઈર્શાદ છે કે જે અઝાન આપે તે જ ઈકામત કહે. (સુનને તિરમિઝી : ૧ / ૫૦, હદીસ નં ૧૯૯) માટે ઈકામતનો હકદાર મુઅઝ્ઝિન સાહેબ જ છે. જો કોઈ બીજો માણસ મુઅઝ્ઝિન સાહેબની રજાથી ઈકામત કહે અથવા રજા વગર ઈકામત કહી દે, પરંતુ મુઅઝ્ઝિન સાહેબનું મન દુ:ખ ન થાય તો જાઈઝ છે, એ જ રીતે અઝાન આપનાર હાજર નથી અથવા વખત થયા પછી પણ એક – બે મિનિટ ઉપર ચઢી ગઈ અને મુઅઝ્ઝિને ઈકામત નથી કહી તો પણ બીજા માણસનું ઈકામત કહેવું, કરાહત વગર જાઈઝ છે. ભલે બીજાની ઈકામત કહેવાથી તેને તકલીફ થાય, તો પણ જાઈઝ છે. કારણ કે તે ગેર હાજર છે અને તેના ઈન્તિઝારમાં બીજાઓને તકલીફ થશે, એટલા માટે અન્ય મુસલ્લીઓની રિઆયત કરી બીજાનું ઈકમાત કહેવું જાઈઝ છે. પરંતુ મુઅઝ્ઝિનની હાજરીમાં તેની રજા વગર કોઈ બીજા માણસે ઈકામત કહી અને મુઅઝ્ઝિન નારાજ થયો તો આવું કરવું જાઈઝ નથી.

(શામી : ૧ / ૩૬૯, આલમગીરી : ૧ / ૧૯)

અલ્લામા શામી (રહ.)એ અહીંયા "અફઝલ" શબ્દ લખ્યો છે. તેનો મતલબ એ છે કે આ મુસ્તહબ છે, માટે જે માણસ અઝાન આપે, તે ઈકામત કહે, એ બહેતર છે. વાજિબ અને જરૂરી નથી, માટે કોઈ નાદાનીમાં ઈકામત કહી દે, તો તેનું અપમાન અને બેઈજ્જતી કરવામાં ન આવે. નમાઝથી ફારિગ થયા પછી તેને મસ્અલો સમજાવી દેવામાં આવે. એવું ન થાય કે એક અફઝલ કામ માટે મસ્જિદને લડાઈ – ઝઘડાનું ઘર બનાવી દેવામાં આવે, એટલા માટે મુઅઝ્ઝિને ઈકામત કહેવાથી કોઈને રોકવો ન જોઈએ. આ જ બહેતર છે. (રદ્દુલ મુહતાર અલદ્દ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨)અઝાન આપનાર માણસનું જ ઈકામત કહેવું જરૂરી છે?

**સવાલ (૬૦૦) :** શું આવી કોઈ રિવાયત છે, જેમાં આ વાત હોય કે જે માણસ અઝાન આપે તે જ માણસ ઈકામત પણ કહે ? શું આ જરૂરી હોવું શાફિઈ મસ્લકમાં પણ સાબિત છે ? કારણ કે અમુક આરબ દેશોમાં ઈમામ અઝાન પણ આપે છે અને ઈકામત પણ તે જ કહે છે અને પછી નમાઝ પણ તે જ પઢાવે છે, શું આ રીતે કરવું સહીહ – દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)ના મસ્લક પ્રમાણે પણ મુસ્તહબ આ છે કે અઝાન આપનાર ઈકામત કહે અને ઈમામત પણ કરાવે, ફતાવા આલમગીરીમાં છે કે મુઅઝ્ઝિન સમજદાર, નેક, મુત્તકી – પરહેઝગાર અને સુન્નતોનો જાણકાર હોવો જોઈએ, તેમજ ઈજ્જતદાર હોવો જોઈએ, જેનો લોકોમાં રૂઆબ તથા પ્રભાવ હોય, તે લોકોની હાલતથી વાકેફ હોય કે તેઓ નમાઝ પઢે છે કે નહીં ? અને બેનમાઝી અને જમાઅતમાં ગેરહાજર રહેનારાઓને તંબીહ (આગાહ) કરે, હંમેશા અઝાન આપે અને પોતાની અઝાન પર આખિરતમાં સવાબનો ઉમ્મીદવાર હોય, કોઈ મહેનતાણું ન લે, અને બહેતર છે કે નમાઝમાં ઈમામ પણ તે જ હોય.

(આલમગીરી : ૧ / ૫૩– ૫૪)

હદીસ શરીફમાં પણ તિરમિઝીની રિવાયતથી સાબિત છે કે من أذن فهو يقيم (તિરમિઝી : ૧ / ૫૦ હદીસ નં. ૧૯૯) એટલે કે જે માણસ અઝાન આપે, તે જ ઈકામત કહે, એટલે કે ઈકામતનો હકદાર અઝાન આપનાર છે, જો મુઅઝ્ઝિન કોઈને રજા આપે અથવા મુઅઝ્ઝિન હાજર ન હોય તો બીજો માણસ પણ ઈકામત કહી શકે છે.

(તિરમિઝી : ૧ / ૫૦ હદીસ નં.૧૯૯)

આ સંપૂર્ણ ખુલાસાથી આ વાત માલૂમ થઈ ગઈ કે આ હુકમ તે અઝાન અને ઈકામતનો છે, જેના પર મહેનતાણું (પગાર) ન લેવામાં આવે અને આદમી પોતાની ખુશીથી અઝાન કહે અને ઈમામત પણ કરે.

આજ કાલ મુઅઝ્ઝિન પગાર લે છે અને મુસ્લિમ અવામ પણ ઓછા પગારે જાહિલ (અજ્ઞાની) મુઅઝ્ઝિનને નક્કી કરે છે, આ સિવાય મસ્જિદ અને મહોલ્લાની બીજી પણ જવાબદારીઓ તેને સોંપે છે, જેના લીધે આપણા સમાજમાં મુઅઝ્ઝિનને ખૂબ જ નીચી અને તુચ્છ નજરે જોવામાં આવે છે. આ મહાન હોદ્દા માટે એવા માણસને નક્કી કરવામાં આવે છે જે કોઈ કામનો ન હોય, અત્યારે એ પરિસ્થિતિ છે કે કોઈ શરીફ માણસ મુઅઝ્ઝિન બનવામાં શરમ અનુભવે છે. આવા મુઅઝ્ઝિન માટે આ મસ્અલો નથી કે તે જ ઈમામ પણ હોય, નહીં તો ઈમામતના હોદ્દાની પણ કદર અને મુલ્ય ઓછું થઈ જશે.

હદીસે પાકમાં મુઅઝ્ઝિનનો દરજ્જો ખૂબ ઊંચો બતાવવામાં આવ્યો છે.

(મુસ્લિમ : ૧ / ૧૬૭, હદીસ નં. ૧૪ – ૩૮૭) એટલા માટે આ દરજ્જાને પણ ઘટાડવો યોગ્ય નથી. અઝાન માટે અલગથી માણસ હોવો જોઈએ અને બીજા કામો માટે અલગથી માણસ રાખવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ઈમામના મુસલ્લા પર પહોંચતા જ તકબીર કહેવી જરૂરી નથી

**સવાલ (૬૦૧) :** એક વ્યકિતનું કહેવું છે કે ઈમામ સાહેબ જયારે મુસલ્લા પર નમાઝ પઢાવવા માટે આવે, તે જ વખતે તકબીર (ઈકામત) કહેવી જોઈએ. હવે પૂછવાની વાત એ છે કે જો ઈમામ સાહેબ મસ્જિદમાં હાજર હોય, પરંતુ મુસલ્લા પર આવ્યા ન હોય તો તકબીર કહેવી સહીહ અને દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહેતર એ છે કે ઈમામ મુસલ્લા પર આવી જાય ત્યાર પછી તકબીર કહેવી જોઈએ. પરંતુ ઈમામના મુસલ્લા પર આવતા પહેલા પણ તકબીર કહેવી જાઈઝ છે, જયારે કે ઈમામ મુસલ્લા પાસે હોય જેથી તકબીર સાંભળી મુસલ્લા પર આવી જાય. મસ્જિદથી બહાર હોય તો ત્યાં સુધી તકબીર કહેવામાં ન આવે જયાં સુધી તેઓ મસ્જિદમાં દાખલ ન થઈ જાય. (બુખારી : ૧ / ૮૮ હદીસ નં. ૬૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) દાઢી કપાવનારની અઝાન અને ઈકામત

**સવાલ (૬૦૨) :** દાઢી કપાવનાર માણસે ઈકામત (તકબીર) કહી હોય, તો તે ઈકામતથી પઢવામાં આવેલી નમાઝ દુરુસ્ત થશે કે નહીં કે પછી દોહરાવવી (ફરીથી પઢવી) પડશે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દાઢી કપાવનાર માણસની અઝાન અને ઈકામત મકરૂહે તહરીમી છે. (ઈબ્ને માજહઃ ૧ / ૫૩ હદીસ નં.૭૨૬, અબૂદાવૂદ : ૧ / ૮૭ હદીસ નં ૫૯૦) પરંતુ એવા માણસની અઝાન અને ઈકામત (તકબીર)થી જે નમાઝ પઢવામાં આવશે તે અદા અને દુરુસ્ત થઈ જશે, ફરીથી પઢવાની કોઈ જરૂરત નથી. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) દાઢી મુંડેલા માણસની ઈકામતનો હુકમ

**સવાલ (૬૦૩) :** દાઢી મુંડેલો માણસ તકબીર (ઈકામત) કહે તો નમાઝનો શું હુકમ છે ? શું ફરીથી નમાઝ પઢવી જરૂરી થશે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દાઢી મૂંડાવનાર માણસ ફાસિક છે અને ફાસિકનું અઝાન આપવું અને તેની ઈકામત કહેવી મકરૂહ છે. (દુર્રે મુખ્તાર મઅ શામી : ૧ / ૨૬૩)

પરંતુ તેની ઈકામત સહીહ થઈ જશે, બીજા માણસનું બીજીવાર ઈકામત કહેવી દુરુસ્ત નથી અને જયારે ઈકામત સહીહ છે, તો નમાઝ પણ દુરુસ્ત થઈ જશે, નમાઝને લોટાવવી(ફરીથી પઢવી) વાજિબ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) મસ્જિદના સહેનમાં અઝાન આપવી

**સવાલ (૬૦૪) :** ઘણાં લોકોનું કહેવું છે કે મસ્જિદની ગેલેરી (સહેન)માં અઝાન આપવી દુરુસ્ત નથી, બલકે સહેનના એકદમ બહારના ભાગમાં અઝાન આપવી જોઈએ, આ વાત સહીહ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાન મસ્જિદની બહાર કહેવી સુન્નત છે, એટલા માટે જો સહેન, મસ્જિદમાં દાખલ છે તો એવી સહેન (પેસેજ)માં અઝાન આપવી બહેતર નથી અને વારંવાર આવી સહેનમાં અઝાન આપવાથી એટલે કે તેના પર આગ્રહ કરવાથી કરાહત અને ખરાબી પેદા થશે. એટલા માટે તે સહેન જે મસ્જિદમાં દાખલ નથી, ત્યાં અઝાન આપવી કોઈ પણ વાંધા વગર જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૮, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૩૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) અઝાન માટે લાઉડ સ્પીકરનો ઉપયોગ

**સવાલ (૬૦૫) :** શું અઝાન આપવા માટે લાઉડ સ્પીકર(માઈક) નો ઉપયોગ કરવો જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાનનો મકસદ એલાન છે, તે મકસદ લાઉડ સ્પીકરથી વધારે સારી રીતે અદા થાય છે, (રદુલ મુહતાર : ૧ / ૩૮૩ – ૩૮૪) એટલા માટે માઈકમાં અઝાન ના

જાઈઝ હોવાનું કોઈ કારણ નથી. હા, જો માઈકમાં અઝાન આપવાથી ફિતનાનો ભય હોય કે પછી કોઈ અલ્લાહ અથવા મસ્જિદને ગાળો ભાંડતો હોય તો લાઉડ સ્પીકરનો ઉપયોગ કરવાથી બચવું જોઈએ. (સૂરએ અન્આમ : ૧૦૮) "નફો હાસિલ કરવા કરતા નુકસાનને દૂર કરવું સારું છે " (અલઅશબાહ વ ન્નઝાઈર : ૭૮) અલ્લાહના રસૂલ (સલ.) જયારે કુર્આન શરીફ ઊંચી અવાજે પઢતા તો કાફિરો અલ્લાહ તઆલા, રસૂલુલ્લાહ (સલ.), કુર્આન અને હઝરત જિબ્રઈલ (અલૈ.) ને ગાળો ભાંડતા હતા, એટલા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :

وَلَا تَجْهَرْ بِصَلَاتِكَ وَلَا تُخَافِتْ بِهَا وَابْتَغِ بَيْنَ ذٰلِكَ سَبِيلًا ۔

**તર્જુમો :** એ નબી (સલ.) ! આપ બહુ ઊંચી અવાજે અને ના તો એકદમ ધીમી અવાજે ; બલકે મધ્યમ અવાજે તિલાવત કરો. (સૂરએ ઈસ્રાઅ : ૧૧૦)

(હાશિયા તહતાવી અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૨૩૩)

મતલબ કે જો ઉપરોકત સૂરત ન બનતી હોય તો માઈકમાં અઝાન આપવામાં કોઈ વાંધો નથી ; બલકે શ્રેષ્ઠ અને જરૂરી છે કે તેનાથી નમાઝનો હેતુ સારી રીતે હાસિલ થાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) નાબાલિગની અઝાનનો હુકમ

**સવાલ (૬૦૬) :** શું બાલિગ અને નાબાલિગ બન્ને અઝાન આપી શકે છે ? જો નાબાલિગે અઝાન આપી દીધી તો તેણે આપેલ અઝાનવાળી નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાબાલિગ સમજદાર છોકરો અઝાન આપે તો જાઈઝ છે. પરંતુ કોઈ બાલિગ માણસનું અઝાન આપવું મુસ્તહબ છે. (આલમગીરી : ૧ / ૪૧, ૧ / ૫૪) નાબાલિગ છોકરાએ અઝાન આપેલી નમાઝ દુરુસ્ત થશે. કારણ કે અઝાન વગર પણ નમાઝ સહીહ થઈ જાય છે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૪૬, ૧૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) કિશોર અને નામર્દ – નપુંસકની અઝાન અને તકબીરનો હુકમ

**સવાલ (૬૦૭) :** કિશોર અને નામર્દ જો નમાઝ માટે અઝાન અને તકબીર કહે તો

તેમની અઝાન અને તકબીરનો શું હુકમ છે ? અને આ લોકો મસ્જિદમાં કેવી રીતે ઊભા રેહશે ? જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) બાલિગ માણસનું અઝાન અને તકબીર કહેવું મુસ્તહબ છે, અલબત્ત કિશોર જો સમજદાર હોય, તો તેનું અઝાન અને ઈકામત કહેવું જાઈઝ છે. એવી રીતે નામર્દની અઝાન અને ઈકામત પણ સહીહ છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪)

(૨) જો એક કિશોર – છોકરો હોય અને તે પુરુષોની સાથે સફમાં ઊભો રહે તો કોઈ વાંધો નથી, એકથી વધારે હોય તો સુન્નત એ છે કે તે પુરુષોની પાછળ ઉભા રહે. (શામી : ૧ / ૩૬૪, આલમગીરી : ૧ / ૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ૧૨ – ૧૩ વર્ષના બાળકની અઝાનનો હુકમ

**સવાલ (૬૦૮) :** શું ૧૨ – ૧૩ વર્ષનો છોકરો અઝાન આપી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નેક, અકલમંદ, બાલિગ (પુખ્તવય) માણસ માટે અઝાન આપવી મુસ્તહબ છે, પરંતુ નાબાલિગ બાળક જે અકલમંદ અને સમજદાર હોય અને અઝાન આપે તો જાઈઝ છે. (આલમગીરી : ૧ / ૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) માઈક બંધ હોવાથી મુઅઝ્ઝિનને અઝાન આપવાથી રોકી રાખવો

**સવાલ (૬૦૯) :** અઝાન આપવા માટે માઈકની વ્યવસ્થા હતી, લાઈટ પણ હતી, મુઅઝ્ઝિન સાહેબે માઈકની સ્વીચ દબાવી પરંતુ સ્વીચ ચાલું કરવામાં કોઈ કમી રહી ગઈ, તેને લીધે અઝાનની અવાજ બહાર સાફ ન આવી રહી હતી, એક બીજા માણસને એવું લાગ્યું કે લાઈટ તો છે, કદાચ બરાબર સ્વીચ પાડી નહી હોય, એટલા માટે માઈક બંધ રહી ગયું છે. તેણે આ વિચારીની મુઅઝ્ઝિન સાહેબને દરમિયાનમાં અટકાવી દીધા કે અઝાનની અવાઝ બહાર પહોંચશે નહીં તો લોકોને નમાઝના વખતની ખબર પહોંચી શકશે નહી અને તે નમાઝ પઢી શકશે નહીં, ત્યાર પછી માઈક ઠીક કરી બીજી વાર અઝાન આપવાનું કહયું. હવે સવાલ એ છે કે આ રીતે અઝાનને દરમિયાનમાં રોકી દેવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાનનો મકસદ ગેર હાજર લોકોને નમાઝના વખતની ખબર આપવાની હોય છે. જયારે મુઅઝ્ઝિન સાહેબથી બટન દબાવવામાં ભૂલ થઈ ગઈ તો બહેતર હતું કે અઝાન પૂરી થયા પછી બીજી વાર માઈક પર અઝાન આપવામાં આવતી.

(બહરુર્રાઈક : ૧ / ૪૪૫)

મુઅઝ્ઝિનને રોકી ને બીજી વાર માઈક પર અઝાન આપવાનું કહેવું પણ દુરુસ્ત છે, તેમાં કોઈ વાંધો નથી, સુન્નત અદા થઈ જશે, રોકનાર માણસ ગુનેહગાર થશે નહીં. (બહરુર્રાઈક : ૧ / ૪૪૮, હિદાયા : ૧ / ૪૪) મસ્જિદની એક બાજુ અઝાન આપવાને લીધે જો બીજી બાજુ અવાજ ન પહોંચે તો તે તરફ માટે બીજો મુઅઝ્ઝિન રાખવો પણ જાઈઝ છે. (રદ્દુલ મુહતાર : ૧ / ૩૮૪) બન્ને અઝાન એક જ વખતમાં આપવી પણ જાઈઝ છે. જો કે રોકવાનો મકસદ બહેતર તરીકાથી એલાનને યકીની બનાવવું છે. એટલા માટે રોકનાર ગુનેહગાર થશે નહીં. (રદ્દુલ મુહતાર : ૧ / ૩૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) તકબીરમાં કદ્ કામતિસ્સલાહને મિલાવીને પઢવું

**સવાલ (૬૧૦) :** એક માણસનું કહેવું છે કે "તકબીરમાં કદ્ કામતિસ્સલાહ" ને મિલાવીને ન કહેવું જોઈએ કેમકે તેનો અર્થ બદલાય જાય છે, તો શું આ વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેના અર્થમાં તો કોઈ ફર્ક પડતો નથી, "કદ્ કામતિસ્સલાહ, કદ્ કામતિસ્સલાહ" મિલાવીને પઢવું પણ દુરુસ્ત છે. પરંતુ અફઝલ એ છે કે "કદ્ કામતિસ્સલાહ" (વકફ કરીને) પઢવામાં આવે. (મરાકિયુલ ફલાહ : ૭૮, રદ્દુલ મુહતાર : / ૧ / ૩૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) મુઅઝ્ઝિને "હય્ય અલલ્ ફલાહ" પહેલા પઢી લીધું તો શું ફરીવાર અઝાન આપવી પડશે ?

**સવાલ (૬૧૧) :** મુઅઝ્ઝિન સાહેબે અઝાનમાં ભૂલથી "હય્ય અલસ્સલાહ"ની જગ્યાએ "હય્ય અલલ્ ફલાહ" પહેલા પઢી લીધું તો અઝાનને દોહરાવવી ઝરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાનમાં તરતીબ (ક્રમ) જરૂરી છે, જો તરતીબની વિરુદ્ધ થઈ જાય અને

અઝાનમાં જ યાદ આવી જાય તો અઝાન દરમિયાન દોહરાવી લેવું જોઈએ. જો અઝાન દરમિયાન ભૂલની ખબર ન પડી બલકે નમાઝ પછી ખબર પડી, તો નમાઝ અદા થઈ જશે, પરંતુ જો નમાઝથી પહેલા યાદ આવી જાય તો ફરીવાર અઝાન આપવી અફઝલ છે. જો ફરીવાર અઝાન આપવામાં ન આવે તો પણ નમાઝ દુરુસ્ત થઈ જશે. (ફતાવા આલમગીરી : ૧ / ૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) જો મસ્જિદમાં એક જ મુસલ્લી છે તો ધીમી અવાજે ઈકામત કેહશે.

**સવાલ (૬૧૨) :** એક મસ્જિદમાં અઝાન થઈ ગઈ અને જમાઅતનો વખત થઈ ગયો, તેમ છતાં કોઈ બીજો મુકતદી ન આવ્યો અને ફર્ઝ નમાઝ એકલા પઢવાની નોબત આવી તો આવી સૂરતમાં શું તકબીર કહેવામાં આવશે અને કહેવામાં આવશે તો કંઈ રીતે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાન પછી કોઈ નમાઝી એકલો નમાઝ પઢે તો ઈકામત જોરથી ના કહે, બલકે ધીમી અવાજથી કહે, કારણ કે ઈકામતનો મકસદ હાજરજનોને ખબર આપવી છે. (ફતાવા હિન્દિય્યહ: ૧ / ૫૫, બહરુર્રાઈક: ૧ / ૪૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) બીજી જમાઅત માટે તકબીર કહેવી

**સવાલ (૬૧૩) :** બીજી જમાઅત માટે તકબીર કહેવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મસ્જિદના બહાર સહેનમાં જમાઅત થઈ રહી હોય, તો તકબીર કહેવી જોઈએ, અઝાનની જરૂરત નથી, (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૯૪ – ૩૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬)જો મુઅઝ્ઝિન સૃષ્ટિ–પ્રકૃતિ વિરુદ્ધ કામ કરાવતો હોય?

**સવાલ (૬૧૪) :** હું એક મસ્જિદનો મુતવલ્લી છું, અમારા મસ્જિદના મુઅઝ્ઝિન સાહેબને સૃષ્ટિ – પ્રકૃતિ વિરુદ્ધ કામના ગુનાહની આદત છે, અમે ચાર લોકોએ મસ્જિદના કમરામાં તેમને આ કામ કરાવતા જોયા છે, જેને કારણે અમે તેમને મુઅઝ્ઝિનમાંથી કાઢી મુકયા છે. પરંતુ તેઓ મસ્જિદનું મકાન છોડી રહયા નથી

અને કહે છે કે મને માફ કરી દો, હું માફી પાત્ર છું, તો હવે શું કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ ખૂબ જ ખરાબ કૃત્ય છે. જો કોઈ જગ્યાએ આ કામ થઈ રહયું હોય અને ત્યાંના લોકોને ખબર હોવા છતાં તેને બંધ કરવાની અને રોકવાનો ઉપાય ન કરે તો બધા પર અઝાબ આવવાનો ખતરો છે. હઝરત લૂત (અલૈ.) ની કૌમમાં આ અધમ અને ધૃણાજનક રોગ સામાન્ય થઈ ગયો હતો. તો અલ્લાહ તઆલાએ આખા વિસ્તારને નષ્ટ કરી નાંખ્યો, જેનો આખો કિસ્સો કુર્આને કરીમમાં બયાન કરેલ છે.

(સૂરએ અન્ફાલ : ૨૫, સૂરએ હૂદ : ૭૭ – ૮૨)

એટલા માટે ફુકહાએ કિરામ લખે છે કે જે માણસને આવા અધમ કૃત્યની આદત હોય, તેને ઊંચા પહાડ પરથી ઊંધા મોઢે નાંખી હલાક કરી દેવો જોઈએ. ઈસ્લામી હુકૂમત હોય તો આવા માણસને બાદશાહ કત્લ કરી દેશે અથવા કમસે કમ જેલમાં તો પૂરી જ દેશે. અહીં સુધી કે તે સાચી તૌબા કરી લે. આવા બદકારોની સજા દેશનિકાલ પણ બયાન કરી છે.

(અબૂ દાવૂદ : ૨ / ૬૧૩, હદીસ નં. ૪૪૬૨, તિરમિઝી : ૧ / ૨૭૦, હદીસ નં.૧૪૫૬)

એટલા માટે આ મુઅઝ્ઝિનને બિલ્કુલ મસ્જિદના મકાનમાં રહેવા દેવામાં ન આવે, અન્ય સજાઓ આપણા ઈખ્તિયારમાં નથી, પરંતુ એટલું તો આપણે કરી શકીએ છે કે મસ્જિદના મકાનમાં રહેવા ન દેવામાં આવે. બલકે શકય હોય તો પોતાના શહેરમાંથી પણ કાઢી મુકવામાં આવે. નહીં તો બીજા લોકોને પણ ખરાબ કરશે. આવા માણસની વાત પર ભરોસો પણ કરવો ન જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) નિફાસની હાલતમાં માતાનું પોતાના સંતાનના કાનમાં અઝાન અને તકબીર કહેવું

**સવાલ (૬૧૫) :** બાળકની પેદાઈશ વખતે એક કાનમાં અઝાન અને બીજા કાનમાં તકબીર કહેવામાં આવે છે, તો શું આ અઝાન મર્દની જગ્યાએ ઔરત કહી શકે છે ? તેમજ જાતે બાળકની માતા પણ નાપાકીની હાલતમાં કહી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળકના જન્મ વખતે જે અઝાન બાળકના કાનમાં કહેવામાં આવે છે, તેનો મકસદ એ છે કે સૌથી પહેલા બાળકના કાનમાં અને દિલ – દિમાગમાં જે અવાજ

પહોંચે તે અલ્લાહની યાદ અને શયતાનથી નફરત પેદા કરનાર હોય. તો તે સમયે અઝાન અને તકબીર એક ઝિક્ર છે, માટે ઔરત પણ બાળકના કાનમાં અઝાન આપી શકે છે, અને પોતે માતા પણ આપી શકે છે. પરંતુ બહેતર આ છે કે માતા નિફાસની હાલતમાં આ અલ્ફાઝ ન કહે, હાં બીજો કોઈ આદમી હાજર ન હોય તો જો કે નિફાસની હાલતમાં ઝિક્ર જાઈઝ છે. એટલા માટે અઝાન પણ બાળકના કાનમાં આપી શકે છે. (અબૂદાવૂદ : ૨ / ૬૯૬ હદીસ નં. ૫૧૦૫, આલમગીરી : ૧ / ૩૮) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) સમયથી પહેલા અઝાન આપવી જાઈઝ નથી, ફરીથી આપવી મસ્નૂન છે.

**સવાલ (૬૧૬) :** અઝાનને જાણીજોઈને તેના સમયથી ૨ – ૩ મિનિટ પહેલા આપવી જાઈઝ છે કે નહીં : એક ગામવાળા એવું સમજે છે કે અઝાન વખતે રોઝો ઈફતાર કરવો અદબના ખિલાફ છે, એટલા માટે એ ગામમાં અઝાન વખતથી પહેલા થાય છે, અને અઝાન પછી ઈફતારી થાય છે અને જો અઝાન સમયસર આપવામાં આવે તો પછી ઈફતારનો સમય રોઝામાં દાખલ થઈને રોઝો લાંબો થઈ જાય છે, તો શું અઝાનના સમયે ઈફતારી કરવી અદબના ખિલાફ છે ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાન, નમાઝના વખતની ખબર આપવા માટે છે, માટે સમય થતા પહેલા અઝાન દેવી જાઈઝ નથી, જો સમયથી પહેલા આપવામાં આવી તો ફરીવાર અઝાન આપવી મસ્નૂન છે, નહીં તો નમાઝ સુન્નતની વિરુદ્ધ થશે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૫૫) અલ્લાહના રસૂલ (સલ.) ના જમાનામાં સેહરીના વખતની ખબર આપવા માટે પણ અઝાન આપવામાં આવતી અને ફજરની નમાઝ માટે નવેસરથી અઝાન આપવામાં આવતી હતી.

(બુખારી શરીફ : ૧ / ૮૭ હદીસ નં. ૬૨૦, મુસ્લિમ : ૧ / ૩૪૯, હદીસ નં. ૩૯ – ૧૦૯૩)

રમઝાન માસમાં સમયથી પહેલા મગરિબની અઝાન આપવાનું બીજુ નુકસાન એ થશે કે લોકો એમ સમજશે કે અઝાન ગુરૂબે આફતાબ (સુર્યાસ્ત)ના લીધે આપવામાં આવે છે, તો સૂર્ય આથમી ગયો અને જેથી તેઓ રોઝો ઈફતાર કરી લેશે, પરિણામે તમામનો રોઝો ખરાબ થશે. માટે વખત પર જ અઝાન આપવામાં આવે.

સમયથી પહેલા અઝાન આપવામાં આવે નહી.

રહી વાત કે અઝાન વખતે રોઝો ઈફતાર કરવો અદબના ખિલાફ છે, તો આ સત્ય નથી. ઈસ્લામી શરીઅત આસાન છે, તેમાં તંગી નથી. અમૂક ઓછી બુદ્ધિ ધરાવતા લોકોએ તેને મુશ્કેલ બનાવી દીધી છે, અલ્લાહના રસૂલ (સલ.) નો ઈર્શાદ છે : ઈશાનું ભોજન અને નમાઝ બન્ને હાજર હોય તો ખાવાથી શરૂઆત કરો જયારે કે દિલ તે તરફ આકર્ષાતું હોય, ભલે પછી જમાઅત છૂટી જાય. (બુખારી : ૧ / ૯૨ હદીસ નં. ૬૭૨) તો ઉપરોકત હદીસથી માલૂમ થયું કે ખૂબ ભૂખ લાગી હોય તો જમાઅત (જે વાજિબ છે) ને છોડી દેવાની પણ પરવાનગી આપવામાં આવી છે.

મતલબ કે અઝાન વખત પર જ આપવામાં આવે અને ઈફતારી કરનારાઓ થોડું ખાય – પીને જમાઅતમાં શરીક થાય. જમાઅત થોડી મોડી ઊભી કરવામાં આવે, તેમાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ફાસિક – ફાજિર માણસને અઝાન અને ઈકામત માટે રાખવા મકરૂહે તહરીમી છે

**સવાલ (૬૧૭) :** અંકલેશ્વરની એક મસ્જિદમાં એક મુઅઝ્ઝિન છે જે પોતાની યુવાનીમાં લૂંટમાર કરતા હતા, લોકોને દગો આપવો, તેમનો ધંધો હતો. હવે જયારે અશકત અને વૃધ્ધ થઈ ગયા છે તો પોતાની રોજી રોટી માટે અઝાન આપે છે, તેમની આ આદતો હતી ; ઝિનાકારી કરવી, રમઝાનના રોઝા ન રાખવા, મસ્જિદમાં બીડી વગેરે પીવી.

આજે પણ એ હાલત છે કે મસ્જિદમાં સફાઈનો ખ્યાલ રાખતા નથી, જાતે પણ સફાઈનો ખ્યાલ નથી કરતા, તબ્લીગી જમાઅતને બિદઅત માને છે. મસ્જિદના સહેનમાં જયાં લોકો નમાઝ પઢે છે કેરોસીનવાળા ચુલા (સ્ટવ) પર ચાય વગેરે બનાવે છે. ૯૫ ટકા લોકો તેમનાથી નફરત કરે છે, પરંતુ મુતવલ્લીનું આ તરફ કોઈ ધ્યાન નથી. તે (મુઅઝ્ઝિન સાહેબ) ઈમામની ગેરહાજરીમાં ઈમામત પણ કરાવે છે. સાહિબે નિસાબ હોવા છતાં લોકો પાસેથી ઝકાત, ફિત્રો અને સદકો લે છે અને હલાલ–હરામની કોઈ પરવા નથી રાખતા. હવે પૂછવાનું એ છે કે આવા મુઅઝ્ઝિનનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે માણસ મસ્જિદમાં બીડી પીતો હોય, પાકી – નાપાકીનો ખ્યાલ રાખતો ન હોય અને તેને હલાલ અને હરામની પણ કોઈ પડી ન હોય અને પાક સાફ અને સ્વચ્છ રહેતો ન હોય, તેવા માણસને મુઅઝ્ઝિન બનાવવો મકરૂહ છે. કારણ કે અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે : જે માણસના મોઢામાંથી દુર્ગંધ આવતી હોય તે મસ્જિદમાં ન આવે. (મુસ્લિમ શરીફ : ૧/ ૨૦૯ હદીસ નં. ૭૨ – ૫૬૩)

જે માણસ મસ્જિદનો અદબ અને અહેતિરામ ન જાળવે, તેને સાફ – સફાઈ માટે રાખવો જાઈઝ નથી. માટે ઉપરોકત મુઅઝ્ઝિનને કાઢી મુકવો જરૂરી છે અને આવા માણસને ઈમામતની જવાબદારી સોંપવી પણ મકરૂહે તહરીમી છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦) અલબત્ત તેની પાછળ નમાઝ પઢવાથી જમાઅતનો સવાબ મળી જશે. (અબૂદાવૂદ : ૧ / ૩૪૩ હદીસ નં. ૨૫૩૩, દારે કુતની : ૨ / ૪૦૪ હદીસ નં. ૧૭૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) રેડિયો અને ટેપરેકોર્ડની અઝાન ભરોસાપાત્ર નથી

**સવાલ (૬૧૮) :** શું કોઈ માણસ ટેપ રેકોર્ડ અને રેડિયાની અઝાનને કાફી (પુરતી) સમજે, તો જાઈઝ છે કે પછી માણસે જાતે અઝાન આપવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રેડિયો અને ટેપ રેકોર્ડની અઝાનથી સુન્નત અદા નહીં થાય, તેના માટે માણસે જાતે અઝાન આપવી પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) લાઉડ સ્પીકરમાં અઝાનની દુઆ પઢવી

**સવાલ (૬૧૯) :** મુઅઝ્ઝિન સાહેબ અઝાન આપ્યા પછી માઈકમાં દુઆ એ હેતુથી પઢે કે લોકોને યાદ થઈ જાય, તો તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુઅઝ્ઝિન સાહેબનું અઝાન પછી માઈકમાં જોરથી અઝાનની દુઆ પઢવું સારુ નથી. એટલા માટે કે દરેક દુઆ અને મસ્નૂન ઝિક્રને જોરથી અને ધીમેથી પઢવાની એક ખાસ રીત છે. જેને સુન્નત કહેવામાં આવે છે અને અઝાન પછીની દુઆમાં અલ્લાહના રસૂલ (સલ.) અને સહાબા (રદિ.)નો મામૂલ તેને ધીમે (આહિસ્તા) પઢવાનો હતો, નબીએ કરીમ (સલ.) અને ખુલફાએ રાશિદીનના જમાનામાં જયારે લોકો દિન પ્રતિ દિન ઈસ્લામ કબૂલ કરતા હતા. તે વખતે

તાલીમની ખૂબ જરૂરત હતી, તેમ છતાં તેમણે અઝાન પછીની દુઆને જોરથી પઢી નથી. માટે આપણને કોઈ હક નથી કે આપણે એ તરીકા અને રીતને બદલી કાઢીએ. જો આ દુઆ જોરથી પઢવામાં આવશે તો તેમાં આહિસ્તા (ધીરે) પઢવાની સુન્નત છૂટી જશે. એટલા માટે આપણા બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે જયારે પણ કોઈ બિદઅત ચાલુ થાય છે તો એક સુન્નત ખતમ થાય છે.

(સૂરએ અઅ્રાફ : ૫૫, સૂરએ મરયમ : ૩ – ૪)

જલીલુલ કદ્ર તાબેઈ હઝરત મુજાહિદ (રહ.)થી મરવી છે : આપ (રહ.)નું કથન છે કે હું એક વાર હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ની સાથે એક મસ્જિદમાં ગયો. જેમાં અઝાન થઈ ચુકી હતી, નમાઝ ઊભી થવાની તૈયારી જ હતી અને મુઅઝ્ઝિન સાહેબે તષવીબ શરૂ કરી (અઝાન પછી જમાઅત ઊભી કરવા માટે જમાઅતથી થોડી વાર પહેલા આ એલાન કરવું કે "નમાઝ માટે આવી જાવ" આ અમલને તષ્વીબ કહેવામાં આવે છે.) એના પર હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) મસ્જિદમાંથી બહાર નીકળી ગયા અને કહેવા લાગ્યા કે મને આ બિઅદતીની મસ્જિદમાંથી બહાર કાઢો અને આપ (રદિ.)એ તે મસ્જિદમાં નમાઝ ન પઢી. (તિરમિઝી : ૧ / ૫૦, હદીસ નં. ૧૯૮)

આ ઘટનાથી એ વાત માલૂમ થાય છે કે હઝરાતે સહાબા (રદિ.) સુન્નતને કેટલી એહમિયત આપતા હતા કે અઝાન પછી નમાઝ પઢયા વગર મસ્જિદેથી બહાર નીકળવું મકરૂહ હોવા છતા હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ તષવીબની બિદઅતને એટલી નાપસંદ કરી કે એ મસ્જિદમાંથી નમાઝ પઢયા વગર નીકળી ગયા ! માટે તાલીમના હેતુથી પણ અઝાન પછી દુઆ જોરથી (માઈકમાં) પઢવામાં આવશે નહીં. રહી વાત લોકોને દુઆ યાદ કરાવવાની તો જે લોકો અઝાન અને નમાઝની મહત્વતા જાણે છે તેઓ જરૂર અઝાન પછીની દુઆ યાદ કરી લેશે અને જેમને અઝાન સાંભળવાની ફુરસદ ન હોય , તેના માટે યાદ કરવાની જરૂરત જ કયાં છે ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) અઝાન પછીની દુઆમાં અમુક શબ્દોનો વધારો

**સવાલ (૬૨૦) :** અઝાન પછીની દુઆમાં "આતિ મુહમ્મદનિલ્ વસીલતની જગ્યાએ "આતિ સય્યિદિના મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અલ–વસીલત" લખી શકીએ છે કે નહીં ? તેમજ આ રીતના વધારા સાથે તેને પઢી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાનનો "ઝુબાન" થી જવાબ આપવો મુસ્તહબ છે, (શામી : ૧ / ૩૬૮) અને અઝાન પૂરી થયા પછી દુરૂદ શરીફ પઢવું મુસ્તહબ છે. (શામી : ૧ / ૩૭૦)

જે માણસ દુરૂદ શરીફ પછી અઝાનની દુઆ પઢશે તે આપ (સલ.) ની શફાઅતનો હકદાર બનશે. બુખારી શરીફમાં અઝાન પછીની દુઆના આ શબ્દો છે.

عن جابر رضی الله عنہ : أن رسول الله ﷺ قال : من قال حین یسمع النداء : اللهم رب هٰذِهِ الدَّعْوَةِ التَّامَّةِ، وَالصَّلَاةِ الْقَائِمَةِ آتِ مُحَمَّدَ نِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًا مَّحْمُودَانِ الَّذِیْ وَعَدْتَّهٗ

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) રિવાયત કરે છે કે અલ્લાહના રસૂલ (સલ.) ફરમાવે છે કે જે માણસ અઝાન સાંભળતી વખતે આ દુઆ પઢે : અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્વતિ ત્તામ્મતિ, વ સ્સલાતિલ્ કાઈમતિ, આતિ મુહમ્મદનિલ્ વસીલત વલ્ ફઝીલત, વબ્અષ્હૂ મકામમ્ મહમૂદનિલ્લઝી વઅદ્તહૂ" તો તેને કયામતના દિવસે મારી શફાઅત નસીબ થશે.

(શામી : ૧ / ૩૭૦, તહતાવી : ૧૧૧)

એક હદીસમાં 'સય્યિદિના" અને "સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ" નો ઉલ્લેખ છે અને હદીસ વિશે આ વાત યાદ રાખવી જોઈએ કે જે શબ્દો તેમાં નકલ છે તેમાં વધારો – ઘટાડો જાઈઝ નથી કે તેમાં નબીએ કરીમ (સલ.) તરફ મન્સૂબ કરી કહેવાશે જે આપ (સલ.) નકલ કરેલ નથી. એટલા માટે લખવું જાઈઝ નથી, પરંતુ દુઆ પઢતી વખતે ઝબાનથી પઢી લે તો કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (33) અઝાન પછી તરત હાથ ઉઠાવીને દુઆ માંગવી

**સવાલ : (૬૨૧) :** શું અઝાન પછી તરત હાથ ઉઠાવીને દુઆ માંગવી ગુનોહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બીજી દુઆઓની જેમ અઝાન પછીની દુઆ માટે હાથ ઉઠાવવા મુસ્તહબ નથી, અઝાન પછીની દુઆ અઝકાર જેવી છે. જેમ કે ખાવા, પીવા, સુવા, સંડાસમાં જવા અને નીકળવા વગેરેની દુઆઓ ઝિક્ર છે. એ જ રીતે અઝાન પછીની દુઆ પણ

એક પ્રકારનો ઝિક્ર છે, માટે તેમાં હાથ ઉઠાવવામાં નહીં આવે. (ફયઝુલ બારી : ૨ / ૨૧૪) પરંતુ જો કોઈ માણસ અઝાન પછીની દુઆ સાથે બીજી દુઆઓ પણ માંગવા ચાહે તો તેના માટે હાથ ઉઠાવીને દુઆ કરવી મુસ્તહબ છે. હદીસે પાકમાં છે કે અઝાન અને ઈકામતની વચ્ચેનો સમય દુઆ કબૂલ થવાનો સમય છે. (અબૂ દાઉદ : ૧ / ૭૭, હદીસ નં. ૫૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



فَاقْرَءُوْا مَا تَيَسَّرَ مِنهُ وَاَقِيْمُوْا الصَّلٰوةَ وَاٰتُوْا الزَّكٰوةَ وَاَقْرِضُوا

اللّٰهَ قَرْضًا حَسَنًا

**તર્જુમો :** (હવે તમને છૂટ છે કે) કુર્આનમાંથી સહેલાઈ રહે તેટલું પઢયા કરો અને (ફર્ઝ) નમાઝની પાબંદી રાખો, તેમજ ઝકાત આપતા રહો અને અલ્લાહને ભલી રીતે (ખરા અંતઃકરણથી) કર્ઝ ધીરો .

(સૂરએ મુઝ્ઝમ્મિલ : ૨૦)

# શરતો, અરકાન અને આદાબનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# શરતો, અરકાન અને આદાબનું બયાન

## (૧) વુઝૂ વગર નમાઝ પઢવી

**સવાલ (૬૨૨) :** અમે અમુક સાથીઓ હજ માટે ગયા હતા, નવમી (૯) ઝિલ્હજના રોજ અમે અરફાત પહોંચ્યા અને મસ્જિદમાં દાખલ થયા, જમાઅતને ઘણી વાર હતી, એટલે અમે મસ્જિદમાં સુઈ ગયા, જયારે સુઈને ઉઠયા તો ઘણી ભીડ હતી, જેના કારણે અમે બહાર ન નીકળી શકયા. અને વુઝૂ વગર (જ) નમાઝ અદા કરી લીધી. પછીથી બહાર નીકળી વુઝૂ કરીને નમાઝ અદા કરી નથી. તો શું વુઝૂ વગર પઢેલી નમાઝ અદા થઈ ગઈ ? અને શું આવા મૌકા પર સફ પર તયમ્મુમ કરી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તયમ્મુમની ત્યારે ઈજાઝત હોય છે, જયારે કે પાણી હાજર ન હોય, અથવા પાણી તો હોય પરંતુ તેના ઉપયોગ પર કુદરત ન હોય. પૂછેલા મસ્અલામાં તયમ્મુમની શરતો જણાતી નથી, એટલા માટે તયમ્મુમની ઈજાઝત નથી.

(સૂરએ નિસાઅ : ૪૩, હિદાયા : ૧ / ૨૭)

અરફાત જેવી પવિત્ર ધરતી પર હુકૂમત અને મુઅલ્લિમીન હઝરાત પાણીની વ્યવસ્થા કરે છે, આપના સાથીઓએ વુઝૂ માટે પાણી તલાશ કર્યા વગર નમાઝ અદા કરી લીધી, જેથી આ સૂરતમાં નમાઝ અદા થતી નથી, (બુખારી : ૧ / ૨૫ હદીસ નં. ૧૩૫ , મુસ્લિમ : ૧ / ૧૧૯ હદીસ નં. ૨ – ૨૨૫) આ નમાઝની કઝા કરવી વાજિબ છે. પરંતુ તમારી હજની અદાયગીમાં કોઈ નુકસાન અને કમી નહીં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મસ્બૂક ઈમામ સાથે પહેલા કાઅદામાં દુરૂદ શરીફ પઢશે કે નહીં ?

**સવાલ (૬૨૩) :** મસ્બૂક એટલે એવો માણસ જેની જમાઅત સાથે એક અથવા અમુક રકાતો છુટી હોય. તે (ઈમામના) આખરી કાઅદામાં માત્ર તશહ્હુદ પઢશે કે

પછી દુરૂદ શરીફ પણ પઢશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ માટે આ આખરી કાયદો છે, પરંતુ મસ્બૂકની તો હજુ નમાઝ બાકી છે, તેનો તો આ આખરી કાયદો નથી, માટે તે તેમાં માત્ર અત્તહિય્યાત પૂરી કરે દુરૂદ શરીફ અને દુઆ ન પઢે. બહેતર છે કે તે એટલું થોભી થોભીને પઢે કે ઈમામ બધું પઢીને ફારિગ થાય ત્યાં સુધી તેની તશહહુદ પૂરી થાય. તેમ છતાં ઈમામ ફારિગ થતા પહેલા અત્તહિય્યાત મુકમ્મલ થઈ જાય તો "અશહદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહ" પઢતો રહે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૯૧, રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ઈમામ સાહેબનું પહેલા કાઅદામાં વાર લગાડવી

**સવાલ (૬૨૪) :** અમારા ગામની મસ્જિદમાં ઈમામ સાહેબ માશાઅલ્લાહ ખૂબ જ શાંતિ અને ઈત્મીનાનથી નમાઝ પઢાવે છે, અહીં સુધી કે પહેલા કાઅદા (કઅદએ ઊલા)માં અમુક વખતે એટલી વાર લગાડે છે કે મુકતદીઓ અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ અને દુઆએ માષૂરાથી પણ ફારિગ થઈ જાય છે, તો શું આટલી શાંતિથી પહેલો કાઅદો કરવો દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈત્મીનાનથી નમાઝ પઢવી બહેતર છે, એ જ પ્રમાણે અત્તહિય્યાત ઈત્મીનાનથી પઢવામાં આવે અને તેમાં મોડું થાય તો કોઈ વાંધો નથી. (બુખારી : ૨ / ૯૨૪, હદીસ નં. ૬૨૫૧) અલબત્ત અત્તહિય્યાત શાંતિથી પઢયા પછી મોડું કરવું બિલ્કુલ દુરુસ્ત નથી. જો ઈમામ સાહેબ અત્તહિય્યાત ઈત્મીનાનથી પઢે છે તો મુકતદીઓએ પણ ઈત્મીનાનથી અત્તહિય્યાત પઢવું જોઈએ. ત્યાર પછી જો કોઈ મુકતદી પહેલા કાઅદામાં ઈમામથી પહેલા અત્તહિય્યાત પઢીને ફારિગ થઈ જાય તો તેણે ખામોશ (ચુપચાપ) બેસી રહેવું જોઈએ, તે સમયે દુરૂદ શરીફ અને દુઆએ માષૂરા ન પઢે (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૧૧) અને ઈમામ સાહેબે પણ પહેલા કાઅદામાં હદથી વધારે મોડું ન કરવું જોઈએ. બલકે વહેલા ફારિગ થઈ જાય, એ જ બહેતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) સ્ત્રીઓ માટે રૂકૂઅ અને સિજદાની રીત

**સવાલ (૬૨૫) :** શું સ્ત્રીઓને નમાઝમાં રૂકૂઅની હાલતમાં માથુ, કમર અને સુરીન

(નિતંબ) સમાન રાખવી જોઈએ. જેવું કે પુરુષ રાખે છે ? એ જ પ્રમાણે ઘૂંટણોને મજબૂતાઈથી પકડવા જોઈએ, જેવી રીતે કે પુરુષો પકડે છે ? અથવા સ્ત્રીઓ માટે કોઈ અલગથી હુકમ છે ?

તેમજ સિજદામાં સ્ત્રીઓએ હાથ અંદર રાખવા જોઈએ કે બહાર ? જો સ્ત્રી હાથ અંદર રાખે છે તો પેટ અને જાંઘનો મિલાપ નહીં થાય તો તેમના માટે અસલ હુકમ શું છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ઔરતની નમાઝ મર્દોથી પચ્ચીસ રીતે અલગ છે. કારણ કે ઔરત છુપાવવાની વસ્તુ છે, તેણે નમાઝમાં પણ પોતાના શરીર અને અવયવોને એ રીતે ઢાંકવા જોઈએ કે તે જાહેર ન થાય. એ અલગ તરીકાઓ આ પ્રમાણે છે : (૧) ઔરત પોતાના હાથ ચાદર અથવા ઓઢણીમાં રાખે, બહાર ન કાઢે. (મરાકીયુલ ફલાહ : ૧૦૩) (૨) પોતાના હાથ માત્ર ખભાઓ સુધી ઉઠાવે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૩) (૩) તકબીરે તહરીમા પછી છાતી પર પિસ્તાનની નીચે હાથ બાંધે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૩) (૪) રૂકૂઅમાં મર્દની જેમ ઝુકે નહીં બલકે માત્ર એ રીતે નમે, કે જેમાં તેના હાથ ઘૂંટણો સુધી પહોંચી જાય. (૫) રૂકૂઅમાં હાથ વડે ઘૂંટણોને પકડવા ઓરતો માટે સુન્નત નથી. (૬) રૂકૂઅમાં હાથોની આંગળીઓ ખુલ્લી (પહોળી) રાખવી પણ મસ્નૂન નથી. (૭) રૂકૂઅમાં પોતાના હાથો પર વધારે સહારો ન આપે. (૮) રૂકૂઅમાં પોતાના ઘૂંટણોને બિલ્કુલ સીધા ન રાખે બલકે થોડા ઝુકાવવા મુસ્તહબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૪) (૯) સિજદામાં હાથને અંદર રાખે અને બાજુઓને પડખા સાથે મિલાવી દે. (૧૦) સિજદામાં પેટને જાંઘોથી મિલાવીને રાખે એટલે પેટને જાંઘો પર બિછાવી દે. (૧૧) અને કોણીઓને જમીન પર પાથરી (બીછાવી) દે. (મરાકિયુલ ફલાહ : ૧૦૭, બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૨૧૦)

બસ આ રીતે ઔરતે રૂકૂઅ અને સિજદો કરવો જોઈએ કારણ કે આ રીતે સિજદો કરવામાં તેમના માટે વધારે સતર છે, મર્દોની જેમ ઔરતોએ રૂકૂઅ અને સિજદો ન કરવો જોઈએ, પરંતુ ઔરતે પોતાના હાથોને ઓઢણી વગેરેથી બહાર રાખ્યા, છુપાવ્યા નહીં તો પ્રથમ જોવામાં આવશે કે કાંડાઓ સુધી બાંય (આસ્તીન) છે, જેનાથી હાથ ઢાંકેલા છે, તો નમાઝ થઈ જશે અને જો બાય બિલ્કુલ નથી અથવા અર્ધી છે અને કોણીઓથી કાંડાઓ સુધી ચોથો ભાગ ત્રણ વાર સુબ્હાનલ્લાહ કહેતા

સુધી ખુલી જાય તો નમાઝ ફાસિદ થઈ જશે. કારણ કે ચેહરો, બન્ને હથેળીઓ અને બન્ને પગ સિવાય ઔરતનું આખું શરીર સતર છે. તેનું છુપાવવું ફર્ઝ છે, આ પાંચ અવયવો સિવાય તેણીઓના શરીરનો કોઈ પણ ભાગ (અવયવ) (ચોથા ભાગ જેટલો) ત્રણ વાર સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર ખુલ્લો રહયો, તો તેની નમાઝ ફાસિદ થઈ જશે. આ તે સૂરતમાં છે જયારે કે ઈરાદા વગર સતર ખુલી ગયું હોય. પરંતુ જો ઈરાદાથી જાણીજોઈને સતર ખુલ્લું છે તો ખુલતાની સાથે જ નમાઝ ફાસિદ થઈ જશે. તેમાં ત્રણ વાર સુબ્હાનલ્લાહ કહેવા એટલે એક રૂકન જેટલી મહોલત નથી. (તહતાવી : ૧૪૧ – ૧૪૪, ઉમ્દતુલ ફિકહ : ૫૪ – ૧૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) આવનાર માટે ઈમામનું કિરાઅત અથવા રૂકૂઅને લાંબો કરવું

**સવાલ (૬૨૬) :** મસ્જિદમાં જમાઅત શરૂ થઈ, તે વખતે ઈમામ સાહેબે જોયું કે અમુક લોકો વુઝૂ કરી રહયા છે, તે વુઝૂ કરનારાઓને જમાઅત મળી જાય, એટલા માટે તે લાંબી સુરત પઢે છે, તો શું આવું કરવાથી કોઈ વાંધો ખરો ? એ જ રીતે ઈમામ રૂકૂઅમાં હોય છે, તે દરમિયાન તેમને પગની અવાજથી ખબર પડી ગઈ કે અમુક લોકો જમાઅતમાં શરીક થઈ રહયા છે, તો ઈમામ સાહેબ એમ વિચારીને કે તેમને રૂકૂઅ મળી જાય થોડો લાંબો રૂકૂઅ કરી દીધો. તો આનાથી નમાઝમાં કોઈ નુકસાન અને કમી આવશે કે નહીં ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આવનાર કોણ છે ? જો ઈમામને તેની ખબર ન હોય તો કિરાઅત અને રૂકૂઅને એટલું લાંબુ કરવું કે મુકતદીઓને તકલીફ ન થાય, જાઈઝ છે. અલબત્ત કોઈ ખાસ માણસ માટે દા.ત. શેઠ સાહેબ, માલદાર માણસ અથવા મુતવલ્લી સાહેબ વગેરે માટે કિરાઅત કે રૂકૂઅ ને લાંબો કરે તો તેમનું આવું કરવું મકરૂહ છે. (રદુલ મુહતાર અલદ્ દર્રિલ મુખ્તાર : ૧ / ૪૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ઈમામથી પહેલા અથવા સાથે સલામ ફેરવવી

**સવાલ (૬૨૭) :** આરબ લોકો કહે છે કે ઈમામ સાહેબે સલામ ફેરવી દીધા પછી જ સલામ ફેરવવી જોઈએ, એથી પહેલા જાઈઝ નથી. તો આ બાબતે સહીહ મસ્અલો

શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુકતદીએ ઈમામ સાથે અથવા તેના પછી રૂકનને અદા કરવો જોઈએ, જે લોકો આ વાત કહે છે કે ઈમામના પછી જ રૂકન અદા કરવો જોઈએ તેઓ દલીલમાં આ હદીસ રજૂ કરે છે કે "નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : જે મુકતદી, ઈમામથી (રૂકન અદા કરવામાં) આગળ વધી જાય છે , અલ્લાહ તઆલા તેનુ મોઢું ગધેડા જેવું બનાવી દે છે." (બુખારી : ૧ / ૯૬, હદીસ નં.૬૯૧) હા, જો ઈમામનું શરીર ભારે હોય અને ઉઠવા – બેસવામાં થોડી વાર લાગતી હોય તો સાવધાની એમાં છે કે મુકતદી તેના પછી જ અરકાન અદા કરે, જો કે સાથે સાથે અદા કરવા પણ જાઈઝ છે. (બહરુર્રાઈક : ૧ / ૫૧૨ – ૫૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) નમાઝ પછી તસ્બીહાતથી પહેલા ઈમામનું દુઆ કરાવવું

**સવાલ (૬૨૮) :** આરબ લોકો કહે છે કે ઈમામે સલામ પછી દુઆ કરવી જોઈએ નહીં, બલકે નમાઝથી ફારિગ થઈને જ દુઆ કરવી જોઈએ, તો શું નમાઝ પછી તરત જ દુઆ કરી શકાતી નથી ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદીસની કિતાબોમાં સલામ પછી તરત જ અલ્લાહના રસૂલ (સલ.) નું દુઆ કરવું સાબિત છે. (મુસ્લિમ : ૧ / ૨૧૮, હદીસ નં. ૧૩૫ – ૫૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) નમાઝ પછી દુઆ કરવી

**સવાલ (૬૨૯) :** નમાઝ પછી દુઆ કરવી કેવી છે ? સુન્નત છે કે બિદઅત ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝ નમાઝ પછી દુઆ કરવી નબીએ કરીમ (સલ.) થી સાબિત છે, બુખારી શરીફની એક રિવાયતમાં છે કે આપ (સલ.) દરેક ફર્ઝ નમાઝ પછી "લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ, લહૂલ્ મુલ્કુ વ લહૂલ્ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયૂઈન કદીર, અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અઅ્તયૂત, વ લા મુઅ્તિય લિમા મનઅ્ત, વ લા યન્ફઉ ઝલ્જદી મિન્કલ્ જદ્દિ. (બુખારી : ૧ / ૧૧૭, હદીસ નં. ૮૪૪) પઢતા હતા.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી એક વાર પૂછવામાં આવ્યું કે શું તમે આપ (સલ.) ના તે શબ્દો યાદ કર્યા છે જે અલ્લાહના રસૂલ (સલ.) દરેક નમાઝ પછી પઢતા હતા ? તો તેમણે જવાબ આપ્યો કે હા જી ! નબીએ કરીમ (સલ.) "સુબ્હાન રબ્બિક રબ્બિલ ઈઝ્ઝતિ અમ્મા યસિફૂન વ સલામુન્ અલલ્ મુર્સલીન વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન" પઢતા હતા.

(મજમઉઝ્ ઝવાઈદ : ૨ / ૧૪૭, હદીસ નં. ૨૮૯૧)

નબીએ કરીમ (સલ.)ને એક વખતે પૂછવામાં આવ્યું કે કઈ દુઆ કબૂલ થાય છે ? તો આપ (સલ.) એ ફરમાવ્યું : રાતના આખરી ભાગમાં અને દરેક ફર્ઝ નમાઝ પછી માંગવામાં આવતી દુઆ કબૂલ થાય છે. (તિરમિઝી : ૨ / ૧૮૭, હદીસ નં. ૩૪૯૯) એક બીજી હદીસમાં છે કે નબીએ કરીમ (સલ.) એ હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.) થી ફરમાવ્યું કે તમે કયારે પણ નમાઝ પછી આ દુઆ માંગવાનું છોડશો નહીં : "અલ્લાહુમ્મ અઈન્ની અલા ઝિક્રિક, વ શુક્રિક, વ હુસ્નિ ઈબાદતિક." (અબૂદાવૂદ : ૧ / ૨૧૩ હદીસ નં. ૧૫૨૨) આ સિવાય બીજી પણ ઘણી દુઆઓ હદીસ શરીફથી સાબિત છે. પરંતુ આહિસ્તા (ધીમે) દુઆ કરવી મુસ્તહબ છે. (સૂરએ અઅ્રાફ : ૫૫, ૨૦૫) હા, જોરથી દુઆ કરવામાં મસ્બૂક (જેની જમાઅત સાથે અમુક રકાતો છુટી હોય તે)ની નમાઝમાં ખલેલ પડતો હોય તો મકરૂહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) નમાઝનો વખત થઈ જવા પર કબ્રસ્તાનમાં તે સમયની નમાઝ પઢવી

**સવાલ (૬૩૦) :** અમારા ગામના કબ્રસ્તાનમાં નમાઝ પઢવા માટે એક જગ્યા નક્કી છે, અમુક વખતે એવું બને છે કે મય્યિતની દફનવિધિ પછી અસરની નમાઝનો વખત થઈ જાય છે તો શું અસરની નમાઝ કબ્રસ્તાનની તે જગ્યાએ પઢી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું મારા માટે અને મારી ઉમ્મત માટે ધરતીના દરેક ભાગને મસ્જિદ બનાવવામાં આવી છે. (બુખારી : ૧ / ૪૮ હદીસ નં. ૩૩૫) એટલા માટે જો જમીન પાક હોય અને સામે કબર ન હોય તો કબ્રસ્તાનમાં પણ ફર્ઝ નમાઝ પઢવી જાઈઝ છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૫૪)

તમારા લખાણ પ્રમાણે જયારે કે નમાઝ માટે એક જગ્યા નક્કી કરવામાં આવી છે અને પાક હોવાનું યકીન છે, તો વખત થવા પર નમાઝ પઢવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) તકબીરાતે ઈન્તિકાલિયાનો શરૂ અને અંતિમ સમય

**સવાલ (૬૩૧) :** ઈમામ તકબીરાતે ઈન્તિકાલિયા (એક રૂકનમાંથી બીજા રૂકનમાં જવા માટે જે તકબીર (અલ્લાહુ અકબર) કહેવામાં આવે છે તે) કયારે શરૂ કરવામાં આવે અને કયારે ખતમ કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક રૂકન અદા કરીને બીજા રૂકનમાં જતા જ તકબીરાતે ઈન્તિકાલિયા (અલ્લાહુ અકબર, સમિઅલ્લાહુ લિમન હમિદહ) શરૂ કરી દેવું જોઈએ અને બીજો રૂકન શરૂ થતા જ ખત્મ કરી દેવું જોઈએ. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) સૂરએ ફાતિહા અને સૂરત મિલાવવાની હેસીયત

**સવાલ (૬૩૨) :** નમાઝમાં કિરાઅત ફર્ઝ છે. પરંતુ સૂરએ ફાતિહા અને બીજી સૂરત મિલાવવી નમાઝનાં વાજિબોમાંથી છે. તો પછી આ બન્નેમાંથી કઈ કિરાઅત ફર્ઝ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝમાં કિરાઅત કરવી ફર્ઝ છે. આખા કુર્આનમાંથી જયાંથી પણ પઢવા ચાહે ફર્ઝ અદા થઈ જશે. (સૂરએ મુઝ્ઝમ્મિલ : ૨૦, દુર્રુલ મુખ્તાર : ૧ / ૬૨)

અહનાફને ત્યાં સૂરએ ફાતિહાનું પઢવું અલગથી વાજિબ છે, એ જ રીતે તેની સાથે કોઈ સૂરતનું મિલાવવું પણ અલગથી વાજિબ છે. કોઈ સૂરતને મિલાવે અથવા કુર્આનમાંથી કોઈ પણ જગ્યાએથી નાની ત્રણ આયતો પઢવાથી વાજિબ અદા થઈ જશે, મુકતદી માટે અહનાફના મસ્લક પ્રમાણે ઈમામની પાછળ કિરાઅત પઢવી મકરૂહે તહરીમી છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૪૫)

ખુલાસો એ છે કે આખા કુર્આનમાંથી જયાંથી પણ પઢશે ફર્ઝ કિરાઅત અદા થઈ જશે, પરંતુ સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પઢવી વાજિબ છે. એના પછી કોઈ સૂરત પઢવી અથવા કમસે કમ એક મોટી આયત કે ત્રણ નાની આયતોનું એ રીતે પઢવું જરૂરી છે કે તેમાં કમસે કમ ત્રણ હુરૂફ હોય દા.ત.

ثُمَّ نَظَرَ ۔ ثُمَّ عَبَسَ وَبَسَرَ ۔ ثُمَّ اَدْبَرَ وَاسْتَكْبَرَ ۔

આ રીતે કિરાઅતનો ફર્ઝ પણ અદા થઈ જશે અને વાજિબ પણ.

મતલબ કે જાતે કિરાઅત ફર્ઝ છે અને સૂરએ ફાતિહા અને સૂરતને મિલાવવી વાજિબ, સૂરએ ફાતિહા અને સૂરતના ઝિમ્નમાં ફર્ઝ આપોઆપ અદા થઈ જાય છે.

જો કોઈ ફર્ઝ છુટી જશે તો નમાઝને લોટાવવી જરૂરી છે, પરંતુ જો વાજિબ છુટી જાય, તો તેની સિજદએ સહવ કરવાથી પૂર્તિ થઈ જાય છે. પરંતુ જો વાજિબને જાણીજોઈને છોડી દીધો હોય તો આ હાલતમાં સિજદએ સહવથી પણ નમાઝ થશે નહીં, નમાઝ ફરી પઢવી પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ઝોહર પહેલાંની સુન્નતોની ચોથી રકાતમાં સૂરત મિલાવવાનો હુકમ

**સવાલ (૬૩૩) :** ઝોહર પહેલાંની સુન્નતોની ચોથી રકાતમાં સૂરએ ફાતિહા પછી સૂરત મિલાવી છે કે નહી, એવો શક રૂકૂઅમાં ગયા પછી થયો તો શું કરે ? અથવા ખરેખર સૂરત મિલાવવાનું જ ભુલી ગયો, રૂકૂઅ અને સિજદો કરી લીધો અને કાઅદામાં યાદ આવ્યું તો શું કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શંકાના આધારે કોઈ હુકમ લાગશે નહીં અને નમાઝ દુરુસ્ત થઈ જશે. (શર્હે કવાઈદુલ ફિકહિય્યહ : ૭૯) કાઅદામાં યાદ આવ્યું કે સૂરત મિલાવવાનું ભૂલી ગયો તો સિજદએ સહવ વાજિબ થશે. (દુર્રુલ મુખ્તાર : ૧ / ૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) મુકતદીનું સૂરએ ફાતિહા પઢવું

**સવાલ (૬૩૪) :** જે માણસ ઈમામની સાથે ઝોહર અથવા અસરની નમાઝ પઢે તો તેના માટે છેલ્લી બે રકાતોમાં સૂરએ ફાતિહા પઢવું કેવું છે ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હન્ફી મસ્લક (પંથ) પ્રમાણે તે બધી નમાઝો જે ઈમામની પાછળ પઢવામાં આવે છે, ભલે તેમાં આહિસ્તા કિરાઅત થાય કે પછી જોરથી થાય, બન્ને સૂરતોમાં

મુકતદી (ઈમામની પાછળ નમાઝ પઢનાર) માત્ર ષના જ પઢે અને જો જહરી (જોરથી) કિરાઅત શરૂ થઈ ગઈ હોય તો ષના પણ ન પઢે. માટે મુકતદીનું ઈમામની પાછળ કિરાઅત કરવું જાઈઝ નથી.

وتكره القراءة خلف الامام عند أبي حنيفة وابى يوسف رحمهما الله تعالى

هكذا في الهداية (આલમગીરી : ૧ / ૬૯)

(والمؤتم لايقرأمطلقا) ولاالفاتحةفى السرية اتفاقا، وما نسب لمحمد ضعيف كمابسطه الكمال(فان قرأكره تحريما)تصح فى الأصح(દુર્રે મુખ્તાર : ૧ / ૫૪૫)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) વાજિબાત, સુન્નતો અને નફિલોની બધી રકાતોમાં અને ફર્ઝની પહેલી બે રકાતોમાં કિરાઅતની હિકમત

**સવાલ (૬૩૫) :** વાજિબાત, સુન્નતો અને નફિલ નમાઝોની બધી રકાતોમાં કિરાઅત થાય છે, જયારે કે ફર્ઝ નમાઝની માત્ર પહેલી બે રકાતોમાં કિરાઅતનો હુકમ છે, તેની હિકમત શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પવિત્ર શરીઅતનો આધાર ઈતાઅત (આજ્ઞાપાલન) પર છે. કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે.

مَآاٰتٰكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ وَمَانَهٰكُمْ عَنْهُ فَانْتَهُوْا ۔ وَاتَّقُوا اللّٰهَ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ۔

**તર્જુમો :** રસૂલ (સલ.) તમને જે કંઈ આપે, તે લઈ લો, અને જે વસ્તુથી મનાઈ કરે, તેને કરો નહીં, અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, બેશક અલ્લાહ તઆલા સખત સજા આપનાર છે. (સૂરએ હશ્ર : ૭)

બુખારી અને મુસ્લિમ શરીફમાં હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી મરવી છે, તેઓ ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું કે જયારે હું તમને કોઈ વાતનો હુકમ (આદેશ) આપું તો તમારાથી જે રીતે બની શકે, તેના પર અમલ કરો, અને જે વસ્તુની તમને મનાઈ કરું તેને છોડી દો. એટલા માટે કે તમારાથી પહેલા ઘણી કૌમો તેમના નબી સામે બિનજરૂરી સવાલોના કારણે હલાક અને બરબાદ થઈ

ગઈ. (બુખારી : ૨ / ૧૦૮૨, હદીસ નં. ૭૨૮૮)

કુર્આને પાકની ઉપરોકત આયત અને હદીસથી એ વાત સાબિત થાય છે કે શરીઅતના આદેશોમાં આજ્ઞાપાલન જરૂરી છે. કંઈ પણ બોલ્યા વગર (મૌન ધારણ કરી) અલ્લાહના આદેશોને માની લેવામાં જ બંદાની શાન છે. ભલે બંદો તે આદેશોની હિકમત જાણતો હોય કે ન જાણતો હોય, જગતમાં આપણે રાત – દિવસ જોઈએ છીએ કે સરકાર તરફથી જયારે કોઈ આદેશ જારી કરવામાં આવે છે તો પ્રજા તરત જ તેનું પાલન કરવાનું શરૂ કરી દે છે. કોઈ તે કાયદાની હિકમત પૂછતું નથી, અને હિકમત ન જાણવા છતાં, ઈચ્છે કે ન ઈચ્છે, તેના પર અમલ કરવો જ પડે છે. તેનું ઉલ્લંઘન કરવાથી સજા થાય છે. પછીથી અમુક વખતે કાયદાના નિષ્ણાંત વકીલો તે કાયદાની હિકમત માલૂમ કરી લે છે અને કયારેક તેમની પહોંચ પણ હિકમત સુધી નથી પણ થતી. પરંતુ કાયદા પર અમલ કરવો કોઈ પણ સંજોગોમાં ફરજિયાત હોય છે. આ સિવાય દરેક માણસની અકલ દરેક વાતની હિકમત જાણી લે એ પણ જરૂરી નથી.

બિલ્કુલ એ જ રીતે અલ્લાહ તઆલાના ફરમાનો (આદેશો) બાબતે પણ કોઈ માનવીને હિકમત જાણવાનો કોઈ અધિકાર નથી, અને ન તો અમલ કરવો હિકમતના માલૂમ હોવા પર આધારિત છે. (કે હિકમત ખબર પડે તો અમલ કરીએ) હા એ વાત અલગ છે કે અલ્લાહ તઆલાના ઘણા એવા બંદાઓ છે જેમને અલ્લાહ તઆલાએ દીની સમજણ (ફીકહ ફીદીન) થી નવાઝયા છે, તેમના પર શરીઅતના આદેશોની હિકમતો અને રહસ્યો અલ્લાહ તઆલા ખોલે છે, પરંતુ આવા જાણકાર ઉલમા અને ફુકહાની સંખ્યા પણ ઘણી ઓછી છે, માટે હિકમત અને રહસ્યો તેમની કિતાબોમાંથી જાણી શકાય છે. આપે જે હિકમતો વિશે સવાલ કર્યો છે, તેની થોડી ઘણી વિગત આ પ્રમાણે છે :

હન્ફી મસ્લક પ્રમાણે ફર્ઝ રકાતની પહેલી બે રકાતોમાં કિરાઅત કરવામાં આવે તો તેનું કારણ એ છે કે કુર્આને કરીમનો હુકમ આ બાબતે મુત્લક છે. "ફક્રઉ મા તયસ્સર મિન્હૂ" (સૂરએ મુઝ્ઝમ્મિલ ૨૦) એટલે કે કુર્આને કરીમમાંથી જે તમે આસાનીથી પઢી શકો છો તેને પઢો.

આ હુકમના આધારે તો માત્ર એક રકાતમાં પણ કિરાઅત કરવામાં આવે તો કાફી છે, પરંતુ પવિત્ર હદીસોથી માલૂમ થાય છે કે ફર્ઝ નમાઝની પહેલી બે રકાતો હુકમની હેસીયતથી બાદવાળી બે રકાતોથી કંઈક અલગ છે, જેમકે સફરની હાલતમાં

ચાર રકાતવાળી નમાઝમાં કસર કરવામાં આવે છે, તો પહેલી બે રકાતો પઢવામાં આવે છે અને બાદવાળી બન્ને રકાતો માફ થઈ જાય થાય છે. ઉપરાંત ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા(રદિ.) ફરમાવે છે કે નમાઝ જયારે શરૂઆતમાં ફર્ઝ થઈ તો બે–બે રકાતો હતી, પછી સફરમાં તે બે રકાતોને બાકી રાખવામાં આવી અને સ્થાયી હાલતમાં બે રકાતોનો વધારો કરવામાં આવ્યો.(બુખારીઃ ૧/૫૧ હદીસ નં.૩૫૦)

તેનાથી સ્પષ્ટ થયું કે બાદવાળી બે રકાતો જેનો વધારો કરવામાં આવ્યો છે તે પ્રથમ બે રકાતોથી કંઈક અલગ છે. માટે પ્રથમ બે રકાતોમાં કિરાઅત કરવામાં આવશે અને પછીની બે રકાતોમાં માત્ર સૂરએ ફાતિહા પઢવામાં આવશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૧૧)

શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.) ફરમાવે છે કે : ફર્ઝ નમાઝની તે રકાતો જે કોઈ પણ હાલતમાં માફ નથી, તે કુલ અગિયાર છે, એ જ રીતે તહજ્જુદની સાથે વિત્ર મિલાવીને કુલ અગિયાર રકાતો છે, આ એક બરકતવંત અને મધ્યમ આંકડો છે. એટલી વધારે પણ નથી કે લોકો માટે તેના પર અમલ કરવો મુશ્કેલ હોય અને એટલી ઓછી પણ નથી કે નમાઝનો મકસદ પ્રાપ્ત ન થાય. માટે ઈસ્લામના આરંભમાં આના પર અમલ કરાવવામાં આવ્યો, પછી જયારે ઈસ્લામને હિજરત પછી મજબૂતાઈ અને તાકત મળી, પાલન કરનારાઓની સંખ્યામાં વધારો થયો, દીન તરફ લોકોનું આકર્ષણ વધ્યું. તો ઝોહર, અસર અને ઈશામાં છ (૬) રકાતોનો વધારો કરવામાં આવ્યો, અને સફરની નમાઝને તે જ તરીકા પર બાકી રાખવામાં આવી, એ બધી વિગતનો ખુલાસો આ નીકળ્યો કે ફર્ઝ નમાઝમાં જે રકાતોનો વધારો કરવામાં આવ્યો છે, તેમાં કિરાઅત નથી. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૨ / ૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ફજર, મગરિબ અને ઈશામાં જોરથી અને ઝોહર, અસરમાં ધીમી અવાજે કિરાઅતની હિકમત

**સવાલ (૬૩૬):** ફજર, મગરિબ અને ઈશાની નમાઝોમાં જોરથી કિરાઅત કરવામાં આવે છે, જયારે ઝોહર અને અસરમાં ધીમી અવાજે કિરાઅત કરવામાં આવે છે તેની હિકમત શું છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝોહર અને અસરનો સમય એવો છે કે તેમાં લોકો પોતાના કામોમાં મશ્ગુલ

હોય છે. બજાર વગેરેમાં ઘોંઘાટ થતો હોય છે, તો આ વખતોમાં દિલને વધારે ખુશૂઅ અને ખુઝૂઅ (નમ્રતા) અને અલ્લાહ તઆલાનું ધ્યાન પ્રાપ્ત થઈ શકે એટલા માટે ધીમે કિરાઅત કરવાનો હુકમ આપવામાં આવ્યો અને આ વખતો સિવાય બીજા વખતોમાં સામાન્ય રીતે વાતાવરણ શાંત હોય છે, અને લોકો શાંતિ અને ઈત્મીનાનથી આરામ કરે છે. એટલા માટે જહરી (જોરથી) કિરાઅતનો હુકમ થયો, જેથી લોકોને અલ્લાહની યાદ અપાવવામાં આવે. કે તે આ વખતમાં અલ્લાહના ઝિક્રથી ગફલતમાં ન રહે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૨ / ૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) નમાઝમાં વધારાની દુઆઓ પઢવાનો હુકમ

**સવાલ (૬૩૭) :** ફર્ઝ, નફલ અને સુન્નત નમાઝોમાં "રબ્બના લકલ્ હમ્દ" પછી "હમ્દન્ કષીરન્ તય્યીબમ્ મુબારકન્ ફીહ" પઢી શકે છે કે નહીં ? અને સિજદામાં "સુબ્હાન રબ્બિયલ આ'લા" પછી "સુબ્બુહુન્ કુદુસુન, રબ્બુના વ રબ્બુલ્ મલાઈકતિ વ ર્રુહ" પઢી શકાય કે નહીં ? અને બન્ને સિજદા દરમિયાન જલ્સામાં "અલ્લાહુમ્મગ્ફિર્લી વરહમ્ની વ આફિની વહ્દિની વર્ઝુક્નિ વજ્બુરની વર્ફઅ્ અન્ની" પઢી શકાય કે નહીં. દર્શાવેલ દુઆઓ ઈમામ સાહેબની સાથે અથવા એકલા (નમાઝમાં) પઢી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રૂકૂઅ, સિજદા અને જલસામાં જે ઝિક્ર આપ (સલ.) થી મન્કૂલ છે, તેને પઢવું સુન્નત છે, એટલા માટે રૂકૂઅમાં "સુબ્હાન રબ્બિયલ્ અઝીમ" અને સિજદામાં સુબ્હાન રબ્બિયલ આ'લા પઢવું જોઈએ. (હિદાયા : ૧ / ૫૦ – ૫૨) બન્ને સિજદા દરમિયાન જો ઈમામ પઢશે તો મુકતદીઓ પર ભાર પડશે, તો પોતાના ઈમામની ઈકતિદા કરી શકશે નહીં. માટે એકલો નમાઝ પઢનાર સવાલમાં દર્શાવેલ દુઆઓ બન્ને સિજદા દરમિયાન, રૂકૂઅ અને સિજદામાં અને રૂકૂઅમાંથી ઉભા થયા પછી પઢવા ચાહે તો પઢી શકે છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૦૫ – ૫૦૬) આ દુઆઓનો પુરાવો પણ હદીસોની કિતાબોમાં મળે છે. (બુખારી : ૧ / ૧૧૦, હદીસ નં. ૭૯૯, ૧ / ૧૦૯, હદીસ નં. ૭૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) નમાઝ પછી રોજીની દુઆ કરવી ઈખ્લાસ વિરૂદ્ધ નથી.

**સવાલ (૬૩૮) :** ઉલમાએ કિરામ ફરમાવે છે કે નમાઝના ઝરીયા (માધ્યમ)થી

રોજી માંગવામાં ન આવે. કારણ કે નમાઝનો ઈખ્લાસ એ જ છે કે તે માત્ર અલ્લાહ તઆલાને રાજી અને ખૂશ કરવા માટે પઢવામાં આવે. તેને માધ્યમ બનાવી કોઈ જરૂરત માંગવામાં ન આવે, તો સવાલ એ છે કે અલ્લાહ તઆલા પાસે પોતાની હાજત (જરૂરત) માંગવાની બીજી શકલ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ, ફર્ઝ હોય કે નફલ કે પછી સલાતુલ હાજત, તેને અલ્લાહની ઈબાદત સમજી અને અલ્લાહના દરબારમાં આજીજી (વિનમ્રતા) સાથે અદા કરવી જોઈએ. અને ધ્યાનથી પઢવી જોઈએ કે તે સર્જનહાર અને પાલનહાર છે અને હું તેનો બંદો છું, દુનિયા અને આખિરતની ભલાઈનો હું મોહતાજ અને જરૂરતમંદ છું અને ખાસ કરી નમાઝની હાલતમાં આ જ વિચારવું જોઈએ કે હું અલ્લાહ તઆલાની બંદગી કરું છું, કારણ કે તે મારો રબ છે, તે મને જોઈ રહયો છે અને હું તેના સિવાય બીજાની બંદગી કરતો નથી, જયારે પોતાની આજીજીને જાહેર કર્યા પછી નમાઝ પછી કોઈ પણ હાજતની માંગણી કરશે તો આ યોગ્ય દરખ્વાસ્ત છે અને ઈન્શાઅલ્લાહ કબૂલ થશે. જો કે નમાઝમાં ઈખ્લાસ એક અલગ વસ્તુ છે અને નમાઝ પછી પોતાની હાજતની માંગણી કરવી અલગ વસ્તુ છે. હદીસ શરીફમાં છે કે જયારે કોઈ મુસીબત આવી જાય તો નમાઝ તરફ મુતવજ્જેહ થઈ જાઓ. (સૂરએ તાહા : ૨૦, બુખારી : ૧ / ૧૨ હદીસ નં. ૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) જો ઈમામ પાંચમી રકાત માટે ઊભા થાય અને મુકતદી ઈકતિદા ન કરે તો શું હુકમ છે ?

**સવાલ (૬૩૯) :** ઝોહરની ફર્ઝ નમાઝમાં ઈમામ સાહેબ ચોથી રકાતમાં બેસ્યા નહીં પાંચમી રકાતને ચોથી રકાત સમજી ઊભા થઈ ગયા, અમુક મુકતદીઓએ પાછળથી લુકમો પણ આપ્યો, પરંતુ ઈમામ સાહેબ ઊભા થઈ ગયા, અહીં સુધી કે પાંચમી રકાત પણ મુકમ્મલ પઢાવી દીધી. હવે થયું એ કે અમુક મુકતદીઓએ ઈમામની પેરવી કરી અને અમુક લોકો ચોથી રકાતના કાયદામાં બેસી ગયા અને છેલ્લે સલામ ફેરવી દીધી, હવે સવાલ એ કે ચોથી રકાત પર બેસવાવાળાઓની નમાઝ દુરુસ્ત થઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે મુકતદી બેસી રહયા, તેમની પણ નમાઝ દુરુસ્ત થઈ નથી, ફરીથી પઢવી

જરૂરી છે. (શામી : ૧ / ૪૫૭, બહરુર્રાઈક : ૨ / ૧૭૯ થી ૧૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) સુન્નત નમાઝમાં એ રીતે નિય્યત કરવી કે "હું અલ્લાહના રસૂલ (સલ.)ના નામની નમાઝ પઢું છું"

**સવાલ (૬૪૦) :** એક ઔરત દરેક નમાઝની સુન્નતોમાં એવી નિય્યત કરે છે કે "નિય્યત કરું છું હું નમાઝની, નમાઝ પઢું હું અલ્લાહના વાસ્તે, ચાર રકાત સુન્નત નમાઝ, અલ્લાહના રસૂલના નામની." ઔરતનો અકીદો છે કે સુન્નત તો સરકારે દો આલમ (સલ.) ની છે, તો નિય્યતમાં પણ સુન્નતની નિસ્બત રસૂલુલ્લાહ(સલ.) ની તરફ કરવી જોઈએ ? શું આ રીતે નિય્યત કરવી શિર્ક છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તેનાથી મુરાદ એ છે કે હું નમાઝ રસૂલુલ્લાહ (સલ.) ની સુન્નતની હેસીયતથી પઢું છું, તો કોઈ વાંધો નથી. પરંતુ જો તેની "ચાર રકાત નમાઝ સુન્નત, રસૂલુલ્લાહના નામની" થી મુરાદ એ છે કે આ ચાર રકાત અલ્લાહના રસૂલ ( સલ.) ની ઈબાદત માટે પઢું છું, તો શિર્ક છે. પરંતુ તેમના આ જુમ્લાથી કે "વાસ્તે અલ્લાહના" આ મુરાદનો ઈન્કાર થાય છે. મતલબ કે જે મુરાદ હશે તે પ્રમાણે હુકમ લાગુ પડશે. (અલ અશબાહ વન્નઝાઈર : ૧૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) નમાઝમાં માત્ર બે આયતો પઢવી

**સવાલ (૬૪૧) :** ઈમામ સાહેબે તરાવીહ પછી વિત્રની ત્રીજી રકાતમાં સૂરએ ફાતિહા પછી સૂરએ બલદની આખરી બે આયતો પઢી, રૂકૂઅ કર્યો અને નમાઝ પૂરી કરી તો એક સાહેબે કહયું કે વિત્રની નમાઝ અદા થઈ નથી. જેથી વિત્રની નમાઝ લોટાવવામાં આવી. હવે સવાલ એ છે કે પહેલી વાર પઢેલી વિત્રની નમાઝ અદા થઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૂરએ બલદની આખરી બે આયત "વલ્લઝીન કફરૂ"થી પઢી, તો નમાઝ દુરસ્ત થઈ ગઈ. ફરીથી પઢવાની જરૂરત નથી. (રદ્દુલ મહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૪૬)

એ અલગ વાત છે કે કોઈ પણ સુરતની છેલ્લી બે આયતો પઢવી યોગ્ય નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) રૂકૂઅ બાબતે ફુકહાનું લખાણ "نصبِساق" નો મતલબ

**સવાલ (૬૪૨) :** રૂકૂઅ બાબતે ફુકહાના લખાણોમાં " نصبِساق" નો શબ્દ મળે છે. ( મરાકિયુલ ફલાહ : ૯૯) અને احنائهما تشبه القوس مكروه (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૪૯૪) આ ઈબારતમાં પણ મળે છે કે તો આ બન્ને વાકયોનો મતલબ શું છે ? ઘૂંટણોને સીધા રાખી સખત (ટાઈટ) કરવામાં આવશે. અથવા કિબ્લા તરફ ઘૂંટણોના આગળના ભાગને આગળ વધારવામાં આવશે. મહેરબાની કરી સ્પષ્ટતા ફરમાવશો કે ઘૂંટણોને આગળ કિબ્લા તરફ વધારવાની સૂરતમાં 'અહનાઅ' (ઘૂંટણો વાળવા) નો ખ્યાલ સ્પષ્ટ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઘૂટણોને સખત કરી પુશ્ત સીધી રાખવામાં આવે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૯૪)) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) તશહ્હુદમાં શહાદતની આંગળીનું વર્તુળ કયાં સુધી બાકી રાખવામાં આવે ?

**સવાલ (૬૪૩) :** તશહ્હુદમાં શહાદતની આંગળી વર્તુળ બનાવી ઉઠાવવામાં આવે છે, સવાલ એ છે કે વર્તુળને આ જ હાલત પર સલામ ફેરવ્યા સુધી બાકી રાખવું સુન્નત છે અથવા વર્તુળ બનાવીને તરત ખોલી દેવું જોઈએ ? એક માણસ કહે છે કે વર્તુળને તરત ખોલી નાંખવું જોઈએ. આ હાલતમાં સાચી વાત શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આંગળીઓનું વર્તુળ સલામ સુધી બાકી રાખવું સુન્નત છે. (મુસ્લિમ : ૧ / ૨૧૬, હદીસ નં. ૧૧૫ – ૫૮૦) માટે આંગળીના વર્તુળને સલામ સુધી બાકી રાખવા બાબતે સુન્નત કહેનારની વાત સાચી અને દુરુસ્ત છે. બીજું કથન એ છે કે વર્તુળ બનાવી ઈશારો કરે, પછી તરત વર્તુળ છોડી દે આ પણ એક કથન છે, પરંતુ ફતવો આના પર નથી. (રદ્દુલ મુહતાર : ૧ / ૫૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ભીડના કારણે આગલી સફના મુસલ્લીના પગ પર સિજદો કરવો

**સવાલ (૬૪૪) :** મક્કા શરીફમાં હરમ શરીફમાં હજના દિવસોમાં ભીડ વધારે હોય

છે. જેના કારણે અમુક વખતે ત્યાં એ નોબત આવે છે કે એક માણસ ઊભો થઈને નમાઝ પઢી રહયો હોય છે તો તેના સિજદો કરવાની જગ્યાએ જ બીજો માણસ ઊભો હોય છે, હવે સિજદો કરતી વખતે પાછળવાળા નમાઝીનો સિજદો આગળવાળા નમાઝીના પગ પર અથવા બન્ને પગની વચમાં થાય છે, તો આ સૂરતમાં નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દર્શાવેલ સૂરતમાં ખૂબ જ ભીડ અને જગ્યાની તંગીને કારણે જો નમાઝીના પગ પર અથવા પગની વચ્ચે અને તેની પીઠ પર સિજદો કરવો પડે તો પણ નમાઝ દુરુસ્ત થઈ જશે. (મરાકિયુલ ફલાહ : ૨૩૨, નહરુલ ફાઈક : ૧ / ૨૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) સલામ ફેરવવાનો સુન્નત તરીકો

**સવાલ (૬૪૫) :** સલામ ફેરવવાનો સુન્નત તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સલામ ફેરવવાનો મસ્નૂન (સુન્નત) તરીકો આ છે કે "અસ્સલામુ અલયકુમ વ રહ્મતુલ્લાહ" કેહતા પોતાના ચેહરાને જમણી તરફ એટલો ફેરવે કે પાછળવાળા મુકતદી તેના ચેહરાનો જમણી તરફવાળો ભાગ જોઈ લે અને સલામ ફેરવવામાં જયારે મુકતદી ઈમામના બરાબરમાં પાછળ હોય તો તે પોતાના ઈમામ, બન્ને તરફના મુકતદીઓ, બન્ને તરફના ફરિશ્તાઓ અને બન્ને તરફના નેક જિન્નાતોની નિય્યત કરે અને જો ઈમામના જમણે – ડાબે હોય તો જે તરફ ઈમામ હોય, એ તરફ (દર્શાવેલ તમામ વસ્તુઓની નિય્યત સાથે) ઈમામની નિય્યત કરે અને જે બાજુ ઈમામ ન હો, એ બાજુ (ઈમામના સલામની) નિય્યત કરવાની જરૂરત નથી. અને ઈમામ બન્ને બાજુની સલામમાં પોતાના મુકતદીઓ, ફરિશ્તાઓ અને નેક જિન્નાતની નિય્યત કરે અને મુકતદીઓ બન્ને સલામમાં માત્ર ફરિશ્તાઓની નિય્યત કરે અને એકલો નમાઝ પઢનાર માત્ર ફરિશ્તાઓની નિય્યત કરે. (શામી : ૧ / ૪૯૩, બહરુર્રાઈક : ૧ / ૩૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) સિજદામાં પોતાના બંને હાથને જમીન પર પાથરી દેવા

**સવાલ (૬૪૬) :** સિજદામાં બન્ને હાથોને જમીન પર પાથરી દેવા કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સિજદામાં બન્ને હાથ જમીન પર બિછાવી દેવા મકરૂહ છે, સિજદાનો મસ્નૂન તરીકો એ છે કે બન્ને હાથની આંગળીઓ કિબ્લા તરફ રાખવામાં આવે, પેટને જાંઘો (સાથળો) થી અલગ, બન્ને હાથોને પડખા (કૂખ) થી અલગ, અને બન્ને હાથોની કોણીઓને જમીનથી ઊંચી રાખવામાં આવે. (બહરુર્રાઈક : ૧ / ૩૩૫– ૩૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) જુમ્આની નમાઝમાં વુઝૂ તુટી જાય તો શું કરે ?

**સવાલ (૬૪૭) :** જુમ્આની નમાઝમાં કોઈ મુકતદીનું વુઝૂ તુટી ગયું, વુઝૂ કરીને આવ્યા પછી ઈમામ બીજી રકાત પઢાવી રહયા હતા. ત્યાર પછી ઈમામે સલામ ફેરવી તો હવે શું કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત વ્યકિતએ ઈમામની પાછળ નમાઝ પૂરી પઢવાની નિય્યતે ઈકતિદા કરી હતી, એટલા માટે પૂછેલ મસ્અલામાં વુઝૂ કર્યા પછી તે ઈમામને બીજી રકાતમાં જુએ અથવા છેલ્લા કાઅદામાં કે સજદએ સહવ પછી આખરી કઅદામાં જુએ, તો શૈખેન (રહ.)ની નજીક તે જુમ્આની નમાઝ પૂરી કરશે.

(અલ–જવહરૂન્નય્યરહ : ૧ / ૯૨, મુખ્તસર કુદૂરી : ૪૦)

જો ઈમામે સલામ ફેરવી પણ દીધી હોય, તો પણ તે જુમ્આની નમાઝ પઢશે, કારણ કે તે શરૂઆતમાં ઈમામની સાથે શરીક હતો, માટે તે વુઝૂ પછી બાકી રહેલ રકાત પઢશે. તેને ફુકહાની પરિભાષામાં 'બિનાએ સલાહ" કહેવામાં આવે છે. પરંતુ શરત એ છે કે એ દરમિયાન તેણે વાતચીત કરી ન હોય અને કોઈ નમાઝને તોડનાર કામ કર્યુ ન હોય. જો તેણે નમાઝને તોડનાર કોઈ કામ કર્યુ છે તો બિના (એટલે કે જે રૂકનથી નમાઝમાંથી વુઝૂ કરવા ગયો છે તે રૂકનથી નમાઝને શરૂ કરવી) કરવાની ઈજાઝત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૯૩ – ૯૪)

બિના કરવાની સૂરતમાં બાકી રહેલ રકાત કિરાઅત વગર મુકમ્મલ કરશે, એટલા માટે કે તેણે પોતાની નમાઝ ઈમામ સાથે પૂરી કરવાનો ઈરાદો કર્યો હતો, પરંતુ તે મજબૂરીના કારણે પૂરી કરી શકયો નહીં માટે તે માણસ જુમ્આ જ પઢશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) મુકતદીના અમુક મસ્અલા

**સવાલ (૬૪૮) :** (૧) શું મુકતદી (ઈમામની પાછળ નમાઝ પઢનાર) માટે નમાઝની શરૂઆતથી લઈ અંત સુધીની તમામ તકબીરો કહેવી જરૂરી છે.

(૨) ઈમામ અલ્લાહુ અકબર કહીને રૂકૂઅ કે સિજદામાં જાય તો શું મુકતદીઓએ પણ અલ્લાહુ અકબર (તકબીર) કહેવી જરૂરી છે ?

(૩) તકબીરે તહરીમા (પ્રથમ તકબીર) પછી મુકતદીએ માત્ર ષના પઢી ખામોશ થઈ જવું જોઈએ, કે અઉઝૂ બિલ્લાહ.... બિસ્મિલ્લાહ..... પણ પઢવી જોઈએ ?

(૪) બીજી, ત્રીજી અને ચોથી રકાતમાં ઈમામ સાહેબ સિજદામાંથી ઊભા થાય, તો કિયામમાં મુકતદીઓએ ચુપ રહેવું જોઈએ કે બિસ્મિલ્લાહ.... પઢવી જોઈએ ?

(૫) જયારે ઈમામ સાહેબ રૂકૂઅમાંથી ઊભા થઈ સમિઅલ્લાહુ લિમન હમિદહ કહે, તો મુકદીઓએ માત્ર રબ્બના લકલ્ હમ્દ કહેવું કે બન્ને કહેવું જોઈએ ?

(૬) જયારે ઈમામ સાહેબ સલામ ફેરવે તો શું મુકતદીઓએ પણ અસ્સલામુ અલયકુમ ..... કહેવું જરૂરી છે ?

(૭) દરેક રકાતમાં તકબીર (અલ્લાહુ અકબર) તસ્મીઅ (સમિઅલ્લાહુ લિમન્ હમિદહ) અને તહમીદ (રબ્બના લકલ હમ્દ) વગેરેમાં ઈમામ પોતાની ઝુબાનથી આ શબ્દો બોલે, તો મુકતદીઓએ સાથે કહેવું જોઈએ કે ઈમામના કહયા પછી ?

(૮) ફજરની બે રકાત સુન્નત પઢવાથી ફજરની જમાઅત છુટી જવાનો ખતરો છે તો ફજરની નમાઝ પછી તરત અદા કરી શકીએ છીએ કે નહીં ? જો તરત અદા કરી શકતા નથી તો કયા સમયે અદા કરવી જોઈએ ?

અસરની ચાર રકાત સુન્નત નમાઝ છુટી ગઈ તો તેને કયારે પઢવી જોઈએ ?

ફજર અને અસરની નમાઝ પઢયા પછી સુન્નત પઢવા માટે કેવી રીતે નિય્યત કરવી પડશે ?

(૯) જે ગામમાં જુમ્આની નમાઝ દુરુસ્ત નથી, તે ગામમાં એક માણસે આગ્રહ કર્યો કે જુમ્આની નમાઝ શરૂ કરવામાં આવે, પરંતુ તેની વાત માન્ય રાખવામાં આવી નહીં, હવે તે માણસ પાંચ વખતની નમાઝ એકલો જ પઢે છે,

જમાઅત સાથે પઢતો નથી, તો આનું શું કરવું જોઈએ ?

જયારે તેને સમજાવવામાં આવ્યો કે જુમ્આની નમાઝ અહીં થઈ શકતી નથી અને જુમ્આ પઢવાથી ઝોહરના સવાબથી પણ મહરૂમી થાય છે, તો તે જવાબ આપે છે કે જુમ્આ નથી થતી તો પછી ઈદની નમાઝ પણ સહીહ ન થવી જોઈએ ? તમે ઈદની નમાઝ કેમ પઢો છો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) તકબીરે તહરીમા ફર્ઝ છે, બાકી તકબીરો સુન્નત છે.

(રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૪૨)

(૨) રૂકૂઅ અને સજદાની તકબીર તેમજ બીજી તકબીરો સુન્નત છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૨)

(૩) માત્ર ષના પઢીને ખમોશ રહે, અઉઝૂબિલ્લાહ અને બિસ્મિલ્લાહ તે પઢશે જેને કિરાઅત પઢવાની હોય. (એટલે કે ઈમામ અને એકલો નમાઝ પઢનાર)

(ફતાવા કાઝીખાન : ૧ / ૮૭ – ૮૮)

(૪) ખામોશ ઊભા રહેવું, મુકતદીએ કંઈ પણ પઢવાનું નથી.

(બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૪૭૩)

(૫) મુકતદીએ માત્ર રબ્બના લકલ્ હમ્દ કહેવું, સમિઅલ્લાહુ લિમન્ હમિદહ નહી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૪૫)

(૬) આખરી કાઅદામાં તશહ્હુદ પઢી શકાય એટલી વાર બેસવું ફર્ઝ છે, (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૧) અને અસ્સલામુ અલયકુમ બે વખતે કહેવું વાજિબ છે." વરહ્મતુલ્લાહ" કહેવું વાજિબ નથી. એટલા માટે ઈમામે જયારે કે અસ્સલામુ અલયકુમ કહી દીધું, ત્યાર પછી મુકતદીએ ઈકતિદા કરી તો ઈકતિદા – અનુસરણ સહીહ નહીં થાય. (દુર્રુલ મુખ્તાર : ૧ / ૫૨૪ – ૫૨૬)

(૭) ઈમામથી પહેલા કહેવાથી ગુનેહગાર થશે, માટે ઈમામ પછી કહેવું જોઈએ. (દુર્રુલ મુખ્તાર : ૧ / ૫૨૪ – ૫૨૬)

(૮) ફર્ઝ નમાઝ પઢી લીધી, તો પછી સુન્નતની કઝા નથી. (માત્ર ફજરની સુન્નતમાં મતભેદ છે કે તેમાં કઝા બાદમાં કરવામાં આવશે કે નહીં, જો કરવામાં આવી, તો ફજરની સુન્નત ગણાશે અથવા અલગથી નફલ.)

(બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૬૪૩)

(૯) તે માણસનું કહેવું સાચું છે કે જયાં જુમ્આ સહીહ નથી, ત્યાં ઈદની નમાઝ પણ સહીહ નહીં થાય. પરંતુ તેની વાત અમાન્ય રાખી અને જુમ્આ ન પઢવાની સુરતમાં તેને પાંચ વખતની નમાઝની જમાઅત છોડવી ન જોઈએ. પૂછેલી સૂરતમાં જમાઅત છોડવાનો ગુનોહ થશે. જે લોકો પર જુમ્આ વાજિબ નથી, તેમને ઝોહર પઢવી જરૂરી છે. માટે તે માણસને સમજાવવામાં આવે, કારણ કે તે જમાઅત છોડશે તો ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) સિજદામાં જતી વખતે પહેલા બન્ને ઘૂંટણો, પછી હાથ, નાક, કપાળ રાખે અને ઉઠતી વખતે એની વિરૂદ્ધ કરે

**સવાલ (૬૪૯) :** સિજદામાં જતી વખતે પહેલા જમણો ઘૂંટણ પછી ડાબો ઘૂંટણ, પછી જમણો હાથ, પછી ડાબો હાથ અને સિજદાની હાલતમાં બન્ને પગ મિલાવી રાખવા અને ઉઠતી વખતે તેનાથી વિરૂદ્ધ કરવું સુન્નત છે કે મુસ્તહબ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત તરીકો સુન્નત છે, સિજદામાં જતી વખતે બધાથી પહેલા બન્ને ઘૂંટણો, પછી નાક, પછી કપાળને જમીન પર મૂકવામાં આવે, આ સુન્નત છે અને ઉઠતી વખતે પહેલા પેશાની, નાક, હાથ પછી ઘૂંટણોને ઉઠાવવા સુન્નત છે, પરંતુ કોઈ ઉઝર (મજબૂરી) ના કારણે પહેલા બન્ને હાથ જમીન પર રાખે તો પણ જાઈઝ છે. (શામી : ૧ / ૪૯૭ – ૪૯૮, – આલમગીરી : ૧ / ૭૫) બન્ને પગ મિલાવવા ઔરતો માટે મસ્નૂન છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) સિજદામાં પહેલા ઘૂંટણો જમીન પર મૂકવા

**સવાલ (૬૫૦) :** નમાઝ દરમિયાન સિજદામાં જતી વખતે સૌથી પહેલા ઘૂંટણો જમીન પર મૂકવામાં આવે. શું આ કોઈ હદીસથી સાબિત છે ? આ બાબતે અલ્લાહના રસૂલ (સલ.) નો અમલ શું હતો ? જે લોકો સજદામાં જતી વખતે પહેલા હાથ, પછી ઘૂંટણો મૂકે છે, તેમનું કહેવું છે કે હદીસમાં આ રીતે વર્ણન છે કે ઊંટની જેમ બેસો, એટલે કે જે રીતે ઊંટ પોતના આગલા પગ જમીન પર પહેલા મૂકે છે, પછી પાછળના પગ, એ રીતે નમાઝમાં હાથ, પછી ઘૂંટણો જમીન પર રાખવામાં આવે. માટે જો સિજદામાં જતી વખતે પહેલા હાથ મૂકવામાં આવે તો તેમાં કોઈ

વાંધો કે ખરાબી છે ? એવું કરવું સુન્નતના વિરુદ્ધ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સિજદામાં જતી વખતે સૌથી પહેલા ઘૂંટણો જમીન પર મૂકવામાં આવે, કારણ કે ઘૂંટણો જમીનથી વધારે નજીક છે, પછી હાથ, પછી પેશાની બન્ને હાથના વચમાં રાખવી જોઈએ. આપ (સલ.)નો અમલ પણ આ જ પ્રમાણે હતો. હઝરત વાઈલ બિન હિજ્ર (રદિ.) થી મરવી છે, તેઓ ફરમાવે છે કે

رأیت رسول اللہ ﷺاذا سجد یضع رکبتیه قبل یدیه، واذانهض رفع یده قبل رکبتیه،

(તિરમિઝી : ૧ / ૧૬, હદીસ નં. ૨૬૮)

અને કબીરીમાં છે :

ویضع رکبتیه أولا ، ثم یدیه، ثم وجهه بین کفیه علی الارض (۳۱۲)

મજમઉલ અન્હુર : ૧ / ૯૮ પર લખ્યું છે :

(ویسجد) مجاز أی یمیل الی السجدة (فیضع) علی الأرض (رکبتیه) ویقدم الیمنی علی الیسری والفاء لعطف المفصل علی المجمل ( ثم یدیه) أی یضع یده الیمنی ثم الیسری (ثم) یضع (وجهه بین کفیه ضاما أصابع یدیه)

પરંતુ કોઈ તકલીફ હોય અથવા કમજોરી હોય, તો મજબૂરીના દરજામાં પહેલા હાથ મૂકવા જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) ડયૂટી દરમિયાન નમાઝ કઈ રીતે અદા કરવામાં આવે ?

**સવાલ (૬૫૧) :** હું એક રેલવે સ્ટેશન પર "સ્ટેશન માસ્ટર"ની નોકરી કરું છું, જયારે મારી સાંજની ડયૂટી હોય છે તો અસર અને મગરિબ કઝા થઈ જાય છે, બીજી નમાઝો પણ જમાઅત સાથે પઢવાનો મોકો નથી મળતો. સાંજ સિવાય બીજા વખતની ડયુટીમાં પણ નમાઝ કઝા થઈ જાય છે. હવે હું ડયૂટી દરમિયાન ૧૫ – ૨૦ મિનિટ કાઢીને ઘરે નમાઝ પઢવા જાઉં છું તો નમાઝ પઢતા પઢતા મારું ધ્યાન સ્ટેશન તરફ ચાલ્યું જાય છે. અમુક વખતે તો એવું થાય છે કે નમાઝ શરૂ જ કરું અને માણસ બોલાવવા આવી જાય છે કે ચાલો ટ્રેન આવી રહી છે, સિગ્નલ આપવાનો છે.

બીજી વાત કે આ રીતે સમય કાઢીને ઘડી ઘડી ઘરે જવું, ખયાનત – વિશ્વાસઘાત થાય છે. જો હું ઓફિસમાં નમાઝ પઢું છું તો કયારેક ફોનની ઘંટડી વાગે છે અને દિમાગ એ તરફ ચાલ્યું જાય છે. જેનાથી ખુશૂઅ અને ખૂઝૂઅ ખતમ થઈ જાય છે. તેમજ મને એ વહેમ પણ થાય છે કે હું લોકોને દેખાડવા માટે નમાઝ પઢું છું. એક વાત એ પણ છે કે ઓફિસના કામને છોડી અન્ય કામોમાં મશ્ગુલ થવું ખયાનત છે. એટલા માટે નોકરીના સમયે ઓફિસમાં હાજરી જરૂરી છે. માટે આપથી નમ્ર વિનંતી છે કે વખતસર નમાઝ પઢવાનો કોઈ તરીકો મને બતાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારે ઓફિસમાં વુઝૂ અને મુસલ્લા સાથે તૈયાર રહેવું જોઈએ અને વખત મળતા જ તરત ફર્ઝ, વાજિબ, સુન્નતે મુઅક્કિદા નમાઝો અદા કરી લેવી જોઈએ. (ઈબ્ને માજહ : ૨૯૨, હદીસ નં. ૪૦૩૭) દેખાડાનો જે વિચાર આવે છે તે શૈતાનનો ધોકો છે, તે વિચાર દિમાગમાંથી કાઢી નાંખો. (મુઅત્તા માલિક : ૧ / ૧૦૦ હદીસ : ૩)

નમાઝ માટે થોડો સમય કાઢવાને તમે ખયાનત સમજો છો, આ બાબતે ખુલાસો એ છે કે નોકરી સમયે તમે કુદરતી હાજત માટે જાઓ છો, સમય કાઢીને અથવા આગળ – પાછળ કરીને તમે ખાઓ – પીઓ છો. એ જ રીતે જો તમે ઓફિસમાં નમાઝ પઢશો, તો દસ – બાર મિનિટમાં તમે ફારિગ થઈ જશો. પરંતુ એ વાતનો ખ્યાલ રહે કે તમારી જે જવાબદારી છે તેમાં ખલેલ ન પડે એ રીતે વખત જરા આગળ – પાછળ કરી લેવામાં આવે. (કવાઈદે ફિકહિય્યહ : ૮૯)

ફર્ઝ, વાજિબ અથવા સુન્નતે મુઅક્કિદા પઢતી વખતે ફોનની ઘંટડી વાગતી હોય અને તેનો જવાબ આપવો જરૂરી હોય તો તમે નમાઝ છોડી જવાબ પણ આપી શકો છો, માટે નમાઝમાં મોડું કરવું અથવા કઝા કરી દેવી નમાઝની રૂહ અને ખુશૂઅ ખુઝૂઅને ખત્મ કરવી છે. આ રીતે કરવું જાઈઝ નથી. ચેકીંગ કરનાર જો સમજદાર હશે તો તે તમને આ રીતે ઓફિસમાં નમાઝ પઢતા જોઈને ખૂશ થશે અને કોઈ કાયદાકીય પગલાં પણ નહીં લે અને જો ઓફિસર તમને નમાઝ માટે વખત આપવાની ના પાડે છે, તો પછી આવી નોકરી કરવી જાઈઝ નથી. (બુખારી : ૨ / ૧૦૭૭, હદીસ નં. ૭૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) ઈમામ સાહેબનું ફર્ઝ નમાઝ વખતે અમામો બાંધવો

**સવાલ (૬૫૨) :** જો ઈમામ સાહેબ માત્ર ફર્ઝ નમાઝ પઢાવવા માટે અમામો બાંધે

છે તો તેનો હુકમ શું છે ? શું તેમાં ઈમામની નિય્યતનો કોઈ દખલ ખરો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઈમામ અમામો પહેરવાને જરૂરી સમજે અથવા લોકોના દબાવથી બાંધે, તો બિદઅત ગણાશે, અને જો એ નિય્યતે અમામો બાંધવામાં આવે કે અલ્લાહ તઆલા સામે ઊભો થઈ રહયો છું, જેથી રસૂલુલ્લાહ (સલ.) ની સુન્નતનું અનુસરણ કરી અમામો બાંધી ઊભો થાઉં છું તો આ જાઈઝ છે. (બહરૂર્રાઈક : ૧ / ૪૬૮) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) મુસલ્લાને બંધ કરવાની રીત

**સવાલ (૬૫૩) :** મારી પત્ની થોડું પઢેલી – ભણેલી છે તેનું કહેવું છે કે મુસલ્લો સીધો બંધ કરવો સુન્નત છે, શું આ વાત સાચી છે ? આ બાબતે શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાબે નબીએ કરીમ (સલ.) અને સહાબા (રદિ.) ની આદત હતી કે તેઓ મુસલ્લા વગર જ નમાઝ પઢતા હતા. (અબૂદાવૂદ : ૧ / ૫૮, હદીસ નં. ૩૯૯) અને આ જ અફઝલ છે. (ફત્હુલ બારી : ૩ / ૧૯) પરંતુ નબીએ કરીમ (સલ.) થી મુસલ્લાનો ઉપયોગ સાબિત છે. ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે આપ (સલ.) મસ્જિદમાં હતા, ત્યાંથી જ ફરમાવ્યું કે મારો મુસલ્લો (જે ઘરમાં હતો) આપી દો, મેં કહયું : કે મને માસિક આવે છે (મુસલ્લો આપવા માટે હાથ કેવી રીતે લંબાવું ?) તો આપ (સલ.) એ ફરમાવ્યું કે તમારી હૈઝનો અસર તમારા હાથમાં નથી. (એટલે કે આપ (સલ.) તે વખતે એ'તેકાફમાં હતા એટલા માટે હાથ કમરા (રૂમ)માંથી મસ્જિદમાં લાંબો કરવો પડતો હતો એટલા માટે ફરમાવ્યું કે તેમાં કોઈ વાંધો નથી.) (મુસ્લિમ : ૧ / ૧૪૩, હદીસ નં. ૧૧ – ૨૯૮)

હદીસે પાકમાં મુસલ્લા માટે "ખમરહ" શબ્દનો ઉપયોગ થયો છે, જે ચટાઈ અથવા ઘાસનો બનેલો હોય છે. (મિન્હાઝ શર્હે સહીહ મુસ્લિમ : ૩ / ૨૦૯) પરંતુ બીજી રિવાયતોથી કપડાનો મુસલ્લો પણ સાબિત છે. (બુખારી : ૧ / ૫૫, હદીસ નં. ૩૮૦)

ટૂંકમાં મુસલ્લો બંદ કરવો સુન્નત છે કે નહીં ? અને કેવી રીતે બંધ કરવો સુન્નત છે ? આ બાબતે કોઈ જગ્યાએ ચર્ચા મળી નથી. હા, એને બંધ કરવામાં કઈ સુરત બહેતર છે, તો તેનો જવાબ મુસલ્લાની બનાવટ અને નમાઝની જગ્યા પર

આધારિત છે. માટે મુસલ્લો જો એવી વસ્તુથી બન્યો છે, જે સીધો જ બંધ કરવામાં આવે, નીચે તરફથી બંધ કરવામાં નુકસાન થવાનો ભય છે તો સીધો બંધ કરવો જોઈએ અને કોઈ (જાડી–કડક) વસ્તુમાંથી બનાવવામાં આવ્યો છે, જેમ કે ચટાઈ વગેરે તો તેને ખુલ્લો રહેવા દેવો બહેતર છે. કારણ કે બંધ કરવામાં નુકસાન થવાનો ખતરો છે અને જો કપડા વગેરેનો છે, તો નીચેથી બંધ કરવો જોઈએ જેથી સીધો ભાગ મેલો ન થાય.

જે જગ્યાએ મુસલ્લો પાથરવામાં આવ્યો છે, તે જગ્યા જો ગંદી અથવા પાણી વગેરેથી પલળેલી (ભીની) છે અને નીચેથી ઉપર તરફ બંધ કરવામાં નીચેનો કચરો મુસલ્લા સાથે લાગી જવાનો ભય હોય તો આવી સૂરતમાં ઉપરથી નીચેની તરફ બંધ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) નમાઝ દરમિયાન બે પગના વચ્ચે ચાર આંગળીનું અંતર રાખવું

**સવાલ (૬૫૪) :** તાલીમુલ ઈસ્લામ : ભાગ : ૩ માં પઢયું છે કે નમાઝમાં બે પગ દરમિયાન ચાર આંગળીઓ જેટલું અંતર રહેવું જોઈએ. ઉપરાંત ઘણા લોકો આવું જ કહે છે, તો હવે સવાલ છે કે શું નમાઝની હાલતમાં બે પગની વચ્ચે ચાર આંગળીઓથી વધારે અંતર રાખી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝમાં યોગ્ય એ છે કે બે પગની વચ્ચે ચાર આંગળીઓ જેટલું અંતર હોય, કારણ કે આવું કરવું નમ્રતા અને આજીજીમાં વધારો કરે છે, માટે ચાર આંગળીઓ જેટલું અંતર રહેવું જોઈએ.

وینبغی ان یکون بینهما مقدار اربع اصابع الید لأنه اقرب الی الخشوع،
هکذا روی عن ابی نصر الدبوسی انه کان یفعله کذا فی الکبیری

(શામી : ૧ / ૪૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) નમાઝ દરમિયાન વુઝૂ તૂટી જાય તો ?

**સવાલ (૬૫૫):** હું ઈમામ સાથે ફર્ઝ નમાઝ પઢી રહયો હતો, નમાઝ દરમિયાન કોઈ કારણસર મારું વુઝૂ તુટી ગયું. મેં કોઈની સાથે વાતચીત કર્યા વગર સીધા જઈને

વુઝૂ કરી લીધું અને ફરીથી જમાઅત સાથે જોડાઈ ગયો તો શું મારે છુટેલી રકાતો ફરીથી અદા કરવી પડશે કે પછી ઈમામની સાથે સલામ ફેરવી દેવી જાઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો નમાઝમાં નાપાકી પેશ આવી જાય, તો બહેતર એ છે કે નવેસરથી નમાઝ પઢી લેવામાં આવે, પરંતુ જો કોઈ પઢેલી નમાઝ પછી પણ પોતાની નમાઝ ચાલુ રાખવા ચાહે તો તેને શરીઅતની પરિભાષામાં "બિના" કહેવાય છે.

(ઈબ્ને માજહ : ૮૫, હદીસ નં. ૧૨૨૧)

તેના માટે ફુકહાએ બે તરીકા લખ્યા છે : ૧ તરીકો એ છે કે જે રકાતો ઈમામ સાથે પઢવાની રહી ગઈ હોય, તેને પહેલા કિરાઅત વગર અદા કરી લે. બીજો તરીકો એ છે કે ઈમામ સાથે નમાઝમાં શરીક થઈ જાય, અને ઈમામની સલામ ફેરવ્યા પછી બાકી રહેલી રકાતો કિરાઅત વગર અદા કરી લે.

મજમઉલ અન્હુર : ૧ / ૧૧૪ માં લખ્યું છે :

وفى شرح الطحاوى يشتغل أولا بقضاء ماسبقه الامام بغيرقراءة لأنه لاحق ثم يقضى آخر صلاته ولو تابع الامام او لا جاز ويقضى مافاته لأن ترتيب افعال الصلاة ليس بشرط عندنا

આ બંને રીતોમાંથી જે પ્રમાણે નમાઝ અદા કરવામાં આવે દુરુસ્ત થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) ઈમામનું 'સમિઅલ્લાહુ લિમન્ હમિદહ' કહયા પછી થોડું થોભવું

**સવાલ (૬૫૬) :** એક ઈમામ સાહેબ જયારે રૂકૂઅમાંથી ઉઠે છે તો "સમિઅલ્લાહુ લિમન હમિદહ" કહયા પછી થોડું થોભી જાય છે, જેનાથી સ્થાનિક મુકતદીઓ સિવાય નવા મુકતદીઓ ઈમામથી આગળ થઈ જાય છે. તો શું ઈમામ સાહેબનું આ રીતે થોભવું સહીહ છે ? વહેલી તકે જવાબ આપવા વિનંતી.

બીજી વાત કે તે ઈમામ દાઈ પણ છે અને દાવતો તબ્લીગની ફિકર તેમની નસે નસમાં લોહીને જેમ દોડે છે, અને તે ઈમામત છોડી દેવાનું વિચારી રહયા છે. પરંતુ મુકતદીઓ કોઈ પણ રીતે તેમને છોડવા તૈયાર નથી. મુકતદીઓ તેમનાથી ખૂશ છે, તેમજ અમારા ઈલાકાના ઝિમ્મેદારો અને કાઠિયાવાડના ઝિમ્મેદારોનો

મશ્વેરો પણ એ જ છે કે તેઓ ઈમામત ચાલુ રાખે, કારણ કે તેમની ઈમામતથી દીનનો ઘણો ફાયદો થાય છે અને નવા નવા યુવાનો દાવતો તબ્લીગના કામથી જોડાય છે અને ઈમામ સાહેબ પણ ઈમામતને છોડવા પર સંપૂર્ણ મુત્મઈન – સંતુષ્ટ નથી, માટે આ બાબતે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ઈમામ મુત્તકી અને પરહેજગાર છે, દીનનું કામ સારી રીતે કરી રહયા છે, અને લોકો તેમનાથી ખૂશ છે, તો આવા ઈમામને ઈમામતમાંથી ન તો કાઢવા જોઈએ અને ન તો તેમને છુટા થવા દેવા જોઈએ. જો તેમની કોઈ જરૂરત અથવા માંગ હોય તો મસ્જિદવાળાઓએ તેને પૂરી કરવાની ફિકર કરવી જોઈએ.

ઈમામ સાહેબનું "સમિઅલ્લાહુ લિમન હમિદહ" પછી થોભવાનું શું કારણ છે ? જો તેમની ઝુબાનમાં લુકનત (થોભીને બોલવાની આદત) છે, તો મજબૂરી છે અને જો જીભમાં લુકનત નથી તો ઈમામ સાહેબે પોતાની ગલતીને સુધારી લેવી જોઈએ. (ફતાવા મહમૂદિય્યહ : ૫ / ૫૭૦) મુકતદીઓનું ઈમામથી પહેલા રૂકૂઅ અને સિજદામાં ચાલ્યા જવા પર અલ્લાહના રસૂલ (સલ.) એ વઈદ બયાન કરી છે કે તેમનું માથું ગધેડા જેવુ બની જશે. (બુખારી : હદીસ નં. ૬૯૧) માટે મુકતદીઓએ કોઈ પણ રૂકનમાં ઈમામથી આગળ વધવાથી બચવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن أبي مسعود الانصارى، قال قال رسول الله ﷺ: يَؤُمُّ القَوْمَ أَقْرَؤُهُمْ لِكِتابِ اللهِ، فإنْ كانُوا في القِراءَةِ سَواءً، فأَعْلَمُهُمْ بالسُّنَّةِ، فإنْ كانُوا في السُّنَّةِ سَواءً، فأَقْدَمُهُمْ هِجْرَةً، فإنْ كانُوا في الهِجْرَةِ سَواءً، فأَقْدَمُهُمْ سِلْمًا، وَلا يَؤُمَّنَّ الرَّجُلُ الرَّجُلَ في سُلْطانِهِ، وَلا يَقْعُدْ في بَيْتِهِ على تَكْرِمَتِهِ إلّا بإذْنِهِ. قالَ الأَشَجُّ في رِوايَتِهِ: مَكانَ سِلْمًا سِنًّا.

**તર્જુમો :** હઝરત અબૂ મસ્ઉદ અન્સારી (રદિ.)નું કથન છે કે, આપ (સલ.) નું ફરમાન છે : સૌથી વધુ કિતાબુલ્લાહ (કુર્આન) પઢનાર લોકોને ઈમામત કરાવે, જો પઢવામાં બધા સમાન હોય તો સુન્નતે રસૂલ (સલ.)નો સૌથી વધુ જાણકાર, જો તેમાં પણ સમાન હોય તો સૌ પ્રથમ હિજરત કરનાર, જો તેમાં પણ સમાન હોય તો સૌથી પહેલાં ઈસ્લામ લાવનાર, અને ખબરદાર ! કોઈની હુકૂમતમાં ઈમામત ન કરે અને ન તો તેના ઘરમાં તેની પરવાનગી વગર મસ્નદ (પ્રતિષ્ઠિત જગ્યા) પર બેસે.

(મુસ્લિમ : ૧ / ૨૩૬, ૬૭૩)

# ઈમામતનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# ઈમામતનું બયાન

## (૧) એવા માણસને ઈમામ બનાવવો, જે નમાઝના ફરાઈઝ પણ જાણતો ન હોય

**સવાલ (૬૫૭) :** અમારા ઈમામ સાહેબને એ પણ ખબર નથી કે નમાઝની શરતો અને તેના ફર્ઝો કેટલા છે ? તો તેને ઈમામ બનાવનાર ઝિમ્મેદારો ગુનેહગાર થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવો માણસ કે જે નમાઝના મસ્અલા પણ જાણતો ન હોય તેની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે, અન્ય આલિમોની મૌજૂદગીમાં આવા માણસને ઈમામ બનાવનાર ઝિમ્મેદારો ગુનેહગાર થશે. (શામી : ૧ / ૫૫૯, રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) નમાઝમાં એવા માણસની ઈકતિદા – પૈરવી કરવી જેની કિરાઅત સહીહ ન હોય

**સવાલ (૬૫૮) :** એક સાહેબ છે, જે ખૂબ જ અમાનતદાર અને બુઝુર્ગ છે, તેમણે માત્ર કુર્આન નાઝિરહ અને થોડું ઉર્દૂ – અરબી પઢયું છે. પરંતુ સંપૂર્ણ આલિમ નથી, અને કાયદેસરથી કિરાઅત પણ તેમણે શીખી નથી, જેના કારણે કુર્આન શરીફ પઢતી વખતે તેમના હુરૂફ સહીહ અદા થતા નથી. તો તેમની પાછળ નમાઝ પઢવી કેવું છે ? કોઈ ખરાબી તો પેદા નહી થાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તે ઈમામ કિરાઅતમાં એવી ભૂલો કરે કે જેનાથી અર્થ જ બદલાય જાય, હાલાંકે મુકતદીઓમાં કોઈ અન્ય માણસ હોય કે જે સારી રીતે કિરાઅત પઢી શકે છે, તો આવા ઈમામની પાછળ નમાઝ પઢવી જાઈઝ નથી. પરંતુ જો તે એવી ભૂલો કરે છે કે અર્થ બદલાતો નથી, તો તેની ઈકતિદા (પાછળ નમાજ પઢવી) મકરૂહ છે, કારણ કે બહેતર અને સહીહ પઢનારો મૌજૂદ છે, (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૫ – ૮૬, ૧

/ ૮૧)) જો કે જમાઅતથી નમાઝ પઢવાનો સવાબ મળી જશે. બલકે જો આવા ઈમામને છૂટો કરવાની તાકત ન હોય તો નમાઝમાં ખરાબી અને કરાહત પણ નહીં આવે કારણ કે આવી સૂરતમાં મુકતદી મજબૂર ગણાશે.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૨)

હા, જો આવા જ બીજા મુકતદીઓ પણ હોય, અને કોઈ સિહત સાથે કિરાઅત કરનાર હાજર ન હોય તો નમાઝ કરાહત વગર દુરુસ્ત છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કાયમી ઈમામની ગેર હાજરીમાં હંગામી ઈમામની નિય્યત કેવી રીતે કરે ?

**સવાલ (૬૫૯) :** પાંચ વખતની નમાઝનો કાયમી ઈમામ જો કોઈ કારણસર હાજર ન હોય, અને નમાઝનો વખત થઈ જાય, તેણે કોઈને નમાઝ પઢાવવાનું કહયું હોય તો હવે તેના માટે નમાઝ પઢાવવાનો તરીકો શું છે ? તે નિય્યત કેવી રીતે કરશે ? નિય્યતના શબ્દો કયા હશે ? બયાન ફરમાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ પઢાવવાનો અસલ હક "કાયમી ઈમામ"ને છે. જો તે કોઈને નમાઝ પઢાવવાનું કહે છે તો તેની ઈજાઝત છે. આ નક્કી કરેલા ઈમામ માટે નમાઝની કોઈ ખાસ નિય્યત જરૂરી નથી. બલકે તે માત્ર એ વાતની નિય્યત કરે કે કઈ નમાઝ પઢાવી રહયો છે. અલબત્ત જો તેની ઈકતિદામાં ઔરત પણ હોય, તો આ નિય્યત કરશે કે હું મર્દો અને ઔરતોને નમાઝ પઢાવું છું, જો ઈમામે ઔરતની ઈમામતની નિય્યત ન કરી તો ઔરતોનું ઈકતિદા કરવું દુરુસ્ત થશે નહીં.

(મજમઉલ અન્હુર : ૧ / ૧૧૧)

નિય્યત દિલથી પાકો ઈરાદો કરવાને કહે છે. ઝબાનથી બોલવું જરૂરી નથી. પરંતુ હાલમાં ઉલમાએ કિરામે અવામની ગફલતને ધ્યાનમાં લઈ ઝુબાનથી નિય્યતના શબ્દો અદા કરવાને મુસ્તહબ ઠેરવ્યું છે. ઉપરાંત એટલા માટે પણ કે ઝુબાનનો દિલ સાથે લગાવ થઈ જાય. નિય્યત આ પ્રમાણે છે : અલ્લાહના માટે હું ઝોહરની ચાર રકાત પઢું છું બસ આટલું કહી તકબીરે તહરીમા (અલ્લાહુ અકબર) કહી હાથ બાંધી લે. (હિદાયા : ૧ / ૯૬, દુર્રે મુખ્તાર : ૧ / ૪૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ભીખથી તૌબા કરનાર ફકીરનું નમાઝમાં ઈમામ બનવું

**સવાલ (૬૬૦) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે :

હું એક ફકીરનો છોકરો છું, હું તબ્લીગી જમાઅત સાથે જોડાઈ ગયો છું, અને મેં લોકો પાસે ભીખ માંગવાનું બંધ કરી દીધું છે. આ વાતને ૨૦ વર્ષ થઈ ગયા. હું મય્યિતને ગુસલ પણ આપું છું, જયારે હું ભીખ માંગતો હતો તે વખતે તો લોકો મારી પાછળ ફર્ઝ નમાઝ ન પઢતા હતા. પરંતુ અમારા ગામના મૌલાનાએ મસ્અલો બતાવ્યો કે જે માણસ મય્યિતને ગુસલ આપતો હોય તેની પાછળ ફર્ઝ નમાઝ અદા થતી નથી. શું આ વાત સાચી છે ? વિગતવાર જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો. અત્યારે મેં ભીખ માંગવાનું છોડી દીધું છે. તો શું હું નમાઝ પઢાવી શકું છું કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલા રોજીનો માલિક છે, એટલા માટે રોજી અલ્લાહ પાસે જ માંગવી જોઈએ. લોકો પાસે માંગવાનું છોડીને તમે ઘણું સારુ કામ કર્યુ છે. અલ્લાહ તઆલા તમને આના ઉપર અડગતા નસીબ ફરમાવે.

(મુસ્લિમ : ૧ / ૩૩૪, હદીસ નં. ૧૦૯ – ૧૦૪૪)

જે માણસે આ મસ્અલો બતાવ્યો છે કે મય્યિતને ગુસલ આપનારની પાછળ ફર્ઝ નમાઝ સહીહ નથી, તે અજ્ઞાની છે. તેને સાચા મસ્અલાની ખબર નથી. મસ્અલો એ છે કે જો ગામમાં વધારે લોકો હોય તો મય્યિતને ગુસલ આપવું ફર્ઝે કિફાયા છે, અને જો એક જ માણસ હોય તો તેના માટે મય્યિતને ગુસલ આપવું ફર્ઝે ઐન છે. (અલ મબ્સૂત : ૨ / ૫૮, બહરુર્રાઈક : ૧ / ૬૮) અને ફર્ઝે કિફાયા અને ફર્ઝે ઐનને અદા કરવાથી સવાબ મળે છે. ગુનોહ નથી થતો. કે જેને કારણે તેની પાછળ નમાઝ ન થાય. હાં, ફર્ઝે કિફાયા વખતે ગુસલ આપવાના પૈસા લેવા જાઈઝ છે અને ફર્ઝે ઐન વખતે ગુસલ આપવાના પૈસા લેવા જાઈઝ નથી. મય્યિતને ગુસલ આપવું સવાબનું કામ છે, હઝરત અબૂ શફીઅ (રહ.) ફરમાવે છે કે નબી (સલ.) નું ફરમાન છે. જે માણસ મય્યિતને ગુસલ આપે અને તેના ઐબને છુપાવે તો અલ્લાહ તઆલા તેના ચાલીસ મોટા ગુનાહ માફ કરી દેશે. (તબરાની કબીર : ૧ / ૩૧૫ હદીસ નં. ૯૨૯)

બીજી રિવાયતમાં છે કે અલ્લાહ તઆલા ચાલીસ વખતે તેને માફ ફરમાવી દેશે. (મુસ્તદરક હાકિમ : ૧ / ૫૦૫ હદીસ નં. ૧૩૦૭)

હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું

કે જે માણસ મય્યિતને ગુસલ આપે, તે ગુનાહોથી એવી રીતે પાક થઈ જાય છે જાણે કે તે આજે જ પોતાની માંના પેટથી પેદા થયો છે.

(મુઅજમુલ અવસત : ૪ / ૪૮, હદીસ નં. ૩૫૭૫)

હઝરત અબૂ ઉમામા (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ.)નું ફરમાન છે : કે જે માણસ મય્યિતને ગુસલ આપે અને તેના એબોને છુપાવે તો અલ્લાહ તઆલા એવા માણસના ગુનાહોને માફ ફરમાવી દેશે.

(મુઅજમુલ કબીર : ૮ / ૨૮૧, હદીસ નં. ૮૦૭૮)

આ પ્રકારની બીજી રિવાયતો હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત આઈશા (રદિ.)થી રિવાયત કરેલી છે.

(તરગીબ તરહીબ : ૩ / ૧૫૫ – ૧૫૬ હદીસ નં. ૨૨૮૦ – ૨૨૮૨)

ઉપરોકત હદીસોથી સાબિત થઈ ગયું કે મય્યિતને ગુસલ આપવું સવાબનું કામ છે, કારણ કે ગુસલ આપનારને મોતની યાદ આવશે, દિલ નરમ થશે, તૌબા અને ઈસ્તિગ્ફારની તૌફીક થશે. માટે જે માણસ મય્યિતને ગુસલ આપે છે, તે નમાઝમાં ઈમામ બની શકે છે. પરંતુ શર્ત કે વુઝૂ, ગુસલ અને નમાઝના મસાઈલ જાણતો હોય અને કુર્આનની સૂરતો (હિફઝ) યાદ હોય, તો ફર્ઝ, નફલ અને બન્ને ઈદોની નમાઝમાં તેને ઈમામ બનાવવો જાઈઝ છે. જે માણસે ઉપરોકત મસ્અલો બયાન કર્યો છે તે બિલ્કુલ ખોટો છે તેના પર બિલ્કુલ અમલ કરવામાં ન આવે. (ફતાવા હિન્દિય્યહ : ૧/૮૩, તોહફતુલ ફુકહા : ૧ / ૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) શાફિઈ ઈમામની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૬૬૧) :** અમારા ગામની મસ્જિદમાં હનફી ઈમામ છે, ગઈ કાલે તેમની ગેરહાજરીમાં મુઅઝ્ઝિને "જે શાફિઈ છે" નમાઝ પઢાવી અને પાછળ બધા મુકતદીઓ હનફી હતા, તો આ હનફીઓની શાફિઈ ઈમામની પાછળ નમાઝ કરાહત વગર સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો શાફિઈ ઈમામ, હનફી મઝહબની રિઆયત કરતા હોય, એ રીતે કે તે એ વસ્તુઓથી બચતા હોય જે હનફી મસ્લક પ્રમાણે નમાઝને ફાસિદ કરનારી છે, દા.ત. હનફીઓને ત્યાં મોઢું ભરીને ઉલ્ટી કરવાથી વુઝૂ તુટી જાય છે, તો તે તેનો ખ્યાલ

રાખતા હોય કે આવું થવા પર વુઝૂ કરી લેતો હોય, તો હનફીઓની નમાઝ તેની પાછળ કરાહત વગર થઈ જશે. તેમાં કોઈ શંકા કરવાની જરૂરત નથી. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૩) મુંબઈમાં જામેઅ મસ્જિદના ઈમામ શાફિઈ મસ્લકના છે, એ રીતે મક્કા શરીફ અને મદીના શરીફના ઈમામો પણ હમ્બલી અને માલિકી છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) વિત્રની નમાઝમાં હનફી માણસનું શાફિઈની ઈકતિદા કરવી

**સવાલ (૬૬૨) :** અમે અહીંયા દુબઈમાં શાફિઈ ઈમામની પાછળ તરાવીહ પઢીએ છીએ, તરાવીહ પછી વિત્રનો સમય થાય છે તો હનફી લોકો સહેનમાં અલગથી જમાઅત કરી વિત્ર અદા કરે છે. શાફિઈ ઈમામની પાછળ વિત્ર નથી પઢતા, તો સવાલ એ છે કે હનફી હઝરાતનું શાફિઈ ઈમામની પાછળ વિત્રની નમાઝ પઢવી દુરુસ્ત છે કે નહીં ? ઉમ્મીદ છે કે ખુલાસાવાર અને દલીલો સાથે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ની નજીક વિત્રની ત્રણ રકાત એક સલામથી પઢવી વાજિબ છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૨૭૦, રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૪) અને ઈમામ શાફિઈ (રહ.) ની નજીક વિત્રને બે સલામ સાથે પઢવી સુન્નત છે. અને શવાફેઅમાં અમુક વિત્રને એક સલામ સાથે પઢવાનું પણ કહે છે. (રવઝતુત્તાલીબીન : ૧ / ૩૨૮)

આ જ કારણે દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે જો કોઈ શાફિઈ મસલક ઈમામ વિત્રને એક સલામથી પઢે છે, તો હનફીનું તેની ઈકતિદા કરવું દુરુસ્ત છે. નહીં તો (એટલે કે બે સલામથી પઢતો હોય) તો હનફી માણસની નમાઝ દુરુસ્ત ન થશે. :

(وصح الاقتداء فيه) ففى غيره أولى ان لم يتحقق منه ما يفسدها فى الأصح (بشافعى) مثلا ( لم يفصله بسلام) لا ان فصله ( على الأصح)

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૪૪)

માટે તમારા ઈમામ સાહેબ જો એક સલામથી વિત્ર પઢાવતા હોય તો અલગથી જમાઅત કરવાની તેમજ એકલા વિત્ર પઢવાની જરૂરત નથી. તેમની જ ઈત્તિબામાં વિત્ર પઢી લેવી જોઈએ અને જો બે સલામથી પઢાવતા હોય તો અલગથી

પઢી લે. (બહરુર્રાઈક : ૨ / ૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭)અમરદ (જેની દાઢી અને મુંછ હજુ નીકળી ન હોય તે)ની ઈમામતનો હુકમ

**સવાલ (૬૬૩) :** જો છોકરાની ઉમર ૧૬ – ૧૭ વર્ષની થઈ ગઈ હોય, પરંતુ તેની દાઢી અને મુંછ ન નીકળી હોય, એટલે કે તે અમરદ હોય તો શું તેની ઈમામત જાઈઝ છે ? જો તે તરાવીહ પઢાવે તો તરાવીહ દુરુસ્ત થશે કે નહી ? અથવા અમરદની પાછળ નમાઝ પઢવી દુરુસ્ત નથી ? વિગતે જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝ નમાઝો અને તરાવીહ વગેરેમાં ઈમામત માટે ઈમામનું બાલિગ હોવું શર્ત છે. (હિદાયા : ૧ / ૫૭) એટલા માટે જો છોકરાની ઉમર ૧૬ – ૧૭ વર્ષની છે, તો તેની પાછળ નમાઝ દુરુસ્ત છે, જયારે કે ઈમામતની બીજી શરતો તેમાં મૌજૂદ હોય, (ફતાવા મહમૂદિયહ : ૬ / ૩૧૪–૩૧૫) હા, ઈમામતમાં એ તરતીબની રિઆયત કરવી જોઈએ, જે હદીસે પાકથી સાબિત છે. (મુસ્લિમ : ૧ / ૨૩૬, હદીસ નં. ૨૯૦ – ૬૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) એવા ઈમામની પાછળ ફર્ઝ નમાઝ પઢવી જેની દાઢી નીકળી નથી.

**સવાલ (૬૬૪) :** એક માણસ અકલમંદ, બાલિગ, મસાઈલનો જાણકાર અને કુર્આન મજીદ સિહતથી પઢે છે, પરંતુ તેની દાઢી નીકળી નથી તો શું એવા માણસની પાછળ ફર્ઝ નમાઝ પઢવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઉમરના આધારે તે બાલિગ છે અને હજુ દાઢી નથી આવી તો તેની ઈમામત સહીહ અને દુરુસ્ત છે. એ જ રીતે જે માણસને કુદરતી દાઢી જ ન આવી હોય તેની પણ ઈમામત સહીહ છે. ઈમામત જાઈઝ હોવા માટે દાઢીનું નીકળવું શરત નથી બલકે શરત એ છે કે ઈમામ બાલિગ હોય, નાબાલિગની ઈમામત દુરુસ્ત નથી. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર: ૧/૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) પંદર વર્ષના છોકરાની ઈમામત

**સવાલ (૬૬૫) :** એક છોકરાની ઉમર ઈસ્લામી તારીખ પ્રમાણે ૨૬ શવ્વાલના

રોજ પંદર વર્ષની થઈ જશે, તો શું આ છોકરો આવતી રમઝાનમાં તરાવીહ અને ફર્ઝ નમાઝો પઢાવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈકતિદા સહીહ હોવા માટે હનફી મસ્લક પ્રમાણે ઈમામનું બાલિગ હોવું જરૂરી છે, જો બાલિગ હોવાની નિશાનીઓ છોકરામાં જણાતી ન હોય તો પંદર વર્ષ પુરા થતા બાલિગનો હુકમ લગાવવામાં આવશે, માટે આપના લખવા મુજબ ઈમામતની ગુંજાઈશ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૦)

પરંતુ ઈમામત જો કે એક મહત્વપૂર્ણ જવાબદારી છે, એટલા માટે ઈમામ અબૂ હનીફા (રહ.)ની નજીક કોઈ એવા માણસને ઈમામ બનાવવો બહેતર છે, જે આલિમ સુન્નત પર અમલ કરનાર હોય અને મસ્અલાઓનો જાણકાર હોય, માટે દર્શાવેલ બાળકને સુન્નત અને નફલ નમાઝો વગેરેમાં ઈમામ બનાવવામાં આવે. એ જ રીતે તરાવીહ માટે પણ કોઈ સુન્નતો પર અમલ કરનાર આલિમ મળી જાય તો બહેતર છે, નહીં તો ઉપરોકત છોકરો ઉમરના આધારે બાલિગ હોવાના કારણે પઢાવે, તો જાઈઝ છે. શરઈ એતેબારથી કોઈ વાંધો નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૫૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) પંદર વર્ષનો છોકરો તરાવીહ પઢાવી શકે છે કે નહીં ?

**સવાલ (૬૬૬) :** એક છોકરાની ઉમર પંદર વર્ષની થઈ ચુકી છે, પરંતુ હજુ સુધી બાલિગ હોવાની નિશાનીઓ તેનામાં જાહેર થઈ નથી, તો શું આવો છોકરો તરાવીહ પઢાવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પંદર વર્ષ પુરા થઈ ગયા હોય, પરંતુ તેનામાં બાલિગ હોવાની નિશાનીઓ જાહેર ન થઈ હોય તો પણ આવા છોકરા માટે તરાવીહ પઢાવવી જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ૧૩-૧૪ વર્ષના નાબાલિગ છોકરાની ઈમામત

**સવાલ (૬૬૭) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતિયાને ઈઝામ આ

મસ્અલા કે કોઈ છોકરાની ઉમર ૧૩ કે ૧૪ વર્ષ દરમિયાન છે, હજુ સુધી તે બાલિગ થયો નથી, શું તે લોકોને ફર્ઝ નમાઝમાં ઈમામત કરાવી શકે છે ? જો તે હાફિઝ હોય તો તરાવીહની નમાઝ પઢાવી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

૧૩ – ૧૪ વર્ષના છોકરામાં બાલિગ થવાની નિશાનીઓ જાહેર થઈ ગઈ હોય, દા.ત. મૂંછ અને દાઢીના વાળ, અથવા દૂંટીની નીચેના વાળ નીકળી આવ્યા હોય, તો તે બાલિગ છે, નહીં તો નહીં. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૬ / ૧૫૩) જો કોઈ નિશાની જાહેર ન થઈ હોય અને એહતિલામ (વિર્ય સ્ખલન) પણ ન થયું હોય તો તે નાબાલિગ છે, હાં, પંદર વર્ષ પૂરા થઈ જાય તો બાલિગ ગણાશે. ભલે પછી કોઈ નિશાની જાહેર ન થઈ હોય.

નાબાલિગ છોકરો બાલિગ થવાની નજીક હોય, તો પણ તેના માટે તરાવીહમાં બાલિગ લોકોને ઈમામત કરાવવી જાઈઝ નથી. આ જ સહીહ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) છોકરા અને છોકરીની બાલિગ થવાની ઓછામાં ઓછી ઉમર

**સવાલ (૬૬૮) :** મારો ભાઈ રિયાઝુદ્દીન આ વર્ષે રમઝાનમાં અમારા ગામ ઉનમાં તરાવીહ, ફર્ઝ અને વિત્રની નમાઝો, ઈમામ સાહેબની પરવાનગી અને ખૂશીથી પઢાવે છે, તેની જન્મ તારીખ : ૧૦ / ૩ / ૧૯૬૮ ઈસ્વી છે, અંગ્રેજી તારીખના આધારે પહેલી રમઝાન સુધી તેની ઉમર ૧૭ વર્ષ અને ૨ માસ અને ૧૦ દિવસ હતી. અમુક લોકો તેને નાબાલિગ સમજે છે અને ઘણા લોકો વાંધો પણ ઉઠાવે છે કે આ છોકરો તરાવીહ તો પઢાવી શકે છે પરંતુ ફર્ઝ અને વિત્ર નમાઝ નહી.

સવાલ એ છે કે માણસ બાલિગ કયારે થાય છે ? શું ત્યારે કે જયારે મુંછના વાળ આવી જાય ? અને મારો ભાઈ રિયાઝુદ્દીન આ વર્ષે તરાવીહ પઢાવી શકે છે કે નહીં ? મહેરબાની કરી ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરાની બાલિગ થવાની ઉમર ઓછામાં ઓછી ૧૨ વર્ષ છે. તંદુરસ્તી સારી હોય અને ખોરાક સારો હોય, તો ૧૨ વર્ષમાં બાલિગ થઈ શકે છે. એટલા માટે શરઈ શકયતા છે કે ૨૫ વર્ષની ઉમરમાં માણસ દાદા અને સાડા બાર વર્ષની ઉમરમાં પિતા

બની જાય. કારણ કે ગર્ભની ઓછામાં ઓછી મુદ્દત ૬ મહીના છે.

એ જ રીતે એ વાતની પણ સંભાવના છે કે નવ (૯) વર્ષમાં છોકરી બાલિગ થઈ જાય, સાડા નવ વર્ષમાં માં બની જાય અને ઓગણીસ વર્ષની ઉમરમાં નાની બની જાય. (સૂરએ લુકમાન : ૧૪, સુરએ અહકાફ : ૧૫, ઈનાયહ શર્હે હિદાયા : ૪ / ૩૬૩)

જો છોકરાને વિર્ય સ્ખલન ન થતું હોય તો તે પંદર વર્ષની ઉમરમાં બાલિગ માનવામાં આવશે, આપના લખાણ મુજબ આપના ભાઈની ઉમર ૧૭ વર્ષની છે. માટે તે બાલિગ છે, ફર્ઝ નમાઝ માટે બીજી લાયકાત (શરઈ શરતો) હોય તો તેની ઈમામત જાઈઝ છે, લોકોનું સવાલ કરવું અને વાંધો ઉઠાવવો સહીહ નથી. (અલ–ઈખ્તિયાર લિતઅ્લીલિલ્ મુખ્તારઃ ૨/૯૫ – ૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ઔરતનું નમાઝમાં ઈમામ બનવું

**સવાલ (૬૬૯) :** જો કોઈ ઔરત નમાઝમાં ઈમામ બને અને તેની પાછળ તેના ઘરની ઔરતો નમાઝ પઢતી હોય તો તેમની સાથે કોઈ મર્દ જમાઅતમાં શરીક થઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર ઓરતોની જમાઅત મકરૂહે તહરીમી છે, એટલા માટે જો કોઈ મર્દ હાજર હોય અને જમાઅત સાથે નમાઝ પઢવાની જરૂરત હોય તો મર્દ ઈમામત કરાવે. (મુઅજમુલ અવસત : ૫ / ૩૫, હદીસ નં. ૪૬૦૧) ઔરતને ઈમામ બનાવવામાં ન આવે. જો કયાંક ઔરતોની જમાઅત થતી હોય અને ઔરત જ ઈમામત કરાવી રહી હોય તો મર્દ માટે તેની ઈકતિદા કરવી જાઈઝ નથી. (ખુલાસતુલ ફતાવા : ૧ / ૧૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) મર્દનું ફકત ઔરતોની ઈમામત કરાવવી

**સવાલ (૬૭૦) :** જમાઅતની નમાઝમાં માત્ર એક મર્દ ઈમામ હોય એ સિવાય બીજો મર્દ ન હોય અને પાછળ (માત્ર) ઔરતો ઈકતિદા કરે તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાછળ મહરમ ઓરતો : માં, બહેન વગેરે હોય તો જાઈઝ છે, એકલી ગેર મહરમ ઔરતોની ઈમામત કરવી મકરૂહ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) બીજા મુકતદીના આવવા પર જાતે ઈમામનું આગળ વધી જવું

**સવાલ (૬૭૧) :** (૧) ઈમામની સાથે માત્ર એક મુકતદી ઈમામની જમણી તરફ હતો, જયારે બીજો મુકતદી આવ્યો તો તે પાછળ હટયો નહીં, જેના કારણે ઈમામ સાહેબ જાતે આગળ ચાલ્યા ગયા તો આ રીતે ઈમામ સાહેબનું આગળ ચાલ્યા જવાથી નમાઝ ફાસિદ થશે કે નહીં ?

(૨) મુકતદીનું કહેવું છે કે ઈમામ સાહેબ જયારે સિજદાની જગ્યાએથી આગળ ચાલ્યા જાય, તો તેનાથી નમાઝ ફાસિદ થઈ જાય છે, જેથી ઈમામે ફરીથી નમાઝ પઢાવી તો બન્ને નમાઝોમાંથી કઈ નમાઝ દુરુસ્ત થશે ?

(૩) જો ઈમામની સાથે એક જ મુકતદી હોય, પછી બીજા મુકતદીના આવવાની જાણ થાય તો ઈમામે આગળ જવું જોઈએ કે નહીં ? જો આગળ જવાની ઈજાઝત છે તો તેની શું શરત છે ?

(૪) જો પહેલી નમાઝ દુરુસ્ત થઈ ગઈ હોય તો બીજી વાર પઢેલી નમાઝથી કોઈ ગુનોહ તો નહીં થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) બાદમાં આવનાર મુકતદી પહેલાથી ઈકતિદા કરનારા માણસને આગળથી પાછળ ખેંચી લે અને બન્ને ઈમામની પાછળ ઊભા થઈને નમાઝ અદા કરે આ સુન્નત તરીકો છે. પરંતુ જો મુકતદી મસ્અલો જાણતો ન હોય અને ઈમામ જાતે આગળ વધી જાય અને બન્ને મુકતદી પાછળ ઊભા રહે, તો આ સૂરત પણ જાઈઝ છે. સફબંદી સુન્નત તરીકા પ્રમાણે થઈ ગઈ, માટે ઈમામના આગળ વધી જવાથી તેણે કોઈ ખોટુ કામ નથી કર્યુ. માટે નમાઝ ફાસિદ નહીં થાય. બલકે સુન્નત તરીકા પ્રમાણે થઈ. (શામી : ૧ / ૫૩૧, મુસ્લિમ : ૨ / ૪૧૭, હદીસ નં.૩૦૧૦)

(૨) સિજદાની જગ્યા સુધી જવું જોઈતું હતું, પરંતુ જો તેનાથી આગળ પણ વધી ગયા તો પણ નમાઝ ફાસિદ નહીં થાય.

(શામી : ૧ / ૫૩૧, મુસ્લિમ : ૨ / ૪૧૭, ૩૦૧૦)

(૩) બહેતર એ છે કે બાદમાં આવનાર માણસ પાછળ ઊભો થાય અને પહેલો મુકતદી પાછળ હટી જાય, અથવા આવનાર માણસ તેને પાછળ ખેંચી લે, નહીં તો ઈમામ જાતે આગળ વધી જાય. (શામી : ૧ / ૫૩૧, મુસ્લિમ : ૨ / ૪૧૭)

(૪) ઈલ્મ હાસિલ કરવામાં કોતાહી અને ગફલતનો ગુનોહ થશે. જે રકાતો સહીહ થઈ ગઈ તે ફર્ઝ ગણાશે. ઉલમાનો આ વિશે વિવિધ કારણોસર મતભેદ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) મશ્ક (પ્રેકટીસ) કરેલી સૂરતો જ નમાઝમાં પઢવી

**સવાલ (૬૭૨) :** ઘણા ઈમામો અમુક સૂરતોની મશ્ક (પ્રેકટીસ) કરી લે છે અને તેને જ વારંવાર પઢે છે, શું આ દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ છે, પરંતુ બીજી સુરતોને પણ પઢવી જોઈએ, પરંતુ તેના કારણે નમાઝમાં કોઈ નુકસાન નહીં આવે, હા, જો મશ્ક કરેલી સુરતોને વારંવાર પઢવાના લીધે લોકો એ સમજવા લાગે કે આ જ સૂરતોને પઢવી જરૂરી છે અથવા જાતે ઈમામ એ સૂરતોને પઢવી જરૂરી સમજતો હોય તો મકરૂહ છે. જો આસાની અને સહૂલત માટે પઢે છે તો કોઈ વાંધો નથી. (શામી : ૧ / ૫૦૮, રદ્દુલ મુહતાર : ૧ / ૫૪૪)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) અમામા વગર નમાઝ પઢવી

**સવાલ (૬૭૩) :** શું ઈમામ સાહેબો માટે અમામો બાંધવો જરૂરી છે ? (અને) અમામા (પાઘડી) વગર નમાઝ પઢવી મકરૂહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

يَٰبَنِيٓ ءَادَمَ خُذُوا زِينَتَكُمْ عِندَ كُلِّ مَسْجِدٍ وَكُلُوا وَاشْرَبُوا وَلَا تُسْرِفُوٓا

**તર્જુમો :** મસ્જિદે જતી વખતે શણગાર અપનાવો, એટલે કે સારી રીતે સારા કપડા પહેરી, સતર છુપાવી, પાક અને સ્વચ્છ હાલતમાં મસ્જિદમાં જાઓ અને શકય હોય તો ખૂશ્બૂ પણ લગાવો. (સૂરએ અઅ્રાફ : ૩૧)

એટલા માટે અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે કે લસણ, ડુંગળી ખાઈને અમારી મસ્જિદમાં કોઈ આવે નહીં, (બુખારી : ૧ / ૧૧૮, હદીસ નં. ૮૫૩) બીડી અને સિગારેટનો પણ આ જ હુકમ છે, તો બીડી અને સિગારેટ પીને મોઢાની વાસ દૂર કર્યા વગર મસ્જિદમા જવું મકરૂહે તહરીમી છે. આ જ હુકમમાં કસાઈ અને એવા મજૂરો પણ શામેલ છે જેમના કપડામાંથી દુર્ગંધ આવતી હોય. એટલે તેમના માટે તે

જ હાલતમાં મસ્જિદમાં આવવું મકરૂહ છે. કારણ કે તેનાથી નમાઝીઓને તકલીફ થશે.

તેથી ફુકહાએ કિરામ(રહ.)એ લખ્યું છે કે સામાન્ય કપડાંમાં નમાઝ પઢવી મકરૂહ છે અને સામાન્ય કપડાં એ છે જેને પેહરીને બુઝુર્ગો અને મિત્રોની મેહફિલમાં જતા શરમ આવતી હોય. (મરાકિયુલ્ ફલાહ : ૧૩૧)

આ વિગતથી એ વાતની ખબર પડી કે જો કોઈ માણસ અમામો (પાઘડી) બાંધ્યા વગર મિત્રોની મેહફિલમાં ન જતો હોય અથવા શેરવાની પહેર્યા વગર ન નીકળતો હોય, તો તેમનું શેરવાની પહેર્યા વગર અથવા અમામો બાંધ્યા વગર મસ્જિદમાં જવું મકરૂહ થશે અને જો કોઈ માણસ માત્ર ટોપી પહેરતો હોય અને આમ તૌર પર એ જ હાલતમાં મિત્રોની મેહફિલમાં આવતો જતો હોય તો માત્ર ટોપી પહેરીને મસ્જિદે જવું તેના માટે કરાહત વગર જાઈઝ છે. અમામો બાંધવો જરૂરી નથી અને આ હાલતમાં તેની પઢાવેલી નમાઝો કરાહત (ખરાબી) વગર જાઈઝ છે.( ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) ઈમામ સાહેબ અથવા મુદર્રિસનું બેલ બોટમ વાળા કપડા પહેરવા

**સવાલ ( ૬૭૪) :** (૧) ઈમામ સાહેબ નમાઝ પઢાવતી વખતે બેલ બોટમ વાળુ પેન્ટ પહેરીને નમાઝ પઢાવે છે તો તેમની પાછળ નમાઝ સહીહ છે કે નહીં ?

(૨) મકતબના ઉસ્તાદ "જે આલિમ અને હાફિઝ છે" તેમનું બેલ બોટમના કપડાં પહેરવા કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧ – ૨) નેક અને દીનદાર લોકો જે લિબાસ (પોશાક) પહેરતા હોય એવો લિબાસ પહેરવો મુસ્તહબ છે. બેલ બોટમવાળો લિબાસ જાઈઝ છે, હરામ નથી, નમાઝ સહીહ થઈ જશે. (ફત્હુલ મુલ્હિમ : ૪ / ૮૭) પરંતુ કૌમના રેહબરોએ આવો લિબાસ (પોશાક) પહેરવો જોઈએ નહીં. તેનાથી બચવું જોઈએ. ( મિરકાતુલ મફાતિહ : ૭ / ૨૭૮૩ હદીસ નં. ૪૩૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯)હનફી ઈમામનું શાફિઈ મસ્લક પ્રમાણે નમાઝ પઢાવવું

**સવાલ (૬૭૫) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલા બાબતે કે કોઈ હનફી ઈમામ, શાફિઈ મસ્લક પ્રમાણે નમાઝ પઢાવી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસ્લકના મુકલ્લીદ (અનુસરણ કરનાર) માટે જરૂરી છે કે તે દરેક મામલામાં અહનાફના મસ્લકની ઈકતિદા (પેરવી) કરે, આનું નામ તકલીદે શખ્સી (વ્યકિતગત અનુસરણ) છે, જે ઉલમાની સર્વસમંતિથી વાજિબ છે, તેની વિરૂદ્ધ અમુક બાબતોમાં ઈમામ શાફિઈ (રહ.) ના મસ્લક પર, અમુકમાં ઈમામ માલિક (રહ.) ના મસ્લક પર અને અમુકમાં ઈમામ અબૂ હનીફાના મસ્લક પર અમલ કરવો, જેને "તલફીક" (એટલે કે જે મસ્અલામાં પોતાને આસાની હોય તે ઈમામની ઈકતિદા કરવી) કહેવામાં આવે છે. જે ના જાઈઝ છે. કારણ કે જયારે કોઈ એક ઈમામની ઈકતિદા કરી લીધી તો હવે બીજા ઈમામોના મસ્લકને અપનાવવો હકીકતમાં ધર્મને પોતાની ઈચ્છાઓના તાબે બનાવવું છે. (ફતાવા ઈબ્ને સલાહઃ ૧/૮૭)

હાં, કોઈ મસ્અલામાં ઝરૂરતના સમયે મુકતદા અને મુજતહિદીન ઉલમાએ કિરામ પોતાના મસ્લકને છોડી અન્ય મસ્લક પર અમલ કરવાનો ફતવો આપે તો તેની ઈજાઝત છે, આ બાબતે વિગત માટે જુઓ હઝરત અકદસ થાનવી (રહ.)ની કિતાબ "અલ્ હીલતુન્નાજિઝહ".

ઉપરોકત વિગતથી આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે કોઈ હનફી ઈમામ માટે એ વાતની ઈજાઝત નથી કે તે ઈમામ શાફિઈના મસ્લક પ્રમાણે નમાઝ પઢાવે . ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) કિરાઅતમાં ગલતી (ભૂલ) નિંદા પાત્ર નથી

**સવાલ (૬૭૬) :** તારીખ ૨ / ૩ / ૧૯૮૩ સોમવારના રોજ મગરિબની નમાઝમાં અમારા ગામમાં ઈમામ સાહેબે સૂરએ બય્યિનહ (લમ્ યકુનિલ્લઝીન...) શરૂ કરી, પહેલી રકાતમાં પાંચ આયતો પઢીને રૂકૂઅમાં ચાલ્યા ગયા, હવે બીજી રકાતમાં છ્ટેલી આયતથી શરૂ કરવું જરૂરી હતું, પરંતુ ઈમામ સાહેબે છટ્ઠી આયતને છોડી સાતમી આયતથી બીજી રકાત શરૂ કરીને નમાઝ પૂરી કરી.

સવાલ એ છે કે એમાં ઈમામ સાહેબથી જે ભૂલ થઈ, તેનાથી કલામે પાકનું

અપમાન થયું કે નહી ? અને જે માણસ આટલી નાની સૂરતમાં ભૂલ કરી શકે છે, તેના પર શું ભરોસો ? અને શું આવો માણસ ઈમામતનો હકદાર છે કે નહીં ? હવાલા સાથે જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં નમાઝ થઈ જશે, કારણ કે નમાઝમાં સૂરએ ફાતિહા અને કમસે કમ ત્રણ આયતોનું પઢવું વાજિબ છે, અને ઈમામ સાહેબે ત્રણ આયતો પઢી લીધી છે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મહતાર : ૧ / ૫૩૭)

પૂછેલી સૂરતમાં કલામે પાકનું અપમાન નથી થયું, કારણ કે ઈમામ સાહેબથી એક આયત ભૂલથી છૂટી ગઈ હતી અને અલ્લાહના રસૂલ (સલ.) નો ઈર્શાદ છે :

رفع عن أمتي الخطاء والنسيان

**તર્જુમા :** મારી ઉમ્મતથી ખતાઓ અને ગલતીઓનો ગુનોહ ઉઠાવી લેવામાં આવ્યો છે. (ઈબ્ને માજહ, હાકિમ) (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૧૫)

એક વખતે નબીએ કરીમ (સલ.) થી તિલાવતમાં ભૂલ થઈ ગઈ, તો આપ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : "તમારામાંથી અમુક લોકો સારી રીતે પાકી હાસિલ કરતા નથી. તેની અસર મારા પર થાય છે. (નસાઈ શરીફ : ૨ / ૧૫૬, હદીસ નં. ૯૪૭)

જરા વિચારો ! જયારે મુકતદીથી ઉચ્ચ દરજાની પાકીમાં ઉણપ આવી ગઈ તો તેની અસર અલ્લાહના રસૂલ (સલ.)ની કિરાઅત પર પડી, તો વર્તમાન સમયમાં ભલા ઈમામ એનાથી કેવી રીતે મહફૂઝ રહી શકે છે, જયારે કે મુકતદીઓની સુન્નત પ્રમાણે શકલો સૂરત નથી, સુન્નતી લિબાસ નથી, અને પાકી અને તહારતની હાલત તો એ છે કે અલ્લાહ જ બહેતર જાણે છે. એવી હાલત છે કે બીડી અને સિગારેટ પીને લોકો મસ્જિદોમાં આવે છે. જેનાથી ફરિશ્તાઓને તકલીફ થાય છે, અને એકદમ નાના બાળકને લઈને મસ્જિદોમાં આવે છે જે મસ્જિદમાં આવી ધમાલ અને ઘોંઘાટ કરે છે અને તેમના વાલીઓ અને ઝિમ્મેદારો તેને રોકતા પણ નથી. તો આ ગેર શરઈ બાબતોના કારણે ઈમામ અને મુકતદિઓ પર શું કોઈ અસર નહીં પડે ? તેમ છતાં હાલત એ છે કે ઈમામને દોષી ગણવામાં આવે છે, તેમના પર આરોપો મુકવામાં આવે છે, અને તેમના પર લાનત કરવામાં આવે છે, જે બિલ્કુલ સહીહ નથી.

ત્રીજી વાત : કિરાઅતમાં ભૂલ ચુક થવી ઈમામની ઈમામતના હકદાર નથી એના પર દલાલત નથી કરતું. એટલા માટે કે અલ્લાહના રસૂલ (સલ.) થી પણ

કિરાઅતમાં અને બીજા અરકાનમાં ભૂલ થઈ છે, જેની વિગત હદીસની કિતાબોમાં મૌજૂદ છે. (બુખારી : ૧ / ૧૬૪, હદીસ નં. ૧૨૨૮) જો કે અલ્લાહના રસૂલ (સલ.)ને એટલા માટે ભૂલાવી દેવામાં આવ્યું કે જેથી આ સંબંધિત મસ્અલાઓમાં આપ (સલ.) નો અમલ શું હતો તેની ખબર પડે.

મતલબ કે પૂછેલી સૂરતમાં નમાઝ દુરુસ્ત થઈ ગઈ છે, ઉપરાંત ઈમામ સાહેબ ઈમામતને લાયક છે, ખોટી રીતે તેમને હેરાન કરવામાં ન આવે. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) નાયબ ઈમામની સંખ્યા કેટલી હોવી જોઈએ ?

**સવાલ (૬૭૭) :** એક મસ્જિદમાં કેટલા નાયબ ઈમામ રાખી શકાય છે ? ચાર કે પાંચ નાયબ ઈમામ રાખી શકાય કે નહીં. જવાબ આપી આભારી થશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતમાં નાયબ ઈમામની કોઈ નક્કી સંખ્યા નથી. જરૂરત પ્રમાણે જેટલા રાખવા હોય રાખી શકાય છે. મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓ પર આધાર છે. જો એક નાયબથી કામ ચાલી જતું હોય તો એક જ કાફી છે, નહીં તો બે – ત્રણ જેવી જરૂરત હોય, રાખી લે. કોઈ સંખ્યા નક્કી નથી. (કવાઈદુલ ફિકહ : ૮૯) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ખ્રિસ્તી સ્ત્રી સાથે નિકાહ કરનારની ઈમામત

**સવાલ (૬૭૮) :** જે માણસે ખ્રિસ્તી ઔરત સાથે નિકાહ કર્યા હોય તેની ઈમામત જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઈસાઈ સ્ત્રીનો આસ્માની કિતાબ મુજબ અકીદો હોય તો તેની સાથે નિકાહ કરવા જાઈઝ છે. (સૂરએ માઈદહ : ૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૮૧) અને જયારે નિકાહ જાઈઝ છે તો ઈમામત પણ જાઈઝ થશે. શરત એ છે કે ઈમામમાં ઈમામતની અન્ય શરતો પણ મૌજૂદ હોય. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ઈમામનું નિમણૂંક વખતે બિદઅતો સંબંધિત બધી શરતો મંજુર કરવી અને સુલેહ હુદૈબિયહથી સાબિત કરવું.

**સવાલ (૬૭૯) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે :

અમારા ગામનો માહોલ દીની એ'તેબારથી એવો છે કે જુમ્આના દિવસે ખુત્બો ઉર્દૂ અને અરબીમાં પઢવામાં આવે છે અને મય્યિતને દફન કર્યા પછી ચાલીસ કદમ પર ફાતિહા પઢવામાં આવે છે. પછી મય્યિતના ઘરે જઈને પણ ફાતિહા પઢવામાં આવે છે, અને મુહર્રમમાં પંચાયત અને ગામ લોકો પણ તાજિયા બનાવે છે અને દસ દિવસ સુધી મરષિયા ખ્વાની થાય છે, આ સિવાય ગામમાં મીલાદો પણ પઢવામાં આવે છે અને તેમાં ઊભા થઈ તાઝીમ કરે છે અને સલામ પઢે છે અને મુહર્રમમાં ત્રીજા દિવસે ત્રીજયું પણ કરે છે અને અગિયારમી શરીફમાં નિયાઝ વગેરે પણ થાય છે. હવે આ માહોલ વિરૂદ્ધ કોઈ શરઈ હુકમ બતાવે તો લડાઈ –ઝઘડો થવાનો ડર રહે છે અને કેટલીયે વખતે ઝઘડો થઈ ગયો છે. ગામવાળાઓએ એક આલિમ સાહેબને મદરસામાં તાલીમ આપવા અને મસ્જિદમાં ઈમામત માટે અમુક શરતો સાથે રાખ્યા છે. તે શરતો આ પ્રમાણે છે :

(૧) ઉર્દૂ અને અરબીમાં ખુત્બો પઢવો પડશે (૨) મીલાદો પઢવી પડશે અને તાઝીમ પણ કરવી પડશે. (૩) મુહર્રમમાં દસ દિવસ મરષિયા ખ્વાનીમાં જવું પડશે. મજલિસમાં રિવાયત પઢવી પડશે. (૪) દફનવિધિ પછી ચાલીસ કદમ પર ફાતિહા અને પછી ઘરે જઈને ફાતિહા અને મુહર્રમના ત્રીજા દિવસે ત્રીજયું આ બધું કરવું પડશે. (૫) ગામના માહોલ પ્રમાણે બનવું પડશે. ગામનો જે માહોલ છે તેના વિરૂદ્ધ કંઈ પણ બોલવાની મનાઈ છે.

આ શરતોને મોલ્વી સાહેબે મંજૂર કરી, હવે મોલ્વી સાહેબ તે દરેક કામ કરી રહયા છે જેનું ઉપર વર્ણન થયું, અને તેની વિરૂદ્ધ બોલવા પણ દેતા નથી. જયારે કે તેઓ એહલે હકમાંથી છે, તેમની નોકરીને લગભગ પાંચ મહીના થઈ ગયા. અમે તેમને વાત કરી તો તેમણે અમુક દલીલો આપી. દા.ત. સુલેહ હુદૈબિય્યહમાં પણ અલ્લાહના રસૂલ (સલ.)એ અમુક શરતો મંજુર કરી હતી. બાદમાં અલ્લાહ તઆલાએ ફતહ (જીત) અર્પણ કરી, તો અમે પૂછયું કે શું ચાર ઈમામોની નજીક અને વિશેષ ઈમામ અબૂ હનીફા (રહ.)ની નજીક આ શરતો પર ઈમામત કરવી એ આશાએ કે કામથી ધીરે ધીરે સુધારણા થશે, સહીહ છે ? તો મોલ્વી સાહેબે જવાબ ન આપ્યો, હવે તમે ફરમાવો કે શું આવું કરવું યોગ્ય છે જયારે શરત નંબર ૫ ઘણી સખત છે અલ્લાહ અને રસૂલુલ્લાહ (સલ.)નો હુકમ શું છે ? શું અમે આવો તરીકો સુધારણા માટે અપનાવી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) જુમ્આનો ખુત્બો અરબીમાં થશે, અરબી સાથે ઉર્દૂ ખુત્બો મિલાવવો જાઈઝ નથી. મકરૂહે તહરીમી છે. (ફતાવા મહમૂદિય્યહ : ૮ / ૨૩૭,૨૩૮)

(૨) મિલાદ, ફાતિહા ખ્વાની, કયામ, ત્રીજયું, મુહર્રમના મરષિયા વગેરે, બધી વસ્તુઓ બિદઅત છે, બિદઅત વિશે હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.) એ ફરમાવ્યું : જેણે અમારા દીનમાં કોઈ એવી નવી વાત કાઢી, જે દીનમાં નથી તો તે અમાન્ય છે.

(બુખારીઃ ૧/૩૭૧, હદીસ નં. ૨૬૯૭, મુસ્લિમઃ ૨/૭૭, હદીસ નં. ૧૭–૧૭૧૮)

ઉપરાંત હદીસે પાકમાં છે કે હુઝૂર (સલ.)એ મુસલમાનોને કિતાબુલ્લાહ અને સુન્નતે રસૂલને મજબૂત પકડવાની હિદાયત આપી છે અને ફરમાવ્યું કે જો આ બન્નેને મજબુતીથી પકડી રાખશો તો ગુમરાહીથી સુરક્ષિત રહેશો.

(મુઅત્તા માલિક : ૫ / ૧૩૨૩, હદીસ નં. ૬૭૮, ૩૩૩૮)

અન્ય એક રિવાયતમાં છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે મારી ઉમ્મતના ૭૩ ફિરકા હશે, બધા જ જહન્નમી હશે, માત્ર એક ફિરકો દોઝખથી છુટકારો પામશે અને તે એ ફિરકો છે જે મારા અને મારા સહાબાના તરીકાને અપનાવશે.

(તિરમિઝીઃ ૨ / ૯૨, હદીસ નં.૨૬૪૧, મિશ્કાતુલ મસાબિહ : ૩૦)

ઉપરોકત હદીસોથી માલૂમ થયું કે બિદઅત દોઝખ સુધી પહોંચાડવા વાળી વસ્તુ છે અને બિદઅતી ગુમરાહીના રસ્તે છે. આ શરીઅત વિરૂદ્ધ વાતો પર કોઈ માણસનું દુન્યવી માલ અને સામાન માટે તૈયાર થવું, તેની ગુમરાહીની નિશાની છે.

તે આ નાજાઈઝ શરતોને મંજૂર કરવા પર સુલેહ હુદૈબિય્યહનો બનાવ દલીલ રૂપે રજૂ કરે છે. આ વસ્તુ વધારે ગુમરાહી વાળી છે. એટલા માટે કે હુઝૂર (સલ.) જાતે સાહિબે શરીઅત છે,અને આપ (સલ.) ના હુદૈબિય્યહના સુલેહનામામાં કઈ વાત એવી છે જે કુર્આને કરીમની આયતોની વિરૂદ્ધ છે, બલકે આપ (સલ.) નું સુલેહ કરવું બિલ્કુલ કુર્આન પ્રમાણે હતું, જેની સ્પષ્ટ અને સાફ દલીલ એ છે કે કલામે પાકમાં અલ્લાહ તઆલાએ જાતે તેને "ફત્હે મુબીન" કહયું છે. (સૂરએ ફત્હ : ૧ – ૨) એટલા માટે સુલેહ હુદૈબિય્યાની ઘટના પર કયાસ કરવો કમ અકલીની વાત છે, મોલ્વી સાહેબનો જવાબ એકદમ ગુમરાહી પર આધારિત છે. જો તેની ગરજ આ શરતોને મંજૂર કરી લોકોમાં વ્યકિતગત દીની સ્વભાવ બનાવી ધીરે ધીરે સુધારણા કરવાની હોય તો થોડી છૂટ હતી પરંતુ તે તો ગેર શરઈ શરતોની

મંજૂરી અને સમર્થનમાં સુલેહ હુદૈબિય્યહની ઘટના રજૂ કરી રહયા છે. જે બહાનાખોર અને ગુમરાહ વ્યકિતની ટેવ અને આદત છે.

ઉમ્મતે મુહમ્મદિયા માટે રોશની અને હિદાયતના સ્તંભો : અલ્લાહ તઆલાની કિતાબ (કુર્આન) અને રસૂલુલ્લાહ (સલ.) ની સુન્નત , બે જ વસ્તુઓ છે અને સવાલમાં દર્શાવેલ બાબતો (મીલાદ, ફાતિહા ખ્વાની અને ત્રીજયું વગેરે) કુર્આન અને હદીસની વિરૂદ્ધ છે અને હવે તે મોલ્વી એહલે હકમાંથી તો શું હોય, બાતિલ અને જુઠના કાર્યકર છે. આવા ગુમરાહ વિચારો અને ફાસિદ માન્યતાઓને ફેલાવવા નો આ એક અસરકારક ઝરીયો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) વલદુઝ્ ઝિના(હરામી) ની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૬૮૦) :** એક માણસને એક હિન્દુ છોકરી સાથે મુહબ્બત થઈ ગઈ, તે બન્ને પોતાના ઘરેથી ભાગી ગયા અને એક સાથે રહેવા લાગ્યા. નિકાહ પણ પઢયા નથી. અહીં સુધી કે છોકરીને ગર્ભ રહી ગયો અને આ ગર્ભથી તેને એક છોકરો થયો. જયારે તે છોકરો મોટો થયો તો તેને એક મદ્રસામાં દાખલ કરી હાફિઝ બનાવવામાં આવ્યો. અત્યારે તે મુકમ્મલ હાફિઝે કુર્આન છે અને જાહેરમાં પરહેઝગાર પણ છે, તો શું તેની પાછળ નમાઝ પઢી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝિનાથી પેદા થનાર બાળક જો હાફિઝે કુર્આન હોય, પરહેજગાર હોય તો તેની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે.

(આલમગીરી : ૧ / ૬૭, શામી : ૧ / ૫૨૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૫)

ઈસ્લામ ધર્મમાં ઈઝઝત અને ઝિલ્લતનો આધાર ખાનદાન નથી બલકે તકવા અને પરહેજગારી છે. એટલા માટે જયારે આ છોકરો હાફિઝે કુર્આન છે અને અકલમંદ –બાલિગ છે, નેક અને પરહેજગાર પણ છે તો તેની પાછળ નમાઝ પઢવી જાઈઝ હોવી જોઈએ. (સૂરએ હુજૂરાત : ૧૩, મુસ્નદે અહમદ : ૩૮ / ૪૭૪ હદીસ : ૨૩૪૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) ઈમામની નિમણૂંકમાં મુતવલ્લી કઈ બાબતોનો ખ્યાલ રાખે ?

**સવાલ (૬૮૧) :** ઈમામ નક્કી કરવા માટે મુતવલ્લી સાહેબની શું જવાબદારી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુતવલ્લી સાહેબની એ જવાબદારી છે કે તે ઈમામતના મહાન હોદ્દા માટે કોઈ આલિમ, સુન્નતનો પાબંદ, નેક, પરહેજગાર માણસને નક્કી કરે. કોઈ ફાસિક – ફાજિર અને બિદઅતીને આ જવાબદારી હવાલે કરશે તો ગુનેહગાર થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩, બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) મય્યિતને ગુસલ આપનાર ઈમામની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૬૮૨) :** મય્યિતને ગુસલ આપનાર ઈમામની પાછળ નમાઝ મકરૂહ હોય છે, તો પણ અમુક ગામમાં ઈમામને ગામનું કામ કરવાની શરત મૂકીને ઈમામત પર રાખે છે. ગામનું કામ એટલે મય્યિતને ગુસલ આપવું વગેરે છે. તો એવા ઈમામની પાછળ નમાઝ પઢવી મકરૂહ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને ગુસલ આપવું સવાબનું કામ છે, (મજમઉઝ્ ઝવાઈદ વ મન્બઉલ ફવાઈદ : ૩ / ૨૧, મુઅજમઉલ કબીર : ૧ / ૩૧૫) મય્યિતને ગુસલ આપનારની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે એ વાત ખોટી અને ગલત છે.

પરંતુ આ હકીકત છે કે આજ કાલ મુઅઝ્ઝિનને અઝાનની જવાબદારી સિવાય એવા કામો સોંપવામાં આવે છે કે જેનાથી સમાજમાં તેનું કોઈ માન સન્માન બાકી રહેતું નથી. એ જ પ્રમાણે મય્યિતને ગુસલ આપનારને માથે એવી જવાબદારીઓ હોય છે જેના કારણે તેની કોઈ કદર અને ઈજ્જત કરતું નથી સમાજમાં લોકો તેને નીચ અને અધમ સમજે છે. હાલાંકે મય્યિતને ગુસલ આપનારનું (મુસ્નદે અહમદ : ૪૧ / ૩૭૪ હદીસ : ૨૪૮૮૧) અને અઝાન આપનારનું (મુસ્લિમ : ૧ / ૧૬૭, હદીસ : ૧૪ – ૩૮૭) શરીઅતમાં ઘણું ઊંચુ સ્થાન છે. પરંતુ બીજા કામોને લીધે તે નીચ ગણાય છે અને તેની રહેણી કરણી પણ સમાજમાં સાધારણ દરજાની હોય છે, પાકી અને સ્વચ્છતા તરફ તેનું ધ્યાન ઓછું હોય છે. હાલાંકે ઈમામત માટે પરહેજગાર, નમાઝના મસાઈલનો જાણકાર, સારી રીતે કુર્આન શરીફ પઢનાર, પ્રતિષ્ઠિત માણસની જરૂરત છે, માટે જો મય્યિતને ગુસલ આપનાર માણસ એવો બેપર્દા, અજ્ઞાની હોય કે પાકી – નાપાકીનો ખ્યાલ ન રાખતો હોય અને એવા કામો કરતો હોય જેના લીધે સમાજમાં તેની કોઈ હેષીયત (માન–સન્માન) ન હોય, તો

એવા માણસની ઈમામત મકરૂહ છે, જેવું કે કોઈ અભણ માણસને બીજા સારા લોકોની હાજરીમાં ઈમામ બનાવવો મકરૂહ છે. (દુર્રે મુખ્તાર મઅ શામી : ૧ / ૫૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) નમાઝ પઢાવતા પઢાવતા કોઈ ઈમામનું વુઝૂ તૂટી જાય તો તે શું કરે ?

**સવાલ (૬૮૩) :** નમાઝ પઢાવતા પઢાવતા જો કોઈ ઈમામ સાહેબની હવા ખારિજ (નીકળી) થઈ જાય તો હવે તે શું કરે ? શું તે કોઈને પોતાનો નાયબ બનાવે કે પછી બધા મુકતદીઓની નમાઝ ફાસિદ થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો નમાઝની હાલતમાં કોઈ ઈમામનું વુઝૂ તુટી જાય તો તેણે પોતાનો ખલીફા (નાયબ) બનાવવો જોઈએ. ખલીફા બનાવવાની રીત આ પ્રમાણે છે કે રૂકૂઅની હાલતની જેમ નમીને પાછળ હટીને મુકતદીમાંથી કોઈને આગળ કરીને ઈમામ બનાવી દે, ઈમામ બનાવતી વખતે પહેલા ઈમામને બોલવાની પણ જરૂરત નથી. જો તે બોલશે તો તેની નમાઝ ફાસિદ થઈ જશે. વાતચીત કર્યા વગર ખામોશી સાથે પાછળવાળાનું કપડુ ખેંચી તેને આગળ કરી દે. તે આપમેળે ઈમામ બની જશે. (રદ્દુલ મુહતાર : ૧ / ૬૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) ઈમામ સાહેબની ઈજાઝત વગર ઈમામત કરાવવી જાઈઝ નથી

**સવાલ (૬૮૪) :** નાનપુરા, ગોલનંદાજ મોહલ્લાની મુલ્લા આબીદ મસ્જિદમાં, ઈમામ અને મુતવલ્લી સાથે નીચે પ્રમાણેની ઘટના બની છેઃ

અમારા ઈમામ સાહેબ ૪૦ વર્ષથી નમાઝ પઢાવે છે અને છેલ્લા ૫ – ૬ વર્ષથી રમઝાનમાં તરાવીહ પણ તે જ પઢાવે છે અને વધુ પડતા તરાવીહના સમયે ઈશાની નમાઝ પણ એ જ પઢાવે છે, અમુક વાર તરાવીહ પઢાવનાર હાફિઝ સાહેબ ઈશાની નમાઝ ઈમામ સાહેબની ઈજાઝત લઈને પઢાવતા હતા. આ વર્ષે ઈમામ સાહેબ ઈશાની ચાર રકાત પઢાવવા માટે જઈ રહયા હતા તો એક મુતવલ્લીએ તેમને રોકયા અને કહયું કે તમે ઈશાની નમાઝ પઢાવી શકો નહીં હવેથી ઈશાની નમાઝ તરાવીહ પઢાવનાર હાફિઝ સાહેબ જ પઢાવશે, તો પેશ ઈમામે કહયું કે ફર્ઝ નમાઝ

પઢાવવા માટે મારી રજા લેવી જરૂરી છે. તો મુતવલ્લી સાહેબે કહયું કે હું રજા આપું છું, મારી ઈજાઝતથી હાફિઝ સાહેબ ફર્ઝ નમાઝ પઢાવશે, જેથી પેશ ઈમામ સા. નારાજ થઈ ગયા.

આ ઘટનામાં અમુક સવાલોના જવાબ આપવા વિનંતી :

(૧) શું ઈશાની ચાર રકાત ફર્ઝ પઢાવવા માટે પેશ ઈમામની ઈજાઝત જરૂરી છે ?

(૨) મુતવલ્લી દીની વાતમાં (નમાઝ માટે) પોતાની મનમાની ચલાવે છે તો શું તેનું આ રીતે કરવું યોગ્ય છે ?

(૩) નારાજ થનાર ઈમામ સાહેબની પાછળ મુકતદીઓની નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) શરીઅતે એક નિઝામ બનાવ્યો છે. જેનો હેતુ એ છે કે પરસ્પર મુહબ્બત પેદા થાય. હકદારને તેનો હક મળે અને જવાબદારીનો એહસાસ કરી દરેક માણસ પોતાની જવાબદારી નિભાવતો રહે. ફુકહાએ લખ્યું છે કે જેને ઈમામતની જવાબદારી સોંપવામાં આવી છે તે જ માણસ ઈમામતનો હકદાર છે, અહીં સુધી કે જો કોઈ ઈલ્મો ફઝલ અને તકવા – તહારત (પરહેજગારી) વાળો માણસ આવી જાય, તો પણ એ જ અસલ ઈમામનો હક છે.

(શામી : ૧ / ૫૨૨, મજમઉલ અન્હુર : ૧ / ૧૬૨)

હવે વિચારો કે અહીં તો ઈમામ સાહેબ ચાળીસ વર્ષથી છે. માટે ઈમામ સાહેબની વાત યોગ્ય અને સાચી છે. મુતવલ્લીએ અજ્ઞાનતા અને પોતાના હોદ્દાનો દુરૂપયોગ કર્યો છે. જે વર્તાવ ઈમામ સાહેબ સાથે કર્યો છે તે ખૂબ જ ખરાબ અને અયોગ્ય છે. તેણે ઈમામ સાહેબ પાસે માફી માંગવી જોઈએ. પરંતુ જે નમાઝો ઈમામ સાહેબની પરવાનગી વગર હાફિઝ સાહેબે પઢાવી છે તે દુરૂસ્ત અને સહીહ થઈ જશે. તેમાં કોઈ વાંધો નથી. મુતવલ્લીએ હાફિઝ સાહેબને ઈમામત માટે કહયું છે, જેનો મતલબ એ થયો કે તે માત્ર હાફિઝ જ છે, આલિમ નથી. જયારે કે ઈમામ સાહેબ આલિમ પણ છે, આ વસ્તુ પણ એ તરફ ઈશારો કરે છે કે ઈમામતના હકદાર ઈમામ સાહેબ જ છે ન કે તે(હાફેઝી). જેને મુતવલ્લીએ ઈજાઝત આપી છે.

હા, જો ઈમામ સાહેબ પોતાની મરજીથી બીજા કોઈ લાયક હાફિઝ અથવા કારી, આલિમને નમાઝ પઢાવવાનું કહે તો બીજો માણસ ઈમામત કરાવી શકે છે. મુતવલ્લીઓએ તેમાં કોઈ જાતનો દખલ કરવો યોગ્ય નથી.

(૨) મનમાની કરવા માટે હવે માત્ર મસ્જિદ અને મદ્રસાઓ જ બાકી રહી ગયા છે, આ સિવાય કયાં પણ હવે કોઈની મનમાની ચાલતી નથી. જો મનમાની ચાલે છે તો માત્ર મસ્જિદો અને મદ્રસાઓ અને તેમના ભોળા ઈમામો અને મુદર્રિસો પર, આ ખુબ જ ખતરનાક અને દુઃખદ બાબત છે.

મુતવલ્લીઓનું શરીઅતથી હટી, કુર્આન અને હદીસથી હટી મનમાની કરવી શરઈ દ્રષ્ટિએ કોઈ પણ સંજોગોમાં જાઈઝ નથી. સારી રીતે યાદ રાખજો, આ મુદર્રિસો અને ઈમામોનું અપમાન કરવું, તેમને નીચ અને હલકા સમજવા, જાતે તમારી આખિરત બરબાદ કરવી છે અને પોતાના નેક કામોને બેકાર કરવા સમાન છે.

(૩) તમારો ત્રીજો સવાલ એ હતો કે નારાજ થનાર ઈમામની પાછળ મુકતદીઓની નમાઝ સહીહ થશે કે નહીં ? એનો જવાબ એ છે કે નમાઝ તો સહીહ થઈ જશે, પરંતુ મુકતદીઓએ પોતાના ઈમામોને રાજી રાખવા જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) પેશ ઈમામની રજા વગર નાયબ ઈમામનું ઈમામત કરાવવું

**સવાલ (૬૮૫) :** અમારા ગામની મસ્જિદમાં બે ઈમામો છે, એક પેશ ઈમામ અને એક નાયબ ઈમામ. ઝોહર ની નમાઝ ૧ : ૩૦ વાગ્યે ઊભી થાય છે, એક વખતે એવું થયું કે જયારે મુઅઝ્ઝિન સાહેબ ઈકામત માટે ઊભા થયા તો ઈમામ સાહેબ હાજર ન હતા. તો મુઅઝ્ઝિન સાહેબે નાયબ ઈમામને નમાઝ પઢાવવા માટે ઈશારો કર્યો, જેથી અમારા નાયબ ઈમામે પેશ ઈમામની રાહ જોયા વગર નમાઝ પઢાવી. જયારે નમાઝ પૂરી થઈ તો પેશ ઈમામે કહયું કે મારી ઈજાઝત વગર નાયબ ઈમામે નમાઝ પઢાવી છે, માટે તમારામાંથી કોઈની પણ નમાઝ દુરુસ્ત થઈ નથી અને મુકતદીઓમાંથી અમુકે કહયું કે નમાઝ દુરુસ્ત થઈ ગઈ. ઈમામ પણ જો કે કોઈ આલિમ નથી, ઈમામ સાહેબે અવામને નમાઝ વિશે વહેમમાં નાંખી દીધા છે. માટે આપથી સવાલ છે કે ઈમામ સાહેબની વાત સાચી છે કે નહીં ? ઉપરાંત નાયબ ઈમામે પેશ ઈમામની ગેર હાજરી (એટલે કે ઈમામ સાહેબ વુઝૂ કરી રહયા હતા.) માં તેમની પરવાનગી વગર નમાઝ પઢાવી તો શું એમની નમાઝ પઢાવવી દુરુસ્ત છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામત એક દીની મન્સબ (હોદ્દો) છે. તેનો અદબ અને એહતેરામ પ્રત્યેક મુસલમાન પર ફર્ઝ છે. (સૂરએ બકરહ : ૧૨૪, અહકામુલ કુર્આન : ૧ / ૮૪) (૨) નાયબ ઈમામની જવાબદારી એ છે કે ઈમામની ગેરહાજરીમાં ઈમામત કરાવે. (રદુલ મહતાર : ૧ / ૫૫૯, મજમઉલ અન્હુર : ૧ / ૧૦૭) (૩) અને જો ઈમામ હોય, તો અમુક શરતો સાથે જવાબદારી રહેશે.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૫૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩)

તમારા લખાણ પ્રમાણે ઈમામ સાહેબ મૌજૂદ ન હતા. નાયબ ઈમામને મુઅઝ્ઝિન સાહેબે ઈશારો કર્યો અને નાયબ ઈમામે ઈમામત કરાવી. જેથી આ સૂરતમાં નમાઝ કરાહટ વગર દુરુસ્ત થઈ જશે. જો પેશ ઈમામ મૌજૂદ હોય તો તેમની રજા વગર નાયબ ઈમામ માટે ઈમામત કરાવવી મકરૂહ છે. કારણ કે આ તેમનો હક છે. તેમ છતાં નાયબ ઈમામે પઢાવેલી નમાઝ થઈ જશે. ફરીવાર લોટાવવાની કોઈ જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) મહીનામાં ચાર-પાંચ વખતે ઈમામ સાહેબની ફજરની જમાઅત છૂટી જવી.

## (૩૧) જો ઈમામ સાહેબની સવારમાં આંખ ન ખુલે, તો તેમને જગાડવા કેવા છે ?

સવાલ (૬૮૬) : અમારા ઈમામ સાહેબથી એક મહીનામાં ચાર - પાંચ વખતે ફજરની જમાઅત છુટી જાય છે, જયારે તેમને એ વિશે પૂછવામાં આવે છે તો કયારેક એ કારણ રજૂ કરે છે કે ગુસલની હાજત હતી અને કયારેક કહે છે કે આંખ લાગી ગઈ, તો શું તેમનું આ કારણ માનવા પાત્ર છે ?

અમારી મસ્જિદમાં ત્રણ અથવા ચાર મુકતદી હોય છે, તો ઈમામ સાહેબ કહે છે કે તમે મને સવારે જગાડી આપશો. તો શું મુકતદીઓની જવાબદારી છે કે તેઓ ઈમામ સાહેબને જગાડે ?

અમુક વખતે ઈમામ સાહેબને જાગીને આવવામાં મોડું થઈ જાય છે. તો ઈમામ સાહેબની આવતાં સુધી રાહ જોવી બહેતર છે કે તેમને ઉઠાડવા માટે કોઈ એક મુકતદીને મોકલવો બહેતર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક મુસલમાનની જવાબદારી છે કે તે બા જમાઅત નમાઝનો પાબંદ હોય. ખાસ કરીને ત્યારે જયારે કે ઈમામતની જવાબદારી લીધી હોય. તો તેની મહત્વતા વધી જાય છે. જેથી ઈમામ સાહેબે નમાઝના વખત પહેલા જાગવા – ઉઠવાની વ્યવસ્થા કરવી જોઈએ. દા.ત. ઘડિયાળ અથવા મોબાઈલમાં એલાર્મ મુકી દે. અથવા કોઈને જગાડવાનું કહી દે. અથવા નમાઝી હઝરાત ઈમામ સાહેબને ઉઠાડવાની જવાબદારી લઈ લે. તે સિવાય તે યુવાન છે તો તેમનું ઉઝર માનવા પાત્ર છે. એ શરતે કે તેઓ મહીનાના બીજા દિવસોમાં જમાઅતની પાબંદી કરતા હોય, તો આ તેમની દીનદારીની નિશાની છે. (દુર્રુલ મુખ્તાર : ૧ / ૫૫૨ – ૫૫૬) જો મુકતદી હઝરાત તેમને જગાડવાનું કામ જાતે કરી લે તો આ પણ તબ્લીગે દીનમાં શામેલ છે. જેના પર તેમને સવાબ મળશે.

અલ્લાહના રસૂલ (સલ.) પણ જયારે નમાઝ પઢાવવા માટે તશરીફ લઈ જતા તો હઝરત અલી (રદિ.) અને હઝરત ફાતિમા (રદિ.) ના ઘરે તશરીફ લઈ જતા હતા. જેથી તેમને બેદાર (જાગૃત) કરે. (તિરમિઝી : ૨ / ૧૫૬, હદીસ નં. ૩૨૦૨) ઉપરાંત બીજી એક હદીસમાં છે કે જે માણસ નમાઝના વખતે સુઈ રહયો, (અને તેનો જાગવાનો – ઉઠવાનો પાકો ઈરાદો હતો) અથવા નમાઝનો વખત જ ભૂલી ગયો, તો તેણે ઉઠીને તરત તેની કઝા કરી લેવી જોઈએ.

(અબૂ દાવૂદ : ૧ / ૬૩, હદીસ નં. ૪૩૭)

ઉલમા લખે છે કે નમાઝ જમાઅત સાથે પઢવાનો પાકો ઈરાદો હતો, કોશિશ કરવા છતાં તે જાગી ન શકયો તો તે ગુનેહગાર નહીં થાય. માટે ઉપરોકત ઈમામનું ઉઝર સહીહ છે માનવા પાત્ર છે. (મરાકિયુલ ફલાહ : ૧૧૩)

જો બે – ચાર મુકદતીઓ છે, તો કોઈ એકને જોઈએ કે તે નમાઝના મુસ્તહબ વખતનો ખ્યાલ રાખી ઈમામ સાહેબને જગાડી દે, જેથી સમયસર નમાઝ અદા થઈ શકે. પરંતુ એક જ નક્કી સમયે જ જમાઅત ઊભી કરે, નહી તો ફિતનો થવાનો ખતરો છે. સિવાય એ કે કોઈ મોટા આલિમ તશરીફ લાવ્યા હોય તો તેમના માટે થોડો ઈન્તિઝાર કરવો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) દારૂલ ઉલૂમમાં પઢનારા તલબાની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૬૮૭) :** અમારા ગામના ઘણા છોકરાઓ દારૂલ ઉલૂમમાં દીની તાલીમ

હાસિલ કરી રહયા છે. તેમની પાછળ ગામના ઘણા ઉલમાએ કિરામ અને મુફતીઓ નમાઝ પઢે છે, તો શું તેમની નમાઝ અદા થશે ? કે તેમાં કોઈ કમી રહી જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામતનો વધારે હકદાર તે માણસ છે, જે નમાઝના મસાઈલનો ખૂબ જાણકાર હોય, ભલે નમાઝ સિવાય બીજા મસાઈલની જાણકારીમાં કમઝોર હોય, આ સિવાય તેનું દીનદાર હોવું જરૂરી છે, ગુનાહના કામોથી દૂર રહેતો હોય અને સહીહ કુર્આનની તિલાવત કરી શકતો હોય. (ફતાવા હિન્દિય્યહ) : ૧ / ૮૩)

જો અરબી મદારિસ (દારૂલ ઉલૂમ)ના તલબામાં વર્ણન કરેલ ગુણો હોય તો તેમની પાછળ નમાઝ દુરૂસ્ત છે, ઉપરોકત દર્શાવેલ ગુણોનો એ'તેબાર ઈમામની પસંદગી માટે હશે. જો કોઈ મસ્જિદમાં પગારદાર ઈમામ નકકી છે અને તેનાથી વધારે ઈલ્મો તકવાવાળો (પરહેજગાર) કોઈ બીજો માણસ આવે તો પણ કાયમી ઈમામ નમાઝ પઢાવવાનો વધારે હકદાર છે. પરંતુ જો કાયમી ઈમામ ફાસિક અને ફાજિર હોય તો તેને કાઢીને બીજા આલિમ અને પરહેજગાર ઈમામની નિમણૂક કરવી મસ્જિદના ઝિમ્મેદારોની જવાબદારી છે. (હલબી કબીર : ૩૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) ઈમામ સાહેબની ખરાબ બોલીને કારણે તેમને ઈમામતમાંથી કાઢી મુકવા

**સવાલ (૬૮૮) :** અમારા વલસાડ શહેરમાં એસ.ટી. ડેપોની પાસે એક મસ્જિદ છે, ત્યાંના ઈમામ સાહેબની ખરાબ બોલીને કારણે એક મોટા ફિત્નાનો ખતરો છે. ટુંકમાં તેની વિગત આ પ્રમાણે છે : ઈમામ સાહેબને અમુક કારણોસર ઈમામતમાંથી કાઢી મુકવામાં આવ્યા છે. જેમાંથી એક એ છે કે તે મદ્રસાના બાળકોને સારી રીતે તાલીમ આપતા નથી. તે બાબતે ટ્રસ્ટીઓ પૂછપરછ કરે છે તો ઈમામ સાહેબ તેમને જવાબ આપે છે કે "તમે લોકો ટ્રસ્ટી બનવાને લાયક જ નથી." આ પણ કહે છે કે " જુમ્આના દિવસે જે કંઈ ચંદો થાય છે તે માત્ર મારે લીધે જ થાય છે.

ઈમામ સાહેબની પત્ની પણ વારંવાર ટ્રસ્ટીઓ સાથે લડાઈ – ઝઘડો કરતી રહેતી હતી અને ઈમામ સાહેબને ઘણી વાર મનાઈ કરવામાં આવી હતી કે તમે મરઘીઓ અને બકરીઓ કાઢી નાંખો કારણ કે મસ્જિદ નજીક છે, મરઘીઓ અને

બકરીઓના કારણે મસ્જિદમાં ગંદકી થવાનો ભય છે. (એક વાર આવું બન્યું પણ કે તેમની બકરીઓ જમાઅતખાનામાં આવી ગઈ) પરંતુ ઈમામ સાહેબ આ વાત માનવા તૈયાર નથી. છેલ્લા ત્રણ વર્ષથી આ બાબતે લડાઈ – ઝઘડા થયા કરતા હતા. અંતે ટ્રસ્ટીઓએ તેમને ઈમામતમાંથી કાઢી મુકયા. તો શું આ પગલાં લેવા શરીઅતની દ્રષ્ટિએ દુરુસ્ત છે કે નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં દર્શાવેલ ફરિયાદો જો સાચી હોય તો ઈમામ સાહેબને કાઢી મુકવાનો હક ટ્રસ્ટીઓને છે. પરંતુ એક આલિમે દીનનું અપમાન ન થાય તેનો ખ્યાલ રાખવો જરૂરી છે. ઈમામ સાહેબને હું નમ્ર વિનંતી કરું છું કે જો ટ્રસ્ટીઓ સાથે નિભાવ ન થતો હોય તો તમારે સામેથી જ રાજીનામું આપી દેવું જોઈએ અને કોઈ એવું કૃત્ય બિલ્કુલ ન કરવું જોઈએ જે ઉલમાની શાનના ખિલાફ હોય. (અહકામુલ કુર્આન : ૧ / ૮૩, બુખારી : ૧ / ૧૦૦ હદીસ નં. ૭૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) હરમ શરીફમાં બાંધેલ ઊંચા મકાનોમાં રહી ઈમામની ઈકતિદા કરવી

**સવાલ (૬૮૯) :** હરમ શરીફની આસપાસ છ, સાત અથવા દસ માળના ઊંચા મકાનો બનેલા છે, જેમાં હાજીઓ હજ દરમિયાન રહે છે. જો કોઈ માણસ આ મકાનોમાં રહીને ઈમામની ઈકતિદાની નિય્યત કરે તો તેની નમાઝ સહીહ થશે કે નહીં ? જો કોઈ માણસ એવો માઝૂર (મજબુર) હોય કે દાદર ઉતરવા અને ચઢવામાં તકલીફ હોય તો તેના માટે આ મકાનોમાં રહીને ઈકતિદાનો શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મસ્જિદની જમાઅતની સફો બાંધકામથી મળેલી હોય અને વચ્ચે કોઈ રસ્તો વગેરે ન હોય તો તે મકાનોના દરેક માળમાં ઈકતિદા સહીહ થશે. પરંતુ ઉપરના માળમાં ઈકતિદા દુરુસ્ત હોવાની શરત એ છે કે નીચેના માળમાં પણ અમુક લોકો ઈમામની ઈકતિદા કરતા હોવા જોઈએ. જો જમાઅતની સફોનો સિલસિલો બાંધકામ સાથે જોઈન્ટ (લાગેલો) ન હોય, બલકે વચમાં કોઈ રસ્તો હોય, જયાંથી લોકો અને સવારીઓ પસાર થતી હોય તો ઈકતિદા સહીહ નથી અને ઈકતિદા બાબતે બીમાર અને તંદુરુસ્ત એક જ હુકમમાં છે. (ફતાવા આલમગીરી : ૧ / ૮૭, દુર્રુલ

મુખ્તાર મઅ રદ્દિલ મુહતારઃ ૨ / ૩૩૦ થી ૩૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) એવા માણસનું ઈમામ બનવું, જેને હવા નીકળવાની બિમારી હોય

**સવાલ (૬૯૦) :** મને હવા ખારિજ થવાની તકલીફ છે, તો આવી હાલતમાં હું નમાઝ પઢાવી શકું છું કે નહી ? જો નથી કરી શકતો તો રમઝાનમાં તરાવીહ પઢાવી શકું છું કે નહીં ? જો આ તકલીફ હોવા છતાં નમાઝ પઢાવી દીધી તો મુકતદીઓની નમાઝ દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમને એટલો વખત મળી જાય કે તમે વુઝૂ કરીને ફર્ઝ નમાઝ પઢાવી શકો અને નમાઝ દરમિયાન કોઈ એવી શિકાયત ન થાય કે જેનાથી નમાઝ ફાસિદ થઈ જાય તો નમાઝ પઢાવવી જાઈઝ છે. જો આ ખતરો રહેતો હોય કે નમાઝ પઢતા પઢતા હવા નીકળી જશે અને નમાઝ ફાસિદ થઈ જશે તો બહેતર છે કે તમે ઈમામત કરાવો નહી. જો ઈમામત અને નમાઝ દરમિયાન હવા ખારિજ થઈ નથી તો નમાઝ દુરુસ્ત થઈ જશે. તરાવીહનો પણ આ જ હુકમ છે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) કોઢવાળા માણસની નમાઝ

**સવાલ (૬૯૧) :** અમારી મસ્જિદના પેશ ઈમામ વીસ (૨૦) વર્ષથી નમાઝ પઢાવે છે પરંતુ હવે તેમને ચામડી પર કોઈ બિમારીના કારણે સફેદ ડાઘ નીકળી આવ્યા છે તો હવે તેમના માટે નમાઝ પઢાવવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચામડી પર સફેદ ડાઘવાળા માણસની ઈમામત દુરુસ્ત છે, તેમાં કોઈ વાંધા જેવી વાત નથી. જો તેનાથી મુકદીઓને ચીડ ન થતી હોય. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) હાફિઝે કુર્આનનું જુમ્આના દિવસે બયાન, ખુત્બો અને નમાઝ પઢાવવું

**સવાલ (૬૯૨) :** એક માણસ હાફિઝે કુર્આન છે અને તેમણે અમુક વર્ષો આલિમ

કોર્ષના પઢેલા છે અને તેઓ એક મસ્જિદમાં ઈમામત કરાવી રહયા છે, તો શું આ માણસ જુમ્આમાં બયાન કરી શકે છે ? તેમજ ખુત્બો અને નમાઝ પણ પઢાવી શકે છે?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આ માણસ નમાઝના મસ્અલાનો જાણકાર હોય, તો તેને માટે વઅઝ, ખુત્બો અને નમાઝ પઢાવવી જાઈઝ છે, કોઈ વાંધો નથી. (આલમગીરી : ૧ / ૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૩૮) નાઝિરહ કુર્આન પઢેલા માણસની ઈમામત

**સવાલ (૬૯૩) :** અમારા મહોલ્લામાં અલગથી ઈમામ નથી, જેના લીધે એક માણસ જેણે માત્ર નાઝિરહ (અંદર જોઈને) પઢ્યું છે, પગાર વગર, ફી સબીલિલ્લાહ પોતાના મહોલ્લાના જમાઅતખાનામાં ઈમામત કરાવે છે. તે ઈમામ સાહેબ ખાલી નાઝિરહ કુર્આન જ પઢેલા છે, જેથી તે સૂરએ દુહાથી સૂરએ નાસ સુધીની સૂરતો નમાઝમાં પઢે છે, જો જમાઅતખાનામાં કોઈ આલિમ અથવા હાફિઝ આવી ચઢે છે તો આવનાર હાફિઝ અને આલિમને નમાઝ પઢાવવાનું કહે છે, પરંતુ અમુક વખતે એવું પણ થાય છે કે આલિમ – હાફિઝ નમાઝ પઢાવવાનું ના પાડી દે છે. તો પછી તે પોતે ઈમામત કરાવે છે. સવાલ એ છે કે તેના માટે ઈમામત કરાવવું જાઈઝ છે કે નાજાઈઝ ? મસ્અલાને વિગતથી સમજાવી મહેરબાની કરશો.

ઉપરાંત એ પણ બતાવવા વિનંતી કે આ માણસ (જે માત્ર નાઝિરહ કુર્આન પઢેલ છે) ઈમામત કરી શકે છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામતની ઝિમ્મેદારી માટે મુતવલ્લી અથવા ઝિમ્મેદારે નમાઝના મસાઈલનો જાણકાર અને પરહેજગાર આલિમને નક્કી કરવો જોઈએ. અને જો આલિમ ન મળે તો હાફિઝની પસંદગી કરે. મહોલ્લાવાળામાં વિશાળતા ન હોય તો આવા નાઝિરા કુર્આન પઢેલ માણસ, જે દીનના જરૂરી અકાઈદ અને મસાઈલનો જાણકાર હોય તેને ઈમામ બનાવી લે. જમાઅતનો સવાબ મળી જશે, નમાઝ સહીહ થઈ જશે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૫૭)

તમારા જમાઅતખાનામાં જે માણસ નમાઝ પઢાવે છે, તેની ઈમામત જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) એવા હાફિઝની ઈમામત જે નમાઝના મસાઈલ જાણતો ન હોય

**સવાલ (૬૯૪) :** ઘણા લોકો એવા હોય છે કે જેઓ હાફિઝે કુર્આન હોય છે, પરંતુ પાકી – નાપાકી અને ઈમામત વગેરેના મસાઈલથી અજાણ હોય છે, તો આવા લોકોને ઈમામ બનાવવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાકી – નાપાકી તથા નમાઝના મસાઈલનું જ્ઞાન હોવું જરૂરી છે. માટે જે માણસ આ મસ્અલાઓ જાણતો હોય તેને ઈમામ બનાવવો જોઈએ. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) ઈમામતનો સૌથી વધુ હકદાર કોણ છે ? મસાઈલ નો જાણકાર ગેર હાફિઝ કે અજાણ હાફિઝ ?

**સવાલ (૬૯૫) :** એક માણસ નાઝિરહ કુર્આન પઢેલો છે અને બીજો માણસ હાફિઝે કુર્આન છે, હવે જે નાઝિરહ કુર્આન પઢેલો છે તે નમાઝ, પાકી – નાપાકી વગેરેના મસ્અલા જાણે છે અને જે માણસ હાફિઝ છે તે આ મસ્અલા નથી જાણતો, તો આ બન્નેમાંથી ઈમામતનો હકદાર કોણ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે માણસ નમાઝ અને પાકી – નાપાકીના મસ્અલા જાણે છે તેને ઈમામ બનાવવો જોઈએ. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) હાથ અથવા પગમાં ખામીવાળા માણસની ઈમામત

**સવાલ (૬૯૬) :** જો કોઈ માણસ કોઈ અકસ્માતને કારણે અથવા જન્મજાત પગ અથવા હાથની ખામી વાળો હોય, તો એવા માણસને ઈમામ બનાવી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આસાનીથી રૂકૂઅ, સિજદા અને કાઅદો કરી શકતો હોય તો એવા માણસની ઈમામત કરાવવી જાઈઝ છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن ابی هريرة رضی الله عنه قال : قال رسول الله ﷺ :
الصلاة المكتوبةواجبةخلف كل مسلم براكان أو فاجرا وان
عمل الكبائر

(ابوداؤد:۱/ ۳۴۳حدیث نمبر:۲۵۳۳،سنن الدراقطنی:۲/ ۴۰۴بیروت)

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.)નું ફરમાન છે : ફર્ઝ નમાઝ વાજિબ છે, મુસલમાન પાછળ ભલે તે નેક હોય કે ગુનેહગાર જો કે કબીરા ગુનાહો કરતો હોય.

(અબૂદાવૂદ : ૩૪૩, હદીસ નં. ૨૫૩૩)

# ફાસિકની ઈમામતનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ફાસિકની ઈમામતનું બયાન

## (૧) દાઢી મૂંડાવનારની ઈમામત

**સવાલ (૬૯૭) :** દાઢી મૂંડાવનાર માણસની ઈમામતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દાઢી મૂંડાવનાર માણસની ઈકતિદામાં નમાઝ પઢવી મકરૂહ છે. પરંતુ તેની પાછળ નમાઝ થઈ જાય છે, ફરીઝો પૂરો થઈ જાય છે. જો આવા ઈમામને છૂટો કરવાની તાકત ન હોય અને મજબૂરીમાં તેની પાછળ નમાઝ પઢવી પડે તો ઈન્શાઅલ્લાહ સવાબમાં કોઈ જાતની કમી નહીં થાય. જમાઅતનો સવાબ મળી જશે. પરંતુ મુકતદીને એટલો સવાબ નહીં મળે જેટલો એક દીનદાર અને પરહેજગારની પાછળ નમાઝ પઢવાનો મળે છે. (રદ્દુલ મુહ્તાર મઅ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૨)ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ચાર કે છ મહીના પત્નીથી દૂર રહેનારની ઈમામત

**સવાલ (૬૯૮) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતિયાને કિરામ આ બાબતે કે :

ઝેદ મુકમ્મલ આલિમ છે, ચોળી બાવલી, નૂરાની મસ્જિદમાં ઈમામ છે. "પારોલા" શહેરમાં અરબી મદરસામાં ચાર વર્ષથી મુઅલ્લિમ છે. દાઢી નાની છે, એક કાનનો બહારનો ભાગ જન્મજાત વળેલો છે. (નાનો છે) પરંતુ સાંભળવામાં કોઈ ખામી નથી. વ્યવસાયે ખાટકી છે, બિહારના રહેવાસી છે. એટલા માટે ચાર અથવા છ મહીને ઘરે જાય છે, અખ્લાક અને કિરદારમાં ખૂબ જ બહેતર છે. શહેરમાં દીની મામલાઓમાં એમનાથી સારો કોઈ નથી. પરંતુ અમારા શહેરના અમુક લોકોનું કહેવું છે કે પત્નીથી આટલો લાંબો સમય અલગ રહેનારની ઈકતિદામાં નમાઝ દુરુસ્ત નથી. તો શું ઝેદની ઈમામત દુરુસ્ત છે કે નહીં ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક માણસ પત્નીની રઝામંદી (પરવાનગી)થી પોતાના વતનથી ચાર – છ મહિના સુધી દૂર રહે છે, રોજગારીનું કોઈ સારું માધ્યમ અને ધંધો તેના ગામ કે વિસ્તારમાં કે શહેરમાં નથી, એટલા માટે બાળ બચ્ચાંઓના ગુજરાન માટે આટલે દૂર આવીને કમાય છે. તો આવો માણસ ગુનેહગાર અને ફાસિક કહેવાશે નહીં. માટે ઈમામતનો હોદ્દો આવા માણસને સોંપવામાં કોઈ ખરાબી કે બુરાઈ નથી.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૦૨)

અને જયારે કે તમારા ગામ 'પારોલા'માં તેમના જેવો બીજો કોઈ આલિમ નથી તો તે આલિમને ઈમામતનો હક છે. તેની પાછળ પઢવામાં આવેલી બધી નમાઝો સહીહ થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૯) પરંતુ જો તેની દાઢી નાની છે, જેથી તેમના માટે જરૂરી છે કે તે પોતાની દાઢી એક મુટ્ઠી સુન્નત તરીકા પ્રમાણે વધારે. (બુખારી : ૨ / ૮૭૫, હદીસ નં.૫૮૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ઈમામનું એક મુટ્ઠી કરતા નાની દાઢી રાખવું

**સવાલ (૬૯૯) :** અમારા ગામના ઈમામ સાહેબ હાફિઝ અને કારી છે, કુર્આને પાક ખૂબ સરસ પઢે છે, પરંતુ તે દાઢી એક મુટ્ઠી કરતા નાની રાખે છે, આવા ઈમામની પાછળ નમાઝ સહીહ થશે કે નહીં ? જો મકરૂહ હોય તો કરાહત કઈ પ્રકારની છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક મુટ્ઠી દાઢી રાખવી સુન્નતે મુઅક્કિદા છે. અમુક ઈમામોએ તેને વાજિબ કહયું છે. એક મુટ્ઠી કરતા મોટી હોય તો તેને કાપી એક મુટ્ઠી કરવાની ઈજાઝત છે, એક મુટ્ઠીથી નાની કરવી અથવા બિલ્કુલ ન રાખવી, બન્ને ગુનાહમાં સમાન છે. (બન્નેનો ગુનોહ સરખો જ થશે.) (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૪૦૭, બુખારી : ૨ / ૮૭૫,હદીસ નં.૫૮૯૨) આવા માણસને ફાસિક કહેવાય છે અને ફાસિકની ઈમામત મકરૂહે તહરીમી છે, જો એવા માણસને ઈમામ બનાવવામાં આવે અને મુકતદીઓએ તેની ઈકતિદા કરવી પડે તો નમાઝ દુરુસ્ત થશે. અલબત્ત આવા માણસને ઈમામ બનાવનારાઓ ગુનેહગાર થશે. આ વાત પણ યાદ રાખવા જેવી છે કે એકલા (અલગથી) નમાઝ પઢવા કરતા આવા ઈમામની પાછળ નમાઝ પઢવી અફઝલ છે, જો નજીકમાં કોઈ મસ્જિદ હોય, તો મુકતદીઓએ ત્યાં જઈને નમાઝ પઢવી જોઈએ. નહીં તો આ જ ઈમામની પાછળ નમાઝ પઢી લે, પરંતુ જમાઅત

છોડી અલગથી (એકલા) નમાઝ ન પઢે. (શામી : ૬ /૪૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ફાસિક ઈમામ વિશે અમુક હુકમો

**સવાલ (૭૦૦) :** (૧) ઝેદ થોડું પઢેલો છે, કુર્આન શરીફ એકદમ ગલત પઢે છે, તેમજ ઝકાત, સદકએ ફિત્ર વગેરે લે છે, દલાલીનો ધંધો કરે છે અને હલાલ અને હરામની કોઈ પરવા કરતો નથી. ચુગલી, ગીબત તેની આદત છે, મસાઈલ તો બિલ્કુલ જાણતો જ નથી. તે પારોલા શહેરના મોટા મહોલ્લાનો ઈમામ છે, તો શું તેની ઈમામત દુરુસ્ત છે ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

(૨) એ જ રીતે ખાલિદ શહેરનો ા કાઝી હતો. દીની ઈલ્મ બિલ્કુલ નથી જાણતો. નમાઝ પઢતો નથી. માત્ર બે ઈદોની નમાઝ પઢે છે, વ્યાજનો ધંધો કરે છે. મોટરનો બિઝનેસ છે, તેની ફાઈનાન્સ શાહુકાર(નાણાં ધીરનાર) થી કરાવે છે અને બેન્કથી પણ કરાવે છે. એથી વધુ સિનેમા પણ જુએ છે, જુગાર રમે છે, તો આવા માણસની પાછળ નમાઝ દુરુસ્ત છે કે નહીં ? વહેલી તકે જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામતનો હોદ્દો અગ્રતાના ધોરણે એવા માણસના હવાલે કરવો જોઈએ જે કુર્આન શરીફ સહીહ પઢતો હોય, નેક અને દીનદાર હોય, ગુનાહોથી બચતો હોય, તેમજ નમાઝ અને પાકી – નાપાકીના મસાઈલ જાણતો હોય.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩)

તે માણસ કુર્આન શરીફ સહીહ નથી પઢી શકતો, હરામ કામોમાં મશ્ગુલ છે. અહકામ અને મસાઈલમાં અજાણ છે. તો તે ફાસિક ગણાય છે, એવા માણસને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે, જયારે કે તેનાથી વધારે શરીઅતનો પાબંદ માણસ હાજર હોય.(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦) માટે મસ્જિદના મુતવલ્લીઓની જવાબદારી છે કે આવા માણસને ઈમામતમાંથી છૂટો કરી દે, જો ઝિમ્મેદારો તેને છૂટો નહીં કરે તો તેઓ ગુનેહગાર થશે. (હલ્બી કબીર : ૩૧૫)

પરંતુ મહોલ્લાવાળાઓની જવાબદારી છે કે ઈમામ જેવો પણ હોય, તેની પાછળ નમાઝ પઢી લે, અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે :

صلوا خلف كل بروفاجر

દરેક નેક અને બદ (ખરાબ) માણસ પાછળ નમાઝ પઢી લો.

(દારે કુતની : ૨ / ૪૦૪ હદીસ નં. ૧૭૬૮)

ઈસ્લામ સામુહિકતા અને એકતાની તાલીમ આપે છે અને લડાઈ – ઝઘડાથી બચવા અને દૂર રહેવા પર ભાર આપે છે, માટે લોકોને જોઈએ કે ઈમામ જેવો પણ ફાસિક અને ફાજિર હોય તેની પાછળ નમાઝ પઢી લેવી જોઈએ. તેમને જમાઅતનો સવાબ મળી જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર :૧ / ૫૫૯)

અને ઈમામ માટે જરૂરી છે કે જયારે દીની બાબતોને કારણે લોકો તેનાથી નારાજ હોય તો તે જાતે ઈમામતમાંથી રાજીનામું આપી દે, નહીં તો તે ગુનેહગાર થશે. (ઈબ્ને માજહ : ૬૯) અને જો ઈમામ રાજીનામું ન આપે તો મુતવલ્લીઓ તેને છૂટો કરી દે. નહીં તો તેઓ (મુતવલ્લી હઝરાત) પણ ગુનેહગાર થશે.

પૂછેલી સૂરતમાં ઈમામની જે કુટેવો વર્ણવી છે, જો સાચે જ આવું છે તો તેણે જાતે રાજીનામું આપી દેવું જોઈએ (અને જો તે ન માને તો) મુતવલ્લીઓએ આવા ફાસિક અને ફાજિરને તત્કાળ ઈમામતમાંથી છૂટો કરી દેવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) બેપર્દા ફરનારી ઔરતના પતિની ઈમામત

## (૬) અયોગ્ય ઈમામ અને મુતવલ્લીની ઝિમ્મેદારી

**સવાલ (૭૦૧) :** (૧) ઈમામની પત્ની પરદા વગર હરે ફરે છે અને દુકાન ચલાવે છે તો આવા ઈમામની પાછળ નમાઝ પઢવી કેવી છે ? એ જ પ્રમાણે ઈમામ વ્યાજુ લેન –દેન કરે છે તો તેનો શું હુકમ છે ?

(૨) અમારે ત્યાં ઈમામ લગભગ ૧૨ વર્ષથી છે, લોકોને તેમની પાછળ નમાઝ પઢવાથી અણગમો થાય છે. તો તેનો શું હુકમ છે ?

(૩) ઈમામ સાહેબે તા. ૩૧ / ૧૦ / ૮૧ના રોજ પગાર લઈને કહયું : હું કાલથી રાજીનામું આપું છું, એક દિવસ ઈમામતમાં અને મદરસે ન આવ્યા અને બીજા દિવસથી પાછા ચાલું થઈ ગયા. તો લોકોએ કહયું કે તમે નમાઝ ન પઢાવો, માત્ર મદ્રસો પઢાવો. કમિટીએ પણ આ જ ફેંસલો કર્યો અને કહયું : આપને મદ્રસાનો ૨૦૦ રૂપિયા પગાર આપવામાં આવશે. પરંતુ આ ઈમામ સાહેબ માત્ર મદ્રસાનો પગાર લેવાની ના પાડે છે અને કહે છે કે મને મદ્રસો અને ઈમામત બન્નેનો પગાર મળવો જોઈએ અને તેઓ કેસ કરવાનું કહે છે, તો આ બાબતે આપ શરીઅતની રોશનીમાં માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) મુતવલ્લી અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે ઈમામત કોઈ નેક – દીનદાર અને પરહેજગાર માણસને હવાલે કરે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩, બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૫૭) ફાસિક અને ફાજિરને ઈમામ બનાવવો મકરૂહ છે. (હલ્બી કબીર : ૩૧૫) તેમ છતાં લોકો તેની પાછળ નમાઝ પઢી લે, તો જમાઅતનો સવાબ મળી જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૨) વબાલ મુતવલ્લી અને ટ્રસ્ટીઓ પર આવશે. જેમણે આવા માણસને ઈમામ બનાવ્યો છે.

જે ઈમામની પત્ની બેપર્દા ફરે છે, દુકાન ચલાવે છે અને પરાયા પુરુષોથી પર્દા વગર વાતો કરે છે અને ઈમામ સાહેબ આ બધી વાતો જાણવા છતાં તેને રોકતા ન હોય તો તે ફાસિક છે, તેમની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦) પરંતુ જો ઈમામ પોતાની પત્નીને આ બધા કામોની મનાઈ કરતો હોય. છતાં પત્ની માનતી જ ન હોય અને તલાક આપવાની સૂરતમાં પત્ની વગર સબર મુશ્કેલ હોય અથવા કોઈ અન્ય મજબૂરી હોય તો આવી સૂરતમાં તે ઈમામ ફાસિક ગણાશે નહીં , તેની પાછળ નમાઝ કરાહત વગર જાઈઝ થશે. (સૂરએ ફાતિર : ૧૮)

(૨) મુતવલ્લીની જવાબદારી છે કે આવા ઈમામને પોતાની જવાબદારી યાદ અપાવે. જો ન માને તો છૂટો કરી દે અને કોઈ દીનદાર ઈમામની નિમણૂક કરે.

(બુખારી : ૨ / ૭૭૯, હદીસ નં. ૫૧૮૮)

(૩) તમારો નિર્ણય અને કમિટીનો નિર્ણય શરીઅત પ્રમાણે છે અને એકદમ યોગ્ય છે, જયારે કે લોકો આ ઈમામની બદ દીનીના કારણે નારાજ છે તો તેને છૂટો કરી દેવો જોઈએ. ઈમામ સાહેબે પણ જાતે ઈમામતમાંથી રાજીનામું આપી દેવું જોઈએ, માત્ર મદ્રસો પઢાવવો જોઈએ અને એનો જ પગાર લેવો જોઈએ, આ જ સમાધાન અને સુલેહનો માર્ગ છે અને ઉલમાની શાનની વિરુદ્ધ છે કે તે ગેર શરઈ કૃત્ય કરી કોર્ટનો સહારો લે. (સૂરએ નિસાઅ : ૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) એવા ઈમામની પાછળ નમાઝ પઢવી જેની પત્ની ઈલેકશનની ઉમેદવાર હોય

**સવાલ (૭૦૨) :** એક માણસ વર્ષોથી ઈમામ છે, તેમની પત્ની પરદાનો એહતિમામ

નથી કરતી. તેમજ તે ઈલેકશનની ઉમેદવાર પણ છે અને બે – ચાર જાહેર સભાઓમાં હાજરી પણ આપી ચુકી છે, જેમાં તેણે પરદાનો કોઈ ખાસ પ્રબંધ પણ કર્યો ન હતો. તો શું આવી ઔરતનો પતિ નમાઝ પઢાવી શકે છે ? શું આવો માણસ ઈમામતને લાયક છે ? તેની પાછળ પઢવામાં આવેલી નમાઝો કબૂલ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક આઝાદ સ્ત્રી માટે મોઢું, બન્ને હાથની હથેળીઓ અને બન્ને પગ સિવાય સંપૂર્ણ શરીર છુપાવવું જરૂરી છે, ચેહરો ખુલ્લો રાખવામાં ફિત્નાઓનો ભય છે, એટલા માટે ફુકહાએ તેને છુપાવવું જરૂરી ઠેરવ્યું છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૮) મતલબ કે પરદો સ્ત્રી માટે જરૂરી હુકમ છે, ઈલેકશનમાં ઉમેદવાર બનવાથી શરીઅતના આ હુકમનું પાલન થઈ શકશે નહી. કારણ કે જયારે પણ સભાનું આયોજન થશે, પરદા વગર બેસવું પડશે, પરાયા પુરુષ સામે બેપર્દા (ખુલ્લા મોઢે) બેસી વાતો કરવી પડશે, આ બધા ગુનાહિત કૃત્યો છે. અને કોઈ માણસ ગુનાહનું કામ થતું જુએ અને તેનામાં તેને રોકવાની તાકત હોય તો તેને જરૂર રોકવું જોઈએ. (મુસ્લિમ : ૧ / ૫૧, હદીસ નં. ૭૮ – ૪૯)

પૂછેલી સૂરતમાં પતિ (જો કે ઈમામ છે) દીનના ઉચ્ચ હોદા પર છે, તેથી પોતાની પત્નીને બેપર્દા નીકળવાથી રોકવી જરૂરી છે. જો આ જવાબદારી ઈમામ સાહેબ અદા નહીં કરે તો ગુનાહે કબીરા કરનાર કહેવાશે, જેને શરીઅતમાં "ફાસિક" કહેવામાં આવે છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦) અને ફાસિકને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે. જો કે કૌમની જવાબદારી છે કે તેઓ ઉપરોકત ઈમામની પાછળ જ નમાઝ અદા કરે. તેને જમાઅતની સાથે નમાઝ પઢવાનો સવાબ મળી જશે. (રદ્દુલ મુહતાર મઅ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૯)

પરંતુ ઈમામ અને મુતવલ્લી હઝરાત ગુનેહગાર થશે; કારણ કે મુતવલ્લીની જવાબદારી હતી કે કોઈ નેક – દીનદાર અને પરહેજગાર માણસને ઈમામતની જવાબદારી સોંપતા, અયોગ્યને જવાબદારી સોંપવાને લીધે તેઓ ગુનેહગાર થશે. (હલબી કબીર : ૩૧૫)

પરંતુ જો ઈમામ ઔરતને નસીહત કરે છે, પરંતુ તે માનતી નથી, પરદામાં રેહતી નથી અને તલાક આપવાથી ઈમામ સાહેબને પરેશાનીમાં સપડાય જવાનો સંપૂર્ણ ખતરો છે. અથવા તલાક આપવાથી દુન્યવી કાયદા મુજબ કોર્ટના ચક્કર

મારવા પડશે, જેની તેનામાં શકિત નથી. તો તે ફાસિક કહેવાશે નહીં અને તેમની ઈમામત કરાહત વગર જાઈઝ છે. (સૂરએ ફાતિર : ૧૮, ફતાવા હિન્દિય્યહ: ૫ / ૩૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ઈમામ અને મુદર્રિસની પત્ની બેપર્દા છે, તો તેમની ઈમામત મકરૂહ થશે કે નહીં ?

**સવાલ (૭૦૩) :** અમારા ગામમાં એક આલિમ કુર્આન પઢાવે છે અને મસ્જિદના ઈમામ પણ છે. તેમના ઘરે અમુક યુવાન છોકરાઓની અવર – જવર રહે છે. જેઓ તેમના ઘરમાં અંદર સુધી કોઈ પણ જાતના ખચકાટ વગર ચાલ્યા જાય છે. તેમની પત્ની સાથે બેસીને નકામી વાતો કરે છે, હાલાંકે આ યુવાન છોકરા તેમની પત્નીના મહરમ (સગા) પણ નથી, એ યુવાનોમાંથી એકની ઈમામ સાહેબ સાથે દૂરની રિશ્તેદારી છે, પરંતુ તે પણ મહરમ નથી. ઈમામ સાહેબને પોતાની પત્નીની આ બેપર્દગીની ખબર પણ છે. તેમ છતાં તેમને આ બાબતે કોઈ પડેલી નથી, હાં, એ વાત છે કે તેમની પત્ની ઘરેથી બહાર નીકળે છે તો પરદાનો એહતિમામ કરે છે. તો આવા ઈમામની ઈમામતનો શરીઅતમાં શું હુકમ છે ? તેમની ઈમામત મકરૂહે તહરીમી ગણાશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સ્ત્રી પર વાજિબ છે કે દરેક ગેર મહરમ (પરાયા પુરુષોથી) પરદો કરે. જે પણ ઔરત આ હુકમનું પાલન નહીં કરે તો તે સખત ગુનેહગાર થશે. (સૂરએ અહઝાબ : ૫૩) ઉપર દર્શાવ્યા પ્રમાણે નવ યુવાનો માટે પણ જાઈઝ નથી કે તેઓ આ રીતે અવર – જવર રાખે. (સૂરએ નૂર : ૨૭, બુખારી : ૨ / ૭૮૭, હદીસ નં. ૫૨૩૨) જો ઈમામ સાહેબને તેમની આ અવર – જવરની ખબર હોવા છતાં કોઈ પૂછપરછ નથી કરતા તો તે પણ ગુનેહગાર થશે, જો તેઓ તેનાથી તૌબા ન કરે તો તેમની ઈમામત મકરૂહે તહરીમી છે.

પરંતુ જયારે કે ઈમામ સાહેબ પોતાની પત્નીને ઘરની બહાર પરદો કરવાનું કહે છે, જેની નિશાની એ છે કે તેમની પત્ની બુરકો પહેરીને બહાર નીકળે છે, તો તેમના વિશે સારુ ગુમાન રાખી શકાય છે કે તે જાણીજોઈને ઘરમાં બેપર્દગીથી રાજી નહીં હોય. બની શકે છે કે બેદરકારીના લીધે આ બેપર્દગી થઈ રહી હોય તો આ

સૂરતમાં તેમની ઈમામતમાં કોઈ વાંધો નથી, પરંતુ તે ઉપરોકત વાતો જાણે છે, અને તેમનું આ તરફ ધ્યાન દોરવામાં આવ્યું તેમ છતાં તેમના પર કોઈ પગલાં નથી લેતા તો તેમની પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. (દુર્રે મુખ્તાર : ૧ / ૫૬૦ – ૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઈદે મીલાદ અને મુશાયરામાં આગળ આગળ રહેનાર હાફિઝ સાહેબની પાછળ નમાઝ

**સવાલ (૭૦૪) :** અમારા ગામ લાજપૂરમાં દર વર્ષે ઈદે મીલાદુન્નબીનો જલસો થાય છે, જેમાં નીચે દર્શાવેલ પ્રોગ્રામો થાય છે. પહેલા દિવસે આલિમ સાહેબનું બયાન, બીજા દિવસે મુશાયરો અને ત્રીજા દિવસે એ જ સ્ટેજ પર કવ્વાલીનો પ્રોગ્રામ થાય છે, કવ્વાલીમાં એક મર્દ અને ઔરત કવ્વાલી ગાય છે, આ પ્રોગ્રામની કમિટીમાં એક હાફિઝ સાહેબ પણ છે, જે લોકોને પ્રોત્સાહિત કરી એ પ્રોગ્રામ તરફ પ્રેરે છે. આ કામ માટે ચંદો પણ ઉઘરાવવામાં આવે છે. તો તેમાં ચંદો આપવો જોઈએ કે નહીં ? અને એવા હાફિઝ સાહેબની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં ? જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પવિત્ર સીરતનો જલસો જે વ્યર્થ ખર્ચ અને રસ્મો રીવાજ અને કુપ્રથાઓથી પાક હોય, શંકા વગર જાઈઝ છે. (મુસ્લિમ : ૧ / ૪૯) મીલાદુન્નબીના જલસાના નામ પર મુશાયરો અને કવ્વાલી કરવી અને તેના માટે લોકો પાસેથી બળજબરી પૂર્વક ચંદો ભેગો કરવો અને ગાયનો સાંભળવા અને વાજિંત્રો વગાડવા હરામ છે. (સુનને કુબ્રા : ૧૦ / ૩૭૭, હદીસ નં. ૨૧૦૦૭) જે કમિટી આ કામો કરતી હોય, તો તેમની મદદ કરવી જાઈઝ નથી. અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે :

وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى، وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ۔

**તર્જુમો :** નેકી અને તકવાના કામમાં મદદ કરો અને ઝુલ્મ અને ગુનાહના કામમાં મદદ ન કરો. (સૂરએ માઈદહ : ૨)

માટે આ ગુનાહના કામોમાં મદદ કરવી હરામ છે.

જે હાફેઝી આ ગુનાહના કામોમાં મદદ કરે છે તે ફાસિક છે, તેને ઈમામ બનાવવો મકરૂહ છે. મુતવલ્લી હઝરાતની ઝિમ્મેદારી છે કે એવા ઈમામને છૂટો કરી

દે, જો મુતવલ્લીઓ તેને છૂટો ન કરે તો ફાસિકની પાછળ નમાઝ થઈ જશે, નમાઝ પઢનારાઓને જમાઅતનો સવાબ પણ મળી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઈમામનું દાઢી કપાવવી અને પોતાની પત્નીને મેળામાં પરદા વગર ફેરવવી

**સવાલ (૭૦૫) :** (૧) એક આલિમ ઈમામ સાહેબ છે. એક મુટ્ઠીથી ઓછી દાઢી રાખે છે, તો આટલી દાઢી રાખવી શરઈ રીતે કેવું છે. જયારે કે તેમની પાછળ નમાઝ પઢનાર ઘણા મુકતદીઓની મુકમ્મલ દાઢી હોય છે અને આવા ઈમામને રાખવામાં મુતવલ્લી અને કમિટીની કોઈ જવાબદારી છે કે નહીં ? તેમજ આ આલિમ ખૂબ જોરદાર બયાન પણ કરે છે.

(૨) અમુક દિવસો પહેલા આ ઈમામ સાહેબ એક મેળામાં પોતાની પત્નીને બેપર્દા લઈને ગયા હતા, આ વિશે લોકોમાં ઘણી ચર્ચાઓ પણ થઈ હતી. તેમને જયારે આ વાતની ખબર પડી કે મારા મેળામાં જવાથી અને દાઢી બાબતે લોકો વાતો કરે છે, તો ખૂબ જ ગુસ્સામાં બયાન કર્યુ અને બયાન દરમિયાન કહયું કે "આવી વાતો કહેનારા યઝીદ અને અબૂ લહબની અવલાદ છે." તેમણે વધુમાં કહયું કે લોકોને તેમના ઈમામ વિશે કંઈ જ બોલવાનો અધિકાર નથી અને દલીલ રૂપે આ બનાવ રજૂ કર્યો કે હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) એક વખતે એક રંડીના ઘરે ગયા હતા, તો લોકોમાં તેમની વાતો થવા લાગી, તો તેમના અમુક મુરીદોએ લોકોને સમજાવ્યા અને કહયું કે શૈખ વિશે આપણે આવું વિચારવું ન જોઈએ. બલકે કહો "અલ્હમ્દુલિલ્લાહ" આપણા શેખ મર્દ છે આટલું કહી તેમણે વાકિયો પૂરો કરી દીધો, જયારે કે લોકો મૂંઝવણમાં પડી ગયા કે હઝરત બાયઝીદ (રહ.) તે રંડી પાસે શા માટે ગયા હતા ? આ ઈમામની વાતથી તો કંઈક બીજું જ સાબિત થાય છે, જે હઝરત (રહ.)ની શાનની વિરૂદ્ધ છે. ટૂંકમાં તેમણે પોતાને પાક સાફ (નિર્દોષ) જાહેર કર્યા અને દોષિત મુકતદીઓને ઠેરવ્યા. હવે પૂછવાનું એ છે કે એક ઈમામની આ હરકત (કૃત્ય) અને લોકો સાથે તેમનો આવો વર્તાવ કે તેમને યઝીદની અને અબૂલહબની અવલાદ સુધી કહયું. જયારે મજમામાં એક સફેદ દાઢી વાળા બુઝુર્ગ પણ હતા. શરઈ દ્રષ્ટિએ કેવું છે. વિગતે સંતોષકારક જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુતવલ્લી અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે ઈમામતનું આ ઉચ્ચ પદ કોઈ નેક –દીનદાર અને પરહેજગાર માણસને સોંપે. જો ફાસિક અને ફાજિરને સોંપશે તો તેઓ (કમિટી સભ્યો) ગુનેહગાર થશે. (હલબી કબીર : ૩૧૫) અને એવી દાઢી કપાવવી કે એક મુઠ્ઠી જેટલી પણ બાકી ન રહે, ગુનાહે કબીરા છે અને આ રીતે દાઢી કાપનાર ફાસિક અને ફાજિર છે. (બુખારી : ૨ / ૮૭૫, હદીસ નં. ૫૮૯૨) આવા માણસને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે.

મુકતદીની દાઢી હોય કે ન હોય, ઈમામ માટે એક મુઠ્ઠી જેટલી દાઢી રાખવી સુન્નત છે. (મુસ્લિમ : ૧ / ૨૯, હદીસ નં.૫૪ (૨૫૯), ૫૫ – ૨૬૦) તેમજ જરૂરી છે કે શરીઅતના આદેશોનું પાલન કરતો હોય. જો તેઓ આવું નથી કરતા તો સખત ગુનેહગાર થશે, ભલે તે ઈમામ બયાન કરતો હોય કે ન કરતો હોય. જો બયાન પણ કરતો હોય અને જાતે સુન્નતો અને દીનની પાબંદી ન કરતો હોય તો તે મોટી ભૂલ કરી રહયો છે. (કિતાબુલ અમ્થાલ ફીલ હદીષિન્નબવિય્યહ : ૧ / ૩૨૪, હદીસ નં. ૨૭૬) આવા માણસને ઈમામતમાંથી છૂટો કરી દેવો જોઈએ. નહીં તો મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓ ગુનેહગાર થશે.

**(૨) પૂછેલી સૂરતમાં ઈમામમાં નીચે દર્શાવેલ બુરાઈઓ છે.**

(૧) હિન્દુઓના મેળામાં જાય છે. જે હરામ છે.

(અબૂ દાવૂદ : ૨ / ૫૫૯ હદીસ નં. ૪૦૩૧)

(૨) ઘરની સ્ત્રીઓને પરદા વગર ઘરની બહાર જવા દેવું, જે હરામ છે.

(સૂરએ અહ્ઝાબ : ૫૯)

(૩) પતિનું પોતાની સાથે ઔરતોને મેળામાં ફેરવવી જે ગુનાહનું કામ છે.

(સૂરએ અહ્ઝાબ : ૩૩ – ૩૪)

(૪) ઈમામને ઝિમ્મેદારીનો એહસાસ અપાવનારને યઝીદ અને અબૂલહબ ની અવલાદ વગેરે શબ્દો કહેવા, જે હરામ છે.

(સૂરહે હુજુરાત : ૧૧, બુખારી : ૨ / ૮૯૩ હદીસ નં. ૬૦૪૫)

(૫) પોતાના ગુનાહને છુપાવવા માટે પોતાને બુઝુર્ગો સાથે ગલત રીતે સરખાવવો, જે હરામ છે.

કયાં બા યઝીદ બુસ્તામી અને કયાં આ ઈમામ !

(૬) શેખ અને મુરીદોના અહકામો અલગ હોય છે અને ઈમામ અને મુકતદીના અહકામો જુદા હોય છે. મુરીદ તો પોતાના ઈરાદાને ખતમ કરવા માટે

શૈખના તાબે થઈ જાય છે. જયારે ઈમામ શૈખ નથી કે તેના પર રોકથામની બિલ્કુલ ગુંજાઈશ ન હોય.

(૭) કમઝોરો, આલિમો અને નેક નવજવાનોને બુરા નામથી પુકારવા હરામ છે, જયારે આ ઈમામ ગુનાહો કરે છે અને રોકનારાઓને ગાળો ભાંડે છે તો તેમને ઈમામતમાંથી છુટા કરી દેવા જ જોઈએ. નહીં તો મુતવલ્લી ગુનેહગાર થશે.

**નોંધ :** ઈમામને છુટા કરવાની જવાબદારી મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓની છે, જો તેઓ છુટા નહીં કરે તો ગુનેહગાર થશે, પરંતુ હાં, મુકતદીઓને તે (ઈમામ)ની પાછળ નમાઝ પઢી લેવી જોઈએ, જમાઅતનો સવાબ મળી જશે, અલગથી નમાઝ પઢવાની કોશિશ ન કરે. નહીં તો જમાઅત છોડવાનો ગુનોહ થશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ફાસિકની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૭૦૬) :** એક માણસને એવો ભ્રમ છે કે મારા સિવાય કોઈ બીજો દીનનો મસ્અલો જાણતો જ નથી. તે ઈમામત કરાવે છે, પરંતુ અમુક વખતે શરાબ પણ પીવે છે અને બિન મુસ્લિમોના ધાર્મિક પ્રોગ્રામોમાં પણ ભાગ લે છે, દા.ત. નવરાત્રીના દિવસોમાં તેમની મેહફિલમાં ભાગ લેવો વગેરે તો આવા માણસની પાછળ નમાઝ પઢવી કેવી છે ? અને તેમની પાછળ નમાઝ પઢનારાઓની નમાઝ સહીહ થશે કે નહીં ? જો સહીહ નથી તો તેની પાછળ જેટલી નમાઝો પઢી છે તેને લોટાવવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તે માણસની માન્યતાઓ (અકીદાઓ) દુરુસ્ત હોય તો કરાહતની સાથે તેમની પાછળ નમાઝ થઈ જશે અને મુકતદીઓને જમાઅતનો સવાબ પણ મળી જશે. પરંતુ મુતવલ્લી હઝરાતની જવાબદારી છે કે નમાઝ પઢાવવા માટે કોઈ દીનદાર માણસને નક્કી કરે. શરાબી અને બીજી કૌમોના તહેવારોમાં શિર્કત કરનારને ઈમામતથી દુર રાખે, નહીં તો જવાબદાર લોકો ગુનેહગાર થશે.

જો આ ઈમામના અકીદાઓ સહીહ અને દુરુસ્ત ન હોય તો તેની પાછળ નમાઝ પઢવી દુરુસ્ત નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૫૯–૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ફાસિકની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૭૦૭) :** અમારા ગામમાં એક માણસની દાઢી તો છે, પરંતુ પાંચ વખતની નમાઝ પાબંદીથી પઢતો નથી. ગીબત કરવાની આદત છે. ફિલ્મ જોવાની પણ આદત છે, તે અમુક વખતે જયારે ઈમામ સાહેબ હાજર નથી હોતા, ત્યારે જુમ્આની નમાઝ પઢાવે છે. તો આવા માણસની પાછળ નમાઝ પઢવી કેવી છે ? અમારી નમાઝ દુરુસ્ત થશે કે નહીં ? ગામના લોકો જાહિલ છે, તેમને મસ્અલાનું કંઈ ભાન નથી. જવાબ આપી આભારી થશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામનો હોદ્દો ઘણો મહત્વનો છે. ટ્રસ્ટીઓની જવાબદારી છે કે એવા માણસને ઈમામ બનાવે જે નેક અને દીનદાર હોય, ફાસિક માસણ જે દાઢી મૂંડાવતો હોય અથવા કપાવતો હોય, સીનેમા (ફિલ્મો) જોતો હોય, તેની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે. પરંતુ મુકતદીઓની જવાબદારી છે કે ઈમામ ફાસિક હોય તો પણ તેની પાછળ નમાઝ પઢી લે. તેમને જમાઅતનો સવાબ મળી જશે, કારણ કે ઈસ્લામ એકતાની તાલીમ આપે છે, તો મુકદીઓએ એવું કામ ન કરવું જોઈએ જેનાથી મતભેદ અને ઈખ્તિલાફ ઊભો થાય. પરંતુ ટ્રસ્ટીઓ અને કમિટીવાળાઓ પર જરૂરી છે કે એવો માણસ જેનાથી દીની બુનિયાદ પર લોકો નારાજ હોય, તેને ઈમામતની જવાબદારી સોંપવામાં ન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) દાઢી મૂંડાવનારની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૭૦૮) :** દાઢી મૂંડાવનાર ઈમામની પાછળ નમાઝ પઢવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે ઈમામતનો હોદ્દો પરહેજગાર અને શરીઅતના પાબંદ માણસને હવાલે કરે, જો તેઓ દાઢી મૂંડાવનાર અથવા એક મુઠ્ઠીથી નાની રાખનાર માણસને ઈમામતનું પદ સોંપશે તો ગુનેહગાર થશે, પરંતુ મહોલ્લાવાળાઓનું કર્તવ્ય છે કે તેઓ એવા માણસની પાછળ (જયાં સુધી તેનો અકીદો કુફ્ર સુધી ન પહોંચતો હોય) નમાઝ પઢી લે. મજબૂરીમાં આવા માણસની પાછળ નમાઝ પઢવાથી તેમને જમાઅતનો સવાબ મળી જશે, પરંતુ મુતવલ્લી અને ટ્રસ્ટીઓ સાથે સલાહ મશ્વેરો કરી ઈમામને છૂટો કરવાનો પ્રયાસ કરે. પરંતુ તે બાબતે લડાઈ – ઝઘડો ન કરે. નમાઝીઓની માત્ર એ જવાબદારી છે કે કોઈ પણ

જાતનો ફિત્નો અને કંકાશ કર્યા વગર ઈમામને છુટો કરવાની કોશિશ કરતા રહે અને જમાઅત સાથે નમાઝ પઢતા રહે, જમાઅતનો સવાબ મળી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) દારૂડિયા (જેણે તૌબા કરી લીધી છે)નું ઈમામ બનવું

**સવાલ (૭૦૯) :** એક માણસ હાફિઝ છે, પરંતુ તેના ધંધા ખરાબ છે, અહીંયા સુધી કે દારૂ પણ પીતો હતો, પરંતુ અત્યારે તેણે દારૂ છોડી દીધું છે, તો એવા માણસની પાછળ તરાવીહ અથવા ફર્ઝ નમાઝ પઢવી શરઈ રીતે દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુનાહે કબીરા (મોટા ગુનાહ) અથવા ગુનાહે સગીરા (નાના ગુનાહ) ની આદત બનાવી લેવાથી માણસ ફાસિક થઈ જાય છે, અને ફાસિકને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રુલ મુખ્તાર : ૧ / ૫૬૦) દારૂ વગેરે પીવું ગુનાહે કબીરા છે. (સૂરએ માઈદહ : ૯૦, મુસ્લિમ : ૧ / ૫૫ હદીસ નં. ૧૦૦ – ૫૭) જે માણસ દારૂ પીએ છે તેને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે, પરંતુ દારૂડિયા અને બીજા ગુનાહના કામો કરનારે જો સાચી તૌબા કરી લીધી હોય અને ગુનાહોથી બચવા લાગ્યો હોય તો એવા માણસને ઈમામ બનાવવો કરાહત (ખરાબી) વગર જાઈઝ છે. ભલે ફર્ઝ નમાઝ હોય કે તરાવીહ, તેની ઈમામત જાઈઝ છે. (સૂરએ તાહા : ૮૨, અબૂ દાવૂદ : ૨ / ૫૧૮, હદીસ નં. ૩૬૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) જુઠા (બયાનમાં કહેલી વાતથી ફરી જવાવાળા) ઈમામની પાછળ નમાઝ પઢવાનો હુકમ

**સવાલ (૭૧૦) :** ઈમામ સાહેબે ચારસો પાંચસો માણસો સામે બયાન કર્યુ હતું કે મુહર્રમનો શરબત પીવો અને પીવડાવવો જાઈઝ નથી. હવે ઈમામ સાહેબ અને તેમના અમુક સાથીઓનું કહેવું છે કે તેમણે આવું નથી કહયું. હાલાંકે ઈમામ સાહેબે હકીકતમાં આવું કહયું હતું. પરંતુ તે સતત ના જ પાડે છે કે હું આવું નથી બોલ્યો. પરંતુ ઘણા લોકો આ વાત પર ગવાહ છે તો આવા જુઠા ઈમામની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં ? મુકતદીઓની નમાઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસ્મો રિવાજના તૌર પર મુહર્રમનો શરબત પીવડાવવામાં આવે છે. લોકોએ તેને જરૂરી સમજી લીધું છે. માટે તે જાઈઝ નથી અને ઈમામ સાહેબનું આ બયાન કરવું પણ સહીહ અને બરાબર છે.

ઈમામ સાહેબે શરબત પીવાને નાજાઈઝ કહયું હતું, હવે તે ઈન્કાર કરે છે કે મેં આવું નથી કહયું, શકય છે કે તેમને યાદ ન હોય કે તેમણે શું કહયું હતું અને એવું પણ બની શકે છે કે યાદ હોવા છતાં જાણીજોઈને ના પાડી રહયા હોય. જેથી લોકોમાં ફિત્નો અને વાદ – વિવાદ ઊભો ન થાય. (જો કે તેમનું જુઠું બોલવું સ્પષ્ટ નથી, માત્ર સંભાવના છે) એટલા માટે તેમને અત્યારે તેમના પદ પર રહેવા દો, જો બીજી વખતે જુઠ બોલે તો છુટા કરી દો. ઉપરાંત તેમનું કોઈ પણ રીતે અપમાન ન કરો. તેમનો સંપૂર્ણ અદબ અને એહતેરામ જાળવવામાં આવે.

જયાં સુધી નમાઝનો સંબંધ છે, તો તેમની પાછળ કરાહત વગર નમાઝ જાઈઝ છે, તેમની ઈમામતમાં કોઈ ખરાબી નથી. હાં, જો તેમનું જુઠ બોલવું બે બે – ચારની જેમ સ્પષ્ટ થઈ જાય તો આ સૂરતમાં તેમને ઈમામ બનાવવા મકરૂહ છે. પરંતુ હાં, તેમની પાછળ પઢેલી નમાઝ સહીહ થઈ જશે.

લોકોએ ઈમામ સાહેબનું સાચો મસ્અલો બતાવવા છતાં અપમાન કર્યું છે, તો તેનું કારણ શું છે ? તમે આ બાબતે તમારા સવાલમાં કોઈ ઉલ્લેખ પણ નથી કર્યો, યાદ રહે કે જે લોકોએ ઈમામ સાહેબનું મુહર્રમના શરબત પીવા બાબતે અપમાન કર્યુ છે, તેમના માટે ઈમામ સાહેબ પાસે માફી માંગવી જરૂરી છે. (બુખારી : ૧ / ૨૧ હદીસ નં. ૧૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ઈમામનું ઝોહર પહેલાંની ચાર રકાત સુન્નત પઢયા વગર ઈમામત કરાવવું

**સવાલ (૭૧૧) :** ઝોહર પહેલાંની ચાર રકાત સુન્નતે મુઅક્કિદા છે, પરંતુ જો કોઈ ઈમામ મોડા આવવાથી આ ચાર રકાતો પઢયા વગર ફર્ઝ નમાઝ પઢાવવાનું શરૂ કરી દે તો તેમની ઈમામતમાં કોઈ ખરાબી કે કરાહત આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખરેખર ઝોહર પહેલાંની ચાર રકાત સુન્નતે મુઅક્કિદા છે, એટલા માટે ઈમામ સાહેબ જમાઅતથી પહેલા સુન્નતોથી ફારિગ થવાનો એહતિમામ કરે. (રદુલ મુહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૧૨ – ૫૧૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩) પરંતુ જો

કોઈ કારણસર બિલ્કુલ જમાઅતના વખતે પહોંચે અને સુન્નતે મુઅક્કિદા પઢવામાં મશગૂલ થઈ જાય તો જમાઅતમાં મોડું થશે, જેના લીધે ફિત્નો થવાનો ભય છે અને ફિત્નાથી બચવું – બચાવવું જરૂરી છે.

તેમજ આ સુન્નતની ફર્ઝ નમાઝ પછી અદાયગી દુરુસ્ત છે, માટે ક્યારેક ઈમામ સાહેબ સુન્નત પઢવા વગર નમાઝ પઢાવી દે તો નમાઝ કરાહત વગર જાઈઝ છે. (અલ ઈખ્તિયારુ લિતઅ્લીલિલ મુખ્તાર : ૨ / ૧૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) કોઈ ઈમામથી સુન્નતે મુઅક્કિદા છુટી જાય તો તે ઈમામને ઈમામત પર બાકી રાવખામાં આવે કે નહી ?

**સવાલ (૭૧૨) :** અમારા ગામના ઈમામ હાફિઝ, કારી અને મોલવી છે, કુર્આન શરીફ સાફ અને સહીહ પઢે છે, તેમના અખ્લાક પણ ઘણાં સારા છે, પરંતુ તેમનાથી મોટા ભાગે ઝોહર પહેલાની ચાર રકાત સુન્નતે મુઅક્કિદા છુટી જાય છે. અમુક વખતે વેપાર સંબંધિત સફરના કારણે તો ક્યારેક ઊંઘી રહેવાથી આવું થાય છે. પરંતુ ફર્ઝ નમાઝ પછી આ ચાર રકાતો તેઓ પઢી લે છે તો આવા ઈમામને ઈમામત પર બાકી રાખવામાં આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝોહરની ફર્ઝ નમાઝથી પહેલાં ચાર રકાત સુન્નતે મુઅક્કિદા છે. જો ઈમામ સાહેબથી સફર અથવા ઊંઘી રહેવાના કારણે આ સુન્નતો ક્યારેક છુટી જાય છે તો તેમાં કોઈ વાંધો નથી, આના લીધે તેમને સુન્નત છોડનાર કહેવાશે નહીં. કારણ કે તે ફર્ઝ નમાઝ પછી આ સુન્નતોને પઢી લે છે, પરંતુ એક ઈમામ માટે આ રીતે કરવું સારું નથી. સુન્નતે મુઅક્કિદા વાજિબ છોડવા બરાબર છે, અને ઝોહરની સુન્નત જાણી જોઈને છોડવાની આદત બનાવનાર ફિટકાર પાત્ર છે. (બહરુર્રાઈક : ૨ / ૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) બ્લેક માર્કેટ કરવાવાળાની ઈમામત

**સવાલ (૭૧૩) :** અમારા ગામના ઈમામ સાહેબ ગરીબ અને મજૂરી કરનાર ભોળી કૌમ પાસેથી રેશનકાર્ડ એક વર્ષ માટે પાંચ દસ રૂપિયામાં ખરીદી લે છે, ત્યાર પછી દર મહીને સસ્તા અનાજની દુકાને (ગોડાઉન) થી રેશનકાર્ડથી સસ્તુ અને યોગ્ય

કીમતે અનાજ (ખાંડ – તેલ વગેરે) ખરીદીને ભેગું કરે છે અને યોગ્ય મોકા પર તેને બ્લેક માર્કેટ કરે છે. એટલે કે બે – ત્રણ ગણો વધારે નફો લઈ વેચે છે, ઈમામ સાહેબની આ હરકતની ખબર મુતવલ્લીઓ સહિત આખા ગામને છે. હવે સવાલ એ છે કે આવા ઈમામની પાછળ નમાઝ પઢવી કેવી છે ? આવા ઈમામની પાછળ જે નમાઝો પઢી છે શું તેના જાઈઝ ને નાજાઈઝ બાબતે કોઈ શંકા ખરી ? જો માની લો કે નમાઝો કબૂલ ન થઈ હોય તો તેનો જવાબદાર કોણ ? ઈમામ, મુતવલ્લીઓ, ટ્રસ્ટીઓ કે પછી રેશનકાર્ડ વેચનાર કે ગામના આગેવાનો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરીબ અને મજુર વર્ગ પાસેથી રેશનકાર્ડ ખરીદવું અને તેનાથી માલ ખરીદી બ્લેકમાં વેચવું જાઈઝ નથી. (દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૪ / ૫૧૮) નાજાઈઝ કામ કરનારને શરીઅતની પરિભાષામાં "ફાસિક" કહેવામાં આવે છે. જેને ઈમામ બનાવવો મકરૂહ છે. (રદ્દુલ મુહતાર : ૧ / ૫૬૦)

મુતવલ્લી સાહેબની જવાબદારી છે કે ઈમામત માટે પરહેજગાર અને દીનદાર માણસની પસંદગી કરે, જો આ જવાબદારી ફાસિકને સોંપવામાં આવશે તો કમિટીવાળા ગુનેહગાર થશે. (હલબી કબીર : ૩૧૫) જો કે ફાસિક ઈમામની પાછળ નમાઝ થઈ જશે, કારણ કે નબીએ કરીમ (સલ.) નું ફરમાન છે કે દરેક નેક અને ખરાબ માણસ પાછળ નમાઝ પઢી લો. (સુનને દારે કુત્ની : ૨ / ૪૦૪, હદીસ નં. ૧૭૬૮)

એવા ઈમામે જાતે ઈમામત છોડી દેવી જોઈએ, જે ઈમામથી મુકતદીઓ (કોઈ દીની બુનિયાદ પર) ખૂશ ન હોય. (ઈબ્ને માજહ : ૬૯) જો ઈમામ સાહેબ જાતે રાજીનામું ન આપે તો હિકમતથી તેમને છુટા કરી દેવા જોઈએ. ફિત્નો ન થાય તેનો ખ્યાલ રાખવો જોઈએ અને જયાં સુધી આવા ઈમામને છુટો કરવામાં ન આવે ત્યાં સુધી તેની પાછળ નમાઝ પઢવામાં આવે, ઈન્શાઅલ્લાહ મુકતદીઓને બા–જમાઅત નમાઝ પઢવાનો સવાબ મળશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) પડદા વિશે અર્થઘટન કરનારની ઈમામત

**સવાલ (૭૧૪) :** ઝેદ મુકમ્મલ આલિમ છે, લોકોને શરીઅતના આદેશો, ફઝીલતો અને વઈદો જોરશોરથી સંભળાવે છે, અને પોતાની જોશીલી તકરીરોથી લોકોને ખૂબ જ લલકારે છે. પરંતુ તેના ઘરની સ્ત્રીઓમાં પડદો (જે જરૂરી છે)નું કોઈ મહત્વ

નથી. આવું કહેવામાં આવે છે કે બેપર્દગીમાં કોઈ વાંધો નથી. તે લોકો પડદો ફર્ઝ હોવાનો ઈન્કાર કરે છે. જેનો ઈજહાર તેમની પત્ની બજાર અને આખા ગામમાં બેપર્દા ફરીને કરે છે અને અલ્લાહ તઆલાના આદેશનો જાહેરમાં વિરોધ કરે છે. આ આલિમ સાહેબ તમાશો બની તેને જુએ છે. જો કોઈ પડદાના ફઝાઈલ અને ફાયદાઓ અને બેપર્દગીના નુકસાનો બયાન કરી તેમનું આ તરફ ધ્યાન દોરે છે તો તે આલિમ સાહેબ અર્થઘટનનો દરવાજો ખોલી દે છે.

હવે સવાલ એ છે કે આવા ઈમામની પાછળ નમાઝ પઢવી કેવી છે ? અને એવા આલિમને શરઈ રીતે ઈમામતનો હક છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ ઈમામ સાહેબની પત્ની ખુલ્લેઆમ પડદા વગર (ખુલ્લા મોઢે) જાહેરમાં ફરે છે અને ઈમામ સાહેબ પોતાની પત્નીને નસીહત નથી કરતા અને ન તો પડદામાં રહેવાનું કહે છે તો દીની એ'તેબારથી તેને "ફાસિક" સમજવામાં આવશે, અને ફાસિકની પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે.

ઈમામ પોતાની પત્નીને નસીહત કરતા હોય, પરંતુ તે માનતી ન હોય અને પડદો કરતી ન હોય તો ઈમામ સાહેબ એ પોઝિશનમાં હોય કે આવી નાફરમાન પત્નીને તલાક આપી બીજી જગ્યાએ શાદી કરી લે અને આ ઔરત વગર જીવન પસાર કરે તો તેમણે આ રીતે કરી લેવું જોઈએ. પરંતુ જો કોઈ મજબુરીના કારણે આવું કરવું શકય ન હોય તો "મનિહ્ તદા ફ–ઈન્નમા યહ્તદી લિનફ્સિહ, વ મન્ દલ્લ ફ–ઈન્નમા યદિલ્લુ અલય્હા, વલા તઝિરુ વાઝિરતુવ્ વિઝ્ર ઉખ્રા"

**તર્જુમો :** જે માણસ (દુનિયામાં) હિદાયતના રસ્તા પર ચાલે છે તે પોતાના નફા માટે હિદાયતના રસ્તા પર ચાલે છે અને જે માણસ હિદાયતના રસ્તા પર નથી ચાલતો તે પણ પોતાના જ નુકસાન માટે બે રાહ હોય છે અને કોઈ માણસ કોઈના (ગુનાહ)નો ભાર ઉઠાવશે નહી. (તરજમા થાનવી) (સૂરએ ઈસ્રાઅ્ : ૧૫)

સામે રાખી તેની ઈમામત મકરૂહ નથી. એટલા માટે ઈમામ સાહેબે રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન :

من رأى منكم منكرا فليغيره بيده، فان لم يستطع فبلسانه، فان لم يستطع فبقلبه، وذلك اضعف الايمان

(મુસ્લિમ : ૧ / ૫૦ હદીસ નં. ૭૮ – ૪૯)

મુજબ પોતાની ઝિમ્મેદારી અદા કરી દીધી છે.

હા ! કોઈ ઈમામ (મઆઝલ્લાહ) હાલાતથી પ્રભાવિત થઈ સાફ શબ્દોમાં પડદાનો ઈન્કાર કરી દે તો હવે તે ઈમામતનો બિલ્કુલ લાયક નથી. મોડું કર્યા વગર તેને ઈમામતમાંથી છૂટો કરવો જરૂરી છે. (અકીદતુત્તહાવી : ૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) વારસો અદા ન કરનાર ઈમામની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૧૫) :** અમારા એક ઈમામ સાહેબ છે જેમની પાસે બીજા વારસદારોનો માલ છે, જયારે વારસદારો તેમનો હક માંગે છે તો ઈમામ સાહેબ જવાબ આપે છે કે વારસો જોઈએ તો કોર્ટથી વસૂલ કરી લો. એટલે વારસાઈ હક આપવાની મનાઈ કરે છે અને એમ પણ કહે છે કે મારો આ માલ પર જુનો કબ્જો છે.

સવાલ એ છે કે શું આવા ઈમામની પાછળ નમાઝ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બીજાની માલિકી પર કબ્જો કરવાથી કોઈ (ઈમામ હોય કે અન્ય) માલિક બની જતો નથી, કે તેના માટે તે માલમાં ખર્ચ કરવો જાઈઝ હોય.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૨૦૦)

એટલા માટે ઈમામ સાહેબ માટે જરૂરી છે કે વારસદારોને તેમનો હક આપી દે. (સૂરએ નિસાઅ : ૫૮)

કોઈના માલ પર નાહક કબ્જો કરી લેવો અને આપવાની ના પાડવી ગુનાહે કબીરા છે અને ગુનાહે કબીરા કરનાર ફાસિક છે, જો ખરેખર ઈમામ સાહેબ વારસદારોને તેમનો હક આપતા ન હોય તો તે ગુનાહે કબીરા કરવાથી ફાસિક ઠેરશે. તેને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે. પરંતુ તેની પાછળ નમાઝ પઢી લે તો નમાઝ થઈ જશે. ફરી લોટાવવાની જરૂરત નથી.

એક મુસલમાનના માર્ગદર્શન માટે કુર્આને કરીમ અને હદીસોનો ખઝાનો મૌજૂદ છે. દુન્યવી અદાલતમાં અને બિન શરઈ કોર્ટમાં પોતાની મરજીથી જવું અથવા જવા પર કોઈને મજબૂર કરવો નાજાઈઝ અને હરામ છે. એક મુસલમાનની શાનની વિરૂદ્ધ છે. માટે અદાલત અને કોર્ટમાં જવાથી બચવું જોઈએ. (સૂરએ અહઝાબ : ૩૬, સૂરએ નિસાઅ : ૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) વારસો હડપ કરનારને ઈમામતમાંથી છુટો કરવો

**સવાલ (૭૧૬) :** વારસો હડપ કરનાર ઈમામની પાછળ નમાઝ પઢવી જાઈઝ ન હોય તો મુતવલ્લીએ એવા ઈમામને છુટો કરી દેવો જોઈએ કે નહીં ? જો કે વારસદારોને તેમનો હક ન આપવો, હકીકતમાં કુર્આન અને હદીસના ફરમાનને ફગાવવો છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુતવલ્લી અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે તેઓ ઈમામત માટે કોઈ નેક અને દીનદાર માણસની નિમણૂંક કરે. ફાસિક અને ફાજિરની પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. પરંતુ જમાઅતનો સવાબ મળી જશે એકલા (અલગથી) નમાઝ પઢવા કરતા ફાસિક ઈમામની પાછળ નમાઝ પઢવી બહેતર છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦, હલબી કબીર : ૩૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) તોહમતદાર ઈમામની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૧૭) :** ગામના પેશ ઈમામ પર એક આદમીએ માત્ર શંકાને આધારે તોહમત (આક્ષેપ) લગાવી તેમની પાછળ નમાઝ નથી પઢતો. નમાઝ થઈ ગયા પછી તે (એકલો) પોતાની નમાઝ અદા કરે છે, તો આવી સૂરતમાં આવા માણસની નમાઝ સહીહ થશે કે નહીં.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ મુસલમાન પર માત્ર શંકાને આધારે તોહમત લગાડવી જાઈઝ નથી, હરામ છે, તેના વિશે કુર્આને કરીમ અને હદીસોમાં ઘણી સખત વઈદો આવી છે. એટલા માટે શંકા કરીને પોતાના ઈમામની ઈજ્જત અને આબરૂની ફજેતી કરવી સખત ગુનાહનું કામ છે. (સૂરએ હુજુરાત : ૧૨, તફસીરુલ કુર્આનિલ અઝીમ : ૭ / ૩૭૭, બુખારી : ૧ / ૨૧, હદીસ નં. ૧૦૫)

જમાઅતની સાથે નમાઝ પઢવા વિશે આપ (સલ.) નું ફરમાન છે કે દરેક નેક અને ફાજિરની પાછળ નમાઝ અદા કરી લો. (દારે કુત્ની : ૨ / ૪૦૪) એટલા માટે મુકતદીઓ દરેક હાલતમાં ઈમામની પાછળ નમાઝ પઢે, ઈન્શાઅલ્લાહ તેમને જમાઅતનો સવાબ મળી જશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૯)

પરંતુ મુતવલ્લીની જવાબદારી છે કે તે નેક–પરહેજગાર માણસને ઈમામતની જવાબદારી સોંપે. જો તેણે કોઈ એવા માણસને ઈમામ બનાવ્યો જે ફાસિક અને ફાજિર છે અને દીની બાબતો વિશે લાપરવાહી વર્તે છે તો મુતવલ્લી ગુનેહગાર થશે. (હલબી કબીર : ૩૧૫)

ઉપરોકત માણસનું જમાઅતની નમાઝ છોડી અલગથી નમાઝ પઢવી ગુનાહનું કામ છે. જેનાથી બચવું ખૂબ જ જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) તોહમતદાર ઈમામની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૧૮) :** જો ખરેખર ઈમામ સાહેબે ખોટુ કામ કર્યુ છે અને ગવાહો ન હોવાથી નમાઝીઓ તેની પાછળ નમાઝ પઢી લે છે તો તેમની નમાઝ થશે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબ ભલે ગુનાહે કબીરા કરે, તો પણ તેમની પાછળ જમાઅતની નમાઝ અદા કરવાથી જમાઅતનો સવાબ મળી જશે, એટલા માટે દરેક હાલતમાં (ભલે ઈમામ સાહેબ ગુનાહથી બચતા હોય કે ન બચતા હોય) જમાઅતથી નમાઝ પઢવી જોઈએ. (અબૂ દાવૂદ: ૧/૩૪૩, હદીસ નં. ૨૫૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) શંકાને આધારે ઈમામની પાછળ નમાઝ ન પઢનાર નો હુકમ

**સવાલ (૭૧૯) :** શંકાને આધારે જે માણસ પોતાના ઈમામની પાછળ નમાઝ નથી પઢતો, બલકે તે એકલો (અલગથી) નમાઝ પઢી લે છે તો તેની નમાઝ સહીહ થશે કે નહીં? અને તેને ગુનોહ થશે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ તો થઈ જશે પરંતુ જમાઅત છોડવાનો તેને ગુનોહ થશે. (ઈબ્ને માજહ : ૫૩, હદીસ નં. ૭૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) શરીઅત વિરૂદ્ધ વાળ રાખનાર અને દાઢી કપાવનારની ઈમામત

**સવાલ (૭૨૦) :** એક માણસ મસ્જિદમાં ઈમામત કરાવે છે, તેના વાળ હુઝૂર

(સલ.) ના વાળો જેવા નથી. તે શરીઅતની વિરૂદ્ધ ઈંગ્લીશ સ્ટાઈલના વાળ રાખે છે, આવા માણસની પાછળ નમાઝ પઢવી કેવી છે ? તેને નરમી અને હિકમતથી આ બાબતે સમજાવવામાં આવ્યો. તેમ છતાં તે સુધરવાનું નામ નથી લેતો. મુતવલ્લીને પણ આ બાબતે વારંવાર ફરિયાદ કરી તેમ છતાં મુતવલ્લી આ ઈમામને છુટો કરતા નથી. આવા મુતવલ્લીનો શું હુકમ છે ? શું મુતવલ્લીની જવાબદારી નથી કે આવા માણસને ઈમામતમાંથી છુટો કરી દે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ ઈમામ અંગ્રેજી વાળ રાખતો હોય અને દાઢી કાપીને એક મુઠ્ઠી કરતા નાની કરી દેતો હોય તો જો કે આ બન્ને બાબતો સુન્નતની વિરૂદ્ધ છે. જો ઈમામ કાયમ આવા વાળ અને દાઢી બનાવતો હોય અને પોતાની આ ખોટી ટેવ બદલવા માટે તૈયાર ન હોય તો તેના ફાસિક હોવામાં કોઈ શંકા નથી.

(બુખારી : ૨ / ૮૭૫, હદીસ નં. ૫૮૯૨, મુસ્લિમ : ૧ / ૧૨૯, હદીસ નં. ૫૪ – ૨૫૯)

એટલા માટે આ ઈમામના મુકાબલામાં કોઈ નેક–દીનદાર અને પરહેજગાર માણસ હાજર હોય તો તે ઈંગ્લીશ વાળ રાખનાર તથા દાઢી કાપનાર ઈમામ પાછળ નમાઝ પઢવી મકરૂહ છે. પરંતુ તેમ છતાં મુકદતીઓને તેમની જમાઅતનો સવાબ મળી જશે. (મુસ્લિમ : ૨ / ૨૦૩, હદીસ નં. ૧૧૩ – ૨૧૨૦)

મુતવલ્લી અને ટ્રસ્ટીઓની ઝિમ્મેદારી છે કે કોઈ પરહેજગાર અને દીનદાર માણસને ઈમામતની જવાબદારી સોંપે, નહીં તો તેઓ ગુનેહગાર થશે. અમુક લોકો ઝાતી લડાઈ – ઝઘડાના કારણે પણ ઈમામને ખોટી રીતે બદનામ કરવાની કોશિશ કરતા હોય છે. એટલા માટે આનાથી બચવાની પણ ખૂબ જ જરૂરત છે, તમે મુતવલ્લી અને ઈમામને સમજાવી દીધા, જેથી તમે તમારી ઝિમ્મેદારી પૂરી કરી દીધી. તમે તે ઈમામ પાછળ નમાઝ પઢતા રહો તમને (ઈન્શાઅલ્લાહ) જમાઅતનો સવાબ મળતો રહેશે અને જે લોકો તેનું માધ્યમ બન્યા છે તેમની (આખિરતમાં) પૂછપરછ થશે, તેઓ ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) ફાસિક ઈમામની પાછળ નમાઝ અને તરાવીહનો હુકમ

**સવાલ (૭૨૧) :** હું ગામ મહૂવેજ મદ્રસા કમિટીનો સભ્ય છું નીચે દર્શાવેલ સૂરતમાં મારા માટે શું હુકમ છે ?

હમણાં થોડાં દિવસો પહેલાં જ અમારા મદ્રસામાં એક મુદર્રિસની નિમણૂંક

થઈ છે. જે હાફિઝે કુર્આન છે, પરંતુ પાંચ વખતની નમાઝના પાબંદ નથી. રેડિયા પર ગાયનો પણ સાંભળે છે, પિકચરો (ફિલ્મો) પણ જુએ છે અને બદકારીમાં પણ સંડોવાએલા છે. અમુક વાર એમ પણ બને છે કે તેઓ નમાઝ પણ પઢાવે છે, ત્યારે હું તેની પાછળ નમાઝ નથી પઢતો, નમાઝથી ફારિગ થયા પછી મને આ રીતે અલગથી નમાઝ પઢતો જોઈને લોકો મને પૂછે છે કે તમે આ રીતે એકલા અલગથી નમાઝ કેમ પઢો છો ? તો હું તે ઘડીએ લોકોને આ મુદર્રિસની બધી હકીકત બતાવું છું. તે છતાં પણ ગામ લોકો તેને ઈમામ બનાવે છે.

આ વર્ષે એ મુદર્રિસ પાછળ લોકો તરાવીહ પણ પઢવાના છે. તો આ મુદર્રિસની પાછળ અમારી તરાવીહ દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓની ઝિમ્મેદારી બને છે કે ઈમામત માટે કોઈ યોગ્ય આલિમની નિમણૂંક કરે, જે દીનદાર પણ હોય, જો આલિમ ન હોય, તો કમસે કમ હાફિઝે કુર્આન તો જરૂરી છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩, તોહફતુલ ફુકહા : ૧ / ૨૩૦)

આપના લખાણ મુજબ તે હાફિઝ સાહેબ દીનદાર નથી, તો આવા માણસને ઈમામતની જવાબદારી સોંપવી મકરૂહે તહરીમી છે. જો ટ્રસ્ટીઓ અને મુતવલ્લીઓ તેને ઈમામ બનાવશે તો તેઓ ગુનેહગાર થશે. (હલબી કબીર : ૩૧૫)

પરંતુ ટ્રસ્ટીઓ જે કોઈ માણસને ઈમામતની જવાબદારી સોંપી દે, તો મહોલ્લા અને ગામ લોકોએ તેની પાછળ નમાઝ પઢવી જરૂરી છે. મુકતદીઓને જમાઅતનો સવાબ મળી જશે અને ઈમામ અને ટ્રસ્ટીઓ ગુનેહગાર થશે. માટે તમારી જવાબદારી તો બસ એટલી જ છે કે તમે તે ઈમામની પાછળ નમાઝ પઢતા રહો, જમાઅતને છોડી અલગથી નમાઝ પઢવી ગુનાહનું કારણ બને છે. (ઈબ્ને માજહ : ૫૩, હદીસ નં. ૭૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) ઈમામનું કોઈ પરાઈ સ્ત્રી સાથે ના જાઈઝ સંબંધ રાખવો

**સવાલ (૭૨૨) :** અમારા ઈમામ સાહેબ નવ જવાન છે. તેમની ઉંમર ૨૫ વર્ષની છે, હજુ સુધી તેમણે શાદી કરી નથી. એક નવ યુવાન છોકરી સાથે પ્રેમમાં પડેલા છે, આવા માણસને ઈમામ બનાવવા જાઈઝ છે કે નહીં ? તેમની પાછળ નમાઝ દુરુસ્ત

થશે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પરાયી (અજાણી) ઔરત સાથે ગલત સંબંધ બાંધનાર, અથવા બદનજરી કરનાર વ્યકિત ગુનેહગાર છે. જો નાજાઈઝ સંબંધ બાંધે છે તો તે વ્યભિચારી – ઝિનાકાર અને ફાસિક છે, આવા માણસને કોઈ પણ હાલતમાં ઈમામ બનાવવો ન જોઈએ. તેને ઈમામ બનાવનાર માણસ ગુનેહગાર થશે. પરંતુ જો મજબૂરી છે (કે તેને ઈમામ બનાવ્યા સિવાય કોઈ છુટકો ન હોય) તો તેની પાછળ નમાઝ પઢવામાં આવે તો નમાઝ દુરુસ્ત થઈ જશે. (બુખારી : ૨ / ૯૫૮, હદીસ નં. ૬૪૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) વ્યાજ ખાનારની પાછળ નમાઝ પઢવાનો શરઈ હુકમ

**સવાલ (૭૨૩) :** શું ફરમાવે છે મુફતિયાને કિરામ અને ઉલમાએ દીન નીચેના મસ્અલામાં :

ઝેદ નામનો એક તાલિબે ઈલ્મ પોતાના પિતા અને દાદા સાથે એક ઘરમાં રહે છે. ઘરની તમામ વ્યવસ્થા તેના દાદાના હાથમાં છે, તેના પિતાનો ઘરમાં કોઈ જાતનો રોલ કે દખલ નથી. દાદાની હાલત એ છે કે તે લોકોને વ્યાજે પૈસા આપે છે, હવે તાલિબે ઈલ્મ અથવા તેના પિતા લોકોને નમાઝ પઢાવે તો શું તેમની ઈકતિદા કરનારાઓની નમાઝ સહીહ થશે કે નહીં ? જો નમાઝ સહીહ ન થાય તો અત્યાર સુધી તેમની પાછળ જે નમાઝો પઢી છે તેનું શું થશે ? શું તે બધી નમાઝોને ફરી લોટાવવી પડશે ? તેમજ આ તાલિબે ઈલ્મનું આવા પૈસાથી તાલીમ મેળવવું અને પઢવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વ્યાજને અલ્લાહ તઆલાએ હરામ ઠેરવ્યું છે, તેનાથી બચવું ખૂબ જ જરૂરી છે. (સૂરએ બકરહ : ૨૭૫, બુખારી : ૧ / ૩૮૮ હદીસ નં. ૨૭૬૬) એટલા માટે જરૂરી છે કે પિતા અને પુત્ર બન્ને મળીને પોતાના દાદાને વ્યાજના કારોબારથી મનાઈ કરે.

જો પિતા અને પુત્ર તરફથી મનાઈ કરવા છતાં દાદાએ વ્યાજુ વેપાર બંધ કર્યો નહીં, તો પિતા અને પુત્ર બન્ને ઈન્શાઅલ્લાહ ગુનેહગાર નહીં થાય, અને જરૂરત પ્રમાણે જોઈતા વ્યાજુ માલનો ઉપયોગ પણ કરી લેશે તો પણ તેમની ઈમામત કરાહત વગર જાઈઝ છે.

જો તે બન્ને દાદાના આ કામથી રાજી હોય તો ફિસ્કના કારણે તેમની ઈમામત મકરૂહ છે, પરંતુ મુકતદીઓની નમાઝ અદા થઈ જશે. ફરીથી પઢવાની જરૂરત નથી.

તાલિબે ઈલ્મનું વ્યાજના પૈસાથી ઈલ્મ મેળવવું જાઈઝ નથી. કારણ કે ઈલ્મનું હાસિલ કરવું ફર્ઝે કિફાયા છે, જયારે કે વ્યાજથી બચવું ફર્ઝે ઐન છે.

(કવાઈદુલ ફિકહ : ૮૧)

જો આવકનો યોગ્ય અને હલાલ ઝરીયો હોય તો આ તાલિબે ઈલ્મ અને તેના પિતા માટે જરૂરી છે કે દાદાની કમાણીમાંથી બિલ્કુલ કોઈ વસ્તુનો ઉપયોગ ન કરે.

હાં, તેમની પાસે કમાણીનું કોઈ સાધન ન હોય તો જરૂરત પ્રમાણે ઉપયોગ કરી શકે છે, પરંતુ વ્યાજ સિવાય દાદા પાસે બીજુ કોઈ હલાલ આવકનું સાધન મૌજૂદ હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) વ્યાજુ કારોબાર કરનાર ઈમામ અને મુઅઝ્ઝિનની ઈમામત અને અઝાનનો હુકમ

**સવાલ (૭૨૪) :** એક મસ્જિદના ઈમામ અને મુઅઝ્ઝિન જો વ્યાજુ ધંધો કરતા હોય અને (દા.ત.) એક રૂપિયો આપી એક મહિના પછી બદલામાં સવા રૂપિયો વસૂલ કરતા હોય તો આવા ઈમામ અને મુઅઝ્ઝિનની ઈમામત અને અઝાનનો શું હુકમ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વ્યાજુ લેવડ – દેવડનો વ્યવહાર કરવો ઘણા મોટા ગુનાહનું કામ છે. આવો માણસ ફાસિક છે, જો તે વ્યાજુ કારોબાર – ધંધો કરતો હોય અને ફાસિકની અઝાન અને તેની ઈમામત મકરૂહ છે, માટે તેનાથી સારો અને બહેતર કોઈ બીજો માણસ અઝાન અથવા ઈમામતની જવાબદારી નિભાવી શકતો હોય તો તેવા માણસને અઝાન અને ઈકામતની ઝિમ્મેદારી સોંપવી જોઈએ. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) બિન શરઈ રહેણી–કરણીવાળા ઈમામની ઈમામતનો હુકમ

**સવાલ (૭૨૫) :** મસ્જિદના ઈમામ સાહેબ અંગ્રેજી વાળ કપાવે છે, અને ચુસ્ત કપડાં પહેરે છે, જો કોઈ તેમનું આ તરફ ધ્યાન અપાવે છે તો કહે છે કે હું આ જ રીતે રહીશ, એટલે કે તે કોઈની વાત માનવા તૈયાર નથી તો આવા ઈમામની પાછળ

નમાઝ પઢવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈંગ્લીશ વાળ રાખવા, હકીકતમાં યહૂદીઓ અને ખ્રિસ્તીઓનું અનુકરણ – નકલ કરવું છે. એટલા માટે સુન્નત તરીકા પ્રમાણે વાળ કપાવવા જોઈએ, અંગ્રેજી વાળ કપાવવા જાઈઝ નથી. (અબૂ દાવૂદ : ૨ / ૫૭૭, હદીસ નં. ૪૧૯૭) જો કોઈ ઈંગ્લીશ વાળ કપાવે છે તો ફાસિકોની નકલ કરવાને કારણે તે ફાસિક ગણાશે, જેની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે, જો કે તેની પાછળ નમાઝ થઈ જશે અને જમાઅતનો સવાબ પણ મળશે. (ઈન્શાઅલ્લાહ)

મુતવલ્લીઓની જવાબદારી છે કે કોઈ નેક – દીનદાર આલિમને ઈમામતની ઝિમ્મેદારી સોંપે. ફાસિક અને ફાજિરને ઈમામતની જવાબદારી સોંપશે તો ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) દાઢી કપાવનાર ઈમામની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૨૬) :** અમારા ગામના ઈમામ સાહેબ પોતાની દાઢી કપાવે છે, દાઢીને એક મુઠ્ઠી જેટલી વધારતા નથી, અને ઈજાર (પાયજામો – લેંઘો) પણ ઘુંટીઓની નીચે સુધી પહેરે છે. તો આવા ઈમામની પાછળ નમાઝ પઢવી સહીહ છે કે નહીં ? આને લીધે નમાઝીઓમાં ચિંતા, બલકે નારાજગી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવા માણસને ઈમામતની ઝિમ્મેદારી સોંપવી મકરૂહે તહરીમી છે, જે પોતાની દાઢી કપાવતો હોય અને પાયજામો અને લુંગીને ઘુંટીઓની નીચે સુધી વગર કારણે લટકાવતો હોય.

કારણ કે આ બન્ને કામ ; દાઢી મૂંડાવવી અને કારણ વગર ઘુંટીઓની નીચે સુધી પાયજામો પહેરવો ગુનાહે કબીરા (મોટો ગુનોહ) છે, અને ગુનાહે કબીરા કરનારો ફાસિક કહેવાય છે, જેની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે.

હદીસ શરીફમાં "ઈઅ્ફાઉલ્ લિહયહ" એટલે દાઢી વધારવાને ફિતરતમાં ગણવામાં આવી છે, (મુસ્લિમ : ૧ / ૧૨૯, હદીસ નં. ૫૬ – ૨૬૧) એટલા માટે દાઢી રાખવી વાજિબ છે અને એક મુઠ્ઠી જેટલી થતા પહેલા કપાવવી નાજાઈઝ છે.
(બુખારી : ૨ / ૮૭૫ હદીસ નં. ૫૮૯૨, મુસ્લિમ : ૧ / ૧૨૯, હદીસ નં. ૫૨ – ૨૫૯)

કોઈ મજબૂરી વગર પાયજામો – લૂંગીને ઘૂંટીઓથી નીચે સુધી લટકાવવું

મકરૂહ છે. આપ (સલ.) નું ફરમાન છે કે ત્રણ પ્રકારના લોકો એવા છે કે કયામતના દિવસે અલ્લાહ તઆલા તેમની સાથે વાત નહીં કરે અને તેમની તરફ રહમતની નજરે નહીં જુએ અને ન તો તેમને પવિત્ર કરશે અને તેમના માટે ખતરનાક અઝાબ છે. (તે ત્રણ માણસો આ છે) (૧) પોતાના પાયજામા – લેંઘા (પેન્ટ)ને ઘુંટીઓની નીચે સુધી લટકાવનાર. (૨) એહસાન કહી સંભળાવનાર (૩) જુઠી કસમો ખાઈને પોતાનો માલ વેચનાર. (મુસ્લિમ શરીફ : ૧ / ૭૧, હદીસ નં. ૧૭૧ – ૧૦૬)

ટૂંકમાં તે ઈમામ જે દાઢી કપાવે છે અને ઘૂંટીઓથી નીચે પેન્ટ – લૂંગી લટકાવે છે, તેની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે. ઈમામ માટે જરૂરી છે કે તે પોતાની ખરાબ હરકતોથી તોબા કરી લે, કારણ કે રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે ત્રણ વ્યકિતઓ એવા છે કે તેમની નમાઝો તેમના કાનોથી ઉપર જતી નથી. (એટલે અલ્લાહ તઆલા તેમની નમાઝ કબૂલ કરતા નથી. એ ત્રણ વ્યકિતઓ એ છે (૧) તે ગુલામ જે પોતાના માલિકથી નાસી છુટયો હોય (૨) તે સ્ત્રી જેણે રાત્રી એવી હાલતમાં પસાર કરી કે તેનો પતિ તેનાથી નારાજ હોય (૩) તે ઈમામ જેણે લોકોની ઈમામત કરી અને લોકો તેની ઈમામતથી નારાજ હોય.

(તિરમિઝી : ૧ / ૮૩, હદીસ નં. ૩૬૦)

સવાલમાં ઈમામ સાહેબથી તેમના નમાઝીઓ એટલા માટે નારાજ છે કે તેઓ દાઢી કપાવે છે અને સુન્નત લિબાસની પાબંદી કરતા નથી એટલે ઈસ્લામી તાલીમની વિરુદ્ધ કરે છે. તેથી ઈમામ માટે જરૂરી છે કે પોતાના ઈમામતના હોદ્દાને છોડી દે, જો ઈમામ સાહેબ જાતે છુટા ન થાય, તો મુતવલ્લીઓ તેમને છુટા કરે, પરંતુ જયાં સુધી છૂટા ન થાય ત્યાં સુધી મુકતદીઓની જવાબદારી છે કે તેમની પાછળ નમાઝ પઢતા રહે. ઈન્શાઅલ્લાહ ! તેમને જમાત સાથે નમાઝ પઢવાનો સવાબ મળી જશે. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) નો ઈર્શાદ છે કે તમે દરેકની પાછળ નમાઝ પઢી લો, ભલે તે નેક હોય કે ગુનેહગાર. (અબૂદાવૂદ : ૧ / ૩૪૩, હદીસ નં. ૨૫૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) ઝઘડો કરનાર, બદજબાન અને જુઠા ઈમામની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૨૭) :** અમારી મસ્જિદના ઈમામ સાહેબની હાલત એ છે કે તેઓ ફરાઈઝ

બાબતે લાપરવાહી વર્તે છે. નમાઝીઓ સાથે વારંવાર લડાઈ–ઝઘડો કરતા રહે છે. મુતવલ્લીઓ સાથે પણ લડાઈ – ઝઘડો અને ગાળા ગાળી કરે છે. આ કારણે તેમને જયારે ઈમામતમાંથી છુટા કરવામાં આવ્યા તો તેમણે મસ્જિદમાં પગારના નામથી મળતી એક આવક બંધ કરાવી દીધી અને મુતવલ્લી વિરૂદ્ધ કોર્ટમાં કેસ કર્યો. સુનાવણી દરમિયાન પણ કોર્ટમાં જજની સામે મુતવલ્લી વિરૂદ્ધ એકદમ જુઠ અને ખોટા આરોપથી કામ લીધું.

બાદમાં એ શરતે સમાધાન થયું કે ઈમામ સાહેબને ઈમામ તરીકે ચાલું તો રાખીએ પરંતુ સામે બોલશે નહીં અને જે જગ્યાએથી પગાર બંધ કરાવ્યો છે તેને ફરીવાર ચાલું કરાવી દે અને કેસ પાછો ખેંચી લે. એવું થયું. પરંતુ અત્યારે પરિસ્થિતિ એ છે કે નમાઝીઓ તેમની પાછળ નમાઝ પઢવા તૈયાર નથી. અત્યારે મહોલ્લાનો કોઈ પણ માણસ તેમની પાછળ નમાઝ પઢતો નથી. બલકે દરેક માણસ નજીકની એક મસ્જિદમાં નમાઝ પઢવા જાય છે. પરિણામે મસ્જિદ એકદમ વેરાન થઈ રહી છે. તો આવા ઈમામ વિશે પવિત્ર શરીઅતનો શું હુકમ છે ? શું આવા ઈમામની પાછળ નમાઝ પઢી શકીએ છીએ ? આવા ઈમામ માટે ઈમામત કરવી જાઈઝ છે ? મસ્જિદમાં સહાય આપનાર આ રીતે દબાવમાં મદદ બંધ કરી દે તો તેના વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામત ખૂબ જ મહત્વનો અને મહાન હોદ્દો છે. એટલા માટે મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે તેઓ ઈમામત માટે એવા વ્યકિતની નિમણૂંક કરે જે આલિમ, સુન્નતોનો પાંબદ, પરહેજગાર અને ગુનાહોથી બચનાર હોય, જેથી તેની બરકતથી નમાઝીઓમાં જોડ, લગાવ અને તઅલ્લુક પેદા થઈ શકે. તે (ઈમામ) ઈસ્લામી તાલીમાત પર અમલ કરી કૌમની સાચી રેહનૂમાઈ કરી શકતો હોય, એટલા માટે જે વાતો સવાલમાં દર્શાવવામાં આવી છે, જો તે દુરૂસ્ત છે અને તમારા ઈમામમાં ખરેખર આ બધી વાતો જોવા મળે છે. તો તેના ફાસિક હોવા વિશે કોઈ શંકા નથી. તેની પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. જોઈતું તો એ હતું કે તે સ્વેચ્છાએ જ ઈમામતના પદ પરથી રાજીનામું આપી દે. જો તેણે આવું ન કર્યુ તો મુતવલ્લીની જવાબદારી છે કે તેને ઈમામતના પદેથી છુટો કરી દે.

પરંતુ મુતવલ્લી જો ટ્રસ્ટના માલમાં ખયાનત કરતો હોય, દગાબાજીથી કામ લેતો હોય, વારંવાર સમજાવવા છતાં પણ તે સમજવા માટે તૈયાર ન હોય એટલા

માટે ઈમામ સાહેબે મજબૂર થઈને કોર્ટનો સહારો લીધો હોય, તો તેણે (ઈમામે) જવાબદારી અદા કરી છે. એના લીધે જો મુતવલ્લી ઈમામ સાહેબથી નારાજ છે તો તે (મુતવલ્લી) ગુનેહગાર થશે.

જો ઈમામ સાહેબમાં કોઈ શરીઅત વિરૂદ્ધ વાત હોય, જેના કારણે લોકો નારાજ થઈ તેમની પાછળ નમાઝ પઢવા ન ચાહતા હોય. તો તેણે ઈમામતથી બચવું જરૂરી છે. અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે કે એવા ઈમામની નમાઝ તેના કાનોથી ઉપર ચઢતી નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૫૯) પરંતુ જો મહોલ્લા વાળા તેમ છતાં તેની પાછળ નમાઝ પઢી લે તો નમાઝ દુરસ્ત થઈ જશે અને તેમને જમાઅતનો સવાબ મળી જશે. કારણ કે આપ (સલ.) નું ફરમાન છે કે તમે દરેક નેક– દીનદાર અને ફાઝિર – બદકારની પાછળ નમાઝ પઢી લો. (અબૂદાવૂદ : ૧ / ૩૪૩ હદીસ નં. ૨૫૩૩)

કોઈ દીની કારણે જો મુકતદીઓ તે ઈમામની પાછળ નમાઝ પઢવા માંગતા ન હોય તો ઈમામ માટે પણ યોગ્ય અને ઉચિત નથી કે તે તેમની ઈમામત કરે. સહાય કરનારની પણ જવાબદારી છે કે તે સારી રીતે આ વાતની તહકીક કરે કે આ મામલામાં વાંક અને દોષ કોનો છે ? જો મુતવલ્લીઓ અને ટ્રસ્ટીનો દોષિત સાબિત થાય તો ઈમામ માટે પોતાની સહાય – મદદ બંધ ન કરે. હાં ! જો વાંક ઈમામનો હોય તો પછી તેની તરફદારી કરી, મુતવલ્લીઓ પર દબાણ નાંખવું અને ન માનવાની સૂરતમાં પોતાની મદદ બંધ કરી આપવાની ધમકી આપવી યોગ્ય નથી. (સૂરએ નૂર : ૨૨, ઈબ્ને કષીર : ૬ / ૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) ગાળો આપી માફી માંગનાર વ્યક્તિની ઈમામત

**સવાલ (૭૨૮) :** અમારા ગામમાં એક ઈમામ સાહેબ આશરે પાંત્રીસ (૩૫) વર્ષથી ઈમામતની સેવા સારી રીતે બજાવે છે. હમણાં થોડા દિવસો પહેલા તેઓ બિમાર પડયા, બિમારી એવી હતી કે રાત્રે તેમને ઊંઘ પણ આવતી ન હતી, ઘણો ઈલાજ કરાવ્યા પછી તેઓ તંદુરુસ્ત થયા. બિમારીમાં માનસિક રીતે તેઓ ઘણા જ પરેશાન (ટેન્શનમાં) હતા. એવામાં મુતવલ્લી સાહેબ સાથે તેમનો ઝઘડો થઈ ગયો. ગાળો સુધી વાત પહોંચી. હવે ઈમામ સાહેબથી પણ રહેવાયું નહી અને તેમણે પણ ગુસ્સામાં આવી મુતવલ્લી સાહેબને ગાળો આપી.

ઝઘડો મસ્જિદની બહાર મોહલ્લામાં થઈ રહયો હતો, મોહલ્લાના ઘણાં લોકોએ આ ખરાબ દ્રશ્ય જોયું બાદમાં ઈમામ સાહેબને પોતાની ભૂલનો એહસાસ થયો, તો તેમણે મુતવલ્લી સાહેબ પાસે જઈને માફી માંગી લીધી. ગામના આગેવાનો સામે પણ પોતાની ભૂલને સ્વીકારી, અને કહયું કે ગુસ્સામાં મોઢેથી ગાળ નીકળી ગઈ હતી. ઈસ્લામી દ્રષ્ટિએ મારા આ કાર્યની જે પણ સજા હોય તે હું ભોગવવા તૈયાર છું.

ઈમામ સાહેબ આમ પણ પોતાની રહેણી – કરણી, બોલ –ચાલ અને ચારિત્રના એ'તેબારથી ભરોસા પાત્ર છે. પરંતુ જો કે તેમણે બધાની સામે ગાળ આપી હતી, એટલા માટે મુતવલ્લી સાહેબ અને બીજા નમાઝીઓનું કહેવું હતું કે આવી ગાળો બોલનાર ઈમામની પાછળ નમાઝ સહીહ થતી નથી. હવે પૂછવાની બાબત એ છે કે શું આ લોકોનું કહેવું સાચું છે. કે "આવા ઈમામની પાછળ નમાઝ નથી થતી" શરીઅત પ્રમાણે આવા ઈમામનો અને તેમની પાછળ નમાઝનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગાળો બોલવી અને ઝઘડો કરવો ઘણો મોટો ગુનોહ છે, (સૂરએ બકરહ : ૧૯૭, બુખારી : ૧ / ૧૨ હદીસ નં. ૪૮) જે માણસ ગાળો બોલતો હોય અને ઝઘડો કરવાની ટેવ હોય, તે શરીઅત પ્રમાણે ફાસિક છે અને ફાસિકને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે.

પૂછેલ મસ્અલામાં જો ઈમામે જાતે ગાળ આપવામાં પહેલ કરી હોય તો તેમની ઈમામત મકરૂહ થશે અને જો મુતવલ્લી તરફથી ગાળોની શરૂઆત થઈ હોય અને તેના જવાબમાં ઈમામ સાહેબે પણ તેમને ગાળો આપી છે તો આ સૂરતમાં તેમની પાછળ નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી. પરંતુ ગાળો આપવી દરેક હાલતમાં ઈમામની શાનની વિરૂદ્ધ છે.

જયારે ઈમામ સાહેબ પોતાની ભૂલને સ્વીકારી માફી માંગે છે તો ઈસ્લામી તાલીમ છે કે મુતવલ્લી સાહેબ તેમને માફ કરી દે. કારણ કે હદીસોમાં માફ કરનારાઓ વિશે અનેક ફઝીલતો આવી છે અને ખાસ કરીને એવા વખતે જયારે કે તેમનામાં ઘણી ખૂબીઓ અને ગુણો છે અને બીજી ખરાબીઓ નથી.

(સૂરએ આલિ ઈમરાન : ૧૩૪)

જયારે ફાસિક ઈમામની પાછળ પણ નમાઝ સહીહ થઈ જાય છે તો આ ઈમામનો તો ફિસ્ક જાહેર નથી, એટલા માટે તેમની પાછળ નમાઝ પઢવી દુરુસ્ત થશે. તેમનામાં આ સિવાય બીજી ખરાબીઓ હોય, દા.ત. તેમના ફિસ્કના લીધે મહોલ્લાવાળાઓ તેમનાથી નારાજ હોય, મહોલ્લામાં વારંવાર જેની – તેની સાથે લડાઈ કરતા રહેતા હોય. તેમની ઈમામતને કારણે ગામમાં ફિત્નો – ફસાદ ભડકવાનો ભય હોય અને તે પોતાની ઝિમ્મેદારી પણ બરાબર નિભાવતા ન હોય તો આ કારણોને લીધે ઈમામતના પદેથી છુટા કરવા ચાહે તો કરી શકે છે, જાઈઝ છે. પરંતુ માત્ર એક કારણથી છુટા કરવા યોગ્ય નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) પત્નીના હક્કો અદા ન કરનારની ઈમામત

**સવાલ (૭૨૯) :** અમારા ઈમામ સાહેબ આલિમે દીન છે. પરંતુ તેમનામાં અમુક ખરાબીઓ પણ છે અને તે એ છે કે : તેમની બે પત્નીઓ છે. નવી પત્નીને પોતાની સાથે રાખે છે, જયારે કે જુની પત્નીને પોતાના વતનમાં અને જુની પત્ની સાથે ખુલ્લો અન્યાય કરે છે, રાત્રી ગુઝારવામાં ન્યાયથી કામ લેતા નથી, આ બાબતે તેમનો કોઈ હક અદા કરતા નથી. ઈમામ સાહેબ ઘણા દૂરના રહેવાસી છે, તેમની નવી પત્ની શાદીથી પહેલાં જાતે તેમની પાસે જ પઢવા માટે આવતી હતી. બે વર્ષ સુધી તો તેમની સાથે પ્રેમ – મુહબ્બતનો વ્યવહાર રહયો. ત્યાર પછી તેમણે તેમની પહેલી પત્નીની પરવાનગી વગર તેની સાથે નિકાહ કરી લીધા.

હવે સવાલ એ છે કે નિકાહથી પહેલા તેમણે તેની સાથે જે નાજાઈઝ સંબંધો રાખ્યા અને ગુનાહોમાં મશ્ગુલ રહયા, ઉપરાંત પોતાની જુની પત્ની સાથે ન્યાય કરતા નથી, તો શું તેમની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે ? શું અમારી નમાઝો સહીહ અને દુરુસ્ત થશે કે નહીં ?

ઈમામ સાહેબે ગામમાં કેટલાક ગુંડાઓને પોતાના પક્ષે કરી લીધા છે તે લોકો અવાર નવાર ઈમામ સાહેબની તરફદારી કરી મસ્જિદમાં આવી મુતવલ્લી સાહેબ સાથે ઝઘડો કરતા રહે છે. મોટા ભાગના ટ્રસ્ટીઓ બેનમાઝી છે, તો આવા મોલવીની સાથે શું મામલો કરવામાં આવે ? મેં જાતે તો તે મસ્જિદમાં નમાઝ પઢવાનું છોડી દીધું છે. નજીકમાં બીજી મસ્જિદે નમાઝ પઢું છું. તો મારુ આવું કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બીજી શાદી માટે ૧ પત્નીની પરવાનગી મેળવવી જરૂરી નથી. અલ્લાહ તઆલાએ નિકાહનો મામલો પુરુષોને સોંપ્યો છે અને અનેક (એકી સાથે ચાર સુધી) નિકાહ કરવાની ઈજાઝત આપી છે. (સૂરએ નિસાઅ : ૩)

ગવાહો વગર કોઈ માણસ પર બદકારી અને ઝિનાનો આરોપ મૂકવો જાઈઝ નથી. (સૂરએ નૂર : ૪ – ૫, સૂરએ હુજુરાત ૧૨, તફસીર ઈબ્ને કષીર : ૭ / ૩૭૭)

જુની પત્ની પોતાના પિતાને ઘરે કેમ ચાલી ગઈ ? તેની વિગત આપે લખી નથી, જો તે ઔરત કોઈ શરઈ કારણ વગર પોતાના પતિની નાફરમાની કરી ચાલી ગઈ છે, તો રાત્રી ગુઝારવામાં ન્યાય અને અન્યાયની કોઈ વાત જ નથી. એટલા માટે પતિ – પત્નીના મામલામાં જુની પત્નીને કોઈ વાત પૂછયા વગર કંઈ પણ લખી ન શકાય. તમારું આ મસ્અલાને છેડવું યોગ્ય નથી, ગુનાહિત કૃત્ય છે.

જો કે ઈમામ સાહેબ માટે જરૂરી છે કે તે સદવર્તાવ કરે, બધાની સાથે સંપ અને એકતા બનાવી રાખે. મતભેદ ઊભો કરવો અને કરાવવો જાઈઝ નથી. હરામ છે. (સૂરએ હુજુરાત : ૧૨)

જો ઈમામનો ધંધો જ લડાઈ – ઝઘડો અને પક્ષપાતનો હોય, જે હરામ અને ફિસ્ક છે. તો એવાને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે. લડાઈ – ઝઘડા વગર ઈમામને છુટો કરી શકાતો હોય તો તેને છુટો કરવો જરૂરી છે. નહીં તો તમારું આ ઈમામની પાછળ જમાઅતથી નમાઝ પઢવું દુરુસ્ત છે અને તમને જમાઅતનો (પણ) સવાબ મળી જશે. તમારે પોતાના મહોલ્લાની મસ્જિદને છોડી બીજી મસ્જિદમાં જવાના બદલે મહોલ્લાની મસ્જિદમાં જ નમાઝ પઢવી જોઈએ. નબીએ કરીમ (સલ.) નું ફરમાન છે : તમે દરેક નેક અને ફાજિરની પાછળ નમાઝ પઢી લો. (હદીસ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) પત્નીના હક્કો અદા ન કરનારની ઈમામત

**સવાલ (૭૩૦) :** તા. ૨૮ / ૧૦ / ૧૯૭૭ ના જવાબમાં જે તા. ૯ /૧૦ / ૧૯૭૭ના રોજ પૂછવામાં આવ્યો હતો, એ બાબતે વધુ અરજ એ છે કે પહેલી પત્નીના ભાઈનું કહેવું છે કે : પેશ ઈમામ સાહેબ પોતાની નવી પત્નીને પોતાની સાથે રાખે છે અને જુનીને પોતાના વતનમાં, રાત્રીના તેના કોઈ હકો અદા કરતા નથી અને તેની સાથે ન્યાય પણ નથી કરતા."

મતલબ કે ગવાહો સાથે તેમનું પોતાની પત્ની સાથે અન્યાય કરવું સાબિત છે, એટલા માટે આવા ઈમામની પાછળ નમાઝ પઢવી કેવી છે ? શું અમારી નમાઝો સહીહ થશે ? અને કેટલાક વર્ષોથી તો મવલાના સાહેબ પોતાના વતન પણ નથી જતા. આપ આ બાબતે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબની બીજી પત્ની પોતાના મૂળ વતનમાં રહે છે, તો તેનાથી એ વાત હરગિઝ પાબિત થતી નથી કે તે પત્ની સાથે અન્યાય ભર્યો વર્તાવ કરે છે. બલકે શકય છે કે પત્નીએ પોતાની વારી અને પોતાના હકને માફ કરી દીધો હોય, આવી સૂરતમાં ઈમામ ગુનેહગાર થશે નહીં. જેવું હઝરત સવદહ બિન્તે ઝમઅહ (રદિ.) " જે આપ (સલ.)ના પવિત્ર પત્ની છે" તેમણે પોતાની વારી હઝરત આઈશા (રદિ.) ને આપી દીધી હતી, એટલા માટે હઝરત આઈશા (રદિ.)ને ત્યાં આપ (સલ.) બે દિવસ ગુઝારતા હતા અને બીજી પત્નીઓને ત્યાં એક દિવસ.

(અર્રહીકિલ મખ્તૂમ : ૧૦૫)

મતલબ કે ઈમામ સાહેબનું બીજી શાદી કરવી અને નવી પત્નીને પોતાની સાથે રાખવાથી તેમના પર જાહેરમાં અન્યાય કરવાનો હુકમ લગાવવો દુરુસ્ત નથી.

(તફસીર ઈબ્ને કષીર : ૭ / ૩૭૭, સૂરએ હુજુરાત : ૧૨)

પરંતુ ઈમામ સાહેબ જો ફાસિક હોય અને ગુનાહે કબીરા કરતા હોય, તો મુતવલ્લી તેમને ઈમામતના પદેથી છૂટા કરી દે. જો કોઈ કારણ વગર તેમને છુટા ન કરે તો મુતવલ્લી ગુનેહગાર થશે.

લડાઈ – ઝઘડો કરવો મહાપાપ છે, એટલા માટે મસ્લિહતથી કામ લેવામાં આવે, કોઈનું ફાસિક હોવું જાહેર થઈ જાય, તો પણ તેમની પાછળ પઢવામાં આવેલી નમાઝો અદા થઈ જશે, પરંતુ જેનું ફિસ્ક જાહેર અને યકીની ન હોય એવા માણસ પાછળ તો કરાહત વગર નમાઝ દુરુસ્ત થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) ફોટા પાડનાર ઈમામની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૩૧) :** મદ્રસાના સદર મુદર્રિસે મીલાદુન્નબીના જલસામાં જાહેરમાં ફોટો પડાવ્યો. હાલાંકે જરૂરત વગર ફોટો પાડવો – પડાવવો હરામ છે. તેમ છતાં તેમણે આવું કર્યુ, તેઓ નમાઝ પણ પઢાવે છે, તો શું તેમની પાછળ નમાઝ સહીહ થઈ

જશે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરત વગર ફોટો પડાવવો હરામ અને ગુનાહનું કામ છે. (બુખારી : ૨ / ૮૮૦, હદીસ નં. ૫૯૫૦) અલબત્ત હરામ કામો કરવા છતાં જો કોઈ નમાઝ પઢાવતું હોય તો તેની ઈકતિદામાં પઢવામાં આવેલી નમાઝો કરાહત સાથે અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) સય્યિદ ન હોવા છતાં પોતાને સય્યિદ કહેનારની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૩૨) :** અમારા મદ્રસાના સદર મુદર્રિસ "જે મસ્જિદના ઈમામ છે" પોતાને સય્યિદ કહે છે, હાલાંકે તેઓ સય્યિદ ખાનદાનથી નથી, તેમના ગામથી નજીકના ગામના માણસનું કહેવું છે કે તે સય્યિદ નથી, તો શું હકીકી નસબ (પેઢીનામા)ને છુપાવવું અને બીજા ઉચ્ચ ખાનદાનની તરફ પોતાને મન્સૂબ કરનાર માણસની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે ? અને જો નમાઝ પઢી લીધી તો તે નમાઝોનો શું હુકમ છે ?

સદર મુદર્રિસ સાહેબ ખૂબ જ જુઠુ બોલે છે, તો આવા ઈમામ સાહેબ વિશે શરીઅતનો શું હુકમ છે ? તેમની સાથે શું વર્તાવ કરવો જોઈએ ? તેમનો વિરોધ થઈ રહયો છે, તેમ છતાં તેઓ આવા કામો કરતા રહે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પોતાના હકીકી ખાનદાન અને નસબ તરફ નિસ્બત ન કરી બીજા ખાનદાન તરફ પોતાને મન્સૂબ કરવો હરામ છે. એટલા માટે જો ઈમામ સાહેબ સય્યિદ નથી, તો તેમના માટે પોતાની જાતને સય્યિદ કહેવું હરામ છે.

(મુસ્લિમ : ૧ / ૫૭, હદીસ નં. ૧૧૨ – ૬૧)

જુઠુ બોલવું કબીરા ગુનોહ છે. (સૂરએ હજ : ૩૦, બુખારી : ૨ / ૧૦૨૨ હદીસ નં. ૬૯૧૯) અને ગુનાહે કબીરા કરનારને ફાસિક કહેવામાં આવે છે.

મતલબ કે કોઈ માણસનું પોતાના ખાનદાન સિવાય અન્ય ખાનદાન તરફ મન્સૂબ કરવું અને જુઠુ બોલવું ગુનાહે કબીરા અને ફિસ્ક છે. એવા માણસને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે, પરંતુ તેમ છતાં તે ઈમામની પાછળ નમાઝ પઢવી કરાહત સાથે સહીહ થઈ જશે. જો કે મુતવલ્લિ હઝરાત મસ્જિદના ઝિમ્મેદાર છે

માટે એવા ફાસિક ઈમામને બદલી નાંખી (છુટો કરી દે) નહીં તો ગુનેહગાર થશે. હાં, જો ગામના અમુક જાહિલો સાથે લડાઈ – ઝઘડા અને ફિત્નો – ફસાદ થવાના ભયથી ઈમામને છુટો કરવાની હિમ્મત ન હોય તો તેઓ ગુનેહગાર નહીં થાય. બધો ગુનોહ ઈમામનો નાહક પક્ષ લેનારને થશે. કારણ કે તેઓ ખોટી વાતનું સમર્થન કરી રહયા છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) નગારા – વાજિંત્રો વગાડનાર ઈમામની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૩૩) :** એક ઈમામ સાહેબે મસ્જિદની પાસે પોતાના હુકમથી કોઈની શાદીના પ્રસંગે ઢોલ – વાજિંત્રો વગાડયો હતો અને ખેલ તમાશો કરાવ્યો હતો અને ઢોલ – વાજિંત્રો વગાડનારાઓને તથા તમાશો કરનારાઓને તેમણે રોકડ ઈનામ પણ આપ્યું હતું. તો શું આવા ઈમામની પાછળ નમાઝ પઢનારની નમાઝ થઈ જશે ?

એક માણસનું કહેવું છે કે આવા ઈમામને રાખનાર ટ્રસ્ટીઓ જ ગુનેહગાર થશે, અમારી નમાઝો તો સહીહ થઈ જશે. તો શું આ સાચું છે. કારણ કે ટ્રસ્ટીઓને ખબર છે તેમ છતાં આવા ઈમામને તેઓએ ઈમામતમાં ચાલું રાખ્યો છે.

સાચી વાત કહું તો મસ્જિદના વધુ પડતા ટ્રસ્ટીઓ બે નમાઝી છે, તેમને નમાઝની કદર અને મુલ્યની શી ખબર ? હું તેમને વિવિધ રીતે સમજાવું છું, પરંતુ તેઓ માનવા માટે તૈયાર નથી. તેમનો મકસદ માત્ર મસ્જિદના ટ્રસ્ટીઓની યાદીમાં તેમનું નામ હોવું જોઈએ. એટલે કે મોટા અને ઝિમ્મેદાર બનવાનો શોખ છે બસ.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઢોલ – વાજિંત્ર વગાડવું અથવા તેને સાંભળવું હરામ છે. (તફસીર ઈબ્ને કષીર : ૬ / ૩૩૦ – ૩૩૧ સૂરએ લુકમાન : ૬) ઈમામ સાહેબે તેનો હુકમ આપ્યો, અને વળી ઉપરથી તેમને ઈનામો પણ આપ્યા. આ બધા ગુનાહના કામો છે અને હરામ છે. તેને કરનાર ફાસિક છે. આવા માણસને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે, માટે મુતવલ્લીઓની જવાબદારી છે કે તેઓ ઈમામને નસીહત અને હમદર્દીની ભાવનાથી સમજાવે, જો ઈમામ સાહેબ તૌબા કરી લે તો ઠીક છે, નહીં તો તેમને ઈમામતમાંથી છુટા કરી દેવામાં આવે. જો ટ્રસ્ટી સાહેબ જાણવા છતાં આ ઈમામને ઈમામત ઉપર બાકી રાખશે તો તેઓ ગુનેહગાર થશે.

(હલબી કબીર : ૩૧૫, રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૯)

પરંતુ એટલી વાત જરૂર યાદ રાખે કે તમારુ કામ માત્ર તબ્લીગ કરવું છે, દીનની વાત અન્ય સુધી પહોંચાડવી, નસીહત અને હમદર્દી છે તબ્લીગના કામમાં સામેવાળા સાથે લડાઈ – ઝઘડો કરવો યોગ્ય નથી. ઈખ્લાસ સાથે કામ કરતા રહો, અલ્લાહ તઆલા તમને તમારા કામમાં સફળતા આપશે. (સૂરએ નહલ : ૧૨૫, સૂરએ માઈદહ : ૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) ઈમામ સાહેબનું રેડિયો દ્વારા ગાયનો સાંભળવા અને તે ગાયનોની ઢબે નઅત શરીફ પઢવી

**સવાલ (૭૩૪) :** અમારા ઈમામ સાહેબ રેડિયા પર ગાયનો સાંભળે છે, અને પછી આ ગાયનોના તર્ઝ (ઢબ) પ્રમાણે નઅતે રસૂલ (સલ.) પઢે અને લખે છે, તો શું આવા ઈમામ સાહેબની પાછળ નમાઝ સહીહ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ફિલ્મી ગાયનો સાંભળવા નાજાઈઝ અને હરામ છે. (તફસીર ઈબ્ને કષીર : ૬ / ૩૩૦, સૂરએ લુકમાન : ૬) અને આ ગુનાહમાં સંડોવાયેલો માણસ ફાસિક છે અને ફાસિકની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે અને ઈમામતનું પદ કોઈ ફાસિકને હવાલે કરવું મકરૂહે તહરીમી છે, જો મુતવલ્લિઓ આવા ઈમામને છુટા કરતા નથી તો તેઓ ગુનેહગાર થશે. પરંતુ જો મજબૂરીમાં આવા ઈમામની પાછળ નમાઝ પઢવી જ પડે એમ હોય તો નમાઝ દુરુસ્ત થઈ જશે. જો નજીકમાં બીજી મસ્જિદ છે તો ત્યાં જઈ નમાઝ પઢવી જોઈએ. મતલબ કે ઈમામના ફાસિક અને ફાજિર હોવાથી જમાઅત છોડવાની ટેવ પાડવી દુરુસ્ત નથી. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) ઢોલની મન્નતને હઝરત ખદીજહ (રદિ.) તરફ મન્સૂબ કરવાવાળાની ઈમામત

**સવાલ (૭૩૫) :** ઈમામ સાહેબે પોતાની એક તકરીરમાં એમ કહયું હતું કે હઝરત ખદીજહ (રદિ.)એ મન્નત માની હતી કે અલ્લાહના રસૂલ (સલ.) જો જિહાદમાંથી વિજય મેળવીને સલામત ઘરે પરત આવશે તો હું તેમની સામે ઢોલ વગાડીશ. તેથી અલ્લાહના રસૂલ (સલ.) સહી સલામત પરત આવ્યા, તો તેમણે આપ (સલ.) ની સામે નગારા – ઢોલ વગેરે વગાડીને ખૂશી મનાવી હતી, શું આ સાચી વાત છે ?

ઈમામ સાહેબના બયાન પછી બીજા દિવસે આ બાબતે લોકોમાં ચર્ચા શરૂ

થઈ ગઈ, અમુકે કહયું કે આ વાત કોઈ હિસાબે સાચી હોય શકતી નથી. મૌલાના સાહેબથી ભૂલ થઈ છે, કારણ કે ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજતુલ કુબ્રા (રદિ.) જેવી પાકદામન ખાતૂન આ રીતે મન્નત માની શકે જ નહીં. હવે જયારે ઈમામ સાહેબને સવાલ કર્યો અને આ બાબતે સ્પષ્ટતા માંગી તો ઈમામ સાહેબ કહે છે કે મેં આવું નથી કહયું, બલકે એમ કહયું હતું કે ખાદિમાએ મન્નત માની હતી, હવે સવાલ એ છે કે આ પૂરી રિવાયતની હકીકત શું છે ? વિસ્તૃત માહિતી આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઢોલ – વાજિંત્રોની શરીઅતમાં કોઈ ગુંજાઈશ નથી. (રૂહુલ મઆની : ૧૧ / ૬૬, રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૯૫) પરંતુ ખુશીના મોકા પર ડફલી વગાડવાની ઈજાઝત છે. (બુખારી : ૨ / ૫૭૦, હદીસ નં. ૪૦૦૧)

હઝરત ખદીજા (રદિ.)નું ખૂશીને જાહેર કરવા માટે ઢોલ વગાડવું અકલમાં આવે એવી વાત નથી. એટલા માટે ઈમામ સાહેબે જે વાત ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજા (રહ.) ની તરફ મન્સૂબ કરી છે કે "તેમણે ઢોલ – નગારું અને વાજિંત્રો વગાડીને ખૂશી મનાવવાની મન્નત માની અને નબીએ કરીમ (સલ.)ની વાપસી પર ઢોલ – વાજિંત્રો વગાડીને ખૂશી મનાવી" આ ગલત નિસ્બત છે અને તેમના પર આક્ષેપ છે અને કોઈના તરફ જાણી જોઈએ આવી નિસ્બત કરવી, જે તેણે કહી ન હોય અને ન કરી હોય, નાજાઈઝ અને હરામ છે, જેનો કરનાર શરીઅતની રૂએ ફાસિક હોય છે અને ફાસિકને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે. જેથી જાણીજોઈને આ ઈમામે હઝરત ખદીજતુલ કુબ્રા (રદિ.) ની તરફ ઉપરોકત વાત મન્સૂબ કરી હોય તો તેને ઈમામતમાંથી વહેલી તકે છુટો કરી દેવો જોઈએ.

હઝરત ખદીજા (રદિ.) ની વફાત મક્કા મુકર્રમામાં હિજરતથી ત્રણ વર્ષ પહેલાં થઈ ગઈ હતી. એટલે નુબુવ્વતના દસમાં વર્ષે આપ (રદિ.) ની વફાત થઈ ચુકી હતી અને જિહાદની પરવાનગી આયતે શરીફા :

أُذِنَ لِلَّذِينَ يُقَاتَلُونَ بِأَنَّهُمْ ظُلِمُوا

દ્વારા નુબુવ્વતના ચૌદમાં વર્ષે મદીના શરીફ હિજરત કર્યા પછી આપવામાં આવી. જાણે કે અલ્લાહ તઆલા તરફથી રસૂલુલ્લાહ (સલ.) ને જયારે જિહાદની પરવાનગી આપવામાં આવી, તે વખતે હઝરત ખદીજા (રદિ.) હયાત ન હતા.

એટલા માટે તેમનો આ રીતે મન્નત માનવાનો સવાલ જ પેદા થતો નથી.

(તબકાતુલ કુબ્રા : ૮ / ૧૫, હદીસ નં. ૪૦૯૬)

તેમના તરફ આવી વાત મન્સૂબ કરનાર માણસ કોઈ આલિમ હોય એવું લાગતું નથી. બલકે જાહિલ, ફાસિક અને ફાજિર જણાય છે, અલ્લાહના રસૂલ (સલ.) ની પવિત્ર પત્નીઓ અને ઉમ્મતની માંઓ તરફ ખોટી વાતો મન્સૂબ કરનાર લાગે છે. એટલા માટે વહેલી તકે તેમને ઈમામતના હોદ્દા પરથી છુટો કરવામાં આવે. જેથી કોઈ ફિત્નો પેદા ન થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) નગારા–વાજિંત્રોની મન્નત હઝરત ફાતિમા (રદિ.) ની તરફ મન્સૂબ કરનારની ઈમામત

**સવાલ (૭૩૬) :** આ ઈમામ સાહેબે પોતાની એક તકરીરમાં આ પણ કહયું હતું કે હઝરત ફાતિમા (રદિ.) એ આ મન્નત માની હતી કે મારા વાલિદ અને અલ્લાહના રસૂલ (સલ.) જો જિહાદમાં જીતીને સહી સલામત પરત આવશે, તો હું તેમની સામે નગારા–વાજિંત્રો વગાડીશ. જયારે અલ્લાહના રસૂલ (સલ.) સલામત ઘરે તશરીફ લાવ્યા, તો તેમણે આપ (સલ.)ની સામે વાજિંત્રો વગાડી ખૂશી મનાવી હતી. શું આ વાત સાચી છે ? ઈમામ સાહેબના બયાન પછી બીજા દિવસે આ બાબતે લોકોમાં ચર્ચા શરૂ થઈ ગઈ, અમુકે કહયું કે આ વાત કોઈ હિસાબે સાચી હોય શકતી નથી. મૌલાના સાહેબથી ભૂલ થઈ છે, કારણ કે આવી પાકદામન ખાતૂન આ રીતે મન્નત માની શકે જ નહી. હવે જયારે ઈમામ સાહેબને ગામ લોકોએ સવાલ કર્યો અને આ બાબતે સ્પષ્ટતા માંગી તો ઈમામ સાહેબ કહે છે કે મેં આવું નથી કહયું, બલકે એમ કહયું હતું કે ખાદિમાએ મન્નત માની હતી, હવે પૂછવાનું એ કે આ પૂરી રિવાયતની હકીકત શું છે ? અને આવા પેશ ઈમામની પાછળ નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત મન્નત હઝરત ફાતિમા (રદિ.) અથવા તેમની દાસી બન્નેમાંથી કોઈએ પણ માની નથી. આવું કહેવુ ગુનાહનું કામ છે. ઢોલ – વાજિંત્રો વગાડવા ગુનાહનું કામ અને હરામ છે. ઈમામ સાહેબે આ બયાન બદલ તૌબા કરવી જોઈએ. જાણીજોઈને જુઠું બોલવું અને લોકોમાં ખોટી રિવાયતો બયાન કરવી હરામ છે. એટલા માટે આવી રીતે ખોટી વાતો બયાન કરનાર માણસને ઈમામ બનાવવો

મકરૂહે તહરીમી છે. જો કે તેમની પાછળ નમાઝ સહીહ થઈ જશે અને મુકતદીઓને (પણ) સવાબ મળી જશે. લડાઈ–ઝઘડો કર્યા વગર જો તેમને છુટા કરવા શકય હોય તો મુતવલ્લીઓએ તેમને આ હોદ્દા પરથી છુટા કરી દેવા જોઈએ, નહીં તો ગુનેહગાર થશે. (અબૂ દાવૂદ: ૨ / ૪૬૯, હદીસ નં. ૩૩૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) અખ્લાક ખરાબ હોવા છતાં ઈમામને ઈમામતના હોદ્દા પર ચાલુ રાખવા

**સવાલ (૭૩૭) :** અમારા ગામમાં એક નાયબ ઈમામ છે, જેમણે એક ઔરત સાથે ઝિનાકારી કરી હતી. તેની સાબિતી એ છે કે તેમણે તે ઔરતને એક વાર પાંચ રૂપિયા અને બીજી વાર બે રૂપિયા આપ્યા છે અને બીજી દલીલ એ છે કે તેઓ હમણાં મદ્રસામાં સુતા નથી બલકે બીજી કોઈ જગ્યાએ સુવે છે.

મસ્જિદના પેશ ઈમામ સાહેબને અસલ બનાવની જાણ છે, તેમ છતાં જયારે પણ તે ગેર હાજર રહે છે તો ઈમામતની જવાબદારી તેમને સોંપે છે, જયારે ગામમાં તેમના વિશે વધુ ચર્ચા થવા લાગી તો પેશ ઈમામ સાહેબે કહયું તેમની પાછળ નમાઝ સહીહ નથી.

ગામના આગેવાનોએ તેમને સમજાવ્યા કે તમે તમારી સ્વેચ્છાએ રાજીનામું આપી દો, તેમાં તમારી ઈજ્જત બાકી રહેશે, પરંતુ તે રાજીનામું આપવા માટે તૈયાર નથી અને મદ્રસા – મસ્જિદની કમિટી પણ તેમને છોડવા તૈયાર નથી. આ સૂરતમાં કમિટી મેમ્બરો ગુનેહગાર થશે કે નહીં ? વિગતે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝિનાકારીની સાબિતી માટે શરીઅતે અમુક નિયમો નક્કી કર્યા છે, તેના વગર કોઈને ઝિનાકાર કહેવો હરામ છે. જો ઈસ્લામી હુકૂમત છે તો ઝિના (વ્યાભિચાર)નો આરોપ લગાવનાર પાસેથી માંગણી કરવામાં આવશે કે આ ઝિનાને ચાર ગવાહોથી સાબિત કરો. જો ચાર ગવાહોમાંથી એક ગવાહ પણ તૂટી જશે અને તે સાફ ગવાહી આપી ન શકે તો આરોપ લગાડનાર પર હદ્દે કઝફ (તોહમતની કલમ) લગાડવામાં આવશે. જેની સજા ૮૦ કોરડા છે, એટલા માટે જો ઈમામ સાહેબે તે ઔરતને પાંચ રૂપિયા અને દસ રૂપિયા આપ્યા છે તો તેનાથી તેનું ઝિનાકાર હોવું સાબિત થશે નહીં.

(સૂરએ નૂર : ૪)

મસ્જિદ અને મદ્રસામાં ન સુવું અને બીજે સુવાથી પણ તેમનું ઝિનાકાર હોવું સાબિત થતું નથી. ઉપરાંત પેશ ઈમામનું આ કેહવું કે " તેમની પાછળ નમાઝ જાઈઝ નથી" તે (નાયબ ઈમામ)નું ઝિનાકાર (વ્યાભિચારી) હોવું સાબિત થશે નહીં.

હાં ! નાયબ ઈમામ સાહેબ ગેર મહરમ ઔરતો સાથે વાતો કરતા હોય, તેમની સાથે મઝાક મસ્તી કરતા હોય અને તેના ગવાહ હોય તો તેમનું ફિસ્ક સાબિત થશે અને તેમની પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી થશે.

તેથી ઉપરોકત વાતોને આધારે તમે લોકો તેમનો પીછો કરવા માંગો તો કરી શકો છો. કમિટીના સભ્યો તમારા વિરોધમાં હોય અને તેમને ઈમામતમાં ચાલુ રાખવા માંગતા હોય તો સૌ પ્રથમ તમે અથવા બીજો કોઈ માણસ જઈને ઈમામ સાહેબને સમજાવે અને પોતાની ભૂલથી દૂર રહેવાની તાકીદ કરે, જો નાયબ ઈમામ તૌબા અને ઈસ્તિગ્ફાર કરી લે અને ગેર મહરમ ઔરતોથી દૂર રહેવા અને તેમની સાથે વાતચીત ન કરવાનો પાકો ઈરાદો કરી લે અને અલ્લાહ તઆલાથી પાકુ વચન લઈ લે તો અલ્લાહ તઆલા તેના ગુનાહોને માફ કરનાર છે.

જો તેમણે આ રીતે તૌબા કરી લીધી તો કોઈ પણ ખરાબી વગર તેમની પાછળ નમાઝ સહીહ થઈ જશે અને આ સૂરતમાં તેમને છુટા કરવાની જરૂરત નથી. (સૂરએ નૂર : ૫, રૂહુલ મઆની : ૧૪ / ૩૫૩, સૂરએ તહરીમ : ૭ – ૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) બિમારીને કારણે નસબંધી કરાવનાર માણસની ઈમામત

**સવાલ (૭૩૮) :** એક ઈમામ સાહેબે બિમારીને કારણે બે ઓપરેશન કરાવ્યા છે. તેમાં એક ઓપરેશન નસબંધીનું પણ છે. અત્યારે ઈમામ સાહેબની ઉમર ૫૦ વર્ષની છે, તેમની બે છોકરીઓની શાદી થઈ ગઈ છે, તો સવાલ એ છે કે આટલી ઉમરમાં કોઈ ઈમામ સાહેબ પોતાની કોઈ બિમારીને કારણે નસબંધી કરાવે તો તેમની પાછળ નમાઝ જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો છે કે : દીન આસાન છે, (બુખારીઃ ૧/૧૦

હદીસ નં. ૩૯) એટલા માટે તંદુરુસ્તી અને બિમારી બન્નેના અહકામ અલગ અલગ છે.

તંદુરુસ્ત પુરુષ અને સ્ત્રી એ ભયને લીધે નસબંધી કરાવતા હોય કે બાળકોને કયાંથી ખવડાવીશું, કયાંથી કપડાં પહેરાવીશું, તો તે ગુનાહ અને હરામનું કામ છે. (સૂરએ ઈસ્રા : ૩૧, બુખારી ૨ / ૮૮૭ હદીસ નં. ૬૦૦૧) તેવું કરનાર ફાસિક છે અને ફાસિક માણસને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે.

બિમારીને કારણે ઓપરેશન કરાવવામાં આવે તો તેની ઈજાઝત અને ગુંજાઈશ છે. ભલે તે ઈમામ હોય કે મુકતદી, દા.ત. કોઈ નસમાં ખરાબી આવી ગઈ છે. તેમાં જીવાત પડી ગયા હોય અથવા સ્ત્રીના ગર્ભાશયમાં ખરાબી આવી ગઈ હોય અને કોઈ નિષ્ણાંત ડોકટરે અથવા હકીમ સાહેબે ઓપરેશન કરવાનું કહયું હોય.

એટલા માટે પૂછેલા સવાલમાં ઈમામ સાહેબની પાછળ નમાઝ કોઈ પણ જાતની કરાહત વગર જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) કુટુંબ નિયોજન કરાવનારની પાછળ નમાઝ

**સવાલ (૭૩૯) :** એક માણસે કુટુંબ નિયોજન (ફેમિલી પ્લાનિંગનું ઓપરેશન) કરાવ્યું છે. તો શું આ ગુનાહનું કામ નથી ? અને તે સાહેબ મકતબમાં ઉસ્તાદ બની દીની તાલીમ આપી રહયા છે. શું આવો માણસ તે લાયક છે ? અને ઈમામત પણ કરાવે છે તો શું આવા માણસની પાછળ નમાઝ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મર્દનું નસબંધી કરાવવું અથવા સ્ત્રીનું એવું ઓપરેશન કરાવવું કે જેનાથી સ્ત્રીને કયારેય સંતાન ન થાય, નાજાઈઝ અને ગુનાહનું કામ છે. આ સિવાય જો હંગામી ધોરણે કુટુંબ નિયોજન કરાવ્યું છે તો તેનો મકસદ શું છે ? તેના પર હુકમનો આધાર છે, જો તંગી અને ગરીબીના ભયથી આવું કર્યુ છે, તો જાઈઝ નથી. પરંતુ જો ઔરતની તબીઅતની ખરાબી અને કમઝોરીને ધ્યાનમાં રાખીને ઓપરેશન કરાવ્યું છે, તો જાઈઝ છે. (શામી : ૩ / ૧૭૬)

મદ્રસામાં તેમને ચાલુ રાખવાની ગુંજાઈશ છે. એ જ પ્રમાણે કોઈએ મજબૂરીને કારણે નસબંધી (કુટુંબ નિયોજન) કરાવી છે, તો જાઈઝ છે અને તેની ઈમામત પણ જાઈઝ છે. જો કોઈએ મજબૂરી વગર નસબંધી કરાવી છે તો ગુનેહગાર થશે. તૌબા કરી લે તો નમાઝમાં કોઈ કમી અને વાંધો આવશે નહીં.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) પોતાની પત્નીનું ગર્ભાશય કાઢી નંખાવનાર ઈમામની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૭૪૦) :** ઈમામ સાહેબે તેમની પત્નીનું (ગર્ભનું) ઓપરેશન કરાવ્યું કે બાળકો પેદા ન થાય, તો આવા ઈમામની પાછળ નમાઝ દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રોજી રોટીનો માલિક અલ્લાહ છે, જાતે અલ્લાહ તઆલાએ મખ્લૂકની જવાબદારી લીધી છે. :

وَمَا مِنْ دَآبَّةٍ فِي الْأَرْضِ إِلَّا عَلَى اللهِ رِزْقُهَا وَيَعْلَمُ مُسْتَقَرَّهَا وَمُسْتَوْدَعَهَا، كُلٌّ فِيْ كِتَابٍ مُّبِيْنٍ. (સૂરએ હૂદ : ૬)

ધરતી પર વસનાર જેટલી પણ મખ્લૂક છે, અલ્લાહ તઆલા તે બધાને રોઝી પૂરી પાડે છે, જેથી ઈમામ સાહેબ હોય કે બીજું કોઈ, એમ વિચારીને કે બાળકો શું ખાશે ? કયાં રહેશે ? મકાન કયાંથી ખરીદશે ? આ કારણોને લીધે નસબંધી અને ઓપરેશન કરાવે છે, તો હરામ છે, બલકે ઈમાનથી નીકળી જવાનો ખતરો છે, કારણ કે તેને અલ્લાહ તઆલાની સિફત રઝઝાકીયત (રોઝી આપનારના ગુણ) પર ઈમાન નથી. આવા લોકો હકીકતમાં માનવીય પેઢીને બરબાદ કરનારાઓ છે. ગુનાહે કબીરા કરનારા લોકો છે અને જે કોઈ ગુનાહે કબીરા કરે છે, તે ફાસિક છે અને ફાસિકને ઈમામ બનાવવો મકરૂહ છે. પરંતુ મુકતદી હઝરાત માટે જરૂરી છે કે જયાં સુધી અન્ય કોઈ વ્યવસ્થા ન થાય ત્યાં સુધી આવા ઈમામની પાછળ નમાઝ પઢતા રહે. તેમને જમાઅતનો સવાબ મળતો રહેશે. મુતવલ્લીઓની જવાબદારી છે કે આવા ફાસિક માણસને ઈમામતમાંથી વહેલી તકે છુટો કરી દેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬) મજબુરીમાં ગર્ભાશય કાઢી નંખાવનાર ઈમામની પાછળ નમાઝ પઢવી

**સવાલ ( ૭૪૧) :** સ્ત્રીના ગર્ભાશયમાં કોઈ ખરાબી આવી ગઈ છે. ડોકટરોનું કહેવું છે કે જો બચ્ચાદાની (ગર્ભાશય) કાઢવામાં ન આવી તો કેન્સર થવાનો ખતરો છે,

તેનાથી ઔરતની જાન પણ જઈ શકે છે. એટલા માટે પતિ (જે એક મસ્જિદના ઈમામ છે)એ ઔરતની બચ્ચાદાની (ગર્ભાશય) કઢાવી નાંખી. હવે સંતાનો થઈ શકતા નથી. તો આવી સૂરતમાં તેમની પાછળ નમાઝ દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછવામાં આવેલ મસ્અલામાં જો સ્ત્રી સાચે જ બિમાર છે અને માહિર તબીબ કહે છે કે ભવિષ્યમાં પ્રસુતિ વખતે જાન જવાનો ગંભીર ખતરો છે. એટલા માટે ઓપરેશન કરાવ્યું છે તો ઈમામ સાહેબ ગુનેહગાર નહીં થાય. અને તેમની પાછળ કરાહત વગર નમાઝ દુરુસ્ત થશે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૭) પ્રસુતિ વખતની તકલીફને કારણે ઓપરેશન કરાવવું

**સવાલ : (૭૪૨) :** પ્રસુતિ વખતે ઘણી જ તકલીફ થાય છે, તો આવી સૂરતમાં ઓપરેશન કરાવવું જાઈઝ છે કે નહીં ?

એવા ઈમામ, જેણે પોતાની પત્નીનું ઓપરેશન કરાવ્યું હોય તે ઈમામત કરાવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયુવ્ વ મુસલ્લિમા

દુનિયાના દરેક કામમાં તકલીફ પડે છે, અને કુર્આનમાં પણ પ્રસુતિ વેળાના દર્દનું વર્ણન છે. (સૂરએ લુકમાન : ૧૪) એટલા માટે માંની ફરમાબરદારી કરવાથી માંના ચરણોમાં જન્નતનો વાયદો છે.

(શુઅબુલ ઈમાન, બયહકી : ૧૨ / ૧૭૭, હદીસ નં.૯૨૩૮)

માટે આ કારણે ઓપરેશનની પરવાનગી આપી શકાતી નથી. પરંતુ માહિર ડોકટર સલાહ આપે કે હવે પછી ગર્ભ રહેશે તો ઔરત મરણ પામી શકે છે અથવા સ્ત્રીના કોઈ અંગમાં લકવો થઈ શકે છે. તો ઉપરોકત શરઈ ઉઝરને કારણે ઓપરેશન કરાવવું જાઈઝ છે અને શોહર (પતિ) ગુનેહગાર નહીં થાય.

શરઈ કારણ વગર ઓપરેશન કરાવવાથી ઈમામ ફાસિક અને ફાજિર ગણાશે અને આવા માણસને ઈમામતનું પદ સોંપવું મકરૂહ છે. અલબત્ત શરઈ ઉઝરને કારણે ઓપરેશન કરાવવું જાઈઝ છે અને આવા માણસને ઈમામ બનાવવો પણ જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૮) નસબંધી કરનાર ઈમામની ઈમામત

**સવાલ (૭૪૩) :** શું નસબંધી કરાવનાર વ્યકિત ઈમામત કરાવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદના મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓની ઝિમ્મેદારી છે કે એવા માણસની ઈમામ તરીકે પસંદગી કરે, જે સુન્નતોનો પાબંદ હોય, કુર્આને કરીમ તજવીદની સાથે પઢતો હોય, પરહેજગાર હોય, ગુનાહે કબીરાથી બચતો હોય, માટે જે માણસે નસબંધી કરાવી છે, તે બે હાલતોથી ખાલી નથી : (૧) ઔરતને કોઈ બિમારી છે અને માહિર (નિષ્ણાંત) ડોકટરે કહયું છે કે પ્રસુતિ વખતે ઔરતની જાનનો ખતરો છે અથવા કોઈ અંગમાં લકવો થવાનો ભય છે. તો શરીઅત ઈજાઝત આપે છે, તેથી આવા માણસની ઈમામત તરીકે પસંદગી કરવી જાઈઝ છે. (૨) બીજી સૂરત એ છે કે આખી દુનિયામાંથી અવાજ આવે છે અને લોકો રાત દિવસ પુકારે છે કે બાળકો વધારે થઈ જશે તો તેમને ખવડાવશે કોણ ? તેમનું ભરણ પોષણ અને જીવન જરૂરિયાતની વ્યવસ્થા કોણ અને કેવી રીતે કરશે ? તો આવું વિચારવું પણ બે હાલતોથી ખાલી નથી : (૧) જો નુકસાનનો ખ્યાલ હોય કે અમે જ ખાવા, પીવા, કપડાં, રહેવાની વ્યવસ્થા કરવાના ઝિમ્મેદાર છે અને અમે જ આ વ્યવસ્થા કરીએ છે તો એવો માણસ ઈમાન અને ઈસ્લામથી નીકળી જશે. મુરતદ થઈ જશે. માટે તે ઈમામતને પાત્ર નથી. (૨) બીજી સૂરત એ છે કે માનવી સમજે છે કે પેદા કરનાર અને રોજી આપનાર અલ્લાહ જ છે, પરંતુ તે વિચારે છે, એટલે આ અકીદામાં સંપૂર્ણ મજબૂત નથી હોતો અને દીની રીતે કમજોર હોય છે, માટે દુનિયાવાળાઓની દેખાદેખીમાં તે પણ નસબંધી કરાવી લે છે, તો તે ફાસિક છે અને ફાસિક માણસને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે. તેથી આવા માણસને પણ ઈમામ બનાવવો દુરુસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૯) દારૂની ગોળ વેચનાર ઈમામની પાછળ નમાઝ

**સવાલ (૭૪૪) :** એક મસ્જિદના ઈમામ સાહેબ દારૂ બનાવવાનો ગોળ અને નવસાર (દારૂ બનાવવાની વસ્તુ) બિન મુસ્લિમોને વેચે છે તો તેમની પાછળ નમાઝ સહીહ થશે કે નહીં ? તેમના આ કામથી તેમની પાછળ નમાઝ પઢવાવાળા મુકતદીઓ નારાજ છે, અને તેમની પાછળ નમાઝ પઢવા વિશે શંકામાં ડૂબેલા છે કે ખબર નહીં તેમની પાછળ નમાઝ કબૂલ થશે કે નહીં ? સંતોષકારણ જવાબ આપવા

વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ગોળ દારૂ સિવાય બીજા કામો માટે પણ ઉપયોગી થઈ શકે છે. દા.ત. જાનવરોને ખવડાવવા માટે અથવા તે સિવાય બીજા કામો માટે તો તેનો વેપાર જાઈઝ છે, કોઈ વાંધો નથી. (રદ્દુલ મહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૧૯)

માટે આવા ઈમામની પાછળ નમાઝ પઢવી કોઈ પણ જાતની કરાહટ વગર જાઈઝ છે. કોઈ જાતની શંકા કરવાની જરૂરત નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૦) ફાસિક ઈમામની પાછળ નમાઝનો હુકમ

**સવાલ (૭૪૫) :** આપની કિતાબ "મુસલમાન ઔરત"માં લખ્યું છે કે જે ઈમામ સાહેબ પોતાની પત્નીને પરદાનો હુકમ ન કરે, તો એવા ઈમામની પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે, તો અમે વર્ષોથી આવા ઈમામની પાછળ નમાઝો પઢતા આવ્યા છે. તો અમારી નમાઝોનું શું થશે. જો અમારી નમાઝો સહીહ અને દુરુસ્ત થઈ ગઈ છે, તો મકરૂહે તહરીમી હોવાનો શું મતલબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફિકહની કિતાબોમાં લખ્યું છે કે ફાસિકની પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે.

ફાસિક એવા માણસને કહેવાય છે જે ગુનાહે કબીરા કરતો હોય, દા.ત. દારૂ પીવું, જુગાર રમવું, ઝિનાકારી કરવી વગેરે. ઔરત માટે પરદો કરવો ફર્ઝ છે, (સૂરએ અહઝાબ : ૩૩) પિતા માટે પોતાની છોકરીને અને પતિ માટે પોતાની પત્નીને પરદાનો હુકમ કરવો ફર્ઝ છે. (સૂરએ અહઝાબ : ૫૯) અને વર્તમાન સમયમાં ઔરતોનું પરદો કરવું ઈસ્લામના પ્રતિકોમાં દાખલ છે. કારણ કે આજે પરદા વિરૂદ્ધ આયોજન બધ્ધ પ્રોપેગન્ડા ચાલી રહયા છે, બેપર્દગીને ફેલાવવા માટે અશ્લિલ સાહિત્ય છપાવી લોકોમાં ફેલાવવામાં આવે છે, આ ગંદા માહોલના ઝેરીલા રજકણોના કારણે આજે આપણા મુસ્લિમ સમાજની છોકરીઓ આ કહેવા લાગી છે કે મારે મોલવી, મુલ્લા, હાફેઝી અને કોઈ તબ્લીગી સાથે શાદી નથી કરવી. માટે આજે ઔરતોએ જાતે પણ પરદાનો એહતેમામ કરવો જરૂરી છે અને વાલીઓ માટે પણ જરૂરી છે કે તેઓ પોતાના ઘર – પરિવારની ઔરતોને પરદો કરવાનું કહે. માટે એક હાફિઝ,

મોલવી અને ઈમામ પોતાની જવાબદારી અદા કરવામાં કોતાહી કરશે તો તે ફાસિક કહેવાશે. અને પોતાના આ અમલને કારણે તે ગુનેહગાર થશે. ઝિમ્મેદારો માટે જરૂરી છે કે તેઓ આવા ઈમામને ઈમામતના પદેથી હટાવી દે. જેથી લોકોની નમાઝો સહીહ થાય. પરંતુ આવો માણસ ટ્રસ્ટીઓ સાથે તઅલ્લુક કાયમ કરી ઈમામ બની ગયો છે અને તેને છૂટો કરવામાં ફિત્નો થવાનો ખતરો છે, તો તમે આવા ઈમામની પાછળ નમાઝો પઢી લો, નમાઝ થઈ જશે અને જમાઅતનો સવાબ પણ મળી જશે. કારણ કે અમુક સહાબએ કિરામ (રદિ.)એ પણ ફાસિક અને જાલિમની પાછળ નમાઝ પઢી છે જેમકે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) એ હજ્જાજની પાછળ નમાઝ પઢી છે માટે આવા ઈમામની પાછળ તમારી નમાઝ સહીહ થઈ જશે. પરંતુ આ ઈમામને છુટો ન કરનાર ઝિમ્મેદાર અથવા તેમની તરફદારી કરનારાઓ ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૧) ડયુટીમાં કોતાહી કરનાર અને જુઠુ બોલનાર માણસની ઈમામત

**સવાલ (૭૪૬) :** એક માણસ ઈમામત કરાવે છે અને પગાર બે કામોનો લે છે, ઈમામતનો અલગ અને મકતબનો અલગ, ઈમામતની હાલત એ છે કે આખું વર્ષ તે માત્ર ચાર વખતની નમાઝોની ઈમામત કરાવે છે, રમઝાન માસને છોડી બીજા અગિયાર મહીના તે ફજરની નમાઝ નથી પઢાવતા. રહયો સવાલ મકતબનો, તો તેઓ જયારથી આ ખિદમત માટે નિયુકત થયા છે આજ સુધી બાળકોને પઢાવ્યું જ નથી. આ માણસ જાહેરમાં જુઠું બોલે છે, જો આ માણસની મરજી વિરૂદ્ધ કોઈ કામ બને છે તો તે બરદાશ્ત કરતો નથી. ભલે તેની વાત ખોટી કેમ ન હોય, મનાવવા માટે જુઠનો સહારો લે છે, જો કોઈ તેનો સાથ ન આપે તો તેની વિરૂદ્ધ લોકોને ભડકાવી પરસ્પર એકબીજામાં દુશ્મનાવટ ઉભી કરી પોતાની વાત મનાવવાના પ્રયાસો કરે છે. દીનનું કામ સહીહ રીતે કરનાર જમાઅતના કામમાં રૂકાવટ પેદા કરે છે, આ માટે તે જાહિલોને પોતાના વિચારો પ્રમાણે બનાવે છે.

પૂછવાની બાબત એ છે કે શું આવા માણસની ઈમામત દુરુસ્ત છે ? મહેરબાની કરી તેનો શરઈ ઉકેલ વહેલી તકે આપી, શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મદ્રસામાં નોકરી હોવા છતાં તે બાળકોને પઢાવતો નથી અને પગાર લે છે તો આ જાઈઝ નથી. વકફનો માલ નાહક ખાય રહયો છે. (સૂરએ નિસાઅ : ૨૯ – ૩૦) જુઠ્ઠ બોલવું મોટો ગુનોહ છે. તે બાબતે હદીસોમાં સખત વઈદો આવી છે.

(બુખારી : ૨ / ૯૦૦, હદીસ નં. ૬૦૯૪)

ખોટી આદતો પર બાકી રહેવું, ગુનાહના કામો કરવા માટે મુસલમાનોમાં દુશ્મની પેદા કરવી અને દીની કામ કરનાર જમાઅતમાં વિવાદ પેદા કરવો તો મુનાફિકોનું કામ છે.

જે માણસ આવા ખરાબ કામો કરે છે તે ફાસિક છે, અને ફાસિકની પાછળ નમાઝ પઢવી ન જોઈએ. એવા માણસને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે, જે લોકો તેને ઈમામ બનાવશે તેઓ ગુનેહગાર થશે, મુકતદીઓ મજબૂર હોય તો બીજી મસ્જિદમાં નમાઝ પઢી લે, જો બીજી મસ્જિદ પાસે ન હોય તો ઘરમાં નમાઝ પઢવાને બદલે આવા માણસની પાછળ નમાઝ પઢવી અફઝલ છે, જમાઅતને છોડે નહીં. (હલ્બી કબીર : ૩૧૫, રદ્દુલ મુહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૯ – ૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૨) એવા ફાસિક (ગુનેહગાર)ની ઈમામત જે કુર્આન સહીહ પઢી શકતો ન હોય

**સવાલ (૭૪૭) :** અમારા ગામના ઈમામ ટી.વી. પર ક્રિકેટ મેચ અને ફિલ્મ જુએ છે. તેમની પત્ની બેપર્દા બજારોમાં ખુલ્લેઆમ ફરે છે. આ સિવાય ઈમામ સાહેબ નમાઝના મસાઈલથી પણ વાકેફ (જાણકાર) નથી. એક વખતે મગરિબની નમાઝમાં ષના પઢયા પછી ખામોશ ઊભા થઈ રહયા. મેં ખંખારો ખાધો તો તેમણે સૂરએ ફાતિહા શરૂ કરી અને સજદએ સહવ પણ કર્યો નથી. બીજી તરફ ગામના વધુ પડતા લોકો જાહિલ (અજ્ઞાની) છે. પરંતુ તેમનામાં દીની શોખ સારો છે. વધુ પડતી મુસ્લિમ ઔરતો પડદાની પાબંદી કરે છે, બાજુના ગામ નવાપુરમાંથી આવનાર અમુક લોકોનું કહેવું છે કે ઈમામ સાહેબ કુર્આન પણ સહીહ (તજવીદ સાથે) પઢતા નથી. માટે તેમની પાછળ નમાઝ થશે નહીં. તો આવા ઈમામની પાછળ નમાઝ દુરુસ્ત હોવા બાબતે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ઈમામ સાહેબ કુર્આને પાક સહીહ ન પઢે અને નમાઝ દરમિયાન કિરાઅતમાં કોઈ એવી ભૂલ કરે, જેનાથી અર્થમાં કોઈ ખરાબી પેદા થઈ રહી હોય તો નમાઝ ફાસિદ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૯) એ જ પ્રમાણે સજદએ સહવ વાજિબ થઈ ગયો હોય અને ઈમામ સાહેબે સજદએ સહવ ન કર્યો. તો પણ નમાઝને ફરીથી પઢવી પડશે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૪૫૬)

નમાઝ દરમિયાન ઈમામ કોઈ રુકનની અદાયગીમાં ભૂલ કરી રહયા હોય, તો મુકતદી જોરથી સુબ્હાનલ્લાહ અથવા અલ્લાહુ અકબર પઢે, જેથી ઈમામ મુતનબ્બેહ (આગાહ) થઈ શકે. (બદાઈઉસ્ સનાઈઅ : ૨૩૫) માટે તમારો ખંખારો ખાયને મુતનબ્બેહ કરવાનો પ્રયાસ ખોટો છે. બલકે જરૂરત વગર અવાજ કરવાથી બે કે ત્રણ શબ્દો મોઢેથી નીકળી જશે તો નમાઝ ફાસિદ થઈ જશે. (બહરુર્રાઈક : ૨ / ૫, રદ્દુલ મુહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૭૭)

જો ઈમામ ટી.વી. જુએ છે, પરાયી (અજાણી) સ્ત્રીથી મેળ મિલાપથી બચતો ન હોય અને પોતાની પત્નીને પરદાની તાકીદ ન કરે તો તે ફાસિક છે અને ફાસિકની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે. માટે આવો માણસ ઈમામતને લાયક નથી. મસ્જિદના મુતવલ્લીઓની જવાબદારી બને છે કે આવા (ઈમામ) ને વહેલી તકે ઈમામતમાંથી છુટો કરી, કોઈ પરહેજગાર, સુન્નતનો પાબંદ, મસાઈલનો જાણકાર અને સહીહ કુર્આન પઢનાર ઈમામને શોધે, જો મુતવલ્લીઓ આ બાબતે ગફલત કરશે તો તેઓ ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૩) ઈમામની સાથે લડાઈ થવાથી મુકતદીનું અલગથી નમાઝ પઢવું.

**સવાલ (૭૪૮) :** અમારા ગામ વરકુંડના ઈમામ મવલાના યાકૂબ બિન યુસૂફ દુરવેશ, વડોદરાના વલણ ગામના રહેવાસી છે, એક વર્ષથી અમારા ગામમાં ઈમામત કરાવે છે. તેમના અને મારા વાલિદ સાહેબ દરમિયાન ઘણા સારા સંબંધો છે. ઈમામ સાહેબે મારી પાસે તા. ૧૦ નવેમ્બર ૧૯૮૯ ઈસ્વી જુમેરાતના દિવસે મગરિબની નમાઝ પછી ૨૦૦૦ રૂપિયા ઉછીના માંગ્યા. મેં તેમને જવાબ આપ્યો કે હું મારા વાલિદ સાહેબની પરવાનગી લઈ તમને જવાબ આપીશ. મારા વાલિદ સાહેબે પણ જવાબ આપ્યો કે બાદમાં જવાબ આપીશું.

ત્યાર પછી અમારા ઘરમાં મશ્વેરા પછી એ નકકી થયું કે ઈમામ સાહેબને કરજ આપીશું નહીં. બીજા દિવસે જુમ્આની રાત્રે ઈમામ સાહેબનું બયાન હતું, તો પૈસા ન આપવાને લીધે તેમણે બયાનમાં જ લોકોની સામે વાલિદ સાહેબની શાનમાં અપમાનજનક શબ્દો ઉચ્ચાર્યા. અહીં સુધી કે તેમણે વાલિદ સાહેબને જાનવર પણ કહી દીધા. અમે બધા ખામોશ હતા. કોઈ કંઈ જ પણ બોલ્યા નહીં, તેના બે દિવસ પછી તેઓ વતનથી પરત આવ્યા તો વાલિદ સાહેબની સાથે ઝઘડો કર્યો. ફિટકાર કરી, અને બદ દુઆ પણ આપી. તેમની એહલિયાએ પણ અમારા વાલિદ સાહેબ સાથે ખૂબ ઝઘડો કર્યો અને ગાળો પણ ખૂબ આપી. ત્યાર પછી મારા વાલિદ સાહેબે ભૂતકાળમાં જે ભેટો અને હદીયા વગેરે આપ્યું હતું તે પરત માંગ્યું. તો તેમણે તે ભેટો પણ પરત કરી દીધી અને એક પત્ર લખીને લાવ્યા, જેમાં તેમણે વાલિદ સાહેબ વિશે લખ્યું કે "શયતાન ! તારા માટે જન્નત હરામ છે." ફરી ઝઘડો કરી વાલિદ સાહેબ પર હુમલો કરવાનો પ્રયાસ પણ કર્યો.

જયારે નોબત અહીં સુધી આવી તો વાલિદ સાહેબે ગામના ઝિમ્મેદારોને આ ઈમામને છુટો કરવાની માંગણી કરી. બધાએ ના પાડી દીધી અને ઈમામ સાહેબનો પક્ષ લઈ તેમણે વાલિદ સાહેબને જ દોષી ઠેરવ્યા. ઉપરોકત ઈમામ અને તેમની પત્ની મરઘાંનો વેપાર કરે છે અને તેમાં તે જુઠું પણ બોલે છે. અમે તો આ ઘટના પછી તેમની પાછળ નમાઝ પણ નથી પઢતા.

હવે સવાલ એ છે કે શું આવા ઈમામની પાછળ નમાઝ થશે કે નહીં ? અને ગામના બધા લોકો તેમની પાછળ નમાઝ પઢે છે, તો ગુનેહગાર કોણ થશે ? આવો ઈમામ ઈમામતને લાયક છે કે નહીં ? ગામના ઝિમ્મેદારો જો તેને છુટો ન કરે તો શરીઅતનો શું હુકમ છે ? વાલિદ સાહેબે તેમની પાછળ જુમ્આ પઢવાનું પણ છોડી દીધું છે. તો આનો ગુનોહ કોને થશે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જો સવાલમાં દર્શાવેલ વાતો સાચી છે તો ઈમામ સાહેબ અને તેમની પત્ની ગુનેહગાર થશે. ગામ લોકોની ફરજ બને છે કે તે સાચું બોલનાર (હક પરસ્ત)ની મદદ કરે, ભલે તે અજાણી વ્યકિત હોય કે ગામની હોય. (સૂરએ હુજૂરાત : ૯ – ૧૦) સૌ પ્રથમ તો એ કે જો કોઈ પણ મોમિનમાં કોઈ એબ – ખરાબી જુએ તો આપણે તેને એકાંતમાં નસીહત કરવી જોઈએ. કારણ કે દીન હમદર્દીનું નામ છે અને ભલાઈ

એમાં છે કે તેમને એકાંતમાં સમજાવે. (મુસ્લિમ : ૧ / ૫૪ હદીસ નં. ૯૫ – ૫૫) જાહેર બયાનોમાં કોઈની ખામીઓ (એબો) બયાન કરવી જાઈઝ નથી.

(બુખારી શરીફ : ૧ / ૩૩૦, હદીસ નં. ૨૪૪૨)

જો કોઈ માણસમાં કોઈ એબ – ખરાબી હોય, તો તેને એકાંતમાં કહેવું જોઈએ કે આ તેના માટે નસીહત છે અને જો બધાની સામે જાહેરમાં કહેવામાં આવે તો તે નસીહત નહીં બલકે ફજેતી છે. (મિરકાતુલ મફાતિહ : ૮ / ૩૧૨૨, હદીસ નં. ૪૯૮૫)

જેથી ઈમામનું કોઈની સુધારણા ખાતર જાહેર સભામાં કંઈક કહેવું જાઈઝ નથી.

ઈમામનું જુઠું બોલવું ગુનાહનું કામ છે, ગામના આગેવાનો અને સમજદાર લોકોની જવાબદારી છે કે આવા ઈમામને ઈમામતમાંથી છુટો કરવામાં આવે. જો છુટો નહીં કરે તો તેઓ ગુનેહગાર થશે. પરંતુ એક મસ્અલો યાદ રાખજો કે આ પરિસ્થિતિમાં ગામ લોકોની ફરજ છે કે આવા ઈમામની પાછળ પણ જમાઅતથી નમાઝ પઢે, જો તે ઈમામની બુરાઈને કારણે અલગથી નમાઝ પઢવાનું શરૂ કરી દેશે તો ગુનેહગાર થશે. આ વિશે અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે : કે صلوا خلف كل برا وفاجر કે દરેક નેક અને દુષ્ટની પાછળ નમાઝ પઢી લો, (દારે કુત્ની) માટે જયાં સુધી ઈમામના અકીદાઓમાં કોઈ ખરાબી ન હોય ત્યાં સુધી ઈમામની પાછળ નમાઝ પઢતા રહો, ભલે તેના આમાલ ખરાબ હોય, અલગથી નમાઝ પઢવી અથવા જુમ્આ છોડવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૪) એવા માણસની ઈમામત જે ટી.વી. જોતો હોય અને તેમની પત્ની બેપર્દા રહેતી હોય

**સવાલ (૭૪૯) :** એક મસ્જિદના ઈમામ સાહેબની પત્ની પરદાનો એહતિમામ નથી કરતી. મેં આ વિશે ફતાવા રહીમિય્યહ ભાગ નંબરઃ ૪ માં પઢયું, અને ઈમામ સાહેબનું તે તરફ ધ્યાન દોર્યુ (તે સમયે તેમના ઉસ્તાદ તેમની સાથે હતા.) તો તેમણે એ જવાબ આપ્યો કે "જો બધા ઈમામો સાચા નિયમો પર ચાલશે તો મુસલ્લા હવામાં ઉડવા લાગશે." હાલાંકે તેઓ આ મસ્અલો ખૂબ સારી રીતે જાણે છે. જુમ્આના દિવસે ઘણી વાર તેઓ અને તેમના ઉસ્તાદ લાંબી લાંબી તકરીરો કરે છે અને મુકતદીઓને કહે છે કે ટી.વી. જોવું ગુનાહનું કામ છે.

એક વખતે મેં ટી.વી. પર હજનો પ્રોગ્રામ જોવા વિશે તેમને પૂછયું તો તેમણે કહયું કે તેનું જોવું પણ સખત ગુનોહ છે. હાલાંકે તેઓ જાતે ટી.વી. જોઈને નીકળ્યા હતા. તો મેં કહયું કે તમે પણ ગુનાહનું કામ કરીને આવ્યા છો. તો ઈમામ સાહેબ અને તેમના ઉસ્તાદે કહયું કે " અમે તો ગુનાહનું કામ કરતા આવ્યા છે."

ઈમામ સાહેબ લોકોની ગીબત પણ ખૂબ કરે છે.

પૂછવાનું એ છે કે આવા ઈમામની પાછળ નમાઝ પઢવી કેવું છે ? આવા ઈમામની પાછળ નમાઝ થશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

અલ્લાહ તઆલા ફરમાવે છે : اَلرِّجَالُ قَوَّامُوْنَ عَلَى النِّسَآءِ ـــــ

પતિની જવાબદારી છે કે ઔરતને પરદામાં રહેવાનો હુકમ કરે. તેની એ પણ ઝિમ્મેદારી છે કે ઔરતને બેપર્દા રહેવા, બેપર્દા હરવા – ફરવા અને પરદા વગર ઘરની બહાર નીકળવાથી રોકે. કારણ કે અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે :

من رای منکم منکرا فلیغیرہ بیدہ ـــــ (મુસ્લિમ : ૧ / ૫૦ હદીસ નં. ૭૮–૪૯)

હવે જો પતિ પોતાની જવાબદારી નિભાવતો નથી, પત્નીને બેપર્દગીથી રોકતો નથી. તો તે ફાસિક – ગુનેહગાર છે. અને ફાસિકની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે.

અને આપે ઈમામ સાહેબનો જે "જવાબ" સવાલમાં લખ્યો છે કે " બધા ઈમામ સાચા નિયમો પર ચાલશે તો મુસલ્લો હવામાં ઉડવા લાગશે." આ ધર્મની મજાક છે. (જાણીજોઈને આવું કર્યુ હોય તો ઈમાનથી નીકળી જવાનો ભય છે.) એ રીતે ટી.વી. જોવું, ગુનાહના કામો કરવા, અને ગુનાહનો સ્વીકાર કરવો છતાં તેને કરતા રહેવું ફાસિક (દુષ્ટ) હોવાની નિશાની છે. ઈમામ સાહેબે મોડું કર્યા વગર તૌબા કરી લેવી જોઈએ. નહીં તો મસ્જિદ કમિટીની જવાબદારી છે કે આવા ઈમામને ઈમામતમાંથી છુટો કરવામાં આવે. પરંતુ (તેમ છતાં) મુતકદીઓ જમાઅતથી નમાઝ પઢતા રહે. તેમને જમાઅતનો સવાબ મળશે. (ઈન્શાઅલ્લાહ)

(હલ્બી કબીર : ૩૧૫)

યાદ રહે કે લાંબી લાંબી તકરીરો કરવી અસલ મકસદ નથી. મકસદ તો તેના પર અમલ છે, જયારે વાઈઝ આલિમમાં અમલ નહીં હોય તો ઈલ્મથી ફાયદો ન ઉઠાવવાને કારણે અને તેના તકાઝા પર અમલ ન કરવાને કારણે ગુનેહગાર થશે.

(કિતાબુલ અમ્યાલ ફીલ હદીષિન્નબવી : ૧ / ૩૨૪, હદીસ નં. ૨૭૬) એટલા માટે જો તૌબા ન કરે તો ઈમામતમાંથી તેમને છુટા કરવા જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૫) ગુનાહે કબીરા કરનારની ઈમામત

**સવાલ (૭૫૦) :** (૧) પેશ ઈમામ લુંગી ઘૂંટીઓથી નીચે લટકાવી ઈમામત કરાવે છે, તો શું તેનાથી નમાઝમાં કોઈ ખરાબી આવશે ? (૨) ઈમામ સાહેબ મસ્જિદમાં આવી દુન્યવી વાતો કરે છે. (૩) અસર અને ઈશાની સુન્નતે ગેર મુઅક્કિદા પઢતા નથી. (૪) જમાઅતનો વખત થઈ જાય છે તેમ છતાં સમય પર જમાઅત ઊભી કરતા નથી. ફજરમાં પાંચથી સાત મિનિટ મોડું કરે છે. લાઈટ બંધ કરી જમાઅતખાનાની બહાર બેસી રહે છે અને નમાઝીઓએ તેમની રાહ જોવી પડે છે. (૫) તેઓ પોતાની મરજી પ્રમાણે કામ કરે છે, જો કોઈ તેમને કંઈક કહે છે તો સામે અયોગ્ય જવાબ આપે છે. સવાલ એ છે કે આવા ઈમામને ઈમામત સોંપવી અને તેના પર બાકી રાખવો જોઈએ કે પછી છુટો કરી દેવો જોઈએ ?

(૬) મસ્જિદમાં જુની હોઝ હતી, તેને શહીદ કરીને નવી હોઝ બનાવવામાં આવી, જુની હોઝ હતી ત્યાં વૃક્ષો અને પપૈયા વગેરેના ઝાડો રોપવામાં આવ્યા છે. ઈમામ સાહેબ ત્યાંથી પપૈયા લઈ જઈ પોતાની જરૂરતમાં વાપરે છે. શું તે આ રીતે ખાય શકે છે ?

(૭) મકાનમાં વિજળીનું મીટર નથી, ડાયરેકટ કરી ઘરમાં વિજળી વાપરે છે અને વિજળીનો ખર્ચો પંચાયતે આપવો પડે છે, તે નથી આપતા. તો શું કરવું જોઈએ?

(૮) મોઅઝ્ઝિનને પોતાના પક્ષમાં લઈ લીધો છે તેમની મિલી ભગતથી પપૈયા અને સીંગ દાણાનો ઉપયોગ કરે છે, આ વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) કારણ વગર ઈઝાર (લુંગી – પેન્ટ વગેરે) ઘૂંટીઓથી નીચે રાખી હોય તો નમાઝ મકરૂહે તહરીમી થશે. માટે જે ઈમામ લુંગી મજબૂરી વગર ઘૂંટીઓની નીચે રાખે છે તેને ઈમામ બનાવવો મકરૂહ છે, કારણ કે તે ફિસ્ક છે.

(બુખારી : ૨ / ૮૬૧, હદીસ નં. ૫૭૮૭)

(૨) મસ્જિદમાં દુન્યવી વાતો કરવી જાઈઝ નથી, કયારેક કોઈ જરૂરતની વાત કરી લે તો જાઈઝ છે, અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે આગ જે રીતે સુકી ઘાસ અને લાકડીઓને રાખ કરી દે છે એ જ રીતે મસ્જિદમાં દુન્યવી વાતો કરવાથી નેકીઓ બરબાદ થઈ જાય છે. (બયહકી : ૪ / ૩૮૭, હદીસ નં. ૨૭૦૧)

(૩) સુન્નતે ગેર મુઅક્કિદા ન પઢવાથી આદમી ગુનેહગાર થતો નથી, પરંતુ ઈમામે સુન્નતે મુઅક્કિદા સાથે સુન્નતે ગેર મુઅક્કિદા અને નફલ નમાઝોનો પણ ખાસ એહતેમામ કરવો જોઈએ.

(૪) નમાઝનો સમય એટલા માટે (પહેલેથી) નક્કી કરવામાં આવે છે કે નમાઝી ભાઈને સહુલત રહે, એટલા માટે ઈમામનું જાણીજોઈને વખતની પાબંદી ન કરવી, અખ્લાકની વિરૂદ્ધ છે. સાથે સાથે નમાઝીઓને તકલીફ પહોંચાડવી છે, જે જાઈઝ નથી.

(૫) નસીહત કરનારાઓને અયોગ્ય શબ્દો કહેવા, ખરાબ બોલવું, તોહમત લગાડવી આ બધા કામો હરામ છે, એટલા માટે ઈમામે આ કામોથી બચવું જોઈએ.

(સૂરએ અહઝાબ : ૭૦–૭૧, બુખારી : ૨ / ૮૮૯, હદીસ નં. ૬૦૧૮ –૬૦૧૯)

(૬) ઉપર વર્ણન કરેલ જમીનમાં જેણે વૃક્ષો રોપ્યા છે, જેણે મહેનત કરી છે, ઉપરોકત મસ્અલાના હુકમનો આધાર તેની નિય્યત પર છે. (૧) પોતાને ખાવા માટે (૨) નમાઝીઓ માટે (૩) મસ્જિદ માટે, ઈમામે જો પોતાના માટે વૃક્ષો લગાવ્યા હોય તો તેના ફળો ખાવા જાઈઝ છે, જો મસ્જિદ માટે હોય, તો જાઈઝ નથી. (૪) જો ૫૦ ટકા મસ્જિદ માટે અને ૫૦ ટકા પોતાના માટે હોય તો ઈમામ માટે ખાવું જાઈઝ છે, પરંતુ નંબર ૧ પ્રમાણે નિય્યત હોય તો મસ્જિદના મુતવલ્લીઓને અધિકાર છે કે તેઓ વૃક્ષો કાઢી નાંખે, માટે ભાગીદારીની નિય્યત કરવી બહેતર છે, જેથી ઈમામનો પણ ૫૦ ટકા હક છે એ આધારે ખાવા જાઈઝ છે.

(૭) ગામ લોકો પર ફર્ઝ છે કે ઈમામ માટે તેમની જરૂરત પ્રમાણે ઘરની (જરૂરી) વસ્તુઓની વ્યવસ્થા કરી આપે, લાઈટ ફિટિંગ કરાવી આપે, મીટરની વ્યવસ્થા કરી આપે, ઈમામની જરૂરતો ગામ લોકોએ સમજવી જોઈએ, ગ્રામ પંચાયતની પરવાનગી વગર વિજળીનો ઉપયોગ કરવો જાઈઝ નથી. ઈમામે આ કામથી તૌબા કરવી જોઈએ અને અત્યાર સુધી જેટલી વિજળી વાપરી છે, તે રકમની ભરપાઈ કરી આપે.

(૮) જવાબ નંબર : ૩ માં વિગત લખી છે, ઈમામ અને મુઅઝ્ઝિને વકફની

જમીન પર વૃક્ષો વાવી મહેનત કરી છે અને પોતાના ઉપયોગની નિય્યત કરી છે તો ખાવા જાઈઝ છે, મામલાની તહકીક કરી લેવામાં આવે, કયાંક એવું ન બને કે ખોટી વાતો ફેલાવી ગુનેહગાર થાઓ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૬) ગુનાહે કબીરા કરનારની ઈમામત

**સવાલ (૭૫૧) :** (૧) મુઅઝ્ઝિનનું વુઝૂ સહીહ થતું નથી, કહેવા છતાં તે પોતાની ઈસ્લાહ કરતા નથી. (૨) તેમને રહેવા માટે મકાન આપેલું છે, તેમ છતાં તેઓ જમાઅતખાનામાં સુઈ જાય છે, જયારે ઈમામ સાહેબ તેમને કહે છે, તો મુઅઝ્ઝિન તેમને જવાબ આપે છે કે "જિન્નાત તાબે કરવાનો અમલ કરું છું " અને ઈમામ સાહેબે ૮ દિવસમાં જાહેર પણ કરી દીધું કે મુઅઝ્ઝિન સાહેબે જિન્નાત તાબે કરી લીધો છે. અમે કહયું કે જમાઅતખાનામાં સુવાથી મસ્જિદની બેઅદબી થાય છે, તો જવાબ આપે છે કે તમને સમજ ન પડે, સુઈ શકાય છે. (૩) જમાઅતખાનામાં નાપાક પગે દાખલ થાય છે. (૪) સુન્નતો અને નફલ નમાઝો પણ પઢતા નથી. (૫) તેમની તકબીર (ઈકામત) કહેવાથી નમાઝમાં કોઈ વાંધો અને કમી તો નહીં આવે ? (૬) મસ્જિદમાં જુની હોઝ છે તેને શહીદ કરી નવી હોઝ બનાવવામાં આવી છે, જુની હોઝની જગ્યાએ પપૈયા વગેરેના વૃક્ષો લગાવવામાં આવ્યા છે ત્યાંથી પપૈયા તોડી પોતાના ઘરે લઈ જઈને ખાય છે, ગઈ કાલે ઈમામ અને મુઅઝ્ઝિમાં આ બાબતે ઝઘડો પણ થયો અને વધુ થવાનો ભય છે તો તેમને મુઅઝ્ઝિનમાં ચાલુ રાખવા જોઈએ કે છુટા કરી દેવા જોઈએ. (૭) ઈમામ સાહેબ નમાઝમાં વારંવાર જમણો પગ ઉઠાવતા રહે છે. (૮) નમાઝમાં એવી કિરાઅત પઢે છે, જાણે કોઈ શાયરી પઢતા હોય અને સલામ ખેંચીને કહે છે, લોકો તેમનાથી કંટાળી ગયા છે, માત્ર પાંચ – સાત નમાઝીઓ બાકી રહી ગયા છે. (૯) નમાઝનો સમય કાયમી તકવીમ (સમય પત્રક) પ્રમાણે લખતા નથી. તેમાં પોતાની મનમાની કરે છે, અને કોઈ ભૂલ તરફ તેમનું ધ્યાન દોરે છે તો તેમની સાથે લડાઈ ઝઘડો કરે છે. (૧૦) શું તે નમાઝ પઢાવે તો કોઈ વાંધો ખરો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) તમને સાચી વાત કહેવાનો સવાબ મળી ગયો, દુઆ કરો કે અલ્લાહ તઆલા તેમને હિદાયત આપે.

(૨) મસ્જિદ નમાઝ, તિલાવત અને ઝિક્ર માટે છે, મસ્જિદમાં સુવાની આદત

બનાવી લેવી જાઈઝ નથી. મસ્જિદ જિન્નાત તાબે કરવાની જગ્યા નથી, જે રૂમ તેમને આપવામાં આવ્યો છે તેનો ઉપયોગ કરવો જોઈએ. સામાન્ય બહાના બનાવી મસ્જિદમાં સુવાની આદત બનાવી લેવી મસ્જિદની બેઈજ્જતી અને બેઅદબી છે. જે જાઈઝ નથી. (સૂરએ નૂર : ૩૬, તફસીર ઈબ્ને કષીર : ૬ / ૬૨)

(૩) નાપાક પગ લઈને જમાઅત ખાનામાં જવું જાઈઝ નથી, નાપાકી લાગી જવાથી નમાઝીઓની નમાઝ થશે નહી. તેનો પણ તેમને ગુનોહ થશે.

(મુસ્લિમ : ૧ / ૧૩૮, હદીસ નં. ૧૦૦ (૨૮૫), ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૮)

(૪) સુન્નતે મુઅક્કિદા છોડવાની આદત બનાવી લેવાથી તે માણસ ફાસિક બની જાય છે, આ વસ્તુ સુન્નતથી ગફલતની નિશાની છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૩,મજમઉલ અન્હુર : ૧ / ૭૮)

(૫) ઉપરોકત કામો કરનાર ફાસિક છે અને ફાસિકની અઝાન મકરૂહ છે.

(મજમઉલ અન્હુર : ૧ / ૭૮)

(૬) સિજદો સહીહ – દુરુસ્ત થવા માટે પગની આંગળીઓનું થોડી વાર માટે જમીન પર રાખવું જરૂરી છે. પૂછવામાં આવેલ મસ્અલામાં આ વાત સાબિત થાય છેઃ એટલા માટે નમાઝ તો થઈ જશે, પરંતુ પગ ઊંચા – નીચા કરવા સારું નથી.

(બુહરુર્રાઈક : ૧ / ૫૫૬)

(૭) ગામ લોકો પોતાની પરિસ્થિતિથી સારી રીતે વાકિફ (પરિચિત) છે તેઓ પોતાની આર્થિક હાલતને સમજે છે, જો તેમની પાસે વધારે પગાર આપવાની તાકત અને ગુંજાઈશ હોય તો નેક – દીનદાર ઈમામની પસંદગી કરે, જેથી ગામના બાળકોની તાલીમ અને તરબીયત સારી રીતે થાય અને જો પગાર આપવાની શકિત ન હોય, નેક અને દીનદાર આદમીને રાખવાની શકિત ન હોય તો કયાંક એવું ન થાય કે આ ઈમામને છૂટા કરવાને કારણે મસ્જિદ અને મદ્રસો વેરાન અને બરબાદ થઈ જાય અને તાલીમ આપનાર કોઈ માણસ ન રહે, માટે વિચારીને પગલું ભરવું જોઈએ.

(૮) ઈમામ સવાલમાં દર્શાવેલ કેફીયત પ્રમાણે કરે છે તો આ રીતે કુર્આન શરીફ પઢવું સહીહ નથી. ઈમામ જો શરઈ મસાઈલની વિરૂધ્ધ કરે છે, તો મુતવલ્લીઓની જવાબદારી છે કે તે ઈમામતની જવાબદારી કોઈ નેક, પરહેજગાર અને મસાઈલના જાણકાર આલિમ માણસને હવાલે કરી દે, પરંતુ હાં, જો

મુકતદીઓએ આવા ઈમામની પાછળ નમાઝ પઢી લીધી તો નમાઝ થઈ જશે. મુતવલ્લી અને ઈમામ ગુનેહગાર થશે. મુકતદીઓને જમાઅતનો સવાબ મળી જશે.

(૯) તમારી સમસ્યાનો ઉકેલ મુતવલ્લી, ઈમામ અને ગામના બે સમજદાર માણસો બેસીને હલ કરે, તો શકય છે.

(૧૦) આવા ઈમામની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે, મુતવલ્લીની જવાબદારી છે, નેક માણસને ઈમામની જવાબદારી સોંપે, પરંતુ જમાઅતનો સવાબ મળી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૭) કાળો ખિઝાબ લગાડનાર ઈમામની પાછળ નમાઝ પઢવી

**સવાલ : (૭૫૨) :** દાઢીમાં કાળા રંગનો ખિઝાબ લગાડવો કેવું છે ? અને કાળો ખિઝાબ લગાડનાર ઈમામની પાછળ નમાઝ પઢવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાળો ખિઝાબ મુજાહિદ માટે લગાડવો જાઈઝ છે. જેથી દુશ્મન એમ ન સમજે કે મારો સામનો કરનાર હરીફ વૃધ્ધ છે. બલકે એવું સમજે કે હરીફોમાં મજબૂત અને શકિતવાન નવજવાન છે. એ જ રીતે જો જવાન ઔરત હોય અને તે પોતાના શૌહરને જવાન (યુવાન) જોવા ઈચ્છતી હોય તો જવાન ઔરતના પતિ માટે યુવાન સ્ત્રીના કારણે ખિઝાબ (મહેંદી) લગાડવો જાઈઝ છે, આ સિવાય જાઈઝ નથી.

જે ઈમામ કારણ વગર માત્ર ફેશન માટે ખિઝાબ લગાવે, તેને ઈમામ બનાવવો ન જોઈએ. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૬ / ૪૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૮) પરાયી સ્ત્રીની શર્મગાહ સાથે શર્મગાહ મિલાવનારની ઈમામત

**સવાલ (૭૫૩) :** અપરણિત અકલમંદ, બાલિગ છોકરો અને છોકરી એક બીજાની શર્મગાહને એક બીજા સાથે મિલાવે, પ્રવેશ ન કરે, તો તે ઝિનાકાર ગણાશે કે નહીં ? અને આવા માણસની પાછળ નમાઝ દુરસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ – પત્ની સિવાય અન્ય કોઈનું આવું કરવું હરામ છે. ઝિના (વ્યભિચાર) વિશે અલ્લાહના નબી (સલ.) નું ફરમાન છે : કે આંખ પણ ઝિના કરે છે, હાથ અને પગ પણ ઝિના કરે છે. (અબૂદાવૂદ : હદીસ નં. ૨૧૫૨, ૨૧૫૩, ૨૧૫૪) શર્મગાહનું શર્મગાહમાં દાખલ કરવું એ પણ ઝિના છે. માટે ઉપરોકત કામ હરામ છે. આવું કામ કરનાર ફાસિક છે, તૌબા ન કરે તો તેને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૯) સરકારથી પોતાનો પગાર છુપાવનારા વ્યકિતની ઈમામત

**સવાલ (૭૫૪) :** ઝેદ લંડનમાં રહે છે, ત્યાંની સરકાર બિમાર અને બેરોજગારોને નક્કી કરેલ રકમ આપે છે. પરંતુ તે રકમથી તેનું ગુજરાન મુશ્કિલથી ચાલે છે. તે મસ્જિદમાં ઈમામતની સેવા પણ બજાવે છે અને મદ્રસામાં તાલીમ પણ, મદ્રસાનો જે પગાર બીજા ઉસ્તાદોને મળે છે, તેટલો લે છે ; પરંતુ ઈમામત ફી સબીલિલ્લાહ કરાવે છે. તે માત્ર નાઝિરહ પઢેલો છે, પરંતુ અમુક કારણોસર તે સરકારને તેની જાણ કરતો નથી, કે તે મદ્રસામાંથી પણ રકમ લે છે. અમુક કારણો આ છે : મહોલ્લો નાનો હોવો, આવક ઓછી હોવી.

જો તે માણસ મદ્રસાના પગાર વિશે સરકારને જાણ કરી દે તો બીજા ઉસ્તાદોની પણ ધરપકડ થઈ શકે એમ છે અને મહોલ્લાને સરકારી ટેકસ ભરવો પડશે. હવે પૂછવાની વાત એ છે કે ઝેદ ઈમામતની ખિદમત આપી શકે છે કે નહીં ? અને જે નમાઝો તેણે પઢાવી છે, શું તેને ફરી તો નહીં પઢવી પડેને ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝેદ ઈમામતનો પગાર ઉપરોકત મસ્લિહત (હિત – ભલાઈ) ખાતર નથી લેતો અને મદ્રસાના પગારની જાણ ઉપરોકત મસ્લિહત ખાતર ગવર્મેન્ટમાં નથી કરતો, તો જો સરકાર સાથે દગાબાજી ન થતી હોય તો કોઈ વાંધો નથી અને તેની ઈમામત કરાહત વગર જાઈઝ છે. પરંતુ જો હુકૂમત (સરકાર) સાથે દગાબાજી થઈ રહી છે તો જાઈઝ નથી. આવા માણસને ઈમામ બનાવવો જોઈએ નહીં. પરંતુ તેની પાછળ પઢેલી નમાઝોને ફરી પઢવાની જરૂરત નથી. (સૂરએ મુઅમિનૂન : ૫૧, તફસીરુલ કુર્આનિલ અઝીમ : ૫ / ૪૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૦) મુકતદીનું એવા ઈમામની ઈકતિદા કરવી જેની ખામીઓ શોધવા તે પાછળ પડયો રહે.

**સવાલ (૭૫૫) :** જે ઈમામથી મુકતદી નારાજ છે અને તે દરેક વખતે ઈમામની ખામીઓ શોધવા પાછળ રહે તો તે ઈમામની ઈકતિદામાં આવા મુકતદીની નમાઝ થશે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુકતદી કોઈ દુન્યવી કારણસર ઈમામથી નારાજ હોય અને હમેંશા ઈમામની ખામીઓ તલાશ કરતો રહે, તો આવું કરવું હરામ છે. લોકોની ખામીઓને તલાશ કરનારા માટે ઘણી વઈદો આવી છે. કોઈ મુસલમાનનું પોતાના મુસલમાન ભાઈની એબો શોધવામાં લાગ્યા રહેવું અને તેની પાછળ જ આખો દિવસ પડયા રહેવું હરામ છે, જો કોઈ ખામી નજર પણ આવે તો તેને છુપાવવાની આપ (સલ.) એ નસીહત ફરમાવી છે. (તિરમિઝી : ૨ / ૨૩, હદીસ નં. ૨૦૩૨)

જો ખરેખર ઈમામમાં કોઈ શરઈ ખરાબી હોય, તો આવી હાલતમાં ઝિમ્મેદારોને જાણ કરી ઈમામ સાહેબને આગાહ કરવા જોઈએ. ઝિમ્મેદારોનું તે તરફ ધ્યાન દોરવા છતાં તે (ઈમામ) ગુનાહ કરવાનું છોડે નહીં, તો તે (ઈમામ)ને ઈમામતમાંથી છુટા કરી દેવા જોઈએ. કારણ કે ફાસિકને ઈમામ બનાવવો મકરૂહ છે.

જે માણસ ઈમામની ખામીઓ કાઢવા પાછળ લાગ્યો રહે છે, જો તે તેની જ ઈકતિદામાં નમાઝ પઢે છે, તો નમાઝ થઈ જશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૧) એવા માણસની ઈમામત જે ક્રિકેટ ટીમનો કેપ્ટન હોય.

**સવાલ (૭૫૬) :** અમારા ગામમાં ઈમામ સાહેબ ક્રિકેટ ટીમના કેપ્ટન છે, અને દરેક રીતે આગળ વધીને ભાગ લે છે. હમણાં થોડા દિવસો પહેલા આસપાસના ગામોમાં ક્રિકેટ રાઉન્ડ રમવામાં આવ્યો હતો. જેમાં ટીમને હોંસલો આપવા માટે એક સભા ભરી હતી, તે સભાના ફોટાઓ જાતે ઈમામ સાહેબે પાડયા હતા. એ જ રીતે એ સભાની શરૂઆત કુર્આને પાકની તિલાવતથી કરવામાં આવી હતી.

સવાલ એ છે કે ઉપરોકત ક્રિકેટર અને ફોટા પાડનાર માણસની પાછળ

નમાઝ પઢવી જાઈઝ છે ? ઉપરોકત ઈમામ સાહેબ ઈમામતને લાયક છે ? શું આવી સભામાં કિરાઅત પઢવી અને પઢાવવી જાઈઝ છે ? આ ઈમામ સાહેબને છુટા કરવા માટે મુખ્ય ઝિમ્મેદારોનું ધ્યાન દોર્યુ. પરંતુ વધુ પડતા ઝિમ્મેદારો ઈમામ સાહેબના સંબંધિ છે. એટલા માટે કોઈ કંઈ બોલતું નથી. આવી પરિસ્થિતિમાં ઝિમ્મેદાર લોકોની જવાબદારી શું છે ? નમાઝીઓ શું કરે ? તેમની પાછળ નમાઝ પઢે કે નહીં ? શું તેમની પાછળ પઢવામાં આવેલી નમાઝો ફરીથી દોહરાવવામાં આવે ? કે પછી ઝિમ્મેદારો પર બોજ રેહશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદના મુતવલ્લીઓ (ઝિમ્મેદારોની) મુખ્ય જવાબદારી એ છે કે ઈમામતના પદ માટે કોઈ દીનદાર, નમાઝ – રોઝાના પાબંદ આલિમની પસંદગી કરે. જો ઝિમ્મેદારો ઉપરોકત ઝિમ્મેદારી અદા કરતા નથી તો તેઓ ગુનેહગાર થશે.

(હલબી કબીર : ૩૧૫)

કયામતના દિવસે આવા ખયાનત કરનાર ઝિમ્મેદારોનો ઉઠાવ ખયાનતના ઝંડા સાથે થશે. આ ઝંડાને લીધે લોકો જાણી જશે કે આ લોકોએ તેમની જવાબદારી અદા કરી ન હતી. ઝિમ્મેદારી મોટી હશે તો ઝંડો પણ મોટો હશે.

(મુસ્લિમ : ૨ / ૮૩, હદીસ નં. ૧૬ – ૧૭૩૮)

બીજી હદીસમાં છે કે તમારામાંથી દરેક ઝિમ્મેદાર છે અને દરેકને પોતાની ઝિમ્મેદારી વિશે પૂછવામાં આવશે. (બુખારી : ૨ / ૭૭૯, હદીસ નં. ૫૧૮૮)

આજે ઝિમ્મેદારને માલ – સંપત્તિ અને ખ્યાતિ અથવા શકિતને લીધે કોઈ પૂછનાર નથી. કયામતના દિવસે આવા અભિમાનીઓનું અભિમાન ઉતરી જશે. અને અલ્લાહને ત્યાં તેમને જવાબ આપવો પડશે.

સવાલમાં ઈમામની જે પરિસ્થિતિ દર્શાવવામાં આવી છે, જો તે ખરેખર સાચી છે, તો આવા માણસને ઈમામ બનાવવો મકરૂહ છે, એ બાબતની ખબર મુતવલ્લીઓને કરવામાં આવે. જો ઝિમ્મેદારો આવા ફાસિક ઈમામને બદલતા નથી તો મજબુરીમાં આવા ઈમામની પાછળ નમાઝ પઢી લેવામાં આવે. મુકતદીઓને જમાઅતનો સવાબ મળી જશે અને ઈમામ અને મુતવલ્લીઓ ગુનેહગાર થશે.

ગુનાહની સભાઓમાં કુર્આને પાકની તિલાવત કરવી ગુનાહનું કામ છે અને કુર્આનની બેઅદબી છે, આવી પરિસ્થિતિમાં ઈમાનથી નીકળી જવાનો ભય છે. જેથી

તૌબા – ઈસ્તિગ્ફાર કરી હવેથી આવું ન થાય તે બાબતે અલ્લાહથી વાયદો કરવામાં આવે. (વધુ વિગત માટે જુઓ ફતાવા ફલાહિય્યહ : ૧ "વિષય : વ્યાજુ બેંકનું ઉદ્‌ઘાટન કુર્આન ખ્વાનીથી કરવું" મસ્અલા નં. ૧૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૨) પિકચર (ફિલ્મ) જોનાર માણસની ઈમામત

**સવાલ (૭૫૭) :** જે હાફિઝ ફિલ્મ (પિકચર) જોતો હોય, તેની પાછળ તરાવીહ જાઈઝ છે કે નહીં ? જો મકરૂહ છે, તો મકરૂહે તહરીમી કે તન્ઝીહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામત ફર્ઝ નમાઝોની હોય કે તરાવીહની, મહત્વની જવાબદારી છે, ઈમામ મુકતદીઓનો પ્રતિનિધિ હોય છે, તેથી ન્યાયી, સુન્નતનો પાબંદ, પરહેજગાર માણસને ઈમામ બનાવવામાં આવે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૫૭, તોહફતુલ ફુકહાઅ : ૧ / ૨૩૦)

ગુનાહે કબીરા કરનાર માણસને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે, માટે મુતવલ્લીઓ માટે જરૂરી છે કે ફાસિક અને ફાજિર અને ગુનાહે કબીરા કરનારને ઈમામ બનાવવામાં ન આવે.

જો મુતવલ્લી હઝરાત આવા માણસને ઈમામ બનાવશે તો ગુનેહગાર થશે.

(હલબી કબીર : ૩૧૫)

ફિલ્મ (પિકચર) જોનાર પાપી (ફાસિક) છે, (મજમઉલ અન્હુર : ૨ / ૫૫૩) તેમની ઈમામત મરૂકહે તહરીમી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن ابی هریرة رضی الله عنہ : ان رسول الله ﷺ قال : والذی نفسی بیده لقد هممت أن آمر بحطب، فیحطب، ثم آمر بالصلاة، فیؤذن لها، ثم آمر رجلا فیؤم الناس ، ثم اخالف الی رجال، فاحرق علیهم بیوتهم، والذی نفسی بیده لو یعلم احدهم، أنه یجدعر قاسمینا، أو مرماتین حسنتین، لشهد العشاء

(بخاری شریف : ۹۸۱ حدیث نمبر :٤٤٦)

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : એ જાતના કસમ જેના કબ્જામાં મારી જાન છે, મેં ઈરાદો કરી લીધો હતો કે હું લાકડીઓ ભેગી કરવાનો હુકમ આપું, ત્યાર પછી હું નમાઝનો હુકમ આપું જેથી અઝાન કહેવામાં આવે, પછી એક માણસને હુકમ આપું કે તે લોકોને નમાઝ પઢાવે, અને એવા લોકોના ઘરે જાઉં (જેઓ જમાઅત સાથે નમાઝ નથી પઢતા ) અને તેમને તેમના ઘરો સાથે સળગાવી દઉં અને કસમ છે એ જાતની જેના કબ્જામાં મારી જાન છે, જો આ જમાઅતમાં શરીક ન થનારાઓ એ જાણી લે કે તેમને મસ્જિદમાં કોઈ મોટા સારા ગોશ્તવાળું હાડકું મળી જશે અથવા ઉમ્દા પ્રકારનું પાંસળીની વચ્ચેનો ભાગ મળી જશે તો એ લોકો ઈશાની જમાઅત માટે મસ્જિદમાં જરૂર હાજર થશે. (બુખારી : ૧૮૧, હદીસ નં.૪૪૬)

# જમાઅતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

## જમાઅતનું બયાન

### (૧) જમાઅત છોડવાની આદત બનાવી લેવી

**સવાલ (૭૫૮) :** એક માણસની બજારમાં સાયકલની દુકાન છે, તે દિવસની બે કે ત્રણ નમાઝો અલગથી (જમાઅત વગર) પઢી લે છે, કારણ કે જમાઅતના સમયે ગ્રાહકો વધારે હોય છે અને તે કહે છે કે એકલું નમાઝ પઢવું પણ સહીહ છે, આ સિલસિલો કેટલાયે સમયથી ચાલુ છે, તો આ બાબતે શું હુકમ છે ?

(૨) એક માણસ એવી જગ્યાએ નોકરી કરે છે, જયાં તેમની દરરોજ ત્રણ કે ચાર નમાઝો કઝા થઈ જાય છે, તો શું આ રીતે નોકરીને બહાનું બનાવી નમાઝ કઝા કરવી સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસ્લક પ્રમાણે જમાઅત સાથે નમાઝ પઢવી વાજિબ છે, અમુક લોકોના મતે સુન્નતે મુઅક્કિદા છે, જે લોકો વાજિબ કહે છે તેઓ કહે છે કે જે લોકો જમાઅતને સુન્નત ઠેરવે છે, તેમનો કહેવાનો મતલબ એ છે કે આ વાજિબ સુન્નતથી સાબિત છે, કબીરીમાં લખ્યું છે કે વાજિબ છે. (પેજ નંબર : ૪૭૪)

આલમગીરીમાં બદાઈઅ અને અમુક કિતાબોના હવાલાથી નકલ કર્યું છે કે આઝાદ, અકલમંદ બાલિગ, તંદુરુસ્ત માણસ પર જમાઅતથી નમાઝ પઢવી વાજિબ છે.

શમ્સુલ અઈમ્મહ હલવાઈએ લખ્યું છે કે પગથી અઝાનનો જવાબ આપવો (એટલે કે જમાઅત સાથે નમાઝ પઢવા માટે મસ્જિદમાં જવું) વાજિબ છે. જો માત્ર ઝબાનથી જવાબ આપશે તો જવાબ આપવો ગણાશે નહી. (ખુલાસતુલ ફતાવા : ૧ / ૫૦)

અલ્લામા ઝાહિદી લખે છે કે જમાઅત છોડવા વિશે અલ્લાહના રસૂલ (સલ.) એ જે સખ્ત વઈદો અને સજાઓ બયાન ફરમાવી છે તેનાથી સાબિત થાય છે કે જમાઅતથી નમાઝ પઢવી વાજિબ છે.

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે

અલ્લાહની કસમ ! એવું થાય છે કે હું બા–જમાઅત નમાઝની વ્યવસ્થા કરી અમુક લોકોને લઈ જઈ ઈંધણ (લાકડા – કોલસા વગેરે) ભેગુ કરાવું અને જે લોકો નમાઝમાં આવતા નથી, તેમના ઘરોને આગ લગાવી દઉં. (મફહૂમ બુખારી શરીફ)

આ સિવાય અનેક રિવાયતોમાં જમાઅત સાથે નમાઝ પઢવા બાબતે તાકીદ આવી છે, તેનાથી ઉલમાએ કિરામે જમાઅતની સાથે નમાઝ પઢવાને વાજિબ ઠેરવ્યું છે. એટલા માટે જે માણસ કારણ વગર જમાઅત છોડી દે, તે ગુનેહગાર છે, તેની ગવાહી સ્વીકારવામાં આવશે નહીં. પડોસી જો આવા માણસને નસીહત નહીં કરે તો તે પણ ગુનેહગાર થશે. (બહરુર્રાઈક : ૧ / ૩૪૫, કબીરી : ૪૭૫ )

માટે દુકાનદારે વેપારની લાલચમાં જમાઅત છોડવાની જે ટેવ બનાવી લીધી છે અને ૩ – ૪ નમાઝો જમાઅત સાથે નથી પઢતો, તો તે ફિસ્ક (પાપ) છે, તેની શહાદત (ગવાહી ) સ્વીકારવા લાયક નથી. તમારા જેવા લોકો અભિનંદનને પાત્ર છે કે તેમને નસીહત કરવા માટે જવાબ માંગી રહયા છે. જેથી તેને સમજાવી શકો. અલ્લાહ તઆલા તેમને હિદાયત આપે અને તમારી મહેનતને કબૂલ ફરમાવે. આમીન.

(૨) જે નોકરી અને કામધંધાને લીધે બે – ત્રણ નમાઝો કઝા થતી હોય, તો આવું કામ કરવું જાઈઝ નથી, હરામ છે. એટલા માટે બીજી નોકરી શોધી લેવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જમાઅતના વખતે મસ્જિદની સહેનમાં ફજરની સુન્નતો પઢવી

**સવાલ (૭૫૯) :** મસ્જિદની ગેલેરી જો શરઈ મસ્જિદમાં દાખલ હોય તો જમાઅત ઊભી થયા પછી તેની સહેનમાં ફજરની સુન્નત પઢવી જાઈઝ છે કે નહીં ?

બહિશ્તી ઝેવરમાં લખ્યું છે કે જમાઅત ઊભી થઈ હોય ત્યારે મસ્જિદમાં સુન્નતો પઢવી મકરૂહે તહરીમી છે, આ મસ્અલો મસ્જિદની સહેન પર સાદિક આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફજરની ફર્ઝ નમાઝ થઈ રહી છે, એવા સમયે કોઈ માણસ ફજરની સુન્નતો ઘરેથી પઢયા વગર પહોંચે તો તે જુએ કે જો સુન્નતો પઢવા જઈશ તો જમાઅત છુટી જશે, તો પહેલા જમાઅતમાં જોડાય જાય અને સુર્યોદય પછી થોડી વાર બાદ

સુન્નતો પઢી લે અને જો જમાઅત છુટી જવાનો ખતરો ન હોય તો મસ્જિદની પાસે કોઈ કમરામાં અથવા સહેનમાં સુન્નત અદા કરી લે. પછી જમાઅતમાં શરીક થઈ જાય.

બહિશ્તી ઝેવરમાં લખેલો મસ્અલો ધ્યાનથી વાંચો, તેમાં એ છે કે "ફર્ઝ નમાઝ થતી હોય ત્યારે જે સુન્નતો પઢવામાં આવે, ભલે ફજરની હોય કે બીજા કોઈ વખતની, તે એવા સમય પર પઢવામાં આવે જે મસ્જિદ વગર હોય. એટલા માટે કે જયાં ફર્ઝ નમાઝ થાય છે, ત્યાં બીજી નમાઝો પઢવી મકરૂહે તહરીમી છે. સહન મસ્જિદમાં દાખલ નથી થતી. એટલા માટે તેમાં નમાઝ પઢવી મકરૂહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) દાઈનું નમાઝ ન પઢનારને મારવું

**સવાલ (૭૬૦) :** અમારે ત્યાં એક માણસ દાવતનું કામ કરે છે, તેમના કામને સારી નજરે જોવામાં આવે છે. તે લોકોને નમાઝની દાવત આપે છે, તો ઘણા લોકો નમાઝ માટે આવી જાય છે. પરંતુ અમુક લોકો નથી આવતા, તો શું નમાઝ ન પઢવા આવનારાઓને મારી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતે જે હદ બતાવી છે, તેના પર અમલ જરૂરી છે, તેને ઓળંગવી જાઈઝ નથી. પિતા પોતાની અવલાદને અથવા ઉસ્તાદ પોતાના શાગિર્દો અને માતહતોને અને (એક કથન પ્રમાણે) પતિ પોતાની પત્નીને નમાઝ ન પઢવા પર ચેતવણી રૂપે મારી શકે છે. આ સિવાય મુબલ્લીગ અને દાઈ માણસ કોઈ સામાન્ય માણસને મારશે તો ફાયદાની જગ્યાએ નુકસાન થશે. તેથી જાઈઝ નથી. આ અધિકાર તો બાદશાહ અને હુકૂમતના કર્મચારીઓનો છે, દરેકને આ અધિકાર આપવામાં આવ્યો નથી. નહી તો મામલો બગડશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૪ / ૭૭–૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) મિસ્વાક કરવા જતા રકાત છૂટી જવાનો ભય હોય, તો શું કરે ?

**સવાલ (૭૬૧) :** મગરિબની જમાઅત ઉભી થઈ ગઈ છે અને વુઝૂમાં મિસ્વાક કરવા જાય તો રકાત છુટી જવાનો ખતરો છે તો આવી સુરતમાં મિસ્વાક કરવાનું

છોડીને માત્ર આંગળી ફેરવી લેવી દુરુસ્ત છે ? મિસ્વાકનો સવાબ મળશે કે નહીં ? શું આ સુરતમાં મિસ્વાક કરવું જરૂરી છે ? ખુલાસો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રકાત છુટી જવાથી જમાઅતનો સવાબ મળશે, બીજી રકાતમાં જોડાય શકે છે, માટે મિસ્વાક કરી નમાઝમાં શરીક થવું બહેતર છે, વુઝૂ કરતી વખતે મિસ્વાક કરવું સુન્નત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(બુખારી : ૧ / ૧૨૨, હદીસ નં. ૮૮૭)

## (૫) ઔરતોનું પડદામાં રહી મસ્જિદમાં તરાવીહ પઢવી

**સવાલ (૭૬૨) :** શું ઔરતોનું રમઝાનમાં એવી મસ્જિદમાં તરાવીહ પઢવું દુરુસ્ત છે, જયાં સંપૂર્ણ પરદાની વ્યવસ્થા હોય, એ રીતે કે મર્દ ઔરતને ન જોઈ શકે અને ન તો ઔરતો મર્દોને જોઈ શકે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આજકાલ ફિત્નાઓનો યુગ છે. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ.) વર્તમાન જમાનાની સ્ત્રીઓને જોઈ લેત, તો તેને મસ્જિદમાં આવવાની મનાઈ કરી દેત.

હઝરત ઉમર (રદિ.)ની દિલી તમન્ના હતી કે તેમની ઔરતો મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢવા ન જાય, એટલા માટે ઉલમાએ કિરામે વર્તમાન ફિત્નાઓના યુગમાં ઔરતોને મસ્જિદમાં જઈને નમાઝ અદા કરવાની (ભલે પરદામાં કેમ ન હોય) ઈજાઝત આપી નથી અને તેમની મસ્જિદમાં હાજરી અને નમાઝને મકરૂહે તહરીમી ઠેરવ્યું છે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૬૬) ઔરતો પોતાના ઘરોમાં નમાઝ પઢી લે. આ જ તેમના માટે વધારે સવાબનું કામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) એકલી સ્ત્રીઓની જમાઅતનો હુકમ

**સવાલ (૭૬૩) :** એક માણસે પોતાની માલિકીની જમીન પર એક મસ્જિદ બનાવી છે. તેની બાજુમાં એક સ્કૂલ છે. નમાઝના વખતમાં છોકરાઓ તો મસ્જિદમાં આવી ઈમામની પાછળ જમાઅત સાથે નમાઝ પઢી લે છે. પરંતુ છોકરીઓ શું કરે ? તેણીઓ મસ્જિદના એક ખુણામાં પુરુષોથી અલગ થઈ ઈમામની ઈકતિદામાં નમાઝ પઢી શકે છે કે નહીં ?

ધ્યાનમાં રહે કે જો તેઓ સ્કૂલના રૂમોમાં રહી ઈમામની ઈકતિદા કરવા ચાહે તો કરી શકે છે; કારણ કે ત્યાં લાઉડ સ્પીકરની પણ વ્યવસ્થા છે. પરંતુ એક સાહેબનું કહેવું છે કે છોકરીઓમાંથી જ એક છોકરીને ઈમામ બનાવી દેવામાં આવે અને બીજી છોકરીઓ તેમની ઈકતિદામાં નમાઝ અદા કરી લે. તો શું તેમનું આ રીતે કરવું સહીહ છે કે ખોટુ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફિત્ના ફસાદને કારણે સ્ત્રીઓ માટે મસ્જિદમાં આવવું – જવું જાઈઝ નથી. (બુખારી : ૧ / ૧૨૦, હદીસ નં. ૮૬૯) સ્કૂલ મસ્જિદથી અલગ છે, એટલે ત્યાં ઈકતિદા થઈ શકતી જ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૭)

ઉપરાંત સ્ત્રીઓનું અલગથી જમાઅત સાથે નમાઝ પઢવી (કે જેમાં ઈમામ પણ ઔરત હોય) તો મકરૂહ છે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૬૬) જેથી બહેતર એ છે કે છોકરીઓ વ્યકિતગત રીતે અલગ અલગ નમાઝ પઢી લે. (અબૂ દાવૂદ : ૧ / ૮૪, હદીસ નં. ૫૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ઔરતોનું રમઝાનમાં એક ઈમામની ઈકતિદામાં તરાવીહ અદા કરવી

**સવાલ (૭૬૪) :** રમઝાન સિવાયના દિવસોમાં ઔરતો જમાઅત સાથે નમાઝ પઢતી નથી. પરંતુ રમઝાનમાં જો કોઈ ના મહરમ ઈમામની પાછળ પરદાનો સંપૂર્ણ ખ્યાલ કરીને માત્ર નમાઝે તરાવીહ પઢે તો શું કોઈ વાંધો ખરો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામની પાછળ ઔરતોનું ઈકતિદા કરી નમાઝ પઢવું જાઈઝ છે, પરંતુ તેમ છતાં સ્ત્રીઓનું રમઝાનમાં અને રમઝાન સિવાય બીજા દિવસોમાં અલગથી નમાઝ પઢવી જ અફઝલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) શું રૂકૂઅમાં શામિલ થનાર મુકતદીને તકબીરે તહરીમાનો સવાબ મળશે ?

**સવાલ (૭૬૫) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં કે મુકતદી પહેલી રકાતના રૂકૂઅમાં શામિલ થયો, તો તેને તકબીરે તહરીમાનો સવાબ મળશે ? અથવા કયામમાં શામિલ થાય તો જ તકબીરે તહરીમાનો સવાબ મળશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મુકતદી પહેલી રકાતના રૂકૂઅમાં શામિલ થઈ જાય, તો સાહિબૈન (રહ.)ની રિવાયત પ્રમાણે તેને તકબીરે તહરીમાની ફઝીલત મળી જશે, જયારે કે ઈમામ અબૂ હનીફા (રહ.)ની નજીક તેની ફઝીલત મેળવવા માટે જરૂરી છે કે મુકતદીની તકબીરે તહરીમા ઈમામની તકબીરથી મળેલી છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) તકબીરે ઊલાનો સમય કયાં સુધી રહે છે ?

**સવાલ (૭૬૬) :** તકબીરે ઊલાનો વખત કયાં સુધી રહે છે ? જો કોઈ માણસ પહેલી રકાતના કયામમાં શામિલ થાય, બિલ્કુલ શરૂઆતમાં શામિલ ન થઈ શકયો તો તેને તકબીરે તહરીમાની ફઝીલત અને તેનો સવાબ મળશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તકબીરે તહરીમાનો સવાબ પહેલી રકાત મેળવી લેવામાં છે. માટે જેને પહેલી રકાતનો રૂકૂઅ મળી ગયો તેને સહીહ કથન મુજબ તકબીરે તહરીમાનો સવાબ મળી જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) રમઝાનમાં ઈફતારીને કારણે મગરિબની જમાઅત છોડી દેવી

**સવાલ (૭૬૭) :** એક માણસ રમઝાનમાં ઈફતારી કરીને મસ્જિદમાં નમાઝ પઢવા માટે જાય છે, પરંતુ પહોંચતા પહોંચતા તો નમાઝ પૂરી પણ થઈ જાય છે અને જમાઅત છુટી જાય છે તો શું તેના માટે આ વાતની ગુંજાઈશ છે કે તે પોતાના ઘરમાં નમાઝ પઢી લે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જમાઅત સાથે નમાઝ પઢવી સુન્નતે મુઅક્કિદા છે. સુન્નતે મુઅક્કિદાને છોડવાની આદત બનાવી લેવી (ખાસ કરીને રમઝાનમાં) જાઈઝ નથી. પરંતુ કયારેક કયારેક જમાઅત છુટી જાય તો પોતાના ઘરમાં બાળ – બચ્ચાઓ સાથે જમાઅત કરી નમાઝ અદા કરી લે, પરંતુ તેની આદત બનાવી લેવી જાઈઝ નથી. (બુખારી : ૧ / ૮૯, હદીસ નં.૬૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) એકલા નમાઝ પઢનાર હનફીની પાછળ કોઈ શાફિઈનું ઈકતિદાની નિય્યતથી ઊભા થઈ જવું

**સવાલ (૭૬૮) :** અમારા ગામમાં શાફિઈ લોકો મોટી સંખ્યામાં રહે છે, હું હનફી છું, શાફિઈ લોકોની મસ્જિદમાં એક વાત એ થાય છે કે તેમાંથી કોઈ માણસ જમાઅત પછી મસ્જિદમાં પહોંચે છે અને જુએ છે કે કોઈ એકલો નમાઝ પઢી રહયો છે તો તે (આવનાર) પાછળથી તે નમાઝીના શરીરને ધીમેથી સ્પર્શ કરે છે. (જે એ વાતની નિશાની હોય છે કે તે માણસ તેની ઈકતિદા કરશે.) અને ત્યાર પછી તે તેની ઈકતિદા કરે છે. જેથી તે નમાઝી સમજી જાય છે અને તકબીર (અલ્લાહુ અકબર વગેરે) જોરથી શરૂ કરી દે છે. આ રીતે નમાઝ પુરી કરે છે.

અમુક વાર મારી સાથે પણ આવું બન્યું છે. કે હું એકલો નમાઝ પઢી રહયો હોઉં છું અને કોઈ શાફિઈ આવી જાય છે અને મારી ઈકતિદામાં ઊભો થઈ જાય છે, આ સૂરતમાં હું શું કરું ? જોરથી કિરાઅત કરું કે નહીં ? ઈમામતની નિય્યત જરૂરી છે કે નહીં ? જો ઈમામતની નિય્યત કરી તો નમાઝ ફાસિદ થશે કે નહીં ? અને અમુક વખતે હું સુન્નત પઢી રહયો હોવું છું, તો પણ આવું થાય છે, તે વખતે હું શું કરું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ માણસ એકલો નમાઝ પઢી રહયો હોય, તો તેની ઈકતિદા કરવી જાઈઝ છે. જો જહરી નમાઝ (ફજર – મગરિબ – ઈશા) હોય તો અને થોડી કિરાઅત કર્યા પછી કોઈએ આવીને તેની ઈકતિદા કરી લીધી તો બાકીની કિરાઅત જોરથી કરશે. જો સૂરએ ફાતિહાની બે – ત્રણ આયતો પઢી અને કોઈએ ઈકતિદા કરી લીધી તો નવેસરથી સૂરએ ફાતિહા શરૂ કરે. જો વધુ પડતી સૂરએ ફાતિહા પઢી ચુકયો છે તો બાકીને જોરથી પઢી લે. આખી સૂરત નવેસરથી ન પઢે અને જો સિર્રિ નમાઝ (ઝોહર – અસર) છે તો જોરથી કિરાઅત પઢવાની જરૂરત નથી.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૩૨ – ૫૩૩)

જો કોઈ માણસ સુન્નત કે નફલ પઢી રહયો હોય અને કોઈએ તેની પાછળ ફર્ઝ નમાઝ પઢવાનું શરૂ કરી દીધું તો હનફી મુકતદીની નમાઝ દુરુસ્ત થશે નહીં. કારણ કે હનફીઓની નજીક ફર્ઝ નમાઝ નફલ નમાઝ પઢનારની પાછળ દુરુસ્ત નથી થતી. (બહરુર્રાઈક : ૧ / ૬૩૧) અને જો શાફિઈ મુકતદી છે તો તેની નમાઝ દુરુસ્ત થઈ

જશે. પરંતુ જો મુકતદીએ જહરી (જેમાં કિરાઅત જોરથી પઢવામાં આવે છે તે) નમાઝમાં ઈકતિદા કરી હોય તો ઈમામે જોરથી કિરાઅત પઢવી પડશે. જેથી મુકતદીની નમાઝ દુરુસ્ત થઈ જાય. હવે જો રાતની નફલો છે તો હનફી એકલા નમાઝ પઢનાર માટે જોરથી કિરાઅત પઢવામાં કોઈ વાંધો નથી. અને જો દિવસની નફલો છે તો હનફી માટે જોરથી કિરાઅત પઢવી મકરૂહ છે. પરંતુ મુકતદીની રિઆયતમાં જોરથી કિરાઅત પઢી લેશે તો નમાઝ દુરુસ્ત થઈ જશે.

(રદ્દુલ મુહતાર : ૧ / ૫૨૨)

એ જ રીતે હનફી મુકતદી હોય તો (ફર્ઝમાં) નમાઝનું એક હોવું જરૂરી છે, મુકતદી ઝોહરની નિય્યતથી અસરના ઈમામની પાછળ નમાઝ નથી પઢી શકતો. જો મુકતદી શાફિઈ હોય તો નમાઝ દુરુસ્ત થઈ જશે. ભલે ફર્ઝ જુદી હોય.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૯૭)

જો મુકતદી શાફિઈ હોય, તો મુકતદીની નમાઝ સહીહ (દુરુસ્ત) થવા માટે જરૂરી છે કે ઈમામે ઈમામતની નિય્યત કરી હોય, થી કે પછી મુકતદીની શરીક થતી વખતે. જો ઈમામે નિય્યત નથી કરી તો શાફિઈ મુકતદીની નમાઝ દુરુસ્ત થશે નહીં.

હનફી મુકતદીની નમાઝ દુરુસ્ત થઈ જાય છે. હનફીઓને ત્યાં ઈમામ માટે ઈમામતની નિય્યત કરવી શરત નથી. (રદ્દુલ મુહતાર : ૧ / ૫૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) કેમેરામાં ઈમામનો ફોટો જોઈ ઈકતિદા કરવી

**સવાલ (૭૬૯) :** અમારે ત્યાં અમેરીકામાં એક મસ્જિદ બે માળની છે, તેના પહેલા માળમાં ઔરતો અને બીજા માળે પુરુષો નમાઝ પઢે છે. તે મસ્જિદમાં સી.સી.ટી.વી. કેમેરો લગાવ્યો છે. જે નમાઝ દરમિયાન ઈમામ સાહેબનો ફોટો પહેલા માળની દીવાલ પર બતાવે છે. જરૂરત પ્રમાણે ઔરતો તેમાં નમાઝ પઢે છે. સવાલ એ છે કે શું આ સૂરતમાં કેમેરાની ઈકતિદા કહેવામાં આવશે કે ઈમામની ? આવી સુરતમાં નમાઝ દુરુસ્ત થશે કે નહીં ?

આ મસ્અલાનો જવાબ કુર્આન અને હદીસની રોશનીમાં ઉર્દૂ કે અરબી ભાષામાં આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

فی الصورة المسئولة، الاقتداء یجوز؛ ان کانت القلابات الامام یعلم بصوت

الامام او المکبر، ولا یبقی اشتباہ، وان کانت انقلابات الامام غیر معلومة الا

من هذه المصورة الخ

(સંપૂર્ણ અરબી ઈબારત (લખાણ) માટે ફતાવા ફલાહિય્યહ ભાગ : ૨ ઉર્દૂ : પેજ નંબર ૪૫૭ – ૪૫૮ નો અભ્યાસ કરી લેવામાં આવે.)

**તર્જુમો :** જો ઈમામના રૂકન બદલવાની ખબર પડી જાય, ભલે ઈમામની અવાજ દ્વારા હોય કે પછી માઈક વડે કે પછી કોઈ મુકબ્બિર મારફતે હોય અને જો કોઈ જાતની શંકા બાકી ન રહે તો ઈકતિદા કરવી જાઈઝ છે અને જો ઈમામનું રૂકન બદલવાની જાણ (CCTV)કેમેરા વડે હોય તો ઈકતિદા કરવી જાઈઝ નથી. એટલા માટે કે (સ્ક્રીન પર આવનાર શકલ) પડછાયો અને સુરત છે, જેની ઈકતિદા કરવી જાઈઝ નથી. એટલા માટે કે ઈમામ (CCTV) અકલમંદ નથી. જેમકે સિજદએ તિલાવત, પડઘા અને પક્ષીઓની અવાજ સાંભળવાથી વાજિબ નથી થતો. એટલા માટે કે તે (પડઘા અને પક્ષીઓની અવાજ) તિલાવત કરનાર નથી.(હાલાંકે સિજદએ તિલાવત ત્યારે વાજિબ થાય છે, જયારે કે તિલાવત કરનારથી સાંભળવું યકીની હોય) એજ રીતે ઈકતિદામાં છે, કે જયારે ઈમામની અવાજ સંભળાય અથવા તેના રૂકન બદલવાની ખબર થઈ જાય અને કોઈ શંકા બાકી ન રહે તો ઈકતિદા કરવી જાઈઝ થશે. નહીં તો જાઈઝ નથી. જેમકે એવી અવાજ અને સુરત, જેની છબી વિડિયોમાં પ્રતિબિંબિત હોય, તેની ઈકતિદા જાઈઝ નથી. કે આ ઈમામ નથી એટલા માટે કે આ ગેર નમાઝીની ઈકતિદા છે, બલકે ગેર આકિલની ઈકતિદા છે. માટે (બીજી) સૂરતમાં ઈકતિદા મકરૂહ (નાજાઈઝ) છે, સૂરત અને છબીની ઈકિતદા જરૂરી હોવાથી (હાલાંકે છબી અને સુરતની ઈકતિદા જાઈઝ નથી.)

અને પહેલી સૂરતમાં ભલે ઈકતિદા જાઈઝ છે, એટલા માટે કે ઈમામની અવાજની ઈકતિદા કરવી છે. પરંતુ નમાઝીની સામે છબી (ફોટો) છે, અને ફોટો, નમાઝને ફાસિદ કરનાર છે, એટલા માટે કે પહેલા ફોટો ખેંચે છે, ત્યાર પછી તેની છબી ટીવીની સ્ક્રીન પર પ્રગટ થાય છે અને આ સુરત નમાઝને ફાસિદ કરનાર છે.

એટલા માટે કે આ સૂરતમાં નમાઝી સામે ફોટો છે, ન કે તેના પગ નીચે, જે મકરૂહે તહરીમીને સાબિત કરે છે અને હદથી વધારે મકરૂહે તહરીમીની તે શકલ છે જયારે છબી (ફોટો) નમાઝીની સામે હોય. પૂછેલ મસ્અલામાં જો કે ફોટો દીવાલ પર હોય છે, પરંતુ આ પણ કરાહતથી ખાલી નથી. એટલા માટે મસ્બૂકીનની નમાઝ ફોટાની સામે હોવાથી સુરક્ષિત નથી રહેતી.

માટે ઈમામના રૂકન બદલવાની ખબર માટે ટીવી (CCTV) કેમેરા લગાડવા સદંતર હરામ અને નાજાઈઝ છે, એટલા માટે કે તેનાથી નમાઝ ફાસિદ થવાનો ખતરો છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) નજીક મસ્જિદ હોવા છતાં ઘરમાં જમાઅતથી નમાઝ પઢવી

**સવાલ (૭૭૦) :** (૧) એક માણસના ઘરની બિલ્કુલ પાસે મસ્જિદ છે, તો શું તેના માટે ગુંજાઈશ છે કે અમુક લોકોની સાથે કોઈ પણ જાતના કારણ વગર, માત્ર પોતાની સહૂલત માટે પોતાના ઘરમાં, એક ઈમામને નક્કી કરી અલગથી પાંચ ટાઈમની નમાઝ જમાઅત સાથે અદા કરી લે તો શું આ સૂરતમાં તેમની નમાઝ સહીહ થઈ જશે ?

(૨) જો ઉપરની સૂરતમાં નમાઝ દુરુસ્ત નથી થતી તો શું તેમને આ અમલથી રોકવા યોગ્ય ગણાશે ?

(૩) જો કોઈ માણસ આ જમાઅતમાં એટલે જોડાય છે કે તેના બાળકો પણ તેની નિગરાનીમાં નમાઝ પઢે છે તો તેની આ નિય્યતથી શરીક થવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા મસ્અલામાં જમાઅતની ફઝીલત તો પ્રાપ્ત થઈ જશે અને જમાઅતની વઈદથી પણ છુટકારો મળી જશે. પરંતુ મસ્જિદમાં નમાઝ અદા કરવાની ફઝીલતથી વંચિત રહેશે અને કારણ વગર મસ્જિદને છોડવાની ખરાબી આવશે. મસ્જિદનો; ખાસ કરી મહોલ્લાની મસ્જિદનો હક છે કે તેને આબાદ કરવામાં આવે. માટે આ રીતે (ઘરે) જમાઅત કરવાની આદત પાડવી અને કાયમ માટે આવું કરવું મકરૂહ છે. મસ્જિદની જમાઅતના અનેક ફાયદાથી મહરૂમ રહેશે. દા.ત. આપસી મશ્વેરો, મુસલમાનોના અહેવાલથી પરિચિતતા, ઈબાદત અને સામુહિક બાબતોને અંજામ

આપવામાં આપસી વ્યવસ્થા, હમદર્દી અને એકતાનું પ્રદર્શન. તેનાથી ઈસ્લામ અને મુસલમાનોની શાન જોહર થાય છે. આ બધા ફાયદાઓથી વંચિત રહેવું છે. તેમજ પોતાના ઘરમાં જમાઅત કરવાથી પરસ્પરના મતભેદોનું પ્રદર્શન છે. જે વર્તમાન પરિસ્થિતિઓમાં સખ્ત નુકસાનકારક છે. પરંતુ હાં, કોઈ ફિત્નો અથવા અકીદાઓના ઝઘડાથી બચવા માટે અથવા મસ્જિદમાં અકાઈદે હક અને ઈસ્લાહી કામમાં રૂકાવટ દૂર કરવા માટે એવું કરવામાં આવે તો જાઈઝ છે. (દુર્રે મુખ્તાર : ૧ / ૬૫૮)

(૨) જો કોઈ શરઈ કારણ વગર આવું કરતો હોય, તો જરૂર રોકવો જોઈએ, પરંતુ હિકમતથી રોકે, લડાઈ ઝઘડો ન કરે. (સૂરએ નહલ : ૧૨૫)

(૩) બાળકોને પણ તાકીદ કરવી જોઈએ કે તેઓ મસ્જિદે જઈને નમાઝ અદા કરે, અને ઔરતો પોતાના ઘરોમાં જમાઅત વગર નમાઝ અદા કરે. બાળકોની નિગરાનીની મસ્લિહત વિશ્વસનીય નથી. (અબૂ દાઉદ : ૧ / ૭૦, હદીસ નં. ૪૯૪) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) મસ્જિદ દૂર હોવાથી પોતાના મકાનમાં જ જમાઅત સાથે ફર્ઝ નમાઝ અદા કરવી

**સવાલ (૭૭૧):** એક માણસ પોતાના ઘરે જમાઅત સાથે નમાઝ પઢે છે, ગામમાં બે મસ્જિદો છે, પરંતુ બન્ને મસ્જિદો ઘરથી દૂર છે. એટલી દૂર છે કે અઝાન થતાંની સાથે પોતાના ઘરેથી નીકળે તો જમાઅત ઊભી થતા સુધીમાં મસ્જિદે પહોંચી જાય, તેમ છતાં તેઓ ઘરમાં નમાઝ પઢે છે અને મને નમાઝ પઢાવવાનું કહે છે, તો શું આવી સૂરતમાં નમાઝ અદા થઈ જશે ? અને તેમની ઈમામત કરવી કેવું છે ? ખ્યાલ રહે કે ચોમાસા અને શિયાળાની ઋતુમાં ગામની મસ્જિદે જવામાં ઘણી પરેશાની રહે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદમાં જઈને જમાઅત સાથે નમાઝ અદા કરવી સુન્નતે મુઅક્કિદા છે. બલકે અમુક ફુકહાના કથન પ્રમાણે વાજિબ છે, માટે મસ્જિદમાં જઈને (જમાઅત સાથે) નમાઝ અદા કરવી જોઈએ. ભલે મસ્જિદ દૂર હોય. હાં, ઘરમાં જમાઅત સાથે નમાઝ પઢી લેવાથી નમાઝ તો દુરુસ્ત થઈ જશે. પરંતુ કાયમ આવી આદત બનાવી લેવી મકરૂહ છે. જો મસ્જિદ દૂર હોય તો વરસાદની ઋતુમાં ઘરે નમાઝ પઢી લે, તો જાઈઝ છે. વરસાદ પડતો ન હોય તો મસ્જિદે જઈ નમાઝ પઢવી જોઈએ. ઠંડી

એટલા પ્રમાણમાં હોય કે બહાર નીકળવામાં તકલીફ થતી હોય, અન્ય કામો માટે પણ બહાર ન નીકળતા હોય તો આવી ઠંડી પડતી હોય ત્યારે ઘરમાં નમાઝ પઢવાની ઈજાઝત છે. એવો ઘરડો અથવા બિમાર આદમી જે ચાલીને મસ્જિદે જઈ શકતો ન હોય અથવા જવામાં વધારે તકલીફ થતી હોય તો તે પણ ઘરમાં નમાઝ અદા કરી શકે છે. પરંતુ તંદુરસ્ત આદમીનું મસ્જિદેથી એટલું દૂર હોવું કે અઝાન થયા પછી પગપાળા ચાલીને જમાઅતના વખતે પહોંચી શકાતું હોય તો તે ઉઝર નથી. માટે તેમની ઈમામત કરવા માટે મસ્જિદની જમાઅત છોડવી મકરૂહ છે. (દુર્રે મુખ્તાર : ૧ / ૫૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) જે ઈમામથી નમાઝી નારાજ હોય તેમની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૭૭૨) :** મસ્જિદના નમાઝીઓ જો કોઈ ઈમામથી નારાજ હોય, તો તે (ઈમામ)ની પાછળ નમાઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઈમામનો અકીદો ફાસિદ હોવાને કારણે અથવા ગુનાહમાં સપડાયેલા હોવાને કારણે અથવા નમાઝ બાબતે નમાઝીઓની રિઆયત ન કરવાને કારણે મસ્જિદના નમાઝીઓ તેનાથી નારાજ હોય તો એવા માણસે ઈમામત ન કરાવવી જોઈએ. નહીં તો ગુનેહગાર થશે. કારણ કે હદીસ શરીફમાં મનાઈ કરવામાં આવી છે.

પરંતુ તેમની પાછળ નમાઝ થઈ જશે, જો નારાજગી કોઈ દીની તકાઝાથી નથી, બલકે માત્ર વ્યકિતગત દુશ્મની વગેરેને કારણે છે અથવા જાતે નમાઝીનો અકીદો ખરાબ છે અને ઈમામ હક પર છે તો આવી સૂરતમાં નમાઝીઓની નારાજગી જાતે તેમના માટે ગુનાહનું કારણ બનશે. આવી હાલતમાં ઈમામે પોતાની ઈમામત છોડવી ન જોઈએ. (તિરમિઝી શરીફ : ૧ / ૮૩, હદીસ નં. ૩૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) વ્યકિતગત દુશ્મનીને કારણે ઈમામ સાહેબની પાછળ નમાઝ ન પઢવી

**સવાલ (૭૭૩) :** મસ્જિદના ઈમામ સાથે વ્યકિતગત દુશ્મનીને કારણે તેમની પાછળ

નમાઝ ન પઢવી અને જમાઅત છોડી દેવી શરીઅતની દ્રષ્ટિએ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબ સાથે વ્યકિતગત દુશ્મનીને કારણે તેમની પાછળ નમાઝ ન પઢવી દુરુસ્ત નથી. હાં, જો ઈમામની કોઈ દીની કમજોરી હોય, જેના કારણે બીજી મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢી લે તો ગુંજાઈશ છે, કોઈ પણ કારણથી જમાઅતને છોડવાની આદત બનાવી લેવી મકરૂહ છે. જમાઅત સાથે નમાઝ પઢવી સુન્નતે મુઅક્કિદા, વાજિબની નજીક છે. ઘણા મુહક્કિકીન (સંશોધકો) ફુકહાએ તેને વાજિબ કહયું છે. માટે દુન્યવી અદાવતને લીધે ઈમામની પાછળ નમાઝ છોડી દેવી ગુનાહનું કામ છે, જો ઈમામ ફાસિક પણ હોય, તો એ વાતની ગુંજાઈશ છે કે બીજી કોઈ મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢી લે. પરંતુ જમાઅત છોડવાની આદત બનાવી અલગથી નમાઝ પઢવી ગુનાહનું કામ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૩૮૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) જે ઈમામથી મુકતદી નારાજ હોય તેમની ઈમામતનો હુકમ

## (૧૮) ઈમામથી નારાજ થઈ જમાઅત છોડી દેવી.

**સવાલ (૭૭૪) :** નમાઝીઓ નારાજ હોવાની સુરતમાં ઈમામત કરવી કેવું છે ? નમાઝી સાથે કોઈ મતભેદ થયો, તેના લીધે તે ઈમામની પાછળ નમાઝ નથી પઢતો બલકે પોતાના ઘરે નમાઝ પઢી લે છે, તો આવી હાલતમાં ઈમામ ઈમામત કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં ઈમામ સાથે મતભેદનું કારણ દર્શાવેલ નથી. જો ઈમામ સાહેબ હક પર હોય, અને સુન્નત પ્રમાણે રહેતા હોય, મસ્જિદ અને મદ્રસાની જવાબદારી પાબંદીથી અદા કરતા હોય, તો આવી સૂરતમાં ઉપરોકત માણસની ભૂલ છે અને ઈમામની ઈમામત જાઈઝ છે.

ઉપરોકત માણસ માટે જમાઅત સાથે નમાઝ પઢવી જરૂરી છે અને જમાઅતની નમાઝ સુન્નતે મુઅક્કિદા, વાજિબની નજીક છે અને સુન્નતે મુઅક્કિદા ને હમેશા છોડવાની આદત બનાવી લેવી જાઈઝ નથી. એટલા માટે જમાઅત

છોડવાને કારણે મુકતદી ગુનેહગાર થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૬–૮૭)

અને જો ઈમામ ગલતી પર હોય તો તે ગલતીને સુધારવાની ફિકર કરવી જોઈએ, એટલા માટે કે અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે કે જે કોઈ ઈમામથી તેની કૌમ (દીનના કામને કારણે) નારાજ હોય, તો એવા ઈમામની નમાઝ તેના માથાથી એક વેંત ઉપર જશે નહીં. (તિરમિઝી : ૧ / ૮૩, હદીસ નં. ૩૬૦) એટલે આવા ઈમામની પઢાવેલી નમાઝ અલ્લાહના દરબારમાં માન્ય થતી નથી. પરંતુ નમાઝીઓ માટે આવી હાલતમાં પણ જમાઅત છોડવી જાઈઝ નથી. નબીએ કરીમ (સલ.)નું ફરમાન છે કે પ્રત્યેક નેક અને ખરાબ માણસની પાછળ નમાઝ પઢી લો.

(દારે કુત્ની : ૨ / ૪૦૪, હદીસ નં. ૧૭૬૮)

એટલા માટે જે ઈમામમાં દીની કમી (ઉણપ) હોય, તો પણ મુસલ્લી માટે ઈમામની પાછળ જમાઅત સાથે નમાઝ પઢવી જરૂરી છે, નમાઝીને જમાઅતનો સવાબ મળશે, ઈમામ અને ઝિમ્મેદાર હઝરાત ગુનેહગાર થશે. મતલબ કે ઉપરોકત આદમીનું જમાઅત છોડવું દુરુસ્ત નથી. જમાઅત સાથે નમાઝ પઢવી જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) જમાઅત થઈ જવાના ખ્યાલથી ઘરે નમાઝ પઢી લેવી

**સવાલ (૭૭૫) :** ફજર, ઝોહર, અસર, મગરિબ અથવા ઈશાની નમાઝ માટે મસ્જિદમાં જવામાં મોડું થઈ ગયું, અને એવું લાગ્યું કે મસ્જિદમાં જમાઅત થઈ ચુકી હશે, તો આવી સુરતમાં મસ્જિદમાં જવાના બદલે ઘરે જ નમાઝ પઢી લેવી જોઈએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મસ્જિદમાં જમાઅત થઈ ચુકી હોય તો તે નમાઝને ઘરે પઢી લેવામાં કોઈ વાંધો નથી. (બુખારી : ૧ / ૮૯, હદીસ નં. ૬૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ભૂલને કારણે ઈમામ નમાઝને લોટાવે (ફરી પઢે) તો મસ્બૂક (જેની રકાતો છૂટી છે તે) અને નવો આવેલ માણસ શું કરે ?

**સવાલ (૭૭૬) :** ઈમામ સાહેબે ઝોહરની ત્રીજી (જ) રકાતમાં બેસીને સલામ ફેરવી દીધી. નમાઝ પૂરી થયા પછી મુકતદી હઝરાત બોલ્યા કે ત્રણ રકાત થઈ છે, તો ઈમામ સાહેબે ફરીવાર નમાઝ પઢાવી તો હવે મસ્બૂક (જેની રકાતો છુટી છે તે) શું કરે ? શું તે બીજી જમાઅતમાં શામિલ થઈ શકે છે ? તેમજ નવો આવનાર વ્યકિત જમાઅતમાં શામિલ થઈ શકે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછવામાં આવેલ મસ્અલામાં મસ્બૂક, ઈમામ સાહેબની સાથે ફરીથી નમાઝ પઢે. કારણ કે ઈમામની નમાઝ ફાસિદ થવાથી તે (મસ્બૂક)ની નમાઝ પણ ફાસિદ થઈ જાય છે. (તિરમિઝી : ૧ / ૫૧, હદીસ નં. ૨૦૭) એ જ રીતે તે બધા લોકો પણ નમાઝમાં શરીક થઈ શકે છે જે પહેલાથી નમાઝમાં શામિલ ન હતા. (ફતાવા મહમૂદિય્યહ : ૬ / ૪૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) વુઝૂ વગર પઢવામાં આવેલી નમાઝને લોટાવતી વખતે નવા મુકતદીની શિર્કત કરવી

**સવાલ (૭૭૭) :** ઈમામ સાહેબે ઝોહરની નમાઝ પઢાવી, ત્યાર પછી યાદ આવ્યું કે તેમનું (તો) વુઝૂ ન હતું, નવેસરથી વુઝૂ કરી ફરીવાર નમાઝ લોટાવી, ઝેદ નામનો માણસ બીજી વારની નમાઝમાં જોડાય છે, બકરનું કહેવું છે કે આ નમાઝ ઈમામની ફર્ઝ નમાઝની તકમીલ (પૂર્તિ) છે અને ઝેદે ફર્ઝ નમાઝ ઈમામની પાછળ અદા નથી કરી, માટે તે ઈમામની સાથે જોડાય શકતો નથી. તો શું બકરની વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વુઝૂ વગર નમાઝ દુરુસ્ત થતી નથી. ઉપરોકત સુરતમાં જે લોકો નમાઝમાં શરીક ન હતા, તેમનું પણ ઈકતિદા કરવું સહીહ છે, જે સૂરતમાં નવો મુકતદી ઈકતિદા નથી કરી શકતો તે મસ્અલો બીજો છે, અને તે આ પ્રમાણે છે કે વુઝૂ કર્યા પછી કોઈ વાજિબ છોડવાથી નમાઝ ફાસિદ થઈ જાય અને ઈમામ સિજદએ સહવ ન કરે, તો નમાઝને લોટાવવી જરૂરી છે અને તેની અદાયગી વખતે નવા મુકતદી માટે હુકમ છે કે તે ઈકતિદા ન કરે. કારણ કે આ સૂરતમાં ફર્ઝની તકમીલ (પૂર્ણતા) માટે નમાઝ પઢવામાં આવી રહી છે, ન કે અસલ ફર્ઝની અદાયગી માટે. માટે જે અસલ ફર્ઝ પઢવા ચાહે છે કયા હિસાબે આ સૂરતમાં ઈકતિદા કરી શકે છે ? ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) વાજિબ છૂટવાને લીધે ફરી પઢવામાં આવેલ નમાઝમાં ઈમામની સાથે નવા આવનાર માણસની શિર્કત

**સવાલ (૭૭૮) :** નમાઝમાં વાજિબ છુટવાથી ઈમામ સાહેબની નમાઝ ફાસિદ થઈ ગઈ, હવે તો આ નમાઝ ફરીવાર પઢાવી રહયા છે તો આવી સૂરતમાં બાદમાં આવનાર માણસ ઈમામની ઈકિતદા કરી શકે છે કે નહીં ? યાદ રહે કે આ માણસ પહેલી વખતે (નમાઝમાં) શરીક ન હતા.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછવામાં આવેલ મસ્અલામાં ફરીથી નમાઝ પઢવાની સૂરતમાં તે માણસ ઈમામની ઈકતિદા નથી કરી શકતો. જે પહેલી વાર શરીક ન હતો. એટલા માટે કે ફર્ઝ નમાઝ બીજી વખત પઢી શકાતી નથી. વાજિબ છુટવાથી નમાઝ દુરુસ્ત થઈ નથી. એટલા માટે લોટાવવામાં આવી રહી છે, તો તે અસલ ફર્ઝને મુકમ્મલ કરનાર છે, માટે આ નમાઝ, નફલ નમાઝની જેમ હશે અને ફર્ઝ નમાઝ પઢનારની ઈકતિદા નફલ નમાઝ પઢાવનારની પાછળ દુરુસ્ત નથી, એટલા માટે વાજિબ છુટવાને કારણે ફરી પઢવામાં આવેલ નમાઝમાં તે જ લોકો ઈકતિદા કરશે જે પહેલી વાર ઈમામની સાથે શરીક હતા. (કિફાયતુલ મુફતી : ૩ / ૯૬, ફતાવા દારૂલ ઉલૂમ : ૨ / ૩૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) મસ્જિદની ગેલેરીમાં બીજી જમાઅત કરવી

**સવાલ (૭૭૯) :** મસ્જિદની શરઈ હદ પછી મસ્જિદની ગેલેરી (સહેન) છે, તે સહેન મસ્જિદમાં દાખલ નથી. પરંતુ તેના ઉપર છત મારી દેવામાં આવ્યું છે. તો ત્યાં જરૂરત સમયે બીજી જમાઅત કરી શકાય છે ? યાદ રહે કે આ બીજી જમાઅત ચાર – પાંચ મહીનામાં એક વખત કરવી પડે છે, તે પણ બહારથી આવનાર લોકો આવું કરે છે તો આ બાબતે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદની સહેન (પેસેજ)માં બીજી જમાઅત કયારેક કરી શકાય છે. પૂછેલ સવાલમાં લખ્યું છે કે ચાર – પાંચ મહિનામાં કયારેક પઢવાની નોબત આવે છે તો તેમાં કોઈ વાંધો નથી. કરાહત વગર જાઈઝ છે, પરંતુ દરરોજની આદત બનાવી

લેવી મકરૂહ છે કે તેનાથી પહેલી નમાઝ પર અસર પડશે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) જમાઅત છુટી જવાથી મસ્જિદમાં અલગથી જમાઅત કરવી

**સવાલ (૭૮૦) :** ઈમામ સાહેબ નમાઝના વખતે હાજર ન હતા, એટલે એક બીજા માણસે નમાઝ પઢાવી, નમાઝ પૂરી થયા પછી ઈમામ સાહેબ આવ્યા, "તો તેમણે અમુક બીજા લોકોને લઈને" જેમની જમાઅત છુટી ગઈ હતી" અલગથી જમાઅત કરી તો શરીઅતમાં તેનો શું હુકમ છે ? શું ઈમામ સાહેબનું આવું કરવું સહીહ છે કે ગલત ? યાદ રહે કે તે બજાર ગયા હતા એટલા માટે તેઓ જમાઅતમાં શામિલ થઈ શકયા ન હતા, એટલા માટે બીજા માણસે નમાઝ પઢાવી હતી. આશા છે કે વિસ્તૃત જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદમાં અથવા ચોક (ગેલેરી)માં બીજી જમાઅત કરવી મકરૂહ છે, પરંતુ જો કોઈ યોગ્ય કારણસર કયારેક કયારેક મસ્જિદની બહારવાળા ભાગમાં જમાઅત કરવાની ઈજાઝત છે. પરંતુ આદત બનાવી લેવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) બીજી જમાઅતનો હુકમ

**સવાલ (૭૮૧) :** મસ્જિદમાં બા–જમાઅત નમાઝ થઈ ગઈ હતી. ત્યાર પછી અમુક માણસો આવ્યા જે બીજી જમાઅત કરી નમાઝ પઢવા ઈચ્છતા હતા. મારી જાણ પ્રમાણે લગભગ શામીમાં લખ્યું છે કે બીજી જમાઅત કરવી મકરૂહ છે. પરંતુ ફતાવા રિઝવિય્યામાં લખ્યું છે કે મુસલ્લાની ડાબી અથવા જમણી તરફ હટી બીજી જમાઅત કરી શકાય છે. તો બન્નેમાંથી સાચું કયું છે ? જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શામીમાં લખ્યું છે કે જો કોઈની જમાઅત છુટી જાય તો બહેતર છે કે તે અલગથી એકલો નમાઝ પઢી લે. (શામી : ૧ / ૫૧૭)

પરંતુ ઈમામ અબૂ યુસૂફ (રહ.)ના મસ્લક પ્રમાણે લખ્યું છે કે જો બીજી જમાઅત, પહેલી જમાઅત જેવી ન હોય, તો જાઈઝ છે, મકરૂહ નથી. મેહરાબ

પાસેથી હટી જાય તો જગ્યા બદલાય જશે અને તેમના મસ્લક પ્રમાણે મકરૂહ નહીં થાય. (ફતાવા તાતારખાનીયહ : ૨ / ૫૧૭)

આ વાત કયારેક કયારેકની છે, હમેશાં માટે જો મહોલ્લા વાળાઓને તેમની મસ્જિદમાં બીજી જમાઅતની ઈજાઝત આપી દેવામાં આવે તો તેમના દિલોમાંથી પ્રથમ જમાઅતની એહમિયત ખતમ થઈ જશે અને પ્રથમ જમાઅત પર અવશ્ય અસર થશે. એટલા માટે આમ પરિસ્થિતિમાં બીજી જમાઅતની ઈજાઝત નથી, હાં, કોઈ ખાસ મજબૂરી હોય અને પ્રથમ પોઝીશનની વિરૂદ્ધ હોય, કયારેક કયારેક હોય અથવા સ્ટેશનની મસ્જિદ હોય તો ઈજાઝત છે. (બહરુર્રાઈક : ૧ / ૬૦૫) ફતાવા રિઝવિય્યહની એ વાતને આ સ્થિતિ પ્રમાણે માનવામાં આવે, અને શામી (રહ.)ની વાતને આમ હાલત પર, તો તમારા સવાલનો ઉકેલ આવી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) એક મસ્જિદમાં બીજી વાર જમાઅત

**સવાલ (૭૮૨) :** જે મસ્જિદમાં જમાઅત થઈ ગઈ હોય, ત્યાં અમુક લોકો જમાઅત પછી આવ્યા હોય અને જમાઅતખાનાની બહારના ભાગમાં (અલગથી) જમાઅત કરી નમાઝ પઢવા ચાહે છે, તો શું બીજી વાર જમાઅત કરવી દુરસ્ત છે ? અમુકનું કહેવું છે કે મકરૂહ છે. શું આ વાત સાચી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે લોકો મકરૂહ કહે છે, તેમની વાત સાચી છે, જો તેની પરવાનગી આપવામાં આવે તો મહોલ્લાનો દરેક નમાઝી આ રીતે અલગથી બા–જમાઅત નમાઝ પઢવા લાગશે અને જમાઅતની એહમિયત ખતમ થઈ જશે.

હાં, જો કોઈ યોગ્ય કારણ હોય તો પહેલી જમાઅત જે જગ્યાએ થઈ છે, તેનાથી અલગ બીજી જગ્યાએ ગુંજાઈશ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) ઈફતારી પછી મોડેથી આવી મસ્જિદમાં બીજી જમાઅતનો હુકમ

**સવાલ (૭૮૩) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે મગરિબની નમાઝ વખતે પાંચ – સાત વ્યકિતઓ ઈફતારીની દાવતમાં મશ્ગુલ હતા, ઈફતારી પછી

મસ્જિદમાં આવ્યા, અને સહેનમાં બીજી જમાઅત કરી, તો પહેલી જમાઅતની ફઝીલતમાં કોઈ કમી આવશે કે નહીં ? રમઝાનુલ મુબારકમાં આવી રીતે બીજી જમાઅત લોકો કરતા રહે છે, પોત પોતાના ઘરો પર શાંતિથી ઈફતાર કરે છે અને મસ્જિદમાં અમુક લોકો મળીને બીજી જમાઅત કરે છે, તો શું અઝાન સાંભળવા પછી આ લોકો આ રીતે મોડું કરે અને પોતાની મનમાની મુજબ મસ્જિદમાં આવી બીજી જમાઅત કરે, તો શું શરીઅતમાં આ રીતે કરવું જાઈઝ છે ? ઉપરાંત એ પણ સ્પષ્ટતા કરવા વિનંતી કે બીજી જમાઅત કયારે કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે મસ્જિદમાં ઈમામ અને મુઅઝ્ઝિન નક્કી હોય, ત્યાં બીજી જમાઅત કરવી મકરૂહે તહરીમી છે, હાં, શકલ બદલીને કયારેક કયારેક બીજી જમાઅત કરી લે તો જાઈઝ છે.

પૂછેલી સૂરતમાં બીજી જમાઅત કરનારા લોકો "મકરૂહ કાર્ય" કરી રહયા છે. પરંતુ તેની અસર પ્રથમ જમાઅત સુધી પહોંચશે નહીં અને તેમના સવાબમાં કોઈ કમી આવશે નહીં.

ઈમામ સાહેબની ઝિમ્મેદારી છે કે તેઓ રમઝાનમાં સાત – આઠ મિનિટ જમાઅત મોડી કરે. જેથી ઈફતાર કરી લોકો શાંતિથી જમાઅતમાં શરીક થઈ શકે. જો નમાઝીઓને જમાઅત મળી શકી નથી, તો અલગ અલગ વ્યકિતગત રીતે પોતાની નમાઝ પઢી લે. બીજી જમાઅત ન કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) બીજી જમાઅત જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૭૮૪) :** ઘણી મસ્જિદોમાં જોવામાં આવ્યું છે કે એક વખતે જમાઅત સાથે નમાઝ થઈ ગઈ હોય છે, ત્યાર પછી બીજી અને ત્રીજી વાર પણ જમાઅત થાય છે, અને તેના માટે અલગથી ઈકામત કહેવામાં આવે છે, તો શું આ અમલ શરઈ રીતે સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવી મસ્જિદો જેમાં કોઈ મુઅઝ્ઝિન અને ઈમામ નક્કી નથી, બલકે તે એ હેતુથી બનાવવામાં આવી છે કે મુસાફીર – પ્રવાસીઓ વગેરે ત્યાં નમાઝ પઢી શકે, જેમકે ઘણા સ્ટેશનો પર આવી મસ્જિદોની વ્યવસ્થા હોય છે, તો ત્યાં અનેક વાર

જમાઅત કરી શકાય છે. પરંતુ એવી મસ્જિદો જેમાં ઈમામ અને મુઅઝ્ઝિન નક્કી હોય છે, દા.ત. મહોલ્લાની મસ્જિદ, તો તેમાં અલગથી અઝાન આપી બીજી અને ત્રીજી વાર જમાઅત કરવી જાઈઝ નથી. હાં, અઝાન વગર કયારેક કોઈ જરૂરતથી માત્ર ઈકામત કહી અમુક લોકો જમાઅત કરી લે, તો જાઈઝ છે. પરંતુ શરત એ છે કે મસ્જિદ મોટી હોય અને બીજી જમાઅત મસ્જિદના જમાઅતખાનામાં નહીં પરંતુ મસ્જિદના સહેનમાં અથવા કોઈ અન્ય ખુણામાં કરવામાં આવી હોય. પરંતુ તેને પણ હંમેશાની આદત બનાવી લેવી દુરુસ્ત નથી અને અલગથી અઝાન કહેવી પણ દુરુસ્ત નથી. (આલમગીરી : ૧ / ૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) બીજી જમાઅત જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૭૮૫) :** અમારા દેશમાં મકામી (સ્થાયી) આફ્રિકી મુસલમાન શાફિઈ મસ્લકના છે, મોટે ભાગે એવું થાય છે કે તે લોકો એક વખતે મસ્જિદમાં નમાઝ ખતમ થયા પછી મોડેથી આવનાર નમાઝીઓની બીજી જમાઅત મસ્જિદની બહાર સહેનમાં કરે છે. એ જ રીતે અમે હનફી મસ્લક હિન્દુસ્તાની લોકો પણ ઘણી વાર આ રીતે કરીએ છીએ અને કયારેક તેમની સાથે જમાઅતમાં જોડાય જઈએ છીએ, તો શરઈ દ્રષ્ટિએ તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવી મસ્જિદ, જેમાં અઝાન અને ઈકામત સાથે જઅમાત થઈ ચુકી હોય અને તે મસ્જિદના મુઅઝ્ઝિન અને ઈમામ નક્કી હોય તો બીજી વાર ત્યાં જમાઅત કરવી મકરૂહ છે, જમાઅતખાનાથી બહાર અથવા મસ્જિદ મોટી છે તો કોઈ ખુણામાં જમાઅત વગર નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી, પરંતુ જો જમાઅત થઈ રહી હોય તો તેમાં શિર્કત કરવી જાઈઝ છે. (આલમગીરી : ૧ / ૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) બીજી જમાઅત કરવાનો શરઈ હુકમ

**સવાલ (૭૮૬) :** "બાબ ઈદરાકુલ ફરીઝહ"માં જયાં જયાં નમાઝ તોડી શકાય છે, દા.ત. કોઈમાં એક રકાત સુધીની ગુંજાઈશ છે, કોઈમાં બે રકાત સુધીની ગુંજાઈશ છે, તો શું નમાઝ તોડવાની આવી જ ગુંજાઈશ એ સુરતમાં પણ રહેશે જયારે કે બીજી જમાઅત થઈ રહી હોય. દા.ત. એક મસ્જિદમાં ઝોહરની નમાઝ ખતમ થઈ ગઈ, ત્યાર પછી એક માણસ આવ્યો, અને તેણે એકલા નમાઝ પઢવાનું શરૂ કર્યુ. હજુ એક

અથવા બે રકાત જ પઢી છે કે અમુક માણસો આવ્યા અને તેમણે મળીને બીજી જમાઅત શરૂ કરી, તો હવે તે એકલો નમાઝ પઢનાર માણસ પોતાની નમાઝ તોડી તે જમાઅતમાં જોડાશે કે નહીં ? એ જ પ્રમાણે મસ્જિદમાં જમાઅત તો નથી થઈ પરંતુ જમાઅતથી પહેલા અમુક માણસોએ મળીને પોતાની અલગથી જમાઅત કરી લીધી. જેવું કે સામાન્ય પણે સ્ટેશનવાળી મસ્જિદોમાં થાય છે. તેમાં પણ જો ઉપરોકત સુરતની જેમ એકલો નમાઝ પઢનાર પોતાની નમાઝ તોડીને જમાઅતમાં શામિલ થઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈની નમાઝ છુટી ગઈ હોય તો અસલ હુકમ એ છે કે એકલો નમાઝ પઢી લે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૯૫) બીજી જમાઅત વિશે મતભેદ છે કે તે કરાહટ વગર જાઈઝ છે કે મકરૂહ છે, એટલા માટે મસ્જિદમાં પ્રથમ જમાઅત પૂરી થયા પછી નમાઝ પઢનાર માણસ અસલ હુકમ પ્રમાણે ફરીજો અદા કરી રહયો છે, માટે તેના માટે તેની ઈજાઝત નથી કે નમાઝ તોડીને બીજી જમાઅતમાં શરીક થાય.

મતલબ કે "ઈદરાકે ફરીઝહ" (ફર્ઝ પામી લેવા)ની સુરતમાં મુન્ફરિદ નમાઝ તોડી જમાઅતમાં શામિલ થઈ જાય, આ હુકમ એ સુરતમાં છે જયારે કે પ્રથમ જમાઅત શરૂ થઈ રહી હોય. પરંતુ ફુકહાએ કિરામ જેને "સ્ટેશનની મસ્જિદ" માને છે, ત્યાં બીજી જમાઅત, પ્રથમ જમાઅત જેવી છે અને એકલા નમાઝ પઢનાર માટે ગુંજાઈશ છે કે તે પોતાની નમાઝને છોડી જમાઅતમાં જોડાય જાય. ભલે તે પહેલી જમાઅત હોય કે બીજી હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) મસ્જિદના સહેનમાં બીજી જમાઅત કરવી

**સવાલ (૭૮૭) :** એક મસ્જિદમાં જમાઅતથી નમાઝ થઈ ચુકી હોય, ત્યાર પછી એક માણસ આવ્યો અને તેમણે જમાઅતખાનાની બહાર સહેનમાં ફર્ઝ નમાઝની બીજી જમાઅત કરી તો શું આ બીજી જમાઅત મકરૂહ છે ? અને શું આનાથી જમાઅતની એહમિયત ખતમ થઈ જાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે મસ્જિદમાં ઈમામ અને મુઅઝ્ઝિન નક્કી હોય, અને સુન્નત તરીકા પ્રમાણે બા–જમાઅત નમાઝ થઈ ચુકી હોય તો આવી મસ્જિદના સહેનમાં અને તખ્ત પર

કયારેક કયારેક આદત પાડયા વગર જમાઅતથી નમાઝ પઢી લેવી જાઈઝ છે. પરંતુ હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)ની તહકીક પ્રમાણે જમાઅત જાઈઝ હોવાથી જમાઅતનો સવાબ મળશે નહીં. (ઈમ્દાદુલ ફતાવા : ૧ / ૩૬૯)

માટે ઉત્તમ એ છે કે સહેનમાં પણ બીજી જમાઅત ન કરવામાં આવે, કારણ કે જે લોકો જમાઅતના પાબંદ છે, જો કોઈ મજબૂરીને કારણે તેમની જમાઅત છુટી પણ જાય, તેમ છતાં ઈન્શાઅલ્લાહ તેમને જમાઅતનો સવાબ મળશે. એટલા માટે બીજી જમાઅત ન કરવી બહેતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن سماک بن حرب قال : سمعت النعمان بن بشير، يقول :
كان رسول الله ﷺ يسوى صفوفنا حتى كأنما يسوى بها
القداح حتى رأى أنا قد عقلنا عنہ، ثم خرج يوما فقام،
حتى كاد يكبر فرأى رجلا باديا صدره من الصف، فقال :
عباد الله لتسون صفوفكم ،أو ليخالفن الله بين وجوهكم
(مسلم شريف : ٢٨١١)

**તર્જુમો :** હઝરત સિમાક બિન હર્બ ફરમાવે છે કે મેં નોઅમાન બિન બશીરને કહેતા સાંભળ્યા છે કે નબીએ કરીમ (સલ.) અમારી સફો એ રીતે સીધી કરતા હતા જાણે તીર પણ આ સફોથી સીધું કરવામાં આવતું, અહીંયા સુધી કે અમે પણ સમજી ગયા, એક દિવસે નબીએ કરીમ (સલ.) તશરીફ લાવ્યા અને અમે ઊભા થઈ ગયા, અને તકબીર કહેવાની તૈયારી જ હતી કે એક માણસની છાતી સફથી જરા બહાર નીકળી ગઈ હતી, નબીએ કરીમ (સલ.) ને તેના પર નજર પડી ગઈ, જેથી આપ (સલ.) એ ફરમાવ્યું કે એ અલ્લાહના બંદાઓ સફો સીધી કરો, નહીં તો અલ્લાહ તઆલા તમારામાં ઝઘડા અને મતભેદો નાંખી દેશે. (મુસ્લિમ : ૨૮૧૧)

# જમાઅતની સફબંધી

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# જમાઅતની સફબંદીનું બયાન

## (૧) નમાઝમાં સફો કેવી રીતે સીધી કરવામાં આવે ?

**સવાલ (૭૮૮) :** આરબો નમાઝમાં બન્ને પગ પહોળા કરી એક બીજાના પગની સાથે પગ મિલાવીને ઊભા રહે છે, તો આ વિશે સાચી રીત શું છે ? કઈ રીતે સફો સીધી કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતની ચાહત એ છે કે સફો (લાઈનો) સીધી હોય, આરબ લોકો અને ખાસ કરી ગેરમુકલ્લિદીન તેના માટે એડીને એડી સાથે મિલાવવાને જરૂરી સમજે છે. જયારે બીજા ઈમામો સફોને સીધી કરવા વિશે ફરમાવે છે કે ખભાને ખભા સાથે મિલાવવામાં આવે. કારણ કે તેનાથી ખૂબ જ સારી રીતે સફો સીધી થશે. (ફત્હુલ બારી : ૨ / ૨૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) પહેલી સફની વ્યાખ્યા અને ઈમામનું સફમાં ઊભા રહેવું

**સવાલ (૭૮૯) :** (૧) સફે અવ્વલ કોને કહેવાય છે ? મસ્જિદમાં પહેલાં મિમ્બર ન હતું, પછીથી સફમાં મિમ્બર બનાવવામાં આવ્યું, તો શું બીજી સફમાં મિમ્બરની સામે જે લોકો નમાઝ પઢે છે, તેમને સફે અવ્વલ ( પહેલી સફ) નો સવાબ મળશે ?

(૨) મેહરાબ નાનો છે, તેને કારણે ઈમામ સાહેબ પહેલી સફમાં મુકતદીઓ થી માત્ર એક બે કદમ આગળ ઊભા રહે છે. શરીઅતમાં તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) અલ્લામા ઈબ્ને શામી (રહ.)એ પહેલી સફ વિશે ખુલાસો બયાન કરતા લખ્યું છે કે ઈમામની સાથે (મિલાવી)ને જે સફ હોય છે, તે પહેલી સફ કહેવાય છે, પહેલી સફની વચમાં અથવા એક બાજુ મિમ્બર રાખવાથી પહેલી સફનો હુકમ રદ (બાતિલ) થશે નહીં. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૯) ઈમામની સાથે જે

સફ હોય છે તેને પહેલી સફ કહેવાય છે. અલ્લામા શામી (રહ.) વધુમાં ફરમાવે છે કે તેનાથી એ વાત સાબિત થાય છે કે બીજી સફમાં મિમ્બરની આસપાસમાં જે મુકતદી હોય છે તેમને પહેલી સફનો સવાબ મળશે. કારણ કે તે બીજા મુકતદીઓની પાછળ નથી. બસ તે હુકમન પહેલી સફમાં ગણાશે.

ويؤخذ من تعريف الأول بماهوخلف الامام أى لاخلف مقتد اخر :أن من قام فى الصف الثانى بحذاء باب المنبر يكون من الصف الأول؛ لأنه ليس خلف مقتد آخر ، والله تعالى اعلم (શામી : ૧ / ૩૮૨)

પરંતુ પહેલી સફ (મિમ્બરવાળી) એવી હોય કે તેમાં ઈમામ મુકતદીઓની સાથે જ સફમાં ઊભા રહેતા હોય, તો મકરૂહ છે, કારણ કે બે અથવા વધારે મુકતદીઓ હોય તો ઈમામનું તેમનાથી આગળ ઊભા રહેવું વાજિબ છે, તેની વિરૂદ્ધ કરવું મકરૂહ છે. પરંતુ જો મેહરાબ મોટો હોય અને સંકળામણના કારણે ઈમામ બહાર ઊભા રહીને રૂકૂઅ અને સિજદો મેહરાબમાં કરતો હોય તો તેમાં કોઈ વાંધો નથી. એ પ્રમાણે ઠંડી અને વરસાદ પડતો હોય ત્યારે બહાર નમાઝીઓનું ઊભા રહેવું મુશ્કેલ હોય અથવા નમાઝીઓ વધારે અને મસ્જિદ સાંકળી હોય, તો ઈમામ મુકતદીઓની સાથે સફમાં થોડો આગળ વધીને ઊભો રહે, તો દુરસ્ત છે, જરૂરત સમયે તેની ઈજાઝત છે, જરૂરત વગર મકરૂહ છે. (રદ્દુલ મુહતાર : ૧ / ૫૬૮)

(૨) ઉપરોકત માહિતીને આધારે તે સફના મુકતદીઓને પહેલી સફનો સવાબ મળશે, પરંતુ જરૂરત વગર આ રીતે ઈમામનું મુકતદીઓની સાથે ઊભા રહેવું મકરૂહે તહરીમી છે, માત્ર જરૂરત વખતે ઈજાઝત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જુમ્આના દિવસે ઈમામનો મુસલ્લો મેહરાબ તરફ ખેંચી આગળ સફ બનાવવી

**સવાલ (૭૯૦) :** અમારી મસ્જિદમાં જુમ્આના દિવસે નમાઝીઓની સંખ્યા વધારે હોય છે, તેથી મિમ્બરની સાથે વાળી સફ (જયાં માત્ર ઈમામ જ ઊભા રહે છે) ના મુસલ્લાને મેહરાબ તરફ ખેંચી આગળ એક સફ વધારવામાં આવે છે. અમુક તબ્લીગીઓનું કહેવું છે કે આવું કરવાથી પહેલી સફનો સવાબ મળશે નહીં અને

અમુકનું કહેવું છે કે પહેલી સફનો સવાબ મળશે. તો સત્ય શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સફ પહેલી સફ નથી, તેને ઈમરજન્સી સફ ગણવામાં આવશે. લોકોની ભીડ અને જગ્યા સાંકળી હોવાથી તેનો વધારો કરવો કોઈ પણ જાતના વાંધા વગર જાઈઝ છે અને જરૂરત વગર મકરૂહ છે. (રદુલ મુહતાર : ૧ / ૫૬૮)

ઈમામની ડાબી અને જમણી તરફની સફ જો કે પહેલી સફ નથી, તેમ છતાં પહેલી સફના મુકતદી પાછળના મુકતદીઓની આસાની માટે જગ્યા ખાલી કરી દે. અને તે સફમાં એ નિય્યતે શામિલ થઈ જાય કે પાછલી સફોના મુકતદીઓને સહૂલત રહે. તો આ કુર્બાનીનો સવાબ પહેલી સફના સવાબથી પણ વધારે મળશે. ઉલમાએ કિરામે લખ્યું છે કે એક માણસ પહેલી સફમાં હતો, હવે તે એ હેતુથી કે જગ્યાની કમીને લીધે બીજા નમાઝીઓને તકલીફ ન થાય, પાછળની સફમાં આવી ગયો અને ત્યાં નમાઝ અદા કરી, મકસદ એ હતો કે તેનાથી કોઈ બીજાને તકલીફ ન પહોંચે, તો ઉપરોકત માણસને પહેલી સફના સવાબથી વધારે સવાબ મળશે. બસ આ રીતે મેહરાબવાળી સફ પહેલી સફ નથી, પરંતુ પાછળની સફવાળા નમાઝીઓની તકલીફને ધ્યાનમાં રાખી, કુર્બાની આપી મેહરાબવાળી સફમાં નમાઝ અદા કરશે તો પહેલી સફના સવાબ કરતા પણ વધારે સવાબનો હકદાર બનશે. (ઈન્શાઅલ્લાહ) (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૯ – ૫૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઈમામનું પહેલી સફમાં મુકતદીઓથી થોડું આગળ ઊભા રહેવું

**સવાલ (૭૯૧) :** જનાબ મુફતી સાહેબ ! સલામ મસ્નૂન બાદ અરજ કે અમે અમારી મસ્જિદમાં સફો ફિટ (સેટ) કરાવી રહયા છે. જેની વિગત આ પ્રમાણે છે :

પહેલી સફમાં ઈમામની જગ્યા એ રીતે બનાવવામાં આવી રહી છે કે મુકતદી તેમનાથી બે ફૂટ દૂર રહેશે, સિજદો કરતી વખતે મુકતદીનું માથું ઈમામના પેટ બરાબર (સામે) રહેશે. એટલે કે ઈમામ માટે અલગથી સફ નહી હોય. મુકતદીની પહેલી સફમાં જ ઈમામ સાહેબ ઊભા રહેશે. પરંતુ એટલા આગળ ઊભા રહેશે કે સિજદો કરતી વખતે મુકતદીનું માથું તેમના પેટ અથવા ઘૂંટણો સુધી પહોંચી જશે. (એટલે કે પેટ કે ઘૂંટણોની સામે રહેશે) હવે પૂછવાનું એ છે કે શું આ રીતે ઈમામનું

ઊભા રહેવું જાઈઝ છે ? આવું કરવાથી અમારી નમાઝ મકરૂહ તો નહીં થાય ? આ રીતે સફ ફીટ (સેટ) કરવામાં કોઈ વાંધો ખરો ?

જરૂરી નોંધ : પહેલી સફનો અમે માત્ર જુમ્આ, ઈદ અને રમઝાનમાં ઈશા અને તરાવીહમાં જ ઉપયોગ કરીશું. આ દિવસો સિવાય બાકી નમાઝોમાં પહેલી સફનો ઉપયોગ કરવાની જરૂરત નથી પડતી.

ધ્યાનમાં રહે કે જો ઉપરોકત તરીકા પ્રમાણે સફોને ફિટ (સેટ) નહીં કરીએ અને ઈમામ માટે અલગથી એક સફ રાખીશું તો નુકસાન એ થશે કે પાછળ આખી એક સફ કપાય જાય છે, જેનાથી પચાસ – સાઈઠ નમાઝીઓની જગ્યા ઓછી થઈ જાય છે, તેથી જુમ્આ અને ઈદમાં પરેશાનીનો સામનો કરવો પડે એમ છે. વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સ્થિતિમાં ઈમામ સાહેબ પહેલી સફમાં ગણાશે ભલે તે મુકતદીઓથી એક વેંત આગળ ઊભા રહે કે ચાર વેંત અને ઈમામનું પહેલી સફમાં ઊભા રહેવું મકરૂહે તહરીમી છે, જેથી ઈમામ સાહેબનું પહેલી સફથી આગળ રહેવું વાજિબ છે. મજબુરી વગર આવું કરવું જાઈઝ નથી. માટે મજબૂરી વગર દર્શાવેલ મસ્જિદની પહેલી સફમાં મુકતદીઓનું ઊભા રહેવું મકરૂહે તહરીમી છે.

(ફત્હુલ કદીર : ૧ / ૩૫૬)

હાં, જો ઈદ અથવા જુમ્આની નમાઝમાં મુકતદીની સંખ્યા વધી જાય અને પાછળ ઊભા રહેવાની જગ્યા ન હોય અને ઈદ અને જુમ્આની નમાઝ છુટી જવાનો ભય હોય તો પહેલી સફનો ઉપયોગ કરી શકો છો. (શામી : ૧ / ૬૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) પહેલી સફની વચ્ચે મિમ્બર આવી જાય, તો શું તે પહેલી સફ કહેવાશે ?

**સવાલ (૭૯૨) :** આજથી ચાર–પાંચ મહિના પહેલા જયારે આપનો નવસારી શહેરનો સફર થયો હતો તો આપે અહીંની જામેઅ મસ્જિદમાં જુમ્આના દિવસે ખુત્બાથી પહેલા બયાન ફરમાવ્યું હતું, જયારે આપનું બયાન ખતમ થયું, તો મેં આપને મિમ્બરવાળી પહેલી સફમાં બેસાડવાની કોશિશ કરી તો આપે ના પાડી દીધું.

અને તમે એ કહી મારી પાસે બેસી ગયા કે આઠ – દસ દિવસ થયા છે કે હું મિમ્બરવાળી અધુરી સફના રદમાં ફત્વો આપી ચુકયો છું, હવે અમે જ આની વિરૂદ્ધ અમલ કરીશું તો અમારામાં અને અવામમાં શું ફર્ક રહેશે ? તો હવે અમને આપના એ ફત્વાની જરૂરત છે જેથી આ ફત્વો લોકો સામે પઢીને સંભળાવવામાં આવે. સવાલના મુદ્દા નીચે દર્શાવેલ છે :

(૧) મિમ્બરવાળી સફમાં નમાઝ કેમ પઢી શકાતી નથી, તેનું કારણ શું છે ?

(૨) મિમ્બરવાળી સફને જો ખતમ કરવી હોય તો શું કરવું જોઈએ ? અમારા એક દઅવતો તબ્લીગથી જોડાએલ બુઝુર્ગે આ ઈર્શાદ ફરમાવ્યો હતો કે મિમ્બરવાળી સફમાં મુસલ્લો ખેંચી લેવામાં આવે, જેથી તે સફ આપોઆપ ખતમ થઈ જશે. તો શું અમે એના પર અમલ કરીએ ? ઈન્શાઅલ્લાહ ચોક્કસ અમલ તો એના પર થશે, જેવો આપ ફતવો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મિમ્બર વચમાં આવી જવાથી જે સફ તુટી જતી હોય, તે પહેલી સફ નથી. પહેલી સફ વિશે ઉલમાએ કિરામે લખ્યું છે કે જેના બન્ને કિનારા (છેડા) બરાબર હોય, વચમાં તુટતી ન હોય. (શામી : ૧ / ૫૩૨)

એ તબ્લીગી બુઝુર્ગે બિલ્કુલ સાચી વાત કહી છે મુસલ્લો મિમ્બર વાળી સફમાં ખેંચી લેવામાં આવે અને ઈમામ ત્યાં જ ઊભા થાય, પરંતુ જયારે જરૂરત હોય અને નમાઝીઓની સંખ્યા વધી જાય અને મસ્જિદનું સહન ભરાય જાય, ત્યારે મિમ્બરવાળી સફને પહેલી સફ બનાવવી જરૂરત પુરતી જાઈઝ છે અને આ સફમાં નમાઝ પઢનારને પહેલી સફનો સવાબ મળી જશે. (શામી : ૧ / ૬૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ઈમામની ડાબી અને જમણી બાજુ થોડું પાછળ હટીને સફ બનાવવી

**સવાલ (૭૯૩) :** મસ્જિદના અંદરના ભાગે તેમજ સહનમાં જગ્યા હોવા છતાં ઈમામની બાજુમાં થોડુ પાછળ હટીને (મેહરાબની લાઈનમાં) સફ બનાવવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઘણી મસ્જિદોમાં મેહરાબ મોટો હોવાથી ઈમામ જો એ રીતે ઊભા રહે કે

પગનો પાછળનો ભાગ મેહરાબની બહાર અને થોડો મેહરાબમાં હોય તો એમ કહેવામાં આવશે નહીં કે ઈમામ મેહરાબ વાળી સફમાં ઊભા છે, બલકે આ સફ તો મસ્નૂન તરીકા પર બનેલી છે અને ઉપરોકત તરીકાથી સફ બનાવવી જાઈઝ છે, પરંતુ ઘણી મસ્જિદોમાં મેહરાબ સાંકળો હોવાને કારણે ઈમામ સફની વચ્ચે ઉભા રહે છે તો આ સુન્નત તરીકાની વિરૂદ્ધ છે, એટલા માટે ફુકહાએ આ તરીકાને મકરૂહ લખ્યો છે.

પરંતુ જો મસ્જિદમાં જગ્યા સાંકળી હોય અને નમાઝીઓ વધારે હોય, એટલા માટે ઈમામ મુકતદીઓની સાથે, થોડા આગળ વધી, દરમિયાનમાં ઊભા થઈ જાય. તો એ જાઈઝ છે. આપે લખ્યું છે કે સહનમાં અને મસ્જિદના અંદરના ભાગમાં જગ્યા છે. તો આવી સુરતમાં ઈમામનું સફની વચ્ચે ઉભા રહેવું મકરૂહ છે. (મરાકિયુલ ફલાહ : ૧૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭)મુસલ્લા પર ઊભા થયા પછી ઈમામનું આમ તેમ જોવું

**સવાલ (૭૯૪) :** ઈમામ સાહેબ જયારે મુસલ્લા પર જાય છે તો મુઅઝ્ઝિન સાહેબની તકબીર વખતે તે જમણી – ડાબી બાજુ અને ઘડિયાળ વગેરે તરફ જુએ છે, તો તેમની આવી હરકત કયાં સુધી દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબની ઝિમ્મેદારી છે કે મુકતદીઓની સફો બરાબર દુરુસ્ત કરવાનો સંપૂર્ણ ખ્યાલ રાખે. જો મુકતદી આગળ પાછળ હોય અથવા સફમાં વચ્ચે જગ્યા ખાલી હોય તો તેમને કહે કે દુરુસ્ત થઈ જાઓ, એટલા માટે ઈમામ ડાબી તથા જમણી તરફ જુએ છે. જેને મુકતદી એવું સમજે છે કે ઘડિયાળ તરફ જુએ છે. તો તેમાં કોઈ વાંધો નથી. બલકે જરૂરત પડયે ઘડિયાળ તરફ જોવામાં પણ કંઈ વાંધો નથી. (મુસ્લિમ : ૧ / ૧૮૨ – ૪૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) મોટાઓનું સફ બનાવવા માટે બાળકોની સફની આગળથી પસાર થવું

**સવાલ (૭૯૫) :** મોટાઓની સફની પાછળ એક સફને છોડીને ત્રીજી સફ નાના છોકરાઓની બનાવી છે. જેથી બીજી સફ બનાવવા માટે છોકરાઓની આગળથી પસાર થવું પડે છે. તો આવી પરિસ્થિતિમાં બાળકોની સફ ઈમામની પાછળ વચ્ચેથી

બનાવવાને બદલે કોઈ એક તરફથી બનાવવામાં આવે તો તેમાં કોઈ વાંધો ખરો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામે વચ્ચે ઊભા રહેવું જોઈએ, અને સફ બન્ને તરફ સરખી હોવી જોઈએ. એક તરફથી સફ બનાવવી મકરૂહ છે. પરંતુ દર્શાવેલ સૂરતમાં જયારે આગલી સફ બરાબર હોય, બાળકોની સફ જો એક તરફ બનાવવામાં આવે તો તેની ઈજાઝત છે, પરંતુ જયારે બાળકો વધારે હોય તો મર્દોને બીજી સફ બનાવવામાં તે જ વાંધો આવશે. જેનો આપે ઉલ્લેખ કર્યો છે, માટે બહેતર એ જ છે કે બાળકોની સફ પણ વચ્ચેથી જ બનાવવામાં આવે.

અને રહી વાત બીજી સફ બનાવવા માટે મોટાઓનું બાળકોની આગળથી પસાર થવાની, તો કોશિશ કરવામાં આવે કે આવી નોબત જ ન આવે. પરંતુ જો આવી નોબત આવી જાય તો તેમની આગળથી પસાર થવામાં કોઈ વાંધો નથી. (દુર્રે મખ્તાર : ૨ / ૩૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) નાબાલિગ છોકરાઓનું મોટાઓની સફમાં ઊભા રહેવું

**સવાલ (૭૯૬) :** (૧) નાબાલિગ બાળક હોય, ૧૧ થી ૧૨ વર્ષની ઉમર હોય, સમજદાર હોય, તો શું આવો નાબાલિગ છોકરો મોટાઓની સફમાં ઊભો રહી શકે છે ?

(૨) શું નાબાલિગ છોકરો મોટાઓની સફમાં ઊભો થઈ જાય તો શરઈ દ્રષ્ટિએ તે જગ્યા ખાલી જગ્યાના હુકમમાં ગણાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક ઈમામ અને બે મુકતદી હોય, એક બાલિગ અને બીજો નાબાલિગ હોય, તો બન્નેને એક જ સફમાં ઊભા રહેવાનો હુકમ છે. પરંતુ જો બાલિગ બે અથવા બે કરતાં વધારે હોય, તો નાબાલિગની સફ પાછળ બનાવવામાં આવશે. સમજદાર અને હોંશિયાર બાળક પણ ના બાલિગ હોય, તો મર્દોની સફમાં ઊભો ન રહે. બલકે પાછળ અલગથી ઊભો રાખવામાં આવશે, જો કોઈ બાળક પુરૂષોની સફમાં ઊભો થઈ જાય, હાલાંકે બાળકોની સફ પાછળ બનાવેલી હોય, તો આ તરતીબની વિરૂદ્ધ છે, પરંતુ આ જગ્યા "ખાલી જગ્યા"ના હુકમમાં નહીં ગણાય. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઈમામની બન્ને તરફ મુકતદી સરખા હોય

**સવાલ (૭૯૭) :** એક વ્યકિતએ ઉદાહરણ બયાન કર્યુ : " જમાઅતના સમયે ઈમામ અને મુકતદી હઝરાતની મિષાલ ત્રાજવાની દાંડી અને તેના પલ્લાંઓ જેવી છે. ઈમામની બન્ને તરફ મુકતદી સમાન અને સરખા હોય, એવું ન થાય કે એક બાજુ ઓછા હોય અને બીજી બાજુ વધારે, અને જે રીતે વેપારી ત્રાજવાને સરખું કરવા માટે ત્રાજવાના એ પલ્લામાંથી માલ કાઢી લે છે જેમાં વધારે હોય, એ જ રીતે અલ્લાહ તઆલા પણ તે તરફના નામાઝીઓને કાઢી નાંખે છે જે તરફ વધારે હોય.

હવે પૂછવાનું એ કે શું આવું ઉદાહરણ બયાન કરવું સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદીસ શરીફથી આ વાત સ્પષ્ટ થાય છે કે ઈમામ સાહેબ એકદમ મધ્યમાં ઊભા રહે અને સફની વચ્ચેની જગ્યાઓને પૂર્ણ કરવામાં આવે અને જયાં સુધી એક સફ મુકમ્મલ ન થાય, બીજી સફ બનાવવામાં ન આવે, ઈમામની બન્ને તરફ મુકતદી સરખા પ્રમાણમાં હોવા જોઈએ. જો આની વિરૂદ્ધ હોય તો મકરૂહ થશે.

(શામી : ૧ / ૫૬૮)

પરંતુ ત્રાજવાનું ઉદાહરણ આપી એક તરફથી મુકતદીઓને કાઢી લેવાની વાત દુરુસ્ત નથી, નમાઝ અદા થઈ જશે, પરંતુ સવાબ ઓછો મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) આગલી સફ પૂરી કર્યા વગર પાછલી સફમાં ઊભા રહેનારાઓનો હુકમ

**સવાલ (૭૯૮) :** જો આગલી સફોમાં જગ્યા ખાલી હોય, તો પાછલી સફોમાં ઊભા રહેવું મકરૂહ છે. સવાલ એ છે કે શું મકરૂહનો ગુનોહ પાછલી સફમાં ઊભા રહેનાર બધાને થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેકને ગુનોહ થશે, પરંતુ જે લોકોને આગલી સફ પુરી કરવા માટે પાછલી સફના મુકતદીઓની આગળથી પસાર થવું પડતું હોય, તે લોકો નમાઝીઓની આગળથી પસાર થવાની વઈદ –ધમકીથી બચવા માટે પાછળ સફમાં ઊભા થઈ ગયા હોય તો ગુનેહગાર નહીં થાય. જો કે હુકમ એ જ છે કે આ સૂરતમાં નમાઝીની

આગળથી પસાર થવામાં કોઈ વાંધો નથી. ગુનેહગાર નહીં થાય. માટે નમાઝીની આગળથી પસાર થઈને પણ આગલી સફની ખાલી જગ્યાને પુરવી જોઈએ. (શામી : ૧ / ૫૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) જરૂરત વખતે નાના બાળકોને મોટા લોકોની સફમાં ઊભા રહેવાનો હુકમ

**સવાલ (૭૯૯) :** આઠ – દસ વર્ષનું બાળક, નમાઝમાં મોટાઓની સફમાં ઊભું રહી નમાઝ પઢી શકે છે કે નહીં ? એ માણસનું કહેવું છે કે નાના બાળકો નમાઝ માટે આગલી સફમાં પહેલેથી આવીને બેસી જાય છે અને મોટા (બાલિગ) લોકો જમાઅત ઊભી થવાની તૈયારી પર આવે છે, હવે જો તે આગલી સફોમાં બેઠેલા બાળકોને પાછળ કરી દે તો એ બાળકોના દિલોમાં નમાઝ પ્રત્યે નફરત પેદા થાય છે અને તે એમ વિચારે છે કે અમે નમાઝમાં પહેલા આવ્યા હતાં અને આ લોકોએ અમને પાછળ કાઢી મુકયા. આમ વિચારી કોઈ દિવસે તે બાળકો મસ્જિદમાં આવવા તૈયાર થતા નથી. અમુક વખતે તો તેમને એટલા પાછળ મોકલી દેવામાં આવે છે કે બહાર તડકો અને વરસાદ પણ લાગે છે. બાળકોની જગ્યા પર પાછળથી આવનાર મોટા લોકો કબ્જો જમાવી લે છે, તેની ખોટી અસર પડે છે કે બાળકો મસ્જિદમાંથી નીકળી સીનેમા ઘર વગેરેનું રૂખ કરે છે. જેથી આ પરિસ્થિતિને ધ્યાનમાં રાખી આ બાળકો વિશે શું કરવામાં આવે.

ઘણી વખતે શહેરોમાં ઈદ નિમિત્તે લાખોનો મજમો હોય છે, આવા મૌકા પર નાના બાળકો પણ પોત પોતાના વાલીઓ સાથે ઈદની નમાઝ પઢવા માટે આવતા હોય છે, હવે તેમના વાલીઓ પહેલી સફમાં હોય છે અને બાળકો છેલ્લી સફમાં, નમાઝ પછી દરેક એક બીજાની મુલાકાતની ફિકરમાં પડયા હોય છે, પરિણામ એ આવે છે કે નમાઝમાં કોઈનું પણ દિલ લાગતું નથી અને નમાઝ પછી આટલા મોટા મજમામાં એક બીજાને શોધવામાં ઘણો સમય વેડફાય છે અને પરેશાનીનો પણ સામનો કરવો પડે છે. અલ્લાહ ન કરે જો બાળક ગુમ થઈ ગયું તો પછી મુસીબતોનો પહાડ તૂટી પડે છે. આ બાબત પણ વર્ણન કરવી જરૂરી સમજું છું કે બાળકોને પાછળ કરી દેવાથી ખોટા માર્ગે ભટકી જવાનો મોટો ખતરો છે. જેવું કે તે તરફ હલ્કો ઈશારો કરવામાં આવ્યો છે. અથવા તો તેમના દિલોમાંથી નમાઝની મહત્વતા ખતમ

થઈ તેની જગ્યાએ નફરત પેદા થઈ જશે અને નમાઝ પઢવાનું જ છોડી દેશે અને મોટા મજમામાં જો નાના બાળકો પોતાના વાલીઓથી ભુલા પડી જાય તો વળી એક મોટી પરેશાની આવી પડે છે.

આ બધા કારણોને ધ્યાનમાં રાખી એક માણસનું કહેવું છે કે બાળકોને પોતાના વાલીઓ સાથે એક જ સફમાં નમાઝ પઢવાની ઈજાઝત હોવી જોઈએ અને તેમને પાછળ કરવામાં ન આવે, આ વિશે શું આ વાત સહીહ છે, શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સફ બનાવવાનો સુન્નત તરીકો આપ (સલ.) ના ફરમાન પ્રમાણે આ છે કે પહેલા પુરુષોની સફો, પછી નાના છોકરાઓની અને છેલ્લે સ્ત્રીઓની સફો હોય. (મુસ્લિમ : ૧ / ૧૮૨, હદીસ નં. ૧૩૨ – ૪૪૦) પરંતુ જરૂરત વખતે એક બે બાળકો જો પુરુષોની સફમાં ઊભા રહે તો જાઈઝ છે. મનાઈ નથી. (બહરુર્રાઈક : ૧ / ૬૧૬ – ૬૧૭) નાના, નાબાલિગ બાળકોને નમાઝ માટે મસ્જિદમાં જ આવવું જરૂરી નથી, બલકે તેમને નમાઝની પ્રેકટિસ અને આદત પોતાના ઘરો પર રાખીને પણ કરાવી શકાય છે. તેમજ ઈદૈનના મોકા પર બાળકોને ઈદગાહ લઈ જવાથી તેઓ જાતે પણ પરેશાન થશે અને તેમના વાલીઓ પણ પરેશાનીમાં મુકાશે. એટલા માટે આવા મોકાઓ પર નાના બાળકોને મહોલ્લાની જ મસ્જિદમાં નમાઝ પઢવાની તાકીદ કરવામાં આવે. જો ઈદગાહમાં બાળકો પોતાના પિતાની સાથે આગળની સફોમાં હશે તો તેમના લીધે મોટાઓની નમાઝમાં ખલેલ થશે. એટલા માટે ઈદગાહને બદલે તે બાળકોને મહોલ્લાની મસ્જિદમાં જ નમાઝ પઢવાનું કહેવામાં આવે. અથવા તેની એક આસાન શકલ એ છે કે ઈદગાહમાં જ એક અલગ જગ્યા બાળકો માટે જ નક્કી કરવામાં આવે, ત્યાં ભેગા થઈ બધા બાળકો પોત પોતાની નમાઝ ઈમામની ઈકતિદામાં અદા કરે. નમાઝથી ફારિગ થયા પછી વાલીઓ પોતાના બાળકોને ત્યાં જઈને શોધી લે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) આપ (સલ.)નું પોતાના નવાસાઓને સફમાં પોતાની સાથે રાખી નમાઝ અદા કરવું

**સવાલ (૮૦૦) :** નબીએ કરીમ (સલ.) પોતાના નવાસાઓને પોતાની સાથે સફમાં રાખી નમાઝ અદા કરતા હતા. શું આ વાત સાચી છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કયારેક કયારેક પઢતા હતા, હંમેશા આપની આદત ન હતી.

(બુખારી : ૨ / ૩૭૩, હદીસ નં. ૨૭૦૪)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) કોઈ નમાઝીનું મસ્જિદની પાસે મદ્રસામાં રહી ઈમામની ઈકતિદા કરવું

**સવાલ (૮૦૧) :** અમારા મહોલ્લાની મસ્જિદ નાની છે, જે રમઝાનમાં તરાવીહમાં સાંકળી પડે છે. મસ્જિદની બિલ્કુલ સાથે જ એક મદ્રસો છે, તો શું આ જાઈઝ છે કે અમુક મુકતદીઓ ત્યાં મદ્રસામાં મસ્જિદના ઈમામની ઈકતિદામાં નમાઝ પઢે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછવામાં આવેલ મસ્અલામાં જયારે મસ્જિદનું સહેન (ચોક વગેરે) નમાઝીઓ થી ભરાય જાય, અને કોઈ ખાલી જગ્યા ન હોય અને મસ્જિદની બિલ્કુલ સાથે જ મદ્રસામાં નમાઝ પઢનાર મુકતદીઓને ઈમામની નકલો હરકતની જાણ કરવા માટેની સંપૂર્ણ વ્યવસ્થા કરવામાં આવી હોય, તો તેમનું ઈમામની ઈકતિદામાં નમાઝ પઢવી દુરુસ્ત છે. પરંતુ સફોનું મિલાવવું જરૂરી છે. (દુર્રે મુખ્તાર : ૧ / ૫૮૪ – ૫૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) મુકતદીઓ "હય્ય અલલ્ ફલાહ" કહેવાથી પહેલાં કેમ ઊભા થઈ જાય છે ?

**સવાલ (૮૦૨) :** મારી નજર સામે એક દારૂલ ઈફતાથી પ્રકાશિત થયેલ ફત્વો છે. જેમાં લખેલું છે કે નમાઝ માટે ઈકામત (તકબીર)માં " હય્ય અલલ્ ફલાહ" થી પહેલા સફ બનાવીને ઊભા થવું મકરૂહે તહરીમી છે અને આ વાત બુખારી શરીફ, આલમગીરી વગેરેના હવાલાથી લખી છે.

તો સવાલ એ છે કે અમુક બરેલ્વીઓની મસ્જિદો સિવાય બધી મસ્જિદોમાં જોવામાં આવે છે કે તમામ મુકતદીઓ (જેમાં ઉલમા પણ હોય છે) ઈકામત શરૂ થતાંની સાથે જ ઊભા થઈ જાય છે અને "હય્ય અલલ્ ફલાહ" સુધી ઈન્તિઝાર નથી કરતા. તો સતત મકરૂહે તહરીમીવાળું કામ કરવું કેવી રીતે બરદાશ્ત કરી શકાય ? અથવા હય્ય અલલ્ ફલાહ સુધી રાહ જોવી માત્ર મુસ્તહબ છે, જેના પર અમલ

કરવામાં કોઈ વાંધો નથી ? પ્રમાણિત હવાલાઓથી સંતોષકારક જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌ પ્રથમ જાણવું જોઈએ કે બા–જમાઅત નમાઝ માટે અમુક ફર્ઝો, સુન્નતો અને અદબો છે, અદબને મુસ્તહબ પણ કહેવાય છે, દુર્રે મુખ્તારમાં અદબનો હુકમ બયાન કરતા લખે છે કે :

تركه لا يوجب اساءة ولا عتابا، كترك سنة الزوائد؛ لكن فعله افضل

એટલે કે સુન્નતે ઝવાઈદને છોડનારની જેમ અદબને છોડનારો કોઈ ગુનાહ અથવા ઠપકાનો મુસ્તહિક થતો નથી. પરંતુ અદબ પર અમલ કરવો અફઝલ અને શ્રેષ્ઠ છે.

અને પૂછેલા મસ્અલામાં "હય્ય અલલ્ ફલાહ" પર ઈમામ અને મુકતદીઓએ ઊભા થવું જોઈએ, તો તે આદાબમાંથી છે, જેમકે બદાઈઉસ્સનાઈઅ, તહતાવી, નૂરૂલ ઈઝાહ અને મરાકિયુલ ફલાહમાં છે. તો આ કામ અદબ અને મુસ્તહબ છે, તેના પર અમલ ન કરવાથી કોઈ ગુનોહ નથી.

અને નમાઝના આદાબમાંથી તો એ પણ છે કે ઈમામ "કદ્ કામતિસ્સલાહ" પર નમાઝ શરૂ કરી દે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૦૦) પરંતુ બતાવો આજે આ મસ્અલા પર કેટલી જગ્યાએ અમલ થાય છે ? જાહેરી વાત છે કે આના પર એટલા માટે અમલ નથી થતો કે મુકબ્બિર (તકબીર કહેનાર) ની રિઆયત થઈ જાય કે તે પણ ઈમામની સાથે નમાઝ શરૂ કરી શકે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તારઃ ૧ / ૪૭૯)

જયાર કે માત્ર મુકબ્બિરની રિઆયતમાં આ અદબ છોડી દેવામાં આવે છે તો સફોને વ્યવસ્થિત કરવી (જે અમુક ઉલમાની નજીક વાજિબ છે અને આ તમામ મુકતદીઓનો હક છે) ની રિઆયતમાં "હય્ય અલલ્ ફલાહ" વખતે ઊભા થવાનો અદબ છોડી દેવામાં આવે તો તેમાં શું વાંધો છે ? બલકે આપણા આ ગફલત ભર્યા માહોલમાં લોકો પહેલાં ઊભા થવા છતાં વ્યવસ્થિત સફબંદી કરી શકતા નથી, ઈમામે રાહ જોવી પડે છે, તો જો હય્ય અલલ્ ફલાહ પર ઊભા થવાનું કહેવામાં આવશે તો જરા વિચારો કે એક રકાત પૂરી થતાં સુધી પણ સફો દુરુસ્ત થઈ શકશે નહીં અને મસ્અલામાં જે કહેવામાં આવ્યું છે કે "મુકબ્બિર (તકબીર કહેનાર) જયારે "હય્ય અલલ્ ફલાહ" પર પહોંચે, તો ઈમામ અને મુકતદીઓ ઊભા થઈ જાય" તો

આમાં હદ બતાવવામાં આવી છે ન કે હુકમ, એટલે ઊભા થવાનો આખરી વખત "હય્ય અલલ્ ફલાહ" સુધી છે, આનાથી મોડું થવું જોઈએ નહીં, એ મતલબ નથી કે આથી પહેલાં ઊભું થવું જાઈઝ નથી. તેથી તહતાવીમાં આ સ્પષ્ટતા કરતા લખ્યું છે કે:

"الظاهر أنه احتراز عن التاخير لاالتقديم حتى لو قام أول الاقامة لابأس به"

એટલે કે હય્ય અલલ્ ફલાહની આગળ મોડું કરવાની મનાઈ છે ન કે પહેલા ઊભા થવું. અહીં સુધી કે ઈકામત શરૂ થતાંની સાથે જ ઊભા થવામાં કોઈ વાંધો નથી. પરંતુ આ વાતને ખોટી રીતે ફેલાવીને ફતવો આપવામાં આવે છે અને લોકોને બેહકાવવામાં આવે છે. હાલાંકે અસલ હકીકત આ જ છે જે ઉપર બયાન કરવામાં આવી.

આ મસ્અલામાં જયારે એ સાબિત થઈ ગયું કે હય્ય અલલ્ ફલાહ પર ઊભા થવાનો દરજ્જો મુસ્તહબનો છે અને તેને છોડવાનો કોઈ ગુનોહ નથી. બલકે આ જમાનામાં તો ઈકામત શરૂ થતાંની સાથે જ ઊભા થવું અફઝલ છે. (મુસન્નફે અબ્દુર્રઝ્ઝાક : ૧ / ૫૦૭) (જેથી સફો પૂર્ણ કરવામાં કોઈ વાંધો ન આવે, તેની હદીસમાં ખૂબ જ તાકીદ કરવામાં આવી છે.) તો હવે જયારે કોઈ કિતાબમાં મકરૂહ લખ્યું છે તો મકરૂહનો લફઝ અહીંયા મુસ્તહબના મુકાબલામાં છે અને મુસ્તહબની વિરુદ્ધમાં (જેવું કે ઉપર વર્ણન થયું) ગુનોહ નથી અને મકરૂહના શબ્દથી મકરૂહે તહરીમી મુરાદ લેવું એકદમ ખોટું છે અને આ ગુમરાહી છે. બલકે હકીકતમાં અહીંયા મકરૂહથી મકરૂહે તન્ઝીહી પણ સાબિત થતી નથી.

હા, જો કોઈ જગ્યાએ લોકો પહેલેથી સફબંદીના પાબંદ હોય અને સીધી દીવાલની જેમ બરાબર બેસવાના ટેવાયેલા હોય તો તેમના માટે મુસ્તહબ અને અફઝલ એ છે કે શુરૂ ઈકામતમાં નહી બલકે હય્ય અલલ્ ફલાહ પર ઊભા થવું જોઈએ. (ફતાવા મહમુદિય્યહ : ૫ / ૪૭૦ – ૪૯૮)

**નોંધ :** મકરૂહથી મકરૂહે તહરીમી એ જગ્યાએ મુરાદ લેવામાં આવે છે, જયાં બીજી જગ્યાએ તેની વિરુદ્ધ સ્પષ્ટતા ન હોય, બીજી કિતાબોમાં બલકે આ જ કિતાબમાં બીજી જગ્યાએ જાતે લખે છે કે આને બદલે મુસ્તહબનો શબ્દ બયાન કરી

રહયા હોય, તો મકરૂહથી મુરાદ ત્યાં મકરૂહે તહરીમી બિલ્કુલ હોય શકતું નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) મુકતદી 'હય્ય અલસ્સલાહ' વખતે ઊભા થાય કે તેનાથી પહેલાં ?

**સવાલ (૮૦૩) :** ફર્ઝ નમાઝ માટે ઈમામ અને મુકતદી, મુઅઝ્ઝિનના હય્ય અલસ્સલાહ અને હય્ય અલલ્ ફલાહ કેહતી વખતે ઊભા થશે કે શરૂઆતથી જ ઊભા થઈ જાય ? એટલે જયારે અલ્લાહુ અકબર (તકબીર) કહેવામાં આવે, ત્યારે ઊભા થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ પઢવી ફર્ઝ, જમાઅત વાજિબ અને સફોને દુરુસ્ત કરવી જરૂરી છે. નબીએ કરીમ (સલ.) નું ફરમાન છે : સફો સીધી કરો, નહીં તો તમારા ચેહરાઓ બદલી દેવામાં આવશે. (બુખારી શરીફ : ૧ / ૧૦૦ હદીસ નં. ૭૧૭) તેમજ સફોને દુરુસ્ત ન કરવાને કારણે તમારામાં લડાઈ – ઝઘડા ઊભા થશે.

નમાઝની સફો દુરુસ્ત ન કરવાથી અલ્લાહ તઆલા તમારા ચેહરાને બદલી નાંખશે. હવે તમે જ વિચારો કે બરાબર સફબંદી પહેલાંથી ઊભા થવાની સુરતમાં થશે કે હય્ય અલસ્સલાહ વખતે ? દેખીતી વાત છે કે નમાઝ પઢવા માટે જ આવ્યા છે, અને સફોને દુરુસ્ત કરવી વાજિબ છે, માટે બહેતર એ છે કે ઈકામત શરૂ થતાંની સાથે જ લોકો ઊભા થઈ જાય, પરંતુ જો કોઈ બેસી રેહશે અને હય્ય અલસ્સલાહ પર ઊભો થશે તો તે નમાઝમાં સુસ્તી કરનારાઓની યાદીમાં દાખલ નહી થાય. એટલા માટે અલ્લામા તહતાવી (રહ.) એ દુર્રે મુખ્તારના હાશિયામાં લખ્યું છે કે હય્ય અલસ્સલાહ વખતે ઊભા થઈ જાય અને એનાથી વધારે મોડું ન કરે.

وقال العلامة الطحطاوی : الظاہر أنه احتراز عن التاخير لاالتقديم حتی لو قام أول الاقامة لا بأس به

હવે તમે વિચારો ! જે લોકો હય્ય અલસ્સલાહ વખતે ઊભા થવાનું કહે છે તો તેમનાથી સવાલ છે કે શું હય્ય અલસ્સલાહ પર ઊભા થવું વાજિબ છે કે સુન્નત કે મુસ્તહબ ? કોઈએ પણ વાજિબ કહયું નથી. દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે નમાઝના

અમુક આદાબ છે, જેને છોડવા પર બુરૂ –ભલુ કહેવું અથવા ગુસ્સો કરવો જાઈઝ નથી. જેવી રીતે કે સુન્નતે ઝવાઈદને છોડનાર પર ગુસ્સો જાહેર કરવો દુરુસ્ત નથી.

પરંતુ આ (આદાબ)ની રિઆયત કરવી બહેતર છે, જો તેમની નજીક ઈમામ અને મુકતદીનું હય્ય અલસ્સલાહ વખતે ઊભા થવું મુસ્તહબ છે, (વાજિબ નથી) તો એક મુસ્તહબ અમલ માટે લડાઈ – ઝઘડો કરવો હરામ છે, નમાઝી સહૂલત પ્રમાણે ઊભો થાય, તો જાઈઝ છે, પરંતુ ઊભા થવામાં હય્ય અલસ્સલાહથી વધારે મોડું ન કરે.

જો ઈકામત શરૂ થતાંની સાથે જ ઊભા થઈ જાય કે તેનાથી સફબંધી (જે વાજિબ છે) દુરુસ્ત થઈ શકે, તો બહેતર છે. માટે જે લોકો સફો દુરુસ્ત કરવાનો ખ્યાલ રાખી શરૂઆતથી જ ઊભા થઈ જાય, તેમના ઉપર ટીકા– ટીપ્પણીઓ કરવી અને બુરૂં – ભલું કહેવું હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ઈમામની જમણી તરફ ઊભા રહેવાની ફઝીલત

**સવાલ (૮૦૪) :** ઘણા લોકો નમાઝમાં ઈમામની પાછળ જમણી તરફ ઊભા થવાનો એહતિમામ કરે છે, એ વિશે કોઈ ફઝીલત આવી હોય તો લખી જણાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રિવાયતમાં છે કે અલ્લાહ તઆલા જયારે રહમત નાઝિલ ફરમાવે છે, તો સૌ પ્રથમ ઈમામ ઉપર, પછી એ સફ ઉપર જે ઈમામથી નજીક હોય છે. તેમાં પણ પહેલા જમણી તરફ પછી ડાબી તરફ. આ જ પ્રમાણે બીજી અને ત્રીજી સફવાળાઓ ઉપર અલ્લાહ તઆલા રહમત નાઝિલ ફરમાવે છે.

બીજી હદીસમાં છે કે ઈમામની પાછળ નમાઝ પઢનારને ૧૦૦ નમાઝોનો સવાબ, તેમની જમણી તરફ ૭૫ નમાઝોનો, ડાબી બાજુ નમાઝ પઢનારને ૫૦ નમાઝોનો ત્યાર પછી દરેકને ૨૫ નમાઝોનો સવાબ મળે છે. (મરાકિયુલ ફલાહ : ૧૧૬) ટૂંકમાં વિવિધ લોકો ઈમામની પાછળ જમણી તરફ વધારે સવાબ મેળવવા માટે ઊભા થાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن انس بن مالک رضی الله عنہ عن النبی ﷺ قال : من نسی صلاۃ فلیصل اذا ذکرھا ، لا کفارۃ لھا الا ذلک ( وأقم الصلا لذکری (طٰه : ١٤)

( متفق علیه بخاری شریف : ٥٩٧، مسلم شریف : ٦٨٠)

**તર્જુમો :** હઝરત અનસ બિન માલિક (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.)નું ફરમાન છે : જે માણસ નમાઝ પઢવાનું ભૂલી જાય, તો તેણે જયારે યાદ આવે ત્યારે પઢી લેવી જોઈએ. આ સિવાય તેનો કોઈ કફ્ફારો નથી. *"અને મારી જ યાદગીરી માટે નમાઝ પઢયા કરો"* (સૂરએ તાહા : ૧૪) (બુખારી : ૫૯૭, મુસ્લિમ : ૬૮૦)

# ફરાઈઝને પામવા અને છૂટેલી નમાઝોની કઝાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ફરાઈઝને પામવા અને છૂટેલી નમાઝોની કઝાનું બયાન

## (૧) ઈમામ સાહેબને રૂકૂઅમાં પામનાર રકાતને મેળવનાર ગણાશે ?

**સવાલ (૮૦૫) :** એક માણસ જમાઅતમાં એવા વખતે શરીક થયો, જયારે કે ઈમામ સાહેબ રૂકૂઅમાં હતા, શરીક થનાર માણસ અડધા રૂકુઅ જેટલું નમી શકયો અને ઈમામ સાહેબ રૂકૂઅથી ઉઠી ગયા, તો શું આવી સૂરતમાં તે રકાત મેળવનાર ગણાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સુરતમાં પીઠ વાંકી નમી ગઈ હોય, ભલે પછી આખી વાંકી ન વળી હોય અને હાથ પણ ઘુંટણો સુધી ન પહોંચ્યા હોય અને ઈમામની રૂકૂઅની હાલતમાં જ એટલો નમી ગયો હોય તો તે રકાત પાપ્ત કરનાર ગણાશે, પરંતુ સંપૂર્ણ પણે રૂકૂઅમાં ગયા પછી એક તસ્બીહ જેટલું થોભવું વાજિબ છે, માટે જો ઈમામ ઊભા થયા પછી રૂકૂઅમાં એટલું થોભ્યો હોય તો નમાઝ દુરુસ્ત થશે અને જો થોડું ઝુકયા પછી સંપૂર્ણ રૂકૂઅ કર્યા વગર ઈમામની સાથે ઊભો થઈ ગયો તો વાજિબ છુટવાથી નમાઝને ફરીથી પઢવી પડશે. (શામી : ૧ / ૪૪૭) (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મુકતદી તકબીરે તહરીમા કહીને કાઅદામાં જઈ રહયો હોય એવામાં ઈમામ સલામ ફેરવી દે

**સવાલ (૮૦૬) :** જમાઅત થઈ રહી હતી, ઈમામ સાહેબ આખરી કાઅદામાં બેઠા હતા, એવામાં એક માણસે આવીને જમાઅતમાં શામિલ થવાના ઈરાદે તકબીરે તહરીમા કહી, કયામ કર્યો અને કઅદામાં બેસવા જ જતો હતો કે ઈમામ સાહેબે

સલામ ફેરવી દીધી તો શું આ સુરતમાં આ માણસને જમાઅતમાં શામિલ સમજવામાં આવશે ? જમાઅતમાં શામિલ થવાની અંતિમ હદ શું છે ? મુકતદીનું અત્તહિય્યાત શરૂ કરી દેવું કે કાઅદામાં શાંતિથી બેસી જવું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આવનાર માણસની ઈકતિદા સહીહ થવા માટે ઈમામનું નમાઝમાં હોવું જરૂરી છે. માટે જો આવનાર માણસ નિય્યત કરી તકબીરે તહરીમા કહી નમાઝમાં દાખલ થઈ ગયો તો ઈકતિદા સહીહ થશે. કઅદામાં બેસવું જરૂરી નથી. પરંતુ જો ઈમામે સલામ શરૂ કરી અને મુકતદીએ તકબીર કહી તો ઈકતિદા સહીહ થશે નહીં. અને મઝકૂર તકબીર રદ થઈ જશે. કારણ કે ઈકતિદાની નિય્યતથી તકબીરે તહરીમા કહી હતી અને ઈકતિદા સહીહ નથી થઈ, માટે નવેસરથી તકબીરે તહરીમા કહી નમાઝ શરૂ કરે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) રૂકૂઅમાં મુકતદીના હાથ ઘૂંટણો સુધી ન પહોંચ્યા હતા અને ઈમામ ઊભા થઈ ગયા

**સવાલ (૮૦૭) :** ઈમામ સાહેબ રૂકૂઅમાં હતા, બાદમાં આવનાર માણસે તકબીર કહી અને ઈમામ સાથે (જમાઅતમાં ) જોડાવવા માટે રૂકૂઅમાં ઝુકયો, હજુ તો હાથ ઘૂંટણો સુધી પહોંચ્યા જ હતા અને ઈમામ સાહેબ રૂકૂઅમાંથી ઊભા થઈ ગયા તો શું બાદમાં આવનાર માણસ રકાત પાપ્ત કરનાર ગણાશે ? રકાત પામવાનો મેઅયાર (માપદંડ) શું છે ? એક વાર સુબ્હાન રબ્બિયલ અઝીમ કહેવું કે નમીને ઘૂંટણો સુધી હાથ પહોંચાડવા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રૂકૂઅ અને રકાત મળી જવાનો માપદંડ મુકતદીનું રૂકૂઅમાં શામિલ થઈ જવું છે. સુબ્હાનલ્લાહ પઢવું મેઅયાર નથી. (હિદાયહ : ૧ / ૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) નમાઝ દરમિયાન વુઝૂ તુટી જાય અને મજમો મોટો હોવાથી નીકળવું દુશ્વાર હોય તો શું કરે ?

**સવાલ (૮૦૮) :** એક માણસ જમાઅત સાથે નમાઝ પઢી રહયો છે. કોઈ કારણસર

વુઝૂ તુટી ગયું, હવે જો તે માણસ વુઝૂ કરવા જશે તો પાછળ ઘણી સફો છે, તેનાથી તેને ઘણી પરેશાનીઓનો સામનો કરવો પડશે, દા.ત. ઈજતિમાઅનો મોકો છે, તો આવા સમયે ઘરડાઓ અને યુવાનોએ કયો તરીકો અપનાવવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝ નમાઝની જમાઅતમાં વુઝૂ તુટી જાય તો વુઝૂ કરીને જેટલી નમાઝ પુરી કરી ચુકયા છે, ત્યાંથી જ શરૂ કરવાની ઈજાઝત છે અને જો જમાઅત છુટવાનો ભય હોય તો (બાકી હોય) ત્યાંથી જ નમાઝ પઢવી અફઝલ છે, એકલા નમાઝ પઢી રહયા હોય, તો આવી સુરતમાં વુઝૂ કરી નવેસરથી નમાઝ પઢવી અફઝલ છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૯૩)

પૂછવામાં આવેલી સૂરતમાં વુઝૂ કરવું ફર્ઝ છે. જો સહૂલત સાથે સફમાંથી નીકળવાની કોઈ શકલ હોય તો જઈને વુઝૂ કરી લે અને જમાઅતમાં શામિલ થઈ બાકી રકાતો મુકમ્મલ કરે, જો આ શકય ન હોય તો બહેતર છે કે ત્યાં તયમ્મુમ કરી નમાઝની હાલતમાં રહે, ત્યાર પછી જેવી જગ્યા મળે, વુઝૂ કરીને ફર્ઝ નમાઝ ફરીથી પઢી લે. (શામી : ૧ / ૨૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નમાઝનો ફિદયો પોતાની બહેન અથવા ભાણેજને આપવો

**સવાલ (૮૦૯) :** ઝેદ પોતાના પિતાની નમાઝનો ફિદયો અદા કરી રહયો છે, તો શું આ ફિદયો તે પોતાની બહેન અથવા ભાણકીને આપી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો વાલિદ સાહેબના હુકમથી અથવા વસીયત પર વાલિદ સાહેબના માલમાંથી ફિદયો અદા કરી રહયો છે, તો તે પોતાની બહેનોને આપી શકતો નથી. જો વારસદારો પોતાના તરફથી ફિદયો અદા કરે તો બહેન અથવા ભાણીને આપવું સહીહ છે. (રદ્દુલ મુખ્તાર : ૩ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) શું મગરિબની નમાઝમાં મસ્બૂક માટે ત્રણ કાઅદા હોય શકે છે ?

**સવાલ (૮૧૦):** ઝેદનું કહેવું છે કે જો કોઈને ઈમામની સાથે કોઈ પણ નમાઝમાં એક રકાત મળી હોય, તો તે ઈમામની સલામ ફેરવ્યા પછી પોતાની નમાઝ પૂરી

કરવા માટે ઊભો થાય તો એક રકાત પછી કાઅદો કરવો જરૂરી છે, ભલે મગરિબમાં ત્રણ કાઅદા થતા હોય. તો શું ઝેદનું આ રીતે કહેવું સાચું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝેદનું કહેવું સાચું છે અને ઈમામ મુહમ્મદ (રહ.)ની નજીક પણ આ જ છે, તેમજ ઉલમાનો અમલ પણ આના પર જ છે. પરંતુ જો મસ્બૂક (જેની રકાતો છુટી હોય તે) પહેલી રકાતમાં બેઠો નહીં, બીજી રકાત પર બેઠો, તો સિજદએ સહવ વાજિબ થશે નહીં અને મસ્બૂક માટે પહેલી બે બાકી રહેલ (છૂટેલી) રકાતોમાં સૂરએ ફાતિહા પછી સૂરત મિલાવવી વાજિબ છે. ( બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૫૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) નમાઝમાં શરીક થનારો નવો માણસ કયારે રકાતનો પામનાર ગણાશે ?

**સવાલ (૮૧૧) :** મુકતદી તકબીર કહી રૂકૂઅમાં ગયા અને ઈમામે રૂકૂઅમાંથી માથું ઉઠાવી લીધું એટલે ઈમામ રૂકૂઅમાંથી ઊભા થઈ ગયા. પરંતુ પહેલી સફના મુકતદીઓ હજુ રૂકૂઅમાં હતા તો આવી સૂરતમાં તેની તે રકાત ગણાશે કે નહીં ?

એટલે કે ઈમામને તો આ માણસે રૂકૂઅમાં નથી પામ્યા. પરંતુ અમુક મુકતદીઓ હજુ પણ રૂકુઅમાં હતા તો આવી સુરતમાં તેની આ રકાત ગણાશે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મુકતદીની આગળ કોઈ સફ હોય અને આ સફના મુકતદીઓ હજુ રૂકૂઅમાં જ હોય, ભલે પછી ઈમામ રૂકૂઅમાંથી ઊભા થઈ ગયા હોય, શરીક થનાર માણસને રકાત મળી ગઈ. (ઐની શર્હે બુખારી : ૫ / ૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# છુટી ગયેલ ફર્ઝોની કઝાનું બયાન

## (૮) રોઝાના ફિદયાની જેમ જીવતા માણસની નમાઝનો ફિદયો અદા કરી શકીએ છીએ કે નહી ?

**સવાલ (૮૧૨) :** ઝૈદ પોતાની વાલિદા (જે કે ઘણી જ વૃધ્ધ છે.)ની તરફથી રોઝા અને નમાઝનો ફિદયો અદા કરવા ચાહે છે. તો સહીહ છે કે નહીં ? દુર્રે મુખ્તારની ઈબારતથી માલૂમ થાય છે કે નમાઝનો ફિદયો આપી શકાતો નથી.

ولو فدی عن صلاته فی مرضه لایصح بخلاف الصوم (درمختار)

અને આ વાતને અલ્લામા શામી (રહ.) એ અકલી અને નકલી દલીલોથી સમર્થન પણ આપ્યું છે. એટલા માટે ઉમ્મીદ છે કે જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ સાચું છે કે નમાઝનો ફિદયો માણસની જિંદગીમાં આપવો જાઈઝ નથી. ફતાવા આલમગીરીમાં છે કે હઝરત હસન બિન અલી (રદિ.)થી મોતની બિમારીમાં નમાઝોના ફિદયા વિશે પૂછવામાં આવ્યું કે શું આ જાઈઝ છે ? તો આપ (રદિ.) એ ફરમાવ્યું કે જાઈઝ નથી.

તેમજ ઈમામ અબૂ યુસૂફ (રહ.) એ ઈમામ મુહમ્મદ (રહ.)થી ઘરડા માણસ વિશે સવાલ કરવામાં આવ્યો કે તેમના ઉપર ફિદયો વાજિબ છે કે નહીં ? જે રીતે રોઝાઓનો ફિદયો તેમની જિંદગીમાં વાજિબ થાય છે, તો ફરમાવ્યું કે નહીં. આવું જ તાતારખાનિયહમાં છે. (આલમગીરી : ૧ / ૧૨૫)

અલ્લામા શામી (રહ.) અને અલ્લામા હસકફી (રહ.) એ પણ આવું જ ફરમાવ્યું છે, કારણ કે નમાઝ ઈશારાથી પણ પઢવી ફર્ઝ છે, જો ઈશારાથી પણ પઢવાની તાકત ન હોય, તો પઢવી માફ છે. ઘરડો માણસ ઈશારાથી નમાઝ પઢી શકે છે. અને જયાં સુધી હયાત છે, શકય છે કે ઈશારાથી નમાઝ પઢવા પર શકિતમાન થઈ જશે, એટલા માટે નમાઝોનો ફિદયો હયાતીમાં વાજિબ થશે નહી. અને આપવો જાઈઝ પણ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૫) હાં, તેના મૃત્યુથી તેનું આજિઝ થવું સાબિત થઈ ગયું અને તેણે વસીય્યત કરી હોય તો એક તૃત્યાંશ (૧ / ૩) ભાગ માંથી અદા કરવો વાજિબ છે અને જો વસીય્યત કરી નથી અને વારસદારો પોતાના તરફથી

અદા કરી દે તો જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) વખત નીકળી ગયા પછી અઝાન કહી જમાઅત સાથે નમાઝ પઢવી

**સવાલ (૮૧૩) :** જો કોઈ મસ્જિદમાં ઘડિયાળ બગડી ગઈ હોય, સમયની કોઈને ખબર ન હોય, અને ઝોહરની નમાઝનો વખત નીકળી જાય, ત્યાર પછી અઝાન આપી નમાઝ પઢવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાન અને ઈકામત કહી નમાઝ બા–જમાઅત પઢવી જાઈઝ છે. (તિરમિઝી : ૧ / ૪૩, હદીસ નં. ૧૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) છુટેલી નમાઝોની કઝા કરવાની રીત

**સવાલ (૮૧૪) :** મારી બે વર્ષની નમાઝો બાકી છે, હવે હું તેની કઝા કરવા ઈચ્છું છું, કઈ રીતે કઝા કરું ? વિગતે બયાન કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેનો સારો તરીકો એ છે કે કઝા કરતી વખતે આ રીતે નિય્યત કરે કે હું પહેલા વર્ષની પ્રથમ મહિના એટલે કે જાન્યુઆરીની પહેલી તારીખની છુટેલી ફજરની નમાઝની કઝા કરી રહયો છું. ત્યાર પછી ઝોહરની, પછી અસરની, પછી મગરિબની અને પછી ઈશાની. આ રીતે દરરોજ નમાઝની કઝા કરતો જાય અને ડાયરીમાં નોંધી પણ લેવામાં આવે. જો આ રીતે મુશ્કેલ લાગે તો આ નિય્યત કરી લે કે મારી સૌથી પહેલા ફજરની જે નમાઝ છુટી છે હું તેની કઝા કરું છું. ત્યાર પછી ઝોહર, અસર, મગરિબ અને ઈશાની નમાઝો પણ આ જ રીતે કઝા કરતો રહે. અને આ નિય્યતથી કઝા કરતો જાય. કારણ કે જયારે સૌથી પહેલી છુટેલી નમાઝ કઝા થઈ જશે, તો આપમેળે તેના પછીની નમાઝ સૌથી પહેલી જ થઈ જશે. એટલા માટે નિય્યત આ જ કરવામાં આવે કે મારી છુટેલી નમાઝોમાં જે સૌથી પહેલી નમાઝ છુટી છે તેની કઝા કરું છું. આ રીતે દરેક નમાઝના સમયમાં જો બે – બે નમાઝોની કઝા થઈ જશે તો પાંચ વર્ષમાં દસ વર્ષની નમાઝોની કઝા પૂરી થઈ જશે. (રદ્દુલ મુહતાર : ૨ / ૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

قال الله تعالى: (وَثِيَابَكَ فَطَهِّرْ) (المدثر:٤)

**તર્જુમો :** અને પોતાના કપડાં પવિત્ર રાખો. (સૂરએ મુદષ્ષિર :૪)

وَقَالَ الله تعالىٰ: وَإِنْ كُنْتُمْ جُنُبًا فَاطَّهَّرُوْا (المائدة:٦)

તર્જુમો : અને જો તમે અપવિત્ર (જનાબતની) સ્થિતિમાં હોવ તો (નમાઝ પહેલાં જ ગુસલ કરીને) સારી રીતે પાક થઈ જાઓ.(સૂરએ માઈદહ : ૬)

تطهير النجاسة من بدن المصلى وثوبه والمكان الذى يصلى عليه واجب هكذا فى الزاهدى فى باب الانجاس

**તર્જુમો :** નમાઝીએ શરીર, તેના કપડાં અને નમાઝની જગ્યાને નાપાકીથી પાક કરવી જરૂરી છે. (આ જ પ્રમાણે ઝાહિદીના પ્રકરણ અલ અન્જાસ માં છે.) (આલમગીરી : ૧ / ૫૮)

# મુફસિદાત અને મકરૂહાતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# મુફસિદાત અને મકરૂહાતનું બયાન

## (૧) નાપાક કપડું મુસલ્લા પર મૂકી નમાઝ પઢવી

**સવાલ (૮૧૫) :** નાપાક કપડું રૂમાલમાં લપેટી મુસલ્લા પર મુકી તેના ઉપર નમાઝ પઢવામાં આવે, તો તેમાં કોઈ વાંધો ખરો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કપડું નમાઝીના શરીર સાથે સ્પર્શ કરતું ન હોય અને ન તો નમાઝી સિજદામાં જતી વખતે તેના ઉપર હાથ અથવા માથું મુકે તો નમાઝ સહીહ થઈ જશે, પરંતુ સાવચેતી રાખવી બહેતર છે. (હિદાયહ : ૧ / ૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) લાઉડ સ્પીકરમાં નમાઝ પઢાવવી

**સવાલ (૮૧૬) :** સલામ મસ્નૂન બાદ અરજ કે અમારા ગામની એક મસ્જિદમાં જુમ્આની નમાઝ લાઉડ સ્પીકરમાં થાય છે, જયારે કે જમાઅતખાનું મુસલ્લીઓથી આખું ભરાતું નથી, તો આવી સુરતમાં શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો નમાઝમાં ભીડ વધારે હોય અને ઈમામનો અવાજ છેલ્લી સફ સુધી પહોંચતો ન હોય તો મસ્અલો આ છે કે એક અથવા વધારે મુકબ્બિર નક્કી કરી નમાઝ અદા કરવામાં આવે, આજકાલ આ જરૂરત લાઉડ સ્પીકરથી પણ પૂરી થઈ શકે છે, માટે માઈકના ઉપયોગની ગુંજાઈશ છે. પરંતુ પુછેલી સૂરતમાં જયારે કે નમાઝીઓ જમાઅતખાનામાં વધારે નથી, માટે જરૂરત વગર લાઉડ સ્પીકરનો ઉપયોગ કરવો મકરૂહ છે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૪૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) નમાઝમાં લાઉડ સ્પીકરનો હુકમ

**સવાલ (૮૧૭) :** શું ઈમામ માટે ફર્ઝ નમાઝ અને તરાવીહની નમાઝ માઈકમાં પઢાવવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉલમાએ લખ્યું છે કે કુર્આન શરીફને જરૂરત કરતાં વધારે ઊંચી અવાજથી પઢવું મકરૂહ છે. (શામી : ૧ / ૪૯૭) એટલા માટે જો મુકતદીઓ એટલી વધારે સંખ્યામાં હોય કે ઈમામની અવાજ, બધા સુધી પહોંચતી ન હોય, તો ગુંજાઈશ છે, નહીં તો મકરૂહ છે, પરંતુ લાઉડ સ્પીકરનો ઉપયોગ ન કરવામાં જ એહતિયાત છે.

એટલા માટે અમુક ઉલમાએ લખ્યું છે કે લાઉડ સ્પીકર (માઈક) થી અવાજ બુલંદ થાય છે, જે બોલનારની અસલ અવાજ હોતી નથી. બલકે અસલ અવાજ ખતમ થઈ જાય છે, અને જે અવાજ (ધ્વની) સંભળાય છે, તે પડઘો છે. આ વાત સાચી હોય તો તેનાથી નમાઝ ફાસિદ થઈ જશે. જો કે તેનો ઉપયોગ કરવા બાબતે મતભેદ છે. (પરંતુ તહકીક આ છે કે લાઉડ સ્પીકરની અવાજ પડઘો નહીં પરંતુ બોલનારની અસલ અવાજ છે, બલકે માઈક તે અવાજને બુલંદ કરી દે છે.) એટલા માટે ઉપયોગ ન કરવો બહેતર છે, પરંતુ જરૂરત વખતે તેનો ઉપયોગ કરવામાં આવે તો જાઈઝ છે. જરૂરત વગર તેનો ઉપયોગ કરવો મકરૂહ છે. (ફતાવા મહમુદિય્યહ : ૭ / ૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જરૂરત વગર નમાઝમાં લાઉડ સ્પીકરનો ઉપયોગ

**સવાલ (૮૧૮) :** એક ગામમાં નમાઝીઓની ત્રણ ચાર સફો થાય છે, ઈમામની અવાજ નમાઝીઓને સાફ સંભળાય છે, તેમ છતાં માત્ર શોખ ખાતર જરૂરત વગર ત્યાં લાઉડ સ્પીકર (માઈક)નો ઉપયોગ કરવામાં આવે છે. માઈક પર તરાવીહ અને નમાઝ વગેરે પઢાવવામાં આવે છે, તો શું આ જાઈઝ છે ? જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝમાં માઈકના ઉપયોગ બાબતે ઘણું લખવામાં આવ્યું છે. આ વિષય પર ઘણી કિતાબો પણ છપાય ચુકી છે, તેનો ખુલાસો એ છે કે જરૂરત વખતે માઈકનો ઉપયોગ કરવો જાઈઝ છે. જરૂરત વગર મકરૂહ છે.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૭૫)

જયારે આપના ગામની મસ્જિદમાં માત્ર ત્રણ અથવા ચાર સફ હોય છે, તો માત્ર દેખવા માટે માઈકનો ઉપયોગ કરવો જાઈઝ નથી, મકરૂહે તહરીમી છે કારણ કે તેમાં વકફના માલનો દુરૂપયોગ થાય છે, જે નાજાઈઝ છે. (સૂરએ ઈસ્રા : ૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નમાઝ અને લાઉડ સ્પીકર

**સવાલ (૮૧૯) :** નમાઝમાં લાઉડ સ્પીકરના ઉપયોગનો હુકમ શું છે ? અમારા ગામમાં મોટી મસ્જિદમાં જુમ્આના દિવસે નમાઝીઓની ઘણી સંખ્યા રહે છે, લાઉડ સ્પીકર વગર ઈમામ સાહેબની અવાજ બહાર બધા મુકતદીઓ સુધી પહોંચતી નથી તો શું આ સુરતમાં લાઉડ સ્પીકરનો ઉપયોગ કરી શકાય છે કે નહીં.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરૂમાં જયારે લાઉડ સ્પીકર નવું નવું આવ્યું હતું તો મુફતીયાને કિરામના બે ગ્રુપો હતા, સહારનપુરના ઉલમાનો ફત્વો હતો કે ના જાઈઝ છે. (આલાતે જદીદ કે શરઈ અહકામ : ૧૧) અને દેવબંદના ઉલમાનો ફત્વો હતો કે જાઈઝ છે. (આલાતે જદીદ કે શરઈ અહકામ : ૧૦) હઝરત મુફતી શફીઅ સાહેબ (મુફતીએ આ'ઝમ પાકિસ્તાન) તે જમાનામાં દારૂલ ઉલૂમ દેવબંદના સદર મુફતી હતા, તે સમયે તેમણે ઘણી તહકીક (સંશોધન) કર્યા પછી નમાઝમાં લાઉડ સ્પીકરના ઉપયોગ વિશે જાઈઝ હોવાનો ફત્વો આપ્યો હતો. (આલાતે જદીદ કે શરઈ અહકામ : ૫૭) તે સમયથી જ આમ મુસલમાન તેના પર અમલ કરતા આવી રહયા છે.

એ જ રીતે હરમ શરીફમાં પણ નમાઝ લાઉડ સ્પીકરમાં થાય છે, પરંતુ અમુક ઉલમા સાવચેતી માટે તેનાથી બચે છે. પરંતુ જો મજમો વધારે હોય, તો લાઉડ સ્પીકરનો ઉપયોગ કરવામાં કોઈ વાંધો નથી, પરંતુ જો ઈમામની અવાજ બધા મુકતદીઓ સુધી પહોંચી જતી હોય તો જરૂરત વગર લાઉડ સ્પીકરનો ઉપયોગ કરવો મકરૂહ છે. કારણ કે મસ્અલો છે કે ઈમામ માટે પણ પોતાની અવાજ જરૂરત કરતાં વધારે બુલંદ કરવી મકરૂહ છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૭૫)

ખુલાસો એ છે કે ફર્ઝ નમાઝની જમાઅતમાં જો લાઉડ સ્પીકરની જરૂરત હોય તો જાઈઝ છે, પરંતુ લાઉડ સ્પીકરને પહેલા ઠીક કરી લેવું જરૂરી છે, નમાઝમાં અથવા નમાઝ શરૂ કરતી વખતે ઘોંઘાટ થાય તે સારી વાત નથી, (આલાતે જદીદ કે શરઈ અહકામ : હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) સિજદામાં પગનો અંગુઠો જમીનથી ઉઠી જવાથી નમાઝ ફાસિદ થતી નથી

**સવાલ (૮૨૦) :** અમારા ગામમાં એક મસ્અલો ઊભો થયો છે તેનો જવાબ આપવા

મહેરબાની કરશો. મસ્અલો આ છે કે નમાઝમાં સિજદાની હાલતમાં અથવા કોઈ અન્ય હાલતમાં પગનો અંગુઠો અધ્ધર થઈ જાય તો શું તેનાથી નમાઝ ફાસિદ થઈ જશે ? અમારા ગામના એક મૌલાના સાહેબનું કહેવું છે કે તેનાથી નમાઝ ફાસિદ થઈ જાય છે, તેમની આ વાત કેટલી સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ સહીહ થવા માટે સિજદો કરવો શરત છે અને સિજદાની શરતોમાંથી છે કે બંને પગની આંગળીઓમાંથી કોઈ એક આંગળી થોડી વાર સુધી જમીન સાથે લાગી જાય.

ઉપર દર્શાવેલ વિગતની રોશનીમાં તે મૌલાના સાહેબનું કહેવું સાચું અને સહીહ નથી. તેથી જમણા અને ડાબા પગમાંથી કોઈ એક પગનો અંગૂઠો જમીન પર ટેકવાય જાય તો નમાઝ સહીહ થઈ જશે. (દુર્રે મુખ્તાર અને શામી : ૧ / ૪૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સિજદાની હાલતમાં પગની આંગળીઓનું જમીનથી ઉઠાવી લેવું

**સવાલ ( ૮૨૧) :** નમાઝમાં સિજદાની હાલતમાં બન્ને પગોને જમીનથી ઊંચા કરવા વિશે બે મસ્અલાઓનો જવાબ આપવા વિનંતી.

(૧) જો કોઈ માણસ સિજદાની હાલતમાં પગની આંગળીઓ એક સેકન્ડ માટે જમીનથી ઊંચી કરી લે તો શું તેની નમાઝ દુરુસ્ત થઈ જશે ?

(૨) કોઈ માણસ બન્ને સિજદામાં બન્ને પગની આંગળીઓ જમીન પર થોડી વાર પણ ન મુકે તો શું તેનો સિજદો અદા થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બન્ને પગની આંગળીઓ જમીન પર રાખવી જરૂરી છે, જો બિલ્કુલ ન રાખે તો નમાઝ અદા થશે નહીં અને જો માત્ર એક પગની આંગળી રાખે તો નમાઝ મકરૂહ થશે.

જો બન્ને પગની આંગળીઓ જમીન પર રાખ્યા પછી ઉઠાવી લે (અધ્ધર કરી લે) તો જો એક વાર સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર રાખ્યા બાદ ઉઠાવી છે તો નમાઝ જાઈઝ છે, અને જો એનાથી ઓછી હોય તો નમાઝ ફરીવાર પઢવી પડશે. (આલમગીરી : ૧ / ૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) સિજદાની હાલતમાં પગ અધ્ધર કરી લેવા

**સવાલ (૮૨૨) :** જો કોઈ માણસ નમાઝમાં ત્રણ વાર સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર સિજદામાં બન્ને પગ જમીનથી અધ્ધર રાખે તો નમાઝ ફાસિદ થઈ જશે અને જો બે વાર સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર અધ્ધર રાખે તો દુરુસ્ત થઈ જશે, શું આ વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝના સિજદામાં પગ જમીન પર મુકવા ફર્ઝ છે, જો પગ બિલ્કુલ ન રાખે તો નમાઝ નહીં થાય અને જો એક વાર સુબ્હાનલ્લાહ પઢવા જેટલું રાખીને ઉઠાવી લે તો નમાઝ થઈ જશે, ભલે ત્રણ વાર સુબ્હાનલ્લાહ પઢવા જેટલું અથવા એના વધારે વખત સુધી અધ્ધર રહયા હોય, પરંતુ આખા સિજદામાં પગ જમીન પર રાખવા બહેતર છે. (બહરુર્રાઈક : ૧ / ૫૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) નમાઝમાં ગરમ ટોપી વગેરે વડે કપાળ ઢાંકીને સિજદો કરવો

**સવાલ (૮૨૩) :** એક માણસે નમાઝમાં ઠંડીની ઋતુમાં ગરમ ટોપી અથવા મફલર બાંધ્યું હોય તેનાથી તેનું કપાળ ઢંકાય ગયું હોય, તો આવી હાલતમાં તેનો સિજદો અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સિજદાનો અર્થ જમીન પર કપાળ (પેશાની) જમાવવી થાય છે. (લિસાનુલ અરબઃ ૩ / ૨૦૪) જયારે સિજદામાં પેશાની અને નાક મુકયું, ભલે ટોપી પહેરીને હોય જો પેશાની સારી રીતે જમીન પર ટેકવાઈ ગઈ હોય તો સિજદો અદા થઈ ગયો.

એટલા માટે જો ટોપી અથવા મફલર બાંધેલી હાલતમાં પેશાની ટેકવાય જતી હોય તો તેમાં કોઈ વાંધો નથી. નમાઝ થઈ જશે, પરંતુ બહેતર છે કે તે ગરમ ટોપી અથવા મફલર પેશાનીથી ઉપર જ રાખવામાં આવે. (બુખારી શરીફ : ૧ / ૧૧૨, હદીસ નં. ૮૧૨ સહીહ મુસ્લિમ : ૧ / ૧૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઈમામનું લુંગી પહેરીને નમાઝ પઢાવવું

**સવાલ (૮૨૪) :** કોઈએ લુંગી પહેરીને નમાઝ પઢાવી, તો નમાઝ સહીહ થશે કે નહીં ? અમે સાંભળ્યું છે કે લુંગી પહેરવી જાઈઝ નથી, આપ (સલ.)એ (કયારેય)

લુંગી પહેરી નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ વાત સાચી નથી કે લુંગી પહેરવી જાઈઝ નથી અને એ વાત પણ સાચી નથી કે અલ્લાહના રસૂલ (સલ.) એ લુંગી પહેરી નથી. સાચી વાત એ છે કે અલ્લાહના રસૂલ (સલ.)એ આખી જિંદગી લુંગી જ પહેરી છે અને તે પહેરીને આપ (સલ.) એ નમાઝ પણ પઢાવી છે, ઈજાર (લેંઘો) ખરીદવો આપ (સલ.)થી સાબિત છે પરંતુ પહેરવો સાબિત નથી. (નસાઈ : ૭/૨૮૪, હદીસ નં. ૪૫૯૨)

પરંતુ જો કે કુર્આન પાકમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

يٰبَنِيْٓ اٰدَمَ خُذُوْا زِيْنَتَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ

**તર્જુમો :** એ આદમ (અલૈ.) ના સંતાનો ! તમે મસ્જિદની દરેક હાજરી (એટલે બંદગી) વખતે પોતાનો સારો પોશાક પહેરો. (સૂરએ અઅરાફ : ૩૧)

આ આયતને દલીલ રૂપે રજૂ કરી ફુકહાએ કિરામે ફરમાવ્યું કે એવા સામાન્ય કપડાં પહેરીને નમાઝ પઢવી મકરૂહ છે. જેમાં માણસ લોકો સામે આવવામાં શરમ અનુભવે છે.

જો સામાન્ય મામૂલ મુજબ લુંગી પહેરીને બજાર, ઓફિસ અને દાવત વગેરેના પ્રોગ્રામમાં જાઓ છો તો લુંગી પહેરીને મસ્જિદમાં આવી નમાઝ પઢવી અને પઢાવવી પણ દુરુસ્ત છે, મકરૂહ ત્યારે છે જયારે કે લોકો સામે ઓફિસ, બજાર તેમજ લગ્ન પ્રસંગે લુંગી પહેરવામાં શરમ આવતી હોય અને નમાઝમાં પહેરી લે.

(મુસન્નફે અબ્દુર્રઝઝાક :૧ / ૩૫૭ હદીસ નં.૧૩૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) નમાઝમાં આગળ – પાછળ હટવું

**સવાલ (૮૨૫) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામ આ મસ્અલામાં કે અમારા ગામના પેશ ઈમામ સાહેબ જહરી અને સિર્રી બન્ને નમાઝોમાં મુસલ્લા પર જે જગ્યાએ ઊભા રહે છે ત્યાંથી નમાઝમાં (રૂકૂઅ–સિજદામાં જતી વખતે) ખસતા ખસતા એકદમ મુસલ્લાના કિનારે આવી જાય છે, પછી પરત તેમની જગ્યાએ ચાલ્યા જાય છે, આ રીતે કરતા રહે છે, તેમને કોઈ જાતની મજબુરી કે ઉઝર પણ નથી, અમુક વખતે તેમના પગ પણ સિજદામાં જમીનથી અધ્ધર થઈ જાય છે, તો શું આવા ઈમામની પાછળ અમારી નમાઝ સહીહ થશે કે નહીં ?

અમુક નમાઝીઓ પણ નમાઝમાં પોતાના પગોને આગળ – પાછળ કરી પોતાની જગ્યાએથી (આમ તેમ) હટાવતા રહે છે, તો આવી હાલતમાં તેમની પણ નમાઝ દુરુસ્ત થશે કે નહીં ? આ મસ્અલાનો ખુલાસાવાર અને દલીલો સાથે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા સવાલમાં ઈમામ સાહેબની નમાઝ કોઈ પણ જાતના સંકોચ વિના સહીહ છે. તેમની નમાઝ વિશે શંકા કરવી દુરુસ્ત નથી.

સિજદાની હકીકત કપાળનું જમીન પર તાઝીમથી રાખવું છે. (બુખારી : ૧ / ૧૧૨, હદીસ નં. ૮૧૨) તેની સિહત માટે પગોની આંગળીઓનું જમીન પર થોડી વાર માટે રાખવું શરત છે, તેમાં પગનું એક જ જગ્યાએ હોવું શરત નથી. માટે ઈમામ સાહેબની નમાઝ દુરુસ્ત અને સહીહ છે. (શામી : ૧ / ૪૬૬)

મુકતદીઓની નમાઝનો પણ આ જ હુકમ છે, કે જયારે તેમની આંગળીઓ થોડી વાર માટે પણ જમીન સાથે લાગી ગઈ હોય, તો પછી ત્યાંથી હટવામાં કોઈ નુકસાન થશે નહીં. પરંતુ સફની આગળ – પાછળ થવાથી સફ સીધી નહીં રહે, તો સુન્નતની વિરુદ્ધ થશે, પરંતુ નમાઝ (તો) સહીહ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) નમાઝમાં પગ આગળ – પાછળ થઈ જવા અથવા એડી જમીનથી ઉઠી જવી

**સવાલ (૮૨૬) :** ઈમામ સાહેબ જયારે મુસલ્લા પર ઊભા હોય છે, તો તેમના પગ પાછળથી ઉઠી (અધ્ધર) થઈ જાય છે અથવા તેમના પગ પોતાની જગ્યાએથી ખસી જાય છે, તો આવા ઈમામની પાછળ નમાઝ પઢવી દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કયામની હાલતમાં એડી ઊંચી થઈ જવાથી અથવા પગ થોડા આગળ પાછળ થવાથી નમાઝ થઈ જશે. તેનાથી નમાઝમાં કોઈ નુકસાન નહીં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૧/ ૧૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) રૂકૂઅ – સિજદામાં ઈમામથી પહેલા જવું

**સવાલ (૮૨૭) :** જમાઅતની નમાઝમાં મુકતદી ઈમામથી પહેલા રૂકૂઅ અને

સિજદા કરે તો નમાઝ ફાસિદ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રૂકૂઅ અને સિજદામાં મુકતદીનું ઈમામથી આગળ વધવું જાઈઝ નથી. અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે : શું તમારામાંથી જે કોઈ પોતાનું માથું ઈમામની પહેલાં ઉઠાવી લે છે (તેને) એ વાતની બીક નથી કે અલ્લાહ તઆલા તેના માથાને ગધેડાના માથા જેવો બનાવી દે. અથવા તેના ચેહરાને ગધેડાની શકલ જેવું બનાવી દે, એટલે કે અલ્લાહ તઆલા તેનું માથુ ગધેડાના માથા જેવું બનાવી દેશે.

(બુખારી શરીફ : ૧ / ૯૬ હદીસ નં. ૬૯૧)

પરંતુ ભૂલથી ઈમામ પહેલા (રૂકૂઅ – સિજદામાં) આગળ વધી ગયો તો જો ઈમામ પણ તેની સાથે એ રૂકૂઅ અને સિજદામાં જોડાય ગયા તો નમાઝ થઈ જશે, અને જો ઈમામ રૂકૂઅ અને સિજદામાં આવતા પહેલાં જ તેણે તેનું માથું ઉઠાવી લીધું, ત્યાર પછી ઈમામ સાહેબે રૂકૂઅ સિજદો કર્યો તો મુકતદી જો ઈમામની સાથે ફરીવાર રૂકૂઅ અથવા સિજદો કરી લે છે તો (તેની) નમાઝ થઈ જશે, નહીં તો નમાઝ થશે નહીં. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) નમાઝમાં મેહબૂબાનો વિચાર આવવાથી નમાઝ છોડી દેવી

**સવાલ (૮૨૮) :** ઝૈદને એક છોકરી સાથે પ્રેમ છે, દરેક સમયે તે તેના જ વિચારોમાં હોય છે, અહીં સુધી કે નમાઝમાં પણ બસ તેના જ વિચારોમાં મગ્ન રહે છે. તે પાંચ વખતની નમાઝનો પાબંદ છે, પરંતુ છોકરી સાથે ખૂબ જ પ્રેમ કરે છે. તેનાથી નમાઝમાં આવનારા વિચારોથી તે ખૂબ જ પરેશાન છે. ઝૈદનું કહેવું છે કે શું આવી સ્થિતિમાં મારે નમાઝ છોડી દેવી જોઈએ ? આ વિચારોમાં નમાઝ પઢવાથી ગુનોહ તો નહીં થાય ? માર્ગદર્શન આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ પઢવી દરેક સંજોગોમાં ફર્ઝ છે, નમાઝ છોડવી જાઈઝ નથી.

(સૂરએ નિસાઅ : ૧૦૩)

નમાઝમાં આ પ્રમાણે વિચારો લાવવા ખરાબ છે, હા, આપમેળે વિચારો અને વસ્વસાઓ આવે તો એ બુરૂં અને ખરાબ નથી. બલકે જો વિચારો અને વસ્વસાઓ આવવા છતાં કોઈ માણસ નમાઝમાં ધ્યાન રાખવા (સતત) પ્રયાસો કરે છે, તો તેને

મુજાહદાનો (પણ) સવાબ મળશે.

એટલા માટે વિચારો અને વસ્વસાઓને લીધે ઝૈદનું નમાઝ છોડવું જાઈઝ નથી. પરંતુ તેણે દરરોજ વધુ પ્રમાણમાં ઈસ્તિગ્ફાર પઢતા રહેવું જોઈએ અને અલ્લાહ તરફ ધ્યાન ધરી નમાઝ પઢવાની કોશિશ કરવી જોઈએ. ઈન્શાઅલ્લાહ વિચારો ખતમ થઈ જશે. (ઈબ્ને માજહ : ૨૭૧) આ વિચારો સાથે પણ નમાઝ થઈ જશે. (મુઅત્તા માલિક : ૧ / ૧૦૦, હદીસ નં. ૩) (તેણે એ પણ વિચારવું જોઈએ કે અલ્લાહ સિવાયની આવી મુહબ્બત જે સર્જનહાર (ખાલિક)થી પણ ધ્યાન હટાવી દે, સારુ ન કહેવાય !!) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) નમાઝમાં શયતાની વિચારોનો ઈલાજ

**સવાલ (૮૨૯) :** સલામ મસ્નૂન બાદ અરજ કે હું જયારે નમાઝ પઢું છું તો સતત શયતાની વિચારો શરૂ થઈ જાય છે, તેનાથી દિલ ઘણું બેચેન અને પરેશાન રહે છે, સમજમાં નથી આવતું કે હું શું કરું ? માટે આપથી અરજ છે કે આનો કોઈ ઈલાજ બતાવશો, એટલે કે દુઆ અથવા કોઈ કુર્આની આયત પઢવાની હોય તો માર્ગદર્શન આપશો, તમારી મોટી મહેરબાની રહેશે અને આપનું મારા પર ખૂબ મોટું એહસાન રહેશે. બાકી દુઆઓમાં યાદ ફરમાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શયતાની વસવસાઓ અને વિચારોને દૂર કરવા માટે દરરોજ સવાર – સાંજ ૭૧ – ૭૧ વાર "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યીલ્ અઝીમ" પઢતા રહો. ઈન્શાઅલ્લાહ એનાથી ઘણો ફાયદો થશે. (ફતાવા રહીમિય્યહ : ૫ /૧૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ઘૂંટીઓની નીચે પાયજામો લટકાવવાની દરેક હાલતમાં મનાઈ છે

## (૧૭) નમાઝ વખતે પાયજામો (પેન્ટ વગેરે) ઉપર ચઢાવી દેવું અને પછી ઉતારી નાંખવું

**સવાલ (૮૩૦):** શરીઅતે પુરુષોને પાયજામો, લુંગી, પેન્ટ વગેરે ઘૂંટીઓની ઉપર બાંધવાનો હુકમ આપ્યો છે, તો આ હુકમ માત્ર નમાઝ માટે છે કે પછી આમ હાલતોમાં પણ ? ઘણા લોકો માત્ર નમાઝ પઢતી વખતે પાયજામો અને પેન્ટ

ઘૂંટીઓથી ઉપર કરી દે છે અને અમુક તો એવું કરે છે કે નીચેથી પેન્ટ વાળી દે છે, તો નમાઝ પઢતી વખતે આ પાયજામો ચઢાવવો (વાળવો) કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાયજામો, લુંગી, પેન્ટ, ઝભ્ભો વગેરે તખ્નો (ઘૂંટીઓ)થી નીચે લટકાવવો દરેક હાલતોમાં મકરૂહે તહરીમી છે, એટલે કે નમાઝમાં હોય કે ન હોય, દરેક હાલતમાં આ હુકમ છે. (મિરકાતુલ મફાતિહ : ૭ / ૨૭૬૬ હદીસ નં. ૪૩૧૪)

અલ્લાહના રસૂલ (સલ.)નું ફરમાન છે : કયામતના દિવસે ત્રણ પ્રકારના લોકો સાથે અલ્લાહ તઆલા વાત (પણ) નહીં કરે અને તેમની તરફ રહેમની નજરે પણ નહીં જુએ. એ ત્રણ પ્રકારના લોકો આ છે : (૧) જે માણસ પાયજામો – પેન્ટ વગેરે ઘૂંટીઓની નીચે લટકાવે છે, (૨) જે એહસાન કરી કહી સંભળાવે છે, (૩) જે જુઠી કસમો ખાયને માલ વેચે છે. (મુસ્લિમ શરીફ : ૧ / ૭૧, હદીસ નં.૧૭૧–૧૦૬)

જો નમાઝમાં ઘૂંટીઓની નીચે કપડું હશે તો નમાઝ મકરૂહે તહરીમી થશે. પરંતુ ફર્ઝ અદા થઈ જશે. (મબ્સૂત : ૧ / ૩૪) અને જે લોકો નમાઝ વખતે પાયજામો – પેન્ટ ઉપર ચઢાવે છે તેમની નમાઝ કોઈ પણ જાતની કરાહત (ખરાબી) વગર અદા થઈ જશે. મુસલમાનોએ નબીએ કરીમ (સલ.) ના ઉપદેશોનું પાલન કરી દરેક સમયે પોતાનો પાયજામો – પેન્ટ ઘૂંટીઓની ઉપર રાખવું જોઈએ. માટે જે લોકો નમાઝ સિવાય આમ હાલતોમાં ઘૂંટીઓની નીચે સુધી પાયજામો લટકાવે છે, તે મહાપાપ હોવાને લીધે ગુનેહગાર થશે. (બુખારી : ૨ / ૮૬૧, હદીસ નં. ૫૭૮૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮)ઈમામનું છેલ્લો કાઅદો છોડીને પાંચમી રકાત માટે ઊભા થવું

**સવાલ (૮૩૧) :** અમારા ગામમાં ઈમામ સાહેબ ઝોહરની નમાઝમાં, ચોથી રકાત પછી કાઅદો કરવાને બદલે ઊભા થઈ ગયા, મુકતદીઓએ લુકમો પણ આપ્યો, પરંતુ તેની તરફ ઈમામ સાહેબે ધ્યાન ન આપ્યું અને પાંચમી રકાતના બે સિજદા કર્યા પછી, છેલ્લે સિજદએ સહવ કર્યો તો ઝોહરની નમાઝ સહીહ થઈ જશે કે નહીં ? કે પછી પાંચમી રકાતની સાથે છટ્ટી રકાત મિલાવવી પણ જરૂરી હતી ? જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ ફર્ઝ હોય કે નફલ, આખરી કાઅદો ફર્ઝ છે. ઝોહર અથવા અસરમાં ચાર રકાત પછી "અત્તહિય્યાત" પઢી શકાય એટલી વાર બેસવું ફર્ઝ છે. (તુહફતુલ ફુકહા : ૧ / ૧૩૬) હવે તમારા ઈમામ સાહેબ ચોથી રકાત પછી છેલ્લા કાઅદામાં બેઠા જ નથી તો (પાંચમી રકાતનો સિજદો કરતા જ) ફર્ઝ નમાઝ ફાસિદ થઈ જશે. સિજદએ સહવ કરવાથી પણ તેની તલાફી (ભરપાઈ) થશે નહીં, નમાઝને ફરીથી પઢવી જરૂરી છે.

જો ઈમામ સાહેબ ચોથી રકાતમાં અત્તહિય્યાત જેટલું બેઠા હોય અને પછી (પાંચમી રકાત માટે) ઊભા થયા હોય તો સિજદએ સહવ કરવાથી કામ ચાલી જાત, પરંતુ ઈમામ સાહેબે આવું નથી કર્યુ, બલકે ડાયરેકટ પાંચમી રકાત માટે ઊભા થઈ ગયા છે, આ સુરતમાં હુકમ એ હતો કે પાંચમી રકાતનો સિજદો કરતા પહેલા પરત આવી કાઅદામાં બેસી જાય, તો સિજદએ સહવથી નમાઝ થઈ જાય છે અને જો પાંચમી રકાતનો સિજદો પણ કરી લીધો તો ફર્ઝ નમાઝ ફાસિદ થઈને નફલ બની જશે, અને સિજદએ સહવ કરવાથી પણ તેની ભરપાઈ નહીં થાય. (અલહિદાયહ ફી શર્હિ બિદાયતુલ મુબ્તદી : ૧ / ૧૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) આખરી કાઅદો કર્યા વગર સીધા ઊભું થવું

**સવાલ (૮૩૨) :** ઈમામ સાહેબ ઝોહરની નમાઝ પઢાવી રહયા હતા, ચોથી રકાતમાં આખરી કાઅદો કરવાના બદલે (પાંચમી રકાત માટે) ઊભા થઈ ગયા અને એટલા ઊભા થઈ ગયા કે કયામની નજીક હતા. એવી હાલતમાં મુકતદીએ પાછળથી લુકમો આપ્યો જેથી ઈમામ પાછા કાઅદામાં બેસી ગયા. તો શું નમાઝ દુરૂસ્ત થઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છેલ્લા કાઅદામાં બેસવાને બદલે કયામની નજીક હતા, અને લુકમો આપવાથી પાછા બેસી ગયા તો નમાઝ થઈ જશે અને સિજદએ સહવ કરવો પડશે. (બહરુર્રાઈક : ૨ / ૧૧૦ – ૧૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ફોટાવાળા કપડાં પહેરીને નમાઝ પઢવી

**સવાલ (૮૩૩) :** જાનદાર (સજીવ)ના ફોટાવાળુ કપડું પહેરીને નમાઝ પઢવી કેવું છે ? તેમજ નમાઝ સિવાય આવા ફોટાવાળા કપડાં પહેરવા કેવું છે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહના રસૂલ (સલ.) ની તાલીમ છે કે આપણે ગુનાહના કામોથી દૂર રહીએ. ખાસ કરી કુફ્ર અને શિર્કની વસ્તુઓથી. અલ્લાહના રસૂલ (સલ.) એ આ વાતને એટલી સાફ શબ્દોમાં કહી કે મુસલમાન જો તેના પર વિચારે તો તેના દિલમાં કુફ્ર અને શિર્કની જરૂર નફરત પેદા થઈ જાય. ધ્યાનમાં રહે કે ઈમાન જેટલું મજબૂત હશે કુફ્ર અને શિર્કથી મુસલમાન એટલો જ દૂર રહેશે.

ફોટા અને તસ્વીરના માર્ગેથી શયતાને માણસને ગુમરાહ કર્યો છે. તેણે બુઝુર્ગો અને નેક લોકોની યાદમાં ફોટાઓ બનાવવાનો વિચાર દિલમાં નાંખ્યો. જયારે તે તેમાં સફળ થયો તો ફોટાઓનો અદબ, એહતિરામ અને આદરની તાલીમ આપી, મામલો ત્યાં સુધી પહોંચી ગયો કે લોકો, અકાબિર (વડીલો)ના આ ફોટાઓની જ પૂજા કરવા લાગી ગયા અને શિર્ક તેમજ મુર્તિપૂજાએ તેમનામાં પગ પેસારો કર્યો. (બુખારી : ૧ / ૧૬ હદીસ નં. ૪૨૭) એટલા માટે શરીઅતમાં ફોટા બાબતે સખત વઈદો–ધમકીઓ આવી છે.

અલ્લાહના રસૂલ (સલ.)નું ફરમાન છે : સજીવના ફોટાઓ જે ઘરમાં હશે , તે ઘરમાં રહમતના ફરિશ્તાઓ દાખલ નહીં થાય. (બુખારી : ૨ / ૮૮૦, હદીસ નં. ૫૯૪૯)

જો રૂપિયાની નોટ પર ફોટો હોય અને તે મુસલ્લાની પાસે એ રીતે પડી હોય કે પાકીટ અથવા થેલી વગેરેમાં બંધ હોય. (ઢાંકેલી હોય તો નમાઝ મકરૂહ નહીં થાય અને જો ખુલ્લી હોય ઉપરથી દેખાતી હોય તો આવી હાલતમાં નમાઝ મકરૂહ છે. પરંતુ જો નાનો ફોટો હોય જે (નીચે પડી હોય અને ઊભા ઊભા સ્પષ્ટ ) દેખાતુ ન હોય તો તેને પહેરીની નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૦૭) જાનદારના ફોટાવાળુ કપડું પહેરવું મકરૂહ છે. નમાઝ સિવાય પણ આવું સજીવના ફોટાવાળું કપડું પહેરવું મકરૂહ છે. દેખીતી વાત છે કે જયારે નમાઝ સિવાય અન્ય હાલતોમાં મકરૂહ છે તો નમાઝમાં તો વધારે મકરૂહ હોવાની સંભાવના છે.

(રદુલ મુહતાર અલદ્ દુર્ર : ૧ / ૬૪૭)

જયારે ફોટાઓને લીધે રહમતના ફરિશ્તાઓ ઘરમાં નથી આવતા તો નમાઝ પઢનાર જે અલ્લાહની રહમત અને મગફિરતના તલબગાર છે, તેને તો તેનાથી બચવું ઘણું જ જરૂરી છે. એટલે નમાઝમાં પોતાની શકલો સુરત એવી બનાવવી જોઈએ જેવી શરીઅત માંગણી કરે છે. આમ હાલતોમાં જે કપડાં પહેરવા મકરૂહ

છે, મુસલમાનોએ નમાઝમાં એવા કપડાં પહેરવાથી ખૂબ જ બચવું જોઈએ. પરંતુ જો સજીવ વસ્તુનો ફોટો ન હોય તો એવા કપડાંમાં નમાઝ પઢવી જાઈઝ છે. કારણ કે મનાઈનો હુકમ જાનદાર (સજીવ)ના ફોટાઓ માટે ખાસ જ છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૦૭)

અને જાનદારના ફોટાવાળુ કપડું ફેશન માટે પણ પહેરવાની બિલ્કુલ ઈજાઝત નથી. કારણ કે આવા કપડાં પેહરવાથી દીલમાંથી ફોટાની નફરત ખતમ થઈ જશે અને જયારે ફોટાની નફરત દિલમાંથી નીકળી જશે તો શરીઅતની સીમાઓ તુટવા લાગશે અને ગુનાહિત કામોથી નફરત ધીમે ધીમે ખતમ થઈ જશે. ઈમાન કમજોર થઈ જશે, તેથી આવા કપડાંથી બની શકે ત્યાં સુધી બચવું જરૂરી છે. કપડાં શરીરને છુપાવવા માટે હોય છે, દેખાવા અને અભિમાન માટે નથી હોતા. ફેશનેબલ માણસ સામાન્યપણે આ જ નિય્યતથી પહેરે છે, માટે તે હરામ છે, અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે : જેનામાં રાયના દાણા જેટલું પણ અભિમાન અને ઘમંડ હશે તે જન્નતમાં દાખલ થશે નહીં. (મુસ્લિમ શરીફ : ૧ / ૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) નમાઝમાં વારંવાર છીંક આવે ત્યારે મોંઢા પર હાથ મુકવો

**સવાલ (૮૩૪) :** ઝૈદને નમાઝમાં કયામની હાલતમાં છીંક આવે છે ત્યારે મોઢા પર હાથ મુકે છે, તેથી આસપાસવાળાઓ તેનાથી પ્રભાવિત ન થાય. તો જો ત્રણ વાર છીંક આવે અને દરેક વખતે હાથ મોઢા પર મુકવામાં આવે તો તેનાથી તેની નમાઝ ફાસિદ થશે કે નહીં. આ વિશે શરીઅતનો શું હુકમ છે ? હાથ મોઢા ઉપર મુકવો જોઈએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"નમાઝ" અમલે કષીરથી ફાસિદ થઈ જાય છે, અમલે કલીલથી ફાસિદ થતી નથી. અને અમલે કલીલ અને કષીરની હદ વિશે ઉલમાના કથનો અલગ અલગ છે, એક કથન છે કે જે કામ બે હાથથી કરવામાં આવે તે "અમલે કષીર" છે અને જે કામ એક હાથથી થઈ જાય તેને "અમલે કલીલ કહેવામાં આવે છે. અમુક ઉલમાના કથન પ્રમાણે એવી હરકત કરવી કે જેનાથી જોનાર એવું સમજે કે આ માણસ નમાઝમાં નથી. (તો તે) અમલે કષીર છે. માટે (નમાઝમાં) છીંક આવે ત્યારે એક હાથ

મુકવાથી નમાઝ ફાસિદ નહીં થાય. કારણ કે તે અમલે કષીરમાં નથી આવતું.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૦૧ – ૧૦૨)

માટે નમાઝીને નમાઝની હાલતમાં છીંક આવે તો મોઢા પર હાથ મૂકી શકે છે. જેથી તેનાથી બીજા મુકતદીઓને કોઈ જાતની તકલીફ ન થાય અને મસ્જિદ પણ ગંદકીથી સુરક્ષિત રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) નમાઝમાં છીંક આવે તો અલ્હમ્દુલિલ્લાહ કહેવું

**સવાલ (૮૩૫) :** નમાઝની હાલતમાં જો કોઈને છીંક આવે અને તે અલ્હમ્દુ લિલ્લાહ કહે તો શું તેનાથી નમાઝ ફાસિદ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝમાં છીંક આવવા પર અલ્હમ્દુલિલ્લાહ કહેવાથી નમાઝ ફાસિદ નહીં થાય. (આલમગીરી : ૧ / ૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) એક રૂકનમાં ત્રણવાર ખંજવાળવું

**સવાલ (૮૩૬) :** નમાઝના એક રૂકનમાં ત્રણ વાર હાથ ઉઠાવવાથી નમાઝ ફાસિદ થઈ જાય છે, શું આ વાત સાચી છે ? જો ખરેખર મજબૂરી હોય અને વારંવાર ખંજવાળ આવતી હોય તો ત્રણથી વધારે વાર ખંજવાળવાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં નમાઝ સહીહ થઈ જશે, હઝરાતે ફુકહાએ કિરામે લખ્યું છે કે અમલે કષીરથી નમાઝ ફાસિદ થઈ જાય છે, અમલે કષીર અને કલીલની હદ વિશે ઉલમાએ કિરામના વિવિધ કથનો છે, એક કથન એ છે કે જે કામ બે હાથથી કરવામાં આવતું હોય તે "અમલે કષીર" છે. અને જે એક હાથ વડે થઈ જતું હોય તે "અમલે કલીલ" છે. અમુક ઉલમાનું કહેવું છે કે એવી હરકત કરવી કે જેનાથી જોનાર એમ સમજે કે આ માણસ નમાઝમાં નથી (તો તે) "અમલે કષીર" છે.

આપના લખવા પ્રમાણે દર્શાવેલ માણસ ખરેખર મજબૂર છે, એટલા માટે એ રીતે ખંજવાળે કે જોનારો માણસ તેને નમાઝના બહાર ન સમજે, તો નમાઝ ફાસિદ નહીં થાય. ભલે પછી તેણે ત્રણ વાર કેમ ન ખંજવાળ્યું હોય. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૪ – ૩૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) નમાઝમાં મુકતદીનું એક રૂકનમાં ત્રણ વખતે હાથ ઉઠાવવું

**સવાલ (૮૩૭) :** જો કોઈ નમાઝી એક રૂકનમાં ત્રણ વાર હાથ ઉઠાવે તો શું તેની નમાઝ થઈ જશે ? અથવા નમાઝ ફરીથી પઢવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કે "અમલે કષીર"ની હદબંધીમાં ઘણા કથનો છે, માટે જો દૂરથી જોનાર માણસ તે નમાઝી માણસ નમાઝમાં જ છે એવું સમજે તો નમાઝ ફાસિદ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) નમાઝમાં અલ્લાહના ખોફથી રડવાથી કોઈ ખરાબી નહીં આવે

**સવાલ (૮૩૮) :** હું જયારે નમાઝમાં સૂરએ ફાતિહા પઢું છું, તો "માલિકિ યવ્મિદીન" અથવા "ઈહ્દિનસ્સિરાતલ્ મુસ્તકીમ" જેવી આયતો પઢું છું તો આંખોમાંથી આંસુઓ વહેવાના શરૂ થઈ જાય છે તો આ રીતે નમાઝમાં આંસુ વહેવાથી નમાઝમાં કોઈ ખલેલ તો નહીં આવે ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝમાં અલ્લાહ તઆલાના ખોફ અને ડરથી રડવું આવી જાય અને તેમાં અવાજ નીકળી જાય, તો નમાઝમાં કોઈ વાંધો કે નુકસાન નહીં આવે. (હિદાયા : ૧ / ૧૪૪, દુર્રે મુખ્તાર અને શામી : ૧ / ૫૭૯) કારણ કે જો નમાઝ ખુશૂઅ અને ખુઝૂઅ સાથે પઢવામાં આવશે તો તે માણસ પોતાને ગુનેહગાર સમજીને અલ્લાહ તઆલા પાસે હિદાયતની દુઆ કરશે. સીધો માર્ગ તલબ કરશે અને પોતાના ગુનાહો પર તેને પસ્તાવો થશે, તો તેને અલ્લાહ તઆલાના અઝાબથી ખૌફ અને બીક લાગશે અને રડવું આવશે, એટલે આ રડવું ખુશૂઅ અને ખુઝૂઅની નિશાની છે, માટે આનાથી નમાઝમાં કોઈ વાંધો કે ખલેલ નહીં આવે, નમાઝ કરાહત વગર સહીહ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) મસ્જિદના ધાબા પર તરાવીહ અને ફર્ઝ નમાઝ પઢવી

**સવાલ (૮૩૯) :** અમારા ગામમાં મસ્જિદની બિલ્કુલ જોડે જ મદ્રસો છે અને

મસ્જિદ અને મદ્રસાનું ધાબું એક જ છે, અત્યારે ખુબ જ ગરમી પડે છે, તો આવી હાલતમાં મસ્જિદના ધાબા ઉપર તરાવીહ પઢી શકાય છે કે નહીં ? તેમજ મદ્રસાના ધાબા પર તરાવીહ પઢવાનો શું હુકમ છે ? અને તરાવીહ સિવાય અન્ય ફર્ઝ વગેરે નમાઝો ધાબા પર પઢી શકાય છે કે નહીં ? વિગતવાર જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદનો અદબ અને એહતિરામ ઘણો જરૂરી છે, એટલા માટે ઉલમાએ કિરામે મસ્જિદના ધાબા પર ચઢવાને મકરૂહ લખ્યું છે, આજ સુધી ઉમ્મતનો અમલ આના પર છે કે ગરમીની ઋતુમાં સહેનમાં નમાઝ તો લોકો પઢે છે, ધાબા પર કોઈ નથી પઢતું. માટે જરૂરત વગર મસ્જિદના ધાબા પર ભલે ફર્ઝ, નફલ કે તરાવીહ હોય પઢવી મકરૂહ છે, જો જરૂરત હોય, દા.ત. નમાઝીઓ માટે મસ્જિદ સાંકળી પડે છે, તો તેના ધાબા પર નમાઝ પઢવી કરાહત વગર જાઈઝ છે. મદ્રસાના ધાબા પર નમાઝ પઢી શકાય છે. પરંતુ તેમાં મસ્જિદનો સવાબ મળશે નહીં. એ જ પ્રમાણે તરાવીહમાં મસ્જિદનો હક અદા નહીં થાય. (શામી, આલમગીરી : ૫ / ૫૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) ખૂબ જ ગરમીને લીધે મસ્જિદના ધાબા પર તરાવીહ અને નમાઝ અદા કરવી

**સવાલ (૮૪૦) :** પાછલા અમુક વર્ષોથી રમઝાન માસ ચોમાસામાં આવે છે, તેમાં ખૂબ જ ગરમી પડે છે, રાત્રે ઈશાની નમાઝ અને તરાવીહમાં વખત ગુઝારવો ઘણો જ મુશ્કેલ થઈ પડે છે, કારણ કે લાઈટ ન હોવાને લીધે પંખાની વ્યવસ્થા પણ નથી. આ ખતરનાક કેફીયતને ખુશૂઅ માટે અવરોધક કહીએ તો તેમાં ખોટું નથી.

ફિકહની કિતાબોનો અભ્યાસ, તેમજ ઈલ્મી સોહબતના પરિણામે વિચાર આવે છે કે ابراد بالظہر ની હિકમતોમાંથી એક હિકમત એ પણ છે કે અતિ ગરમી ખુશૂઅ માટે અવરોધક હોય છે. જયારે કે નમાઝમાં ખુશૂઅ હોવું જરૂરી વસ્તુ છે.

ઉપરોકત દર્શાવેલ સૂરતમાં " કે ખૂબ ગરમી પડે છે જે ખૂશઅ માટે અવરોધક છે" ઈશા અને તરાવીહની નમાઝ મસ્જિદના ખુલ્લા ધાબા (જમાઅતખાનાના ધાબા) પર અદા કરવામાં આવશે તો તે મકરૂહ નથી.

મસ્જિદનું સહેન એટલું મોટુ અને વિશાળ નથી કે બધા નમાઝીઓ એકી સાથે આસાનીથી નમાઝ અદા કરી શકે, આ સિવાય મસ્જિદની સહેન ચારેવ બાજુથી બંધ

છે. અમુક લોકો મસ્જિદના ઉપરના ભાગમાં નમાઝ પઢવાને મસ્જિદના આદાબની વિરુદ્ધ સમજે છે અને આટલી સખત ગરમીમાં પણ ધાબા પર નમાઝ પઢવાને કરાહત માને છે. શું ઉસૂલે ફિકહના નિયમ : الضرورات تبيح المحظورات ને સામે રાખી અમારા માટે કરાહત વગર મસ્જિદના ખુલ્લા ધાબા પર નમાઝ અદા કરવાનો કોઈ વિકલ્પ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં મસ્જિદના ધાબા પર ઈશાની નમાઝ અને તરાવીહની ઈજાઝત નથી, મસ્જિદના ધાબા ઉપર જરૂરત વગર ચઢવું મકરૂહે તહરીમી છે, ફુકહાએ કિરામ (રહ.) એ માત્ર ત્યારે જ મસ્જિદના ધાબા પર નમાઝ પઢવાની પરવાનગી આપી છે, જયારે કે મસ્જિદ સાંકળી પડતી હોય અથવા કોઈ એવી મજબૂરી હોય કે મસ્જિદમાં નમાઝ પઢવી શકય ન હોય. ગરમીમાં મસ્જિદના ધાબા પર નમાઝ પઢવી જાઈઝ નથી કારણ કે આ ઉઝર યોગ્ય નથી. આ મસ્અલાને ابراد بالظهر પર કયાસ કરવો કયાસ મઅલ ફારિક (તફાવત સાથે) છે. ابراد بالظهر ની સુરતમાં કોઈ મકરૂહ કામ કરવું લાઝિમ નથી આવતું. જયારે કે ધાબા પર નમાઝ પઢવાની સુરતમાં મકરૂહ કામ કરવું લાઝિમ આવે છે. એટલા માટે મસ્જિદના ધાબા પર નમાઝ પઢવી મકરૂહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) કુર્આનમાં જોઈને નફલ નમાઝ પઢવી

**સવાલ (૮૪૧) :** શું નફલ નમાઝમાં કુર્આનમાં જોઈને કિરાઅત કરવી જાઈઝ છે ? અમારા ગામમાં એક માણસ નફલ નમાઝમાં કુર્આન સામે રાખીને પઢે છે અને રૂકૂઅ – સિજદામાં નીચે મુકી દે છે, પછી જયારે ઊભો થાય છે તો હાથમાં કુર્આન શરીફ લઈને પઢવાનું શરૂ કરી દે છે, તો શું ચારે ઈમામોમાંથી કોઈના મસ્લકમાં આ રીતે કુર્આન શરીફમાં જોઈને તિલાવત કરવું જાઈઝ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ શાફિઈ (રહ.)ના મસ્લકમાં કુર્આન શરીફમાં જોઈને (નમાઝ) પઢવી જાઈઝ છે. તેનાથી નમાઝ થઈ જશે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૮૫)

ઈમામ અબૂ યુસૂફ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.)ને ત્યાં મકરૂહ છે અને ઈમામ અબૂ હનીફા (રહ.)ના મસ્લક પ્રમાણે કુર્આન હાથમાં લઈને નમાઝ પઢવાથી નમાઝ ફાસિદ થઈ જાય છે. (આલમગીરી : ૧ / ૮૧, દુર્રે વ શામી : ૧ / ૫૮૫)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) આખરી કાઅદો છોડીને વધારાની બે રકાતો મિલાવવાથી ફર્ઝ નમાઝનું બદલાય જવું

**સવાલ (૮૪૨) :** ઈમામ સાહેબે અસરની નમાઝ પઢાવી, છેલ્લો કાઅદો કર્યો નહીં, તેમને આગાહ કરવામાં આવ્યા, છતાં તેમણે પાંચમી અને છટ્ઠી રકાત પઢીને સિજદએ સહવ કર્યો. તેમનું કહેવું છે કે ચાર રકાત ફર્ઝ અને બે રકાત નફલ થઈ ગઈ, શું તેમની આ વાત સાચી છે ? શું આ રીતે ફર્ઝ નમાઝ થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાંચમી રકાતના સિજદામાં જતાં પહેલાં ઈમામ માટે જરૂરી હતું કે તેઓ આખરી કાઅદામાં પાછા બેસી જાત, અને પછી સિજદએ સહવ કરી નમાઝ પુરી કરતા. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૮૫)

પૂછેલી સુરતમાં છેલ્લો કાઅદો છોડી પાંચમી રકાતનો સિજદો કરી લેવાથી ફર્ઝ નમાઝ સહીહ નહીં થાય. કારણ કે આખરી કાઅદામાં તશહહુદ પઢી શકાય એટલી વાર બેસવું ફર્ઝ છે અને ફર્ઝ છુટી જવાથી નમાઝ અદા થતી નથી. ઉપરોકત સુરતમાં બધી છ રકાતો નફલ બની જશે, ઈમામ અને મુકતદી બધાએ પોત પોતાની નમાઝ ફરીથી પઢવી પડશે. (તુહફતુલ ફુકહા : ૧ / ૧૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) ચાર રકાત ફર્ઝની જગ્યાએ પાંચ રકાતો પઢવી

**સવાલ (૮૪૩) :** એક માણસે ભુલથી ચાર રકાત ફર્ઝને બદલે પાંચ રકાતો પઢી લીધી. પાંચમી રકાતના સિજદા પછી યાદ આવ્યું તો વધારાની એક રકાત પઢી લીધી. એટલે કે કુલ છ રકાતો થઈ, તો સિજદએ સહવ કરવાથી નમાઝ દુરુસ્ત થઈ જશે કે આખી નમાઝ ફરીથી પઢવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ચોથી રકાતના કાઅદા પછી પાંચમી અને છટ્ઠી રકાત પઢી છે, અને પછી સિજદએ સહવ કર્યો છે તો નમાઝ દુરુસ્ત થઈ જશે. આ સુરતમાં ચાર રકાત ફર્ઝ અને બે રકાત નફલ ગણાશે, પરંતુ આ બે રકાતો ફર્ઝ પછીની સુન્નત બરાબર થશે નહીં, (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૮૮) અને જો ચોથી રકાત પછી કાઅદો કર્યો

નથી તો સિજદએ સહવ કરવા છતાં ફર્ઝ નમાઝ દુરુસ્ત થશે નહીં. બલકે આ ચારેવ રકાતો નફલ બની જશે. (શામી : ૧ / ૫૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) કોઈ કારણસર ઈમામ સાહેબની સાથે રૂકૂઅ છુટી જાય તો શું કરે ?

**સવાલ (૮૪૪) :** અમારા ગામમાં જુમ્આની નમાઝ માઈકમાં થાય છે, એક વાર એવું બન્યું કે ઈમામ સાહેબ જુમ્આની નમાઝ માટે ઊભા થયા, તેમણે અલ્લાહુ અકબર કહયું બધા મુસલ્લીઓએ તેમની સાથે તકબીરે તહરીમા કહી, ત્યાર પછી ઈમામ સાહેબે સૂરએ ફાતિહા પઢી અને સૂરત મિલાવીને એક જ આયત પઢી અને માઈક બંધ થઈ ગયું, ત્યાર પછી ઈમામ સાહેબે રૂકૂઅની તકબીર કહી, તેઓ રૂકૂઅમાં ગયા, પછી કવમામાં આવ્યા, પરંતુ માઈક બંધ જ હતું, જયારે સિજદામાં જવાનું શરૂ કર્યુ તો અચાનક માઈક ચાલુ થયું, ઈમામ સાહેબ તો સિજદામાં ચાલ્યા ગયા પરંતુ મુકતદીઓનો તો હજુ રૂકૂઅ બાકી હતો, મુકતદીઓ રૂકૂઅ કર્યા વગર જ ઈમામ સાહેબ સાથે સિજદામાં ચાલ્યા ગયા, તેમાંથી અમુક લોકોએ એક રકાત ફરીથી પઢી અને અમુકે નથી પઢી.

હવે સવાલ એ છે કે જેમણે પહેલી રકાતને ફરી પઢી હશે તેમની નમાઝનું શું અને જેમણે ફરી પઢી નથી તેમની નમાઝનો શું હુકમ છે ? અમુક લોકોનું કહેવું છે કે આપણે ઈમામની તાબે છે, માટે અમારી નમાઝ સહીહ (દુરુસ્ત) થઈ જશે, શું આ વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ સવાલમાં જે લોકોએ રૂકૂઅ કર્યો નથી અને સીધા સિજદામાં ચાલ્યા ગયા છે અને પછીથી તે રકાતને પૂર્ણ કરી નથી, તેમની નમાઝ થઈ નથી. કારણ કે રૂકૂઅ નમાઝમાં ફર્ઝ છે અને ફર્ઝ છુટી જવાથી નમાઝ ફાસિદ થઈ જાય છે, પરંતુ જેમણે રૂકૂઅ કરીને સિજદો કર્યો છે (કારણ કે અસલ તો આ જ છે) અથવા રૂકૂઅ તો નથી કર્યો પરંતુ પછીથી ઊભા થઈને એક રકાત પઢી લીધી છે, તેમની નમાઝ સહીહ અને દુરુસ્ત થઈ જશે. જે લોકો કહે છે કે "અમે લોકો ઈમામના તાબે છે, માટે ઈમામની પાછળ અમારી નમાઝ સહીહ થઈ જશે" તેમનું આવું કહેવું ખોટું છે. કારણ કે જમાઅત સાથે નમાઝ પઢવામાં જો કે ઈમામની ઈત્તિબાઅ (અનુસરણ)

વાજિબ છે, પરંતુ કોઈ મુકતદીનો ફર્ઝ છુટી જાય તો તેનાથી નમાઝ ફાસિદ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૯૨, બદાઈઉસ્નાઈઅ : ૧ / ૧૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) ઈમામની સાથે કોઈ મુકતદીનો બીજો સિજદો છુટી જાય તો શું કરે ?

**સવાલ (૮૪૫) :** ફર્ઝ નમાઝમાં કોઈ મુકતદીએ ઈમામ સાહેબ સાથે પહેલો સિજદો તો કર્યો પછી જલ્સો કર્યો અને કોઈ કારણસર બીજો સિજદો ઈમામ સાહેબ સાથે કરી શકયો નહીં, બલકે સીધો (ડાયરેકટ) બીજી રકાત માટે ઊભો થઈ ગયો તો આવા મુકતદીએ પોતાની નમાઝ ફરી પઢવી પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઈમામની સાથે કોઈ મુકતદી સિજદો કરી શકયો નથી, તો તે સિજદો કરી ઈમામ સાહેબ સાથે શરીક થઈ જાય. આ સુરતમાં તેનો સિજદો દુરુસ્ત થશે. હા, ઈમામ સાહેબના સિજદામાંથી ઊભા થયા પછી સિજદો કર્યો હોય, તો પણ દુરુસ્ત છે. (ફતાવા આલમગીરી) (જો તેણે તે વખતે પણ સિજદો નથી કર્યો અને ન તો પછીથી) બલકે આ રીતે નમાઝ મુકમ્મલ કરી લીધી તો ફર્ઝ (રૂકન) રહી જવાથી નમાઝ થશે નહીં, અને તેના માટે ફરીથી નમાઝ પઢવી જરૂરી છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪ ૭૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) કિરાઅતે સબઅહની બધી રિવાયતોને એક નમાઝમાં પઢવી

**સવાલ (૮૪૬) :** કિરાઅતે સબઅહની બધી રિવાયતોને નમાઝમાં ભેગી કરીને પઢી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કિરાઅતે સબઅહ મુતવાતિર છે, આ આધારે તેનું નમાઝમાં પઢવું જાઈઝ છે, પરંતુ કોઈ એક રિવાયત પઢવામાં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૯)

એકી સાથે બધી રિવાયતોને ભેગી કરી અથવા અમુક રિવાયતોને ભેગી કરીને નમાઝ પઢવી મકરૂહ છે, આ રીતે પઢવાની કોઈ જરૂરત પણ નથી. માત્ર રિયાકારી

અને કળાને જાહેર કરવી છે અને નમાઝ આટલા માટે નથી. (સૂરએ મુઅ્મિનૂન : ૧ – ૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) પ્લાસ્ટીકની કડક ટોપી પહેરીને નમાઝ પઢવી

**સવાલ (૮૪૭) :** અમારા ગામની મસ્જિદમાં પ્લાસ્ટીકની ટોપીઓ મુકવામાં આવી છે. ટોપીઓ એટલી કડક છે કે નમાઝ પઢતી વખતે માથા ઉપરથી પડી જાય છે, તો આવી ટોપીઓમાં નમાઝ દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પ્લાસ્ટીકની ટોપી પહેરીને નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી, જાઈઝ છે, પરંતુ જો વારંવાર માથા ઉપરથી પડી જતી હોય, તો બહેતર નથી. કારણ કે ઉઘાડા માથે નમાઝ પઢવી મકરૂહ છે અને વારંવાર ટોપીને ઉઠાવીને પહેરવાથી નમાઝ ફાસિદ થઈ જાય છે. માટે આવી ટોપી પહેરવી ન જોઈએ. (દુર્રે મુખ્તાર : ૧ / ૬૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) ઈમામ સાહેબને લુકમો આપવો નમાઝને ફાસિદ કરનાર નથી

**સવાલ (૮૪૮) :** જો ઈમામ સાહેબથી ત્રણ આયતો પઢયા પછી ભૂલ થઈ અને કોઈ મુકતદીએ લુકમો આપ્યો, તો શું લુકમો આપનારની નમાઝ ફાસિદ થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબે ત્રણ આયતોથી ઓછી કિરાઅત કરી હોય કે વધારે, લુકમો આપનાર મુકતદીની નમાઝ ફાસિદ થશે નહીં. (દુર્રે મુખ્તાર : ૧ / ૬૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) નમાઝીની સામેનો પડદો સુતરહના હુકમમાં છે

**સવાલ (૮૪૯):** કોઈ માણસ નમાઝ પઢી રહયો હોય, તેની આગળ પડદો લગાડયો હોય, જે ઉપરથી દોરી પર બાંધ્યો હોય અને નીચેથી આશરે એક વેંત જેવો ઊંચો હોય તો શું તેને સુતરહ માનવામાં આવશે ? જયારે કે સુતરહનો હુકમ નીચેથી બે વેંત છે અને પડદો નીચેથી ખુલ્લો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

**સુતરહનો મકસદ** એ છે કે નમાઝી માણસની આગળથી પસાર થવાને કારણે

નમાઝીના ધ્યાનમાં ખલેલ ન પડે. સુતરહને લીધે એક હદ (મર્યાદા) નક્કી થઈ જાય છે, જે હદ સુધી નમાઝીનું ધ્યાન મર્યાદિત રહે છે, સુતરહની બહારથી પસાર થવામાં ધ્યાનમાં ખલેલ પડતો નથી.

(બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૧૭, રદુલ મુહતાર : ૨ / ૪૦૧, ૪૦૨)

એટલા માટે સુતરહ ન હોવાની હાલતમાં શાફિઈ મસ્લક પ્રમાણે લાંબુ કપડું પાથરી દેવું પણ કાફી છે. જયારે કે મકસદ વિચારોને ભટકવાથી બચાવવાનો છે. અને એક હદ (સીમા) નક્કી કરવી છે, તો ઉપરોકત પડદાથી પણ હદ નક્કી થઈ જાય છે અને નમાઝીનું ધ્યાન પણ હટતું નથી. જેવી રીતે દીવાલ સામે હોય, એટલા માટે ઉપરોકત પર્દો સુતરહ માટે કાફી (પુરતો) છે કારણ કે પસાર થનાર માણસ નમાઝીથી અદ્રશ્ય છે, તો સુતરહથી પણ વધારે ફાયદાકારક છે, જો પર્દો નીચેથી થોડો ઊંચો છે અને બહાર અવર – જવરથી નમાઝીના ધ્યાનમાં ખલેલ પડતો નથી અને ચાલનારના પગ નમાઝીને દેખાતા નથી તો મકસદ અને હેતુ પ્રાપ્ત થઈ જાય છે, એટલા માટે તે સુતરહ માટે કાફી છે. (તોહફતુલ મોહતાજ : ૨ / ૧૧૦, અલ–મજમુઅ : ૩ / ૨૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) ઈમામનો સુતરહ મુકતદીઓ માટે કાફી છે.

**સવાલ (૮૫૦) :** ઈમામની આગળ સુતરહ હોય, તો શું માત્ર ઈમામ માટે કાફી છે કે મુકતદીઓ માટે પણ ચાલશે ? એટલે કે આ હાલતમાં મુકતદીઓની આગળથી પસાર થવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામની આગળ સુતરહ હોય, તો એ મુકતદીઓ માટે પણ કાફી છે, આવી સૂરતમાં ઈમામની પાછળના મુકતદીઓની આગળથી પસાર થવું જાઈઝ છે. (સહીહ બુખારી : ૧ / ૭૧, હદીસ નં. ૪૯૫ સહીહ મુસ્લિમ : ૧/૧૯૫, ૧૯૬, હિદાયહ : ૧/૧૩૯, રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તારઃ ૨/ ૪૦૩–૪૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) સિજદામાં જતી વખતે ઈજાર કે પાટલૂનને ઉપર ચઢાવવું

**સવાલ (૮૫૧) :** સિજદામાં જતી વખતે બન્ને હાથો વડે પોતાની ઈજાર અને પાટલૂન (પેન્ટ)ને ઉપર ચઢાવવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સિજદામાં જતી વખતે પોતાની ઈજાર અને પેન્ટ (પાટલૂન) ને ઉપર ચઢાવવું જોઈએ નહીં. કારણ કે તેનાથી અમલે કષીર થશે. અમલે કષીર કોને કહે છે ? આ વિશે એક કથન છે કે કોઈ કામ નમાઝની હાલતમાં બન્ને હાથથી કરવામાં આવે, જેથી આ કથન પ્રમાણે નમાઝ ફાસિદ થઈ જશે. અમલે કષીર વિશે અન્ય બે કથનો છે. તે મુજબ નમાઝ ફાસિદ નહીં થાય. માટે જો જરૂરતથી ઈજાર અથવા પાટલૂન ઉપર ચઢાવવું જ પડે તો બન્ને હાથ વડે જલ્દીથી ચઢાવી લે, તેનાથી નમાઝ ફાસિદ નહીં થાય અને જો બન્ને હાથથી ચઢાવવામાં બન્ને હાથનો બે થી ત્રણ વાર ઉપયોગ કર્યો તો નમાઝ ફાસિદ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૦૧,૧૦૨, રદુલ મુહતાર : ૧ / ૬૨૪–૬૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) નમાઝની હાલતમાં બગાસું આવવું અને રોકવાની સુરતમાં આંખોમાંથી આંસુઓ નીકળવા

**સવાલ (૮૫૨) :** એક માણસને નમાઝ પઢતી વખતે ખૂબ જ બગાસાં આવે છે, તે તેને રોકવાની કોશિશ કરે છે, તો તેના આખા શરીરમાં તકલીફ થવા માંડે છે, અને કયારેક એવું પણ થાય છે કે અધુરૂં બગાસું આવે છે, તેનાથી નમાઝમાં પણ પરેશાની થાય છે, સાથે સાથે આંખોમાંથી પાણી પણ નીકળી આવે છે અને એટલું બધું પાણી નીકળે છે કે ચેહરા અને કપડાં પર પણ ટપકે છે, તો આનાથી નમાઝમાં કોઈ વાંધો આવશે ખરો ? નમાઝમાં જ વધુ પડતુ આવું થાય છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વસ્તુઓ કુદરતી હોય છે, જેમાં માણસના ઈરાદાનો કોઈ દખલ હોતો નથી, એવા કામો જો નમાઝમાં કુદરતી તકાદાઓને લીધે પેશ આવતા હોય, તો તેનાથી નમાઝમાં કોઈ ખરાબી નહીં આવે, દા.ત. બગાસું, ખાંસી, છીંક વગેરે તો આ વસ્તુઓમાં માણસ મજબૂર હોય છે, એટલા માટે તેનાથી નમાઝમાં કોઈ નુકસાન નહીં આવે, એ જ રીતે જો કોઈ માણસથી ઈરાદા અને તકલીફ વગર "હા.. હા..હા.." નો અવાજ નીકળી જાય અને આંખોમાંથી આંસુઓ વહેવા લાગે, તો પણ નમાઝમાં કોઈ જાતનો ફસાદ (ખરાબી) નહીં આવે. હા ! આ વસ્તુઓ જાણીજોઈને ઈરાદા પૂર્વક કરી રહયો છે, તો તેનાથી અમુક હાલતોમાં નમાઝ ફાસિદ થઈ જશે.

(દુર્રે મુખ્તાર મઅ રદિલ મુહતાર : ૧ / ૬૧૮, ૧૧૯, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૦૧) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) નમાઝનો વખત ખતમ થવાની બીકે સખત કુદરતી હાજતના તકાદા સાથે નમાઝ પઢવી

**સવાલ (૮૫૩) :** કોઈ માણસને સંડાસ ખૂબ જ લાગી હોય, અને ફજરનો વખત થોડોક જ બાકી હોય, જો સંડાસે જશે તો વખત ખતમ થઈ જશે અને નમાઝ કઝા થઈ જશે, તો આ સ્થિતિમાં તે માણસ સંડાસના તકાદાને રોકી (દબાવી) ને નમાઝ અદા કરશે તો તેની નમાઝ દુરુસ્ત થશે કે મકરૂહ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સંડાસના તકાદાને દબાવીને નમાઝ પઢવી મકરૂહ છે, જો નમાઝનો સમય ઓછો હોય અને જાજરૂં એટલું વધારે લાગ્યું ન હોય કે તેને રોકવામાં કોઈ તકલીફ ન હોય, અને તેને દબાવીને નમાઝ પઢવાથી ખુશૂઅ અને ખુઝૂઅમાં કોઈ ફર્ક નથી પડતો તો પ્રથમ નમાઝ પઢી લેવી જોઈએ. પરંતુ જો તેને રોકવું મુશ્કેલ હોય, અસહય હોય કે નમાઝમાં ધ્યાન પણ ન રહે, અને સંપૂર્ણ ધ્યાન સંડાસ – જાજરા તરફ જ રહેવાનો ભય હોય તો સૌ પ્રથમ ઈસ્તિન્જા (સંડાસ) થી ફારિગ થઈ જાય અને પછી નમાઝની કઝા કરી લે. (ફતાવા કાઝીખાનઃ ૧ / ૧૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) ઈમામ સિર્રિ નમાઝમાં જહરી (જોરથી) કિરાઅત શરૂ કરી દે તો મુકતદી તેને કઈ રીતે ખબર કરે ?

**સવાલ (૮૫૪) :** ઈમામ સાહેબ ભૂલથી સિર્રિ (એટલે કે એવી (ફર્ઝ) નમાઝો જેમાં ધીમેથી કિરાઅત કરવામાં આવે છે.) નમાઝોમાં જહરી કિરાઅત શરૂ કરી દે તો મુકતદી ઈમામને કઈ રીતે ખબર કરશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સિર્રિ નમાઝમાં ઈમામ સાહેબ જહરન (જોરથી) કિરાઅત શરૂ કરી દે અથવા અન્ય કોઈ ભૂલ થઈ જાય તો મુકતદીએ ઈમામ સાહેબને "સુબ્હાનલ્લાહ" કહીને સાવધાન કરે. (દુર્રે મુખ્તાર : ૨ / ૩૭૭, બહરુર્રાઈક : ૨ / ૮) ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) નમાઝ દરમિયાન ઈમામ સાહેબની લુંગીની ગાંઠ છુટી જાય, તો તે બાકીની નમાઝ કેવી રીતે પઢાવશે ?

**સવાલ (૮૫૫) :** બીજી રકાતના સિજદા દરમિયાન ઈમામ સાહેબની લુંગીની ગાંઠ ખુલી ગઈ, જેથી તેઓ બેસી ગયા અને એ જ હાલતમાં (એટલે કે બેઠા બેઠા) નમાઝ પુરી કરી. જયારે કે મુકતદીઓ ઊભા થઈ ગયા, ઈમામ સાહેબે એટલા માટે બેસીને નમાઝ પઢાવી કે જો ઊભા થાત તો લુંગી ખુલી જાત અને જો લુંગી બાંધવા જતા તો અમલે કષીર થઈ જાય, હવે પૂછવાનું એ કે આ રીતે ઈમામ બેસીને નમાઝ પુરી કરે અને મુકતદીઓ ઊભા હોય, તો નમાઝ સહીહ થશે ? અને આ હાલતમાં ઈમામ માટે દુરુસ્ત તરીકો કયો છે ? શું તેમણે અમલે કષીરની પરવા કર્યા વગર લુંગી બાંધી લેવી જોઈતી હતી ? કે બેસીને નમાઝ પઢવી સહીહ છે ? જેવું કે તમણે બતાવ્યું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત મસ્અલામાં જો કે ઈમામ સાહેબે બેસીને નમાઝ પુરી કરી છે, તેથી કયામ (જે ફર્ઝ છે) (મબ્સૂત : ૧ / ૨૦૮) છોડવાથી નમાઝ ફાસિદ થઈ જશે. ઈમામ સાહેબ માટે સહીહ અને યોગ્ય તરીકો એ હતો કે તેઓ આ હાલતમાં સૌ પ્રથમ અમલે કલીલ વડે લુંગી બાંધવાની કોશિશ કરતા, જો સાવચેતી છતાં અમલે કષીર થઈ જાય તો નમાઝ ફરીવાર પઢી લેત. આ એવું જ છે, જેવું નમાઝ દરમિયાન જો સાપ અથવા વીંછી નીકળે અને તે કરડે એવી બીક હોય તો સૌ પ્રથમ તેને મારવાનો હુકમ છે. ત્યાર પછી નમાઝ દોહરાવવા (ફરીથી પઢવા)માં આવે. (દુર્રે મુખ્તાર : ૧ / ૬૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) નમાઝમાં કોઈ નાબાલિગનું લુકમો આપવો

**સવાલ (૮૫૬) :** જો જહરી (એવી નમાઝો જેમાં જોરથી કિરાઅત કરવામાં આવે તે) નમાઝમાં કોઈ નાબાલિગ છોકરાએ લુકમો આપી દીધો, તેનો લુકમો કબૂલ કરવાથી નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાબાલિગ છોકરાની નમાઝ અને ઈકતિદા (પેરવી) દુરુસ્ત છે, માટે તેનો

લુકમો લેવો પણ જાઈઝ છે. (બહરુર્રાઈકઃ ૨/ ૧૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) ખજૂરના ઝાડના પાંદડાથી બનાવેલ ટોપી પહેરીને નમાઝ પઢવી

**સવાલ (૮૫૭) :** અમારી મસ્જિદમાં ખજૂરના વૃક્ષના પાંદડાની ટોપીઓ મુકેલી હોય છે, અમુક લોકોનું કહેવું છે કે આ ટોપીઓને પહેરીને નમાઝ પઢવી જાઈઝ નથી. શું આ વાત સાચી છે ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખજૂરના ઝાડના પાંદડાની ટોપી, જે સામાન્ય રીતે મસ્જિદોમાં મુકેલી હોય છે, તેને પહેરીને નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી, નમાઝ જાઈઝ છે, જે રીતે ખજૂરની ચટાઈ પર નમાઝ પઢી શકાય છે એ રીતે આ પણ જાઈઝ છે. (કવાઈદુલ ફિકહ : ૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) ઔરતનું એવી બંગડીઓ પહેરીને નમાઝ પઢવી જેમાં નાના - નાના ફોટાઓ હોય

**સવાલ (૮૫૮) :** બગડીઓમાં જો એવા બારીક ફોટાઓ હોય, જે ધ્યાનથી જોયા વગર નજર ન આવતા હોય, તો આવી બંગડીઓ પહેરી નમાઝ પઢવાથી નમાઝ સહીહ (દુરુસ્ત) થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવી બંગડીઓ પહેરીને નમાઝ પઢવી જેમાં ધ્યાનથી જોયા વગર ફોટાઓની ખબર ન પડતી હોય તો તેમાં નમાઝ પઢવી જાઈઝ છે. (ફતાવા આલમગીરી : ૧ / ૧૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬) જાણીજોઈને ટોપી પહેર્યા વગર નમાઝ પઢવી

**સવાલ (૮૫૯) :** અમારે ત્યાં ઘણાં મુસલમાનો વગર ટોપીએ નમાઝ પઢી લે છે, અમને ખબર છે કે તેમની નમાઝ તો થઈ જાય છે, પરંતુ જાણીજોઈને ટોપી પહેર્યા વગર નમાઝ પઢવા બાબતે શરઈ હુકમ શું છે ? આ બાબતે વિગતવાર માર્ગદર્શન આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ટોપી વગર નમાઝ પઢવી મકરૂહ છે, ટોપી પહેરવી જરૂરી નથી એવું સમજે અથવા ટોપી પોતાની સાથે રાખવામાં તેને ભાર – બોજ પડતો હોય તો મકરૂહે તન્ઝીહી છે, કયારેક કોઈ મજબૂરીને કારણે વગર ટોપીએ નમાઝ પઢી લે, તો ગુંજાઈશ છે, પરંતુ તેની આદત બનાવી લેવી ગુનોહ છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તારઃ ૧/૬૪૧, ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૧૦૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૭) થોડી વાત કરવી નમાઝને ફાસિદ કરે છે

**સવાલ (૮૬૦) :** એક વાર અહીં (કુવેતમાં) ઈમામ સાહેબે ભુલમાં અસરની ત્રણ રકાત ફર્ઝ નમાઝ પઢાવી, થોડી વાતચીત કરી અને સિજદએ સહવ કરીને સલામ ફેરવી દીધી. હવે સવાલ એ છે કે આવી સૂરતમાં નમાઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ માલિક (રહ.) અને ઈમામ શાફિઈ (રહ.)ની નજીક થોડી વાતચીત કરવાથી નમાઝ ફાસિદ થતી નથી. (સહીહ મુસ્લિમ : ૧ / ૨૦૩ હદીસ નં.૩૩–૫૩૭)

હનફી મસ્લક પ્રમાણે નમાઝ ફાસિદ થઈ જાય છે, એટલા માટે આ મસ્અલામાં હનફી મસ્લકવાળાઓની નમાઝ સહીહ નહીં થાય. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૬૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૮) નમાઝમાં જરૂરત વગર ખંખારવું (ખાંસી ખાવી)

**સવાલ (૮૬૧) :** એક માણસ વારંવાર રૂકૂઅ અને સિજદામાં ખાંસતો રહે છે અને કફ પી (ગળામાં ઉતારી) જાય છે, ભલે જમાઅત સાથે નમાઝ પઢતો હોય કે એકલો, શું આ રીતે દરેક નમાઝમાં જોરથી ખંખારવા (ખાંસતા રહેવા)થી નમાઝ ફાસિદ નહીં થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ દરમિયાન જરૂરત વગર ખંખારવાથી કોઈ એવો શબ્દ બની જાય, દા.ત. આહ આહ....કરવું, તો નમાઝ ફાસિદ થઈ જશે, પરંતુ જો તેને ઉઝર છે, ગળામાં કફ ફસાય ગયો છે, અથવા અવાજની સફાઈ માટે આવું કરે છે, અથવા કોઈ અન્ય મજબૂરીના કારણે ખંખારે (ખાંસે) છે તો જાઈઝ છે, નમાઝ ફાસિદ થશે નહીં. દુર્રે મુખ્તારમાં છે :

(والتنحنح) بحرفين (بلاعذر) أمابه بأن نشأ من طبعه فلا (أو) بلا
(غرض صحيح) فلو لتحسين صوته أو ليهتدى امامه أو للاعلام أنه فى

الصلاة فلا فساد على الصحيح

(દુર્રે મુખ્તાર મઅ શામી : ૧ / ૫૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૯) શું નમાઝીના આગળથી પસાર થવું અને હટવું બન્ને બરાબર છે ?

**સવાલ (૮૬૨) :** નમાઝીના આગળ બેઠેલા માણસનું ઉઠીને ચાલ્યા જવું, ગુનાહનું કારણ છે કે નહીં ?

અમે સાંભળ્યું છે કે "નમાઝીની આગળ જે માણસ હોય છે, તે સુતરહના દરજામાં હોય છે, જો તે ત્યાંથી હટી જાય તો ગુનેહગાર થશે." હું પણ એમ જ સમજું છું કે જે રીતે નમાઝીની આગળથી પસાર થવું ગુનાહનું કામ છે, એ રીતે સામે (આગળ) બેસેલા માણસનું હટવું પણ ગુનાહનું કામ છે, તો શું મારું આવું સમજવું દુરુસ્ત છે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝીની સામે (આગળ) બેસેલા માણસનું હટવું જાઈઝ છે, પરંતુ તેની આગળથી પસાર થવું જાઈઝ નથી. હદીસમાં છે કે જો નમાઝીની આગળથી પસાર થનાર માણસને એ ખબર પડી જાય કે આવું કરવાથી તેને કેટલો (મોટો) ગુનોહ થાય છે, તો તે ચાળીસ દિવસ કે ચાળીસ મહીના અથવા ચાળીસ વર્ષ ઈન્તિઝાર કરશે. (અને તેની સામેથી પસાર નહીં થાય)

(બુખારી શરીફ: ૧/૭૩ હદીસ નંબર : ૫૧૦, મુસ્લિમ શરીફ: ૧ / ૧૯૭ હદીસ નં. ૨૬૧– ૫૦૭)

આ હદીસમાં વઈદ (ધમકી) "નમાઝીની સામેથી પસાર થનાર" વિશે છે, અને જે માણસ નમાઝીની આગળ હોય અને તે ઉઠીને ચાલ્યો જાય તો તેને પસાર થવું નહીં કહેવાય, બલકે "સામેથી હટવું" કહેવાશે. માટે નમાઝીની સામેથી ખસનાર માણસ ગુનેહગાર નહીં થાય. (ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.)

## (૫૦) નમાઝીની આગળથી ઉઠી જવું

**સવાલ (૮૬૩) :** નમાઝીની આગળથી પસાર થવું તો ગુનોહ છે, પરંતુ જો એક માણસ પાછળની સફમાં નમાઝ પઢી રહયો હોય અને આગળની સફમાં નમાઝ પઢનાર ફારિગ થઈ ગયો હોય તો તે ઉઠીને જઈ શકે છે કે નહીં ? ઝૈદનું કહેવું છે કે ઉઠીને જઈ શકે છે ગુનોહ નહીં થાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સામે નમાઝ પઢનાર ખસી શકે છે, નમાઝીની સામેથી પસાર થવાની મનાઈ છે, ખસવાની મનાઈ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૧) ઈમામનું મેહરાબમાં ઊભા રહેવું

**સવાલ : (૮૬૪) :** મસ્જિદમાં જમાઅત ઊભી થઈ ત્યારે ઈમામ મસ્જિદમાં એકદમ મેહરાબમાં ઊભા રહયા, જેને ઈમામનું કપાય જવું કહે છે. તો આવું કરવાથી નમાઝ ફાસિદ થશે કે સહીહ થશે ? ઘણા લોકોનું કહેવું છે કે ઈમામ મેહરાબથી થોડા બહાર ઊભા રહે. આ બાબતે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામનું આ રીતે ઊભા રહેવું કે બન્ને પગ મેહરાબની અંદર હોય, મકરૂહ છે, પરંતુ તેનાથી નમાઝ ફાસિદ થતી નથી, તેથી ઈમામ પોતાના બન્ને પગ મસ્જિદમાં રાખે અને મેહરાબની બહાર ઊભા રહે. (શરહ મુખ્તસર તહાવી : ૮ / ૫૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૨) ઈમામનું મહેરાબમાં ઊભા રહીને નમાઝ પઢાવવું

**સવાલ (૮૬૫) :** જો કોઈ ઈમામ જમાઅતવાળી નમાઝમાં એકદમ મેહરાબના અંદર ઊભા રહી નમાઝ પઢાવે તો શું તેનાથી નમાઝ મકરૂહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ માટે આખું (સંપૂર્ણ) મેહરાબના અંદર ઊભા થઈ જવું મકરૂહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



لوقرأ القرآن فى الصلاة بالألحان إن غير الكلمة تفسد وإن كان ذلک فى حروف المد واللين لاتفسد الا اذا فحش وإن قرأ فى غير الصلاة اختلف المشايخ وعامتهم كرهوا ذلک، كذا فى الخلاصة وهو الصحيح، كذا فى الوجيز للكردرى وكرهوا الاستماع أيضا، كذا فى الخلاصة ونقل عن أبى القاسم الصفار البخارى أن الصلاة اذا جازت من وجوه فسدت من وجه يحكم بالفساد احتياطا إلا فى باب القراءة؛ لأن للناس عموم البلوى كذا فى الظهيرية

**તર્જુમો :** જો કોઈએ કુર્આનને નમાઝમાં ગલતી સાથે પઢયું, જો લફઝ બદલી નાંખ્યો, તો નમાઝ ફાસિદ થઈ જશે, અને જો તે (ગલતી) હુરૂફે મદહ અને લીનમાંથી હતી, તો ફાસિદ થશે નહીં, પરંતુ એ કે મોટી (ફાહિશ) ભૂલ ન હોય, અને નમાઝની બહાર કિરાઅત કરી છે તો આ બાબતે મશાઈખમાં મતભેદ છે, જમહૂર ઉલમાએ તેને મકરૂહ ઠેરવ્યું છે. આ જ પ્રમાણે ખુલાસા (નામી કિતાબ)માં લખ્યું છે અને આ જ સહીહ કથન છે. એ જ રીતે કુરદુરી ફીલ વજીઝમાં પણ આ જ લખ્યું છે, અને ખુલાસામાં ગલત સાંભળવાને પણ મકરૂહ કહયું છે, અબૂ કાસિમ અસ્સિફાર બુખારીનું કથન છે, જો નમાઝ વધારે કારણોસર જાઈઝ થતી હોય અને (માત્ર) એક કારણે ફાસિદ થતી હોય તો ચાવચેતી ખાતર ફસાદનો હુકમ લગાડવામાં આવશે. સિવાય કિરાઅતમાં, કારણ કે લોકો આમ તૌર પર આમાં મુબ્તલા છે. જેવું કે ઝહીરિય્યહમાં છે. (ફતાવા આલમગીરી : ૧ / ૮૨)

# કિરાઅત અને કારી (પઢનાર) ની ભૂલોનું બયાન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# કિરાઅત અને પઢનારની ભૂલોનું બયાન

## (૧) ફજરની નમાઝમાં ૪૦ થી ૫૦ આયતો પઢવી મુસ્તહબ માટે પૂરતી છે.

**સવાલ (૮૬૬) :** એક ઈમામ સાહેબ પોતાની મસ્જિદમાં મુકતદીઓનો ખ્યાલ રાખીને મુફસ્સલાતમાંથી કિરાઅત કરે છે. દા.ત. ફજરની નમાઝમાં સૂરએ નાઝિઆતનો રૂકૂઅ અને બીજી રકાતમાં બીજો રૂકૂઅ, મગરિબની પહેલી રકાતમાં સૂરએ કુરૈશ અને બીજી રકાતમાં સૂરએ ઈખ્લાસ અને ઈશાની પહેલી રકાતમાં સૂરએ દુહા અને બીજી રકાતમાં સૂરએ બય્યિનહ (લમ યુકન...)ની છેલ્લી ત્રણ આયતો પઢે છે તો શું ઈમામે આ રીતે કિરાઅત કરી કોઈ ખોટું કામ કર્યુ છે ? જે નમાઝને ફાસિદ અથવા મકરૂહ કરી દે ?

શું ઈમામ સાહેબને મુસલ્લા પર જ મુસલ્લીઓની સામે કહી શકાય છે કે તમે આટલી ટુંકી નમાઝ કેમ પઢાવો છો કે ફજરની નમાઝ માત્ર ૭ મિનિટમાં જ પૂરી થઈ જાય છે ?

શું સવાબનો આધાર લાંબા – ટુંકા સમય પર છે અથવા કિરાઅતની લાંબી થવા પર ? એક માણસનું કહેવું છે કે નમાઝમાં વખત વધારે થવો જોઈએ. સવાલ એ છે કે શરીઅતમાં સહીહ અને મસ્નૂન તરીકો શું છે ? યાદ રહે કે આ મસ્અલો ગામની મસ્જિદનો છે, જેમાં કમઝોર અને ઘરડા વ્યકિતઓ પણ હોય છે. જેમની ઉમર ૪૦, ૫૦, ૬૦ અને ૭૦ સુધીની હોય છે અને ટુંકી નમાઝથી લોકો રાજી અને ખૂશ છે તો ઈમામ શું કરે ? ઈમામ માત્ર આ એક જ માણસની રિઆયત કરે કે પછી મોટા ભાગના મુકતદીઓની રિઆયત કરે ? વિગતે જવાબ આપવા વિનંતી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઈમામ અને એકલા નમાઝ પઢનાર માટે ફજર અને ઝોહરની નમાઝમાં તિવાલે મુફસ્સલ એટલે સૂરએ હુજૂરાતથી સૂરએ બુરૂજ સુધી, અસર અને ઈશામાં અવસાતે મુફસ્સલ એટલે સૂરએ બુરૂજથી સૂરએ લમ યકૂન... (બય્યિનહ) સુધી અને મગરિબમાં કિસારે મુફસ્સલ એટલે સૂરએ લમ યકૂનથી આખરી કુર્આન સુધી પઢવું મુસ્તહબ છે. (આલમગીરી : ૧ /૭૭)

(૨) ઉપરાંત એ પણ મુસ્તહબ છે કે સૂરએ ફાતિહા પછી એક આખી (મુકમ્મલ) સૂરત પઢવામાં આવે. (આલમગીરી : ૧/૭૮)

(૩) એ પ્રમાણે અડધી સુરત પહેલી રકાતમાં અને બીજી અડધી બીજી રકાતમાં પઢવું જાઈઝ છે. તેનાથી નમાઝમાં કોઈ ખરાબી પેદા થતી નથી. (આલમગીરી : ૧/૭૮)

(૪) ફજરની નમાઝ બાબતે ઉલમાએ કિરામે લખ્યું છે કે બન્ને રકાતોમાં કુલ મિલાવી ૪૦ આયતો પઢવી મુસ્તહબ છે, બે રકાતમાં ૪૦ આયતોથી ઓછું કુર્આન પઢવામાં આવે તો મુસ્તહબ અદા થશે નહીં. (બહરુર્રાઈક : ૧/ ૩૬૦–૩૬૧)

પરંતુ આયતો નાની હોય તો ૬૦ થી ૧૦૦, અને મોટી હોય તો ૪૦ અને મધ્યમ હોય તો ૫૦ આયતો પઢવાથી મુસ્તહબ અદા થઈ જશે.

ફજરમાં સૂરએ નાઝિઆત (જેની ૪૬ આયતો છે) અને મગરિબમાં કિસારે મુફસ્સલ પઢવાથી સુન્નત પર અમલ થઈ જશે. હાં, ઈશાની પહેલી રકાતમાં "વદ્દુહા" જેટલું પઢવું મુસ્તહબ છે, પરંતુ બીજી રકાતમાં સૂરએ બય્યિના (લમ યકુન)ની આખરી ત્રણ આયતોની તિલાવત કરવાથી સુન્નત પર અમલ નહીં થાય. કારણ કે આ મિકદાર સુન્નત મિકદારથી ઓછી છે. અલબત્ત કોઈ રકાતમાં કોઈ સુરતની આખરી આયતો પઢવામાં કોઈ વાંધો તો નથી.(ફતાવા હિન્દીય્યહ : ૧/૭૮)

પરંતુ જો બીજી રકાતમાં ઓછી આયતો પઢવાનું કોઈ યોગ્ય કારણ હોય તો આ સુન્નતની વિરૂદ્ધ થશે નહીં. ઉપરોકત સુરતમાં ઈમામ સાહેબે કોઈ એવી ભૂલ કરી નથી જે નમાઝમાં ખલેલ અને નુકસાનનું કારણ બને, એટલા માટે મસ્જિદમાં નમાઝીઓની સામે કહેવું કે " ઈમામ સાહેબે ફજરની નમાઝમાં બહુ ઉતાવળ કરી છે" જાઈઝ નથી. જયારે કે ઈમામ સાહેબે મુસ્તહબ વિરૂદ્ધ કિરાઅત કરી છે, તેમનું આ રીતે અપમાન કરવું જાઈઝ નથી.

જો ઈમામ સાહેબ ૧૦૦ આયતો પઢવાની તાકત ધરાવતા હોય, શોખ પણ હોય અને મુકતદીઓની ઈચ્છા હોય તો ફજરની બન્ને રકાતોમાં કુલ ૬૦ થી ૧૦૦ આયતો સુધી (જે ઈમામ હસન (રહ.)ના કથન મુજબ મુસ્તહબ છે) પઢવું અને મુસ્તહબના ઉચ્ચ દરજા પર અમલ કરવો જોઈએ. (બહરૂ રાઈક : ૧ / ૩૬૦)

પરંતુ બે – ચાર નમાઝીઓ લાંબી કિરાઅત ઈચ્છતા હોય અને બીજા નમાઝીઓ ઓછી (ટૂંકી) કિરાઅત ઈચ્છતા હોય તો મતભેદથી બચવા માટે ઈમામ

સાહેબનો જે અમલ છે તે મુસ્તહબની મિકદાર મુજબ છે. અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે કે અમુક ઈમામો લોકોને જમાઅતથી નફરત કરાવે છે. જો તમારામાંથી કોઈ ઈમામ બને તો સુન્નત અને મુસ્તહબનો ખ્યાલ રાખી ઈમામતમાં હળવાશથી કામ લે, કારણ કે તમારામાં વૃદ્ધો, કમજોરો અને જરૂરતમંદો પણ હોય છે. માટે તેમનો ખ્યાલ રાખવો જરૂરી છે. (બુખારી શરીફ : ૧ / ૯૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કિરાઅત દરમિયાન આયતનું છૂટી જવું અને અદલ – બદલ થઈ જવું

**સવાલ (૮૬૭) :** અમારે ત્યાં એક દિવસ ઈમામ સાહેબે ફજરની નમાઝમાં સૂરએ રહમાનમાં અમુક આયતો છોડી દીધી હતી, કયારેક ઉપર ચાલ્યા ગયા અને કયારેક નીચેની આયતો પઢવાનું શરૂ કરી દીધું, આ રીતે સૂરએ રહમાનની કિરાઅત મુકમ્મલ કરી. છેલ્લે સિજદએ સહવ પણ કર્યો નથી. તો નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબ ફર્ઝ નમાઝમાં સહવ અથવા શંકાને લીધે આયતોને વારંવાર પઢે તો મકરૂહ થશે નહીં, અને જો જાણીજોઈને કોઈ કારણ વગર ડબલ ડબલ આયત પઢે છે તો મકરૂહે તન્ઝિહી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૦૭)

પૂછેલી સૂરતમાં ઈમામ સાહેબથી શંકાને લીધે આવું થયું છે. એટલા માટે નમાઝમાં કોઈ ખરાબી અને નુકસાન આવ્યું નથી. નમાઝ અદા થઈ ગઈ, અને સિજદએ સહવ પણ વાજિબ થશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) આયતની તબદીલીમાં મોટો ફેરફાર થઈ ગયો, તો નમાઝ ફાસિદ થશે કે નહીં ?

## (૪) શું એ જ રકાતમાં સુધારવી જરૂરી છે, બાદમાં સુધારી લે તો પુરતું નથી ?

**સવાલ (૮૬૮) :** તરાવીહની નમાઝમાં ઈમામ સાહેબે :

اَلْمُنَافِقُوْنَ وَالْمُنٰفِقٰتُ بَعْضُهُمْ مِّنْ بَعْضٍ، يَأْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ

પઢયા. જયારે કે અસલ આયત આ પ્રમાણે છે :

اَلْمُنَافِقُوْنَ وَالْمُنٰفِقٰتُ بَعْضُهُمْ مِّنْ بَعْضٍ، يَأْمُرُوْنَ بِالْمُنْكَرِ وَيَنْهَوْنَ عَنِ الْمَعْرُوْفِ

તો આ બાબતે નીચે દર્શાવેલ સવાલો છે :

(૧) શું આ સૂરતમાં નમાઝ ફાસિદ થઈ જશે ? એક મૌલાનાનું કહેવું છે કે અર્થ કુફ્ર સુધી પહોંચી ગયો છે, એટલા માટે નમાઝ ફાસિદ થઈ જશે. નમાઝ ફરીથી પઢવી પડશે શું આ વાત સાચી છે ?

(૨) જો બે રકાતની નિય્યત કરી હોય અને તેમાં પહેલી રકાતમાં આ રીતે ભૂલ થઈ જાય અને બીજી રકાતમાં આ ભૂલને સુધારી લેવામાં આવે તો કેવું છે ? નમાઝ સહીહ થઈ જશે કે ફરીવાર પઢવી જરૂરી છે ?

(૩) જો બન્ને રકાતોમાં ભૂલને સુધારી નહીં, બલકે ત્યાર પછીની બે રકાતોમાં ભૂલ સુધારી લીધી તો આ સૂરતમાં શું હુકમ છે ? તલાફી (ભૂલપૂર્તિ) માટે આ કાફી છે કે નહીં ?

(૪) જો તર્જુમામાં મોટો તફાવત (ફર્ક) આવ્યો નથી, તો પછીથી ભૂલ સુધારી લેવી કાફી છે કે નહીં ? કે પછી એ જ બે રકાતમાં સુધારવી જરૂરી છે ?

(૫) જો તરાવીહને બદલે ફજરની નમાઝમાં ઉપર દર્શાવેલ ભૂલ થઈ ગઈ તો શું હુકમ છે ? આ બાબતે શું ફજર અને તહાવીહનો હુકમ એક જ છે કે પછી બન્નેમાં ફર્ક છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) પૂછેલ મસ્અલામાં મૌલાના સાહેબનું કહેવું સત્ય છે. "નમાઝ ફાસિદ થઈ જશે" માટે તરાવીહની આ બે રકાતોને ફરીથી પઢવી પડશે :

منها ذكر اية مكان آية ----- اما اذا غير المعنى بأن قرأ " ان الذين اٰمَنُوْا وَعَمِلُوا الصَّالِحَاتِ اُولٰٓئِكَ هُمْ شَرُّ الْبَرِيَّةِ ان الذين كفروا من اهل الكتاب الى قوله خَالِدِيْنَ فِيْهَا اُولٰٓئِكَ هُمْ خَيْرُ الْبَرِيَّةِ تفسد عند عامة علمائنا وهو الصحيح ،

هكذا فى الخلاصة (عالمگيرى)

નોંધ : પરંતુ જો ઈમામ સાહેબે

اَلْمُنَافِقُوْنَ وَالْمُنٰفِقٰتُ بَعْضُهُمْ مِّنْ بَعْضٍ،

પર શ્વાસ તોડી નાંખ્યો હોય અને સંપૂર્ણ વકફ કર્યો હોય ત્યાર પછી

يَأْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ

પઢયા હોય તો પછી નમાઝ ફાસિદ થશે નહીં.

لو ذكرآية مكان آية ان وقف وقفاتاما، ثم ابتدأ بآية اخرى أو ببعض آية لاتفسد---اوقرأ ( اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوْا الصالحَاتِ) ووقف ثم قال (أُولٰئِكَ هُمْ شَرُّ الْبَرِيَّةِ)لاتفسد (عالمگیری)

(૨) એ જ રકાતમાં ઈમામ સાહેબ જાતે અથવા મુકતદીના લુકમો આપવાથી ભૂલ સુધારી લે છે તો નમાઝ સહીહ થઈ જશે, પરંતુ બીજી રકાતમાં સુધારવાથી નમાઝ સહીહ નહીં થાય, આ બન્ને રકાતોને ફરીવાર પઢવી પડશે.

(૩) બીજી બે રકાતોમાં ભૂલ સુધારવાથી તરાવીહની નમાઝ સહીહ નહી થાય, ફાસિદ જ રહેશે. તેને ફરીથી લોટાવવી જરૂરી છે.

(૪) જો તર્જુમામાં મોટો ફેરફાર થયો નથી તો નમાઝ સહીહ છે, ફરી પઢવાની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૦ – ૮૧)

(૫) આજના ઉલમાએ કિરામની નજીક બન્ને નમાઝોનો હુકમ એક જ છે, તેમાં કોઈ ફર્ક નથી. (ફતાવા મહમૂદિય્યહ : ૭ / ૧૨૦) અને ઈમામોથી ભૂલ થતી રહે છે, માટે જો તર્જુમામાં મોટો ફેરફાર થઈ પણ ગયો હોય તો સાથે એ પણ ગુંજાઈશ છે કે તે જ રકાતમાં સુધારી લેવાથી નમાઝ સહીહ થઈ જાય છે. પરંતુ પછીની રકાતોમાં સુધારો કરવાથી નમાઝ સહીહ અને દુરુસ્ત નહી થાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કિરાઅતની ભૂલ બીજી રકાતમાં સુધારવી યોગ્ય છે કે નહી ?

**સવાલ (૮૬૯) :** એક ઈમામ સાહેબે ઈશાની નમાઝમાં સૂરએ અઅ્રાફનો પ્રથમ રૂકૂઅ પઢયો. તેમાં **ફ–મન્ ષકુલત્ મવાઝીનુહૂ ફ–ઉલાઈક હુમુલ્ મુફલિહૂન** ની જગ્યાએ "**હુમુલ્ કાફિરૂન**" પઢયા, પરંતુ બીજી રકાતમાં જાતે જ 'વલ વઝ્નુ યવ્મઈઝિનિલ્ હક''થી લોટાવીને તેને સુધારી લીધું તો નમાઝ દુરુસ્ત થશે કે નહીં ? શું ફરીવાર પઢવી જરૂરી છે ?

પહેલી રકાતમાં કોઈ ગલતી થઈ જાય અને બીજી રકાતમાં દુરુસ્ત કરી લે તો નમાઝ સહીહ થશે કે નહીં. હવાલા સાથે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઈમામ સાહેબ **"ષકુલત્ મવાઝીનુહુ"** પર થોભી ગયા છે અને થોભ્યા પછી **"હુમુલ્ કાફિરૂન"** પઢયા તો નમાઝ સહીહ થઈ જશે.

اوقرأ ( اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوْا الصالِحَاتِ) (સૂરએ બય્યિનહ : ૭) ووقف ثم قال

(أُولٰئِكَ هُمْ شَرُّ الْبَرِيَّة) (સૂરએ બય્યિનહ : ૬) لاتفسد (ફતાવા આલમગીરી : ૧ / ૬૩)

وفی الکبیری : ولو قرأ اِنَّ الذِیْنَ اٰمَنُوْا وَعَمِلُوْا الصَالِحَاتِ'' ووقف، وقرأ بعد الوقف التام ''اُولٰئِک اَصْحَابُ الْجَحِیْم'' واُولٰئِک همْ شَرُّ الْبَرِیَّة وما اشبہ ذلک مما فیہ تغییر حکم الله علی احد الفریقین بضده، لاتفسد لصیرورة الکلام الثانی مبتدأ بہ غیر متصل بالأول فلم یتعین الحکم بضده (۴۵٦)

પરંતુ થોભ્યા વગર સાથે જ પઢી લીધું તો તર્જુમો ફાસિદ થઈ જવાના કારણે નમાઝ (પણ) ફાસિદ થઈ જશે.

ولو لم یقف ووصل ، قال عامة المشائخ، تفسد صلوتہ، لأنہ اَخْبر بخلاف ما أخبر الله تعالی بہ ولواعتقده یکون کفرا کبیرا (٤٥٦)

وفی العالمگیری : تفسد عند عامة علمائنا وهو الصحیح هکذا فی الخلاصة (٦٣)

જો થોભ્યા વગર પઢયા, (પરંતુ) પાછળથી સુધારી લીધુ તો નફલ અને તરાવીહમાં સહીહ છે, ફરીવાર પઢવાની જરૂરત નથી. પરંતુ ફર્ઝમાં ખોટું પઢયા પછી એ જ રકાતમાં અથવા બીજી રકાતમાં ભૂલ સુધારી લીધી તો સાવચેતી (એહતિયાત) ખાતર નમાઝ ફરીવાર પઢી લેવી જોઈએ. હઝરત મુફતી સય્યિદ મેહદી હસન સાહેબ (રહ.) ઉસ્તાદે મોહતરમે ફરીવાર પઢવાનો હુકમ કર્યો હતો, અને ફરમાવ્યું હતું કે : بناء الفاسد علی الفاسد فاسد

ફતાવા કામિલિય્યહ, ફતાવા કાઝીખાન વગેરેમાં "ભૂલ સુધાર્યા પછી પણ નમાઝ સહીહ નહીં થાય" એવું લખ્યું છે. પરંતુ ઈમામોથી આવી ભૂલ થતી રહે છે, માટે સામાન્ય હંગામાને કારણે જયારે દિવસ ગુઝરી જાય, નમાઝ સહીહ હોવાનો હુકમ લગાડવામાં આવશે. હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.) એ નમાઝ સહીહ

અને દુરુસ્ત થવાનો હુકમ લગાવ્યો છે. જયારે એ જ રકાતમાં સુધારી લેવામાં આવે, માટે લખેલી સૂરતમાં ફરીવાર નમાઝ પઢવાની જરૂરત નથી. (ઈમ્દાદુલ ફતાવા : ૧ / ૨૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કિરાઅતમાં ભૂલ થયા પછી સુધારી લેવાથી નમાઝનો હુકમ

**સવાલ (૮૭૦) :** ઈમામે નમાઝમાં આયત :

وَيُعَذِّبَ الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ وَالْمُشْرِكِيْنَ وَالْمُشْرِكٰتِ الظَّآنِّيْنَ بِاللّٰهِ ظَنَّ السَّوْءِ

ની જગ્યાએ

وَيُعَذِّبَ الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُشْرِكِيْنَ وَالْمُشْرِكٰتِ

પઢયું, તો નમાઝ બાકી રહેશે કે ફાસિદ થઈ જશે ? અને જો કોઈ મુકતદી ઈમામને લુકમો આપે, અને ઈમામ સાહેબ સુધારી લે, તો શું હુકમ છે ? નમાઝ દુરુસ્ત રેહશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કિરાઅતમાં ઈમામ સાહેબથી એવી ભૂલ થઈ જાય જેનાથી અર્થ બદલાય જતો હોય તો નમાઝ ફાસિદ થઈ જશે, ફરીવાર નમાઝ પઢવી જરૂરી છે. પરંતુ જો ઈમામે ભૂલ કરીને એ જ રકાતમાં જાતે સુધારી લીધી અથવા મુકતદીએ લુકમો આપ્યો અને ઈમામે ગલતી સુધારી લીધી તો નમાઝ દુરુસ્ત થઈ જશે. કારણ કે સામાન્ય રીતે ઈમામોથી આવી ભૂલ થતી હોય છે. જો આવા સમયે પણ નમાઝ ફરી પઢવી જરૂરી હોય તો લોકોને તકલીફ પડે એમ છે.

માટે પૂછેલી સૂરતમાં જો ઈમામે ગલત પઢયા પછી એ જ રકાતમાં તે ભૂલ સુધારી લીધી તો નમાઝ અદા થઈ જશે, અને જો ભૂલ સુધારી ન હોય તો ફરીવાર લોટાવવી જરૂરી છે. (ઈમ્દાદુલ ફતાવા : ૧ / ૨૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ઈમામનું "ઈન્નલ અબ્રાર લફી નઈમ"ના બદલે "ઈન્નલ અબ્રાર લફી જહીમ" પઢીને સુધારી લેવું

**સવાલ (૮૭૧) :** ઈમામ સાહેબે ફજરની નમાઝમાં "ઈન્નલ અબ્રાર લફી

નઈમ"ની જગ્યાએ "ઈન્નલ અબ્રાર લફી જહીમ" પઢયું, પરંતુ તરત તેમને ખબર પડી ગઈ અને તેને સુધારી લીધુ અને ઈન્નલ અબ્રાર લફી નઈમ" પઢી લીધુ તો નમાઝ ફાસિદ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સૂરતમાં જો ઈમામ સાહેબ તરત સુધારી ન લેતા તો નમાઝ ફાસિદ થઈ જાત, પરંતુ જયારે તેમણે દોહરાવીને સુધારી લીધુ તો નમાઝ સહીહ થઈ જશે. ફરીથી પઢવાની જરૂરત નથી. (ફતાવા આલમગીરી : ૧ / ૮૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ઈમામ સાહેબે "યવ્મ યકૂનુન્નાસુ" ની જગ્યાએ "યવ્ય યકૂમુ ન્નાસુ" પઢી લીધું તો ?

**સવાલ (૮૭૨) :** ઈમામ સાહેબે નમાઝમાં "યવ્મ યકૂનુન્નાસુ કલ્ફરાશિ"ની જગ્યાએ "યવ્મ યકૂમુન્નાસુ કલ્ફરાશિ" પઢી લીધુ. લુકમો આપવા છતાં ફરી વાર તેમણે આ જ ભૂલ કરી તો નમાઝમાં કોઈ ખરાબી આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ સહીહ થઈ જશે, કારણ કે તર્જુમામાં કોઈ મોટો (સ્પષ્ટ) તફાવત નથી થયો કે જેનાથી નમાઝમાં ફસાદનો હુકમ લાગે, પરંતુ ઈમામ સાહેબે સાવચેતી રાખવાની જરૂરત છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઈમામ સાહેબની તજવીદ સહીહ ન હોય તો શું હુકમ છે ?

**સવાલ (૮૭૩) :** બોલ્ટન (ઈંગ્લેન્ડ)માં એક મસ્જિદમાં ઈમામ જામિઅહ હુસૈનિયહ રાંદેરના ફારિગ છે, તેમનું નામ અબ્દુર્રશીદ છે, કિરાઅત સહીહ ન હોવાને કારણે તેમના ઉપર વારંવાર સવાલો ઉઠે છે, એક વાર મસ્જિદ કમિટીએ તેમને નોટીસ પણ ફટકારી હતી, નમાઝમાં પણ ગલતીઓ થાય છે અને રમઝાનુલ મુબારકમાં તો તરાવીહમાં અસંખ્ય ભૂલો જાય છે. અમુક સમયે તો નમાઝ ફાસિદ થવાનો પણ ખતરો રહે છે.

લોકો સમજે છે કે તેમની કિરાઅત એટલી બધી ગલત છે કે નમાઝ ફાસિદ

થઈ જાય છે, જો કે તેમના પર નમાઝ ફાસિદ થવાનો આરોપ સાચો ન હતો. તેમ છતાં અમે કમિટીના સભ્યોએ નમાઝોના ફસાદને સાબિત કરવાનું ચેલેન્જ આપ્યું, કમિટીના સભ્યો દસ – પંદર માણસોની વાત સાંભળીને તેમને ઈમામતમાંથી કાઢી નાંખવા ચાહતા હતા. પરંતુ બાદમાં કમિટીને પોતાની ભૂલનો એહસાસ થયો અને તેમના ઉપર ખોટો આરોપ મૂકવામાં આવ્યો છે તે તેમણે સ્વીકાર્યુ, અને ઈમામ સાહેબને ઈમામત માટે યથાવત રાખ્યા. પરંતુ ઈમામતની જવાબદારી તેમની પાસેથી લઈ લેવામાં આવી. માત્ર એ નક્કી થયું કે અસલ ઈમામ ગેર હાજર હોય તો જ તેઓ ઈમામત કરાવી શકે છે.

હવે પછી કમિટી સભ્યોનું કહેવું છે કે અસલ ઈમામની ગેર હાજરીમાં જયારે પણ તેઓ ઈમામત કરાવે છે તો લોકોમાં ચર્ચાઓ શરૂ થઈ જાય છે, ટીકા ટીપ્પણીઓ ચાલું થઈ જાય છે. એટલા માટે કમિટી સભ્યોએ નિર્ણય કર્યો કે આ બાબતે મુફતી સાહેબથી સલાહ મશ્વેરો કરવામાં આવે, અને મોલવી અબ્દુર્રશીદ સાહેબની નમાઝ અને તેમની કિરાઅત મુફતી સાહેબને સંભળાવવામાં આવે. તેમને ફતવો પૂછવામાં આવે, મુફતી સાહેબ જે ફતવો આપશે તેના પર અમલ કરવામાં આવશે. તેથી એક મુફતી સાહેબના ફતવા પર મોલવી અબ્દુર્રશીદ સાહેબને ઈમામતમાંથી કાઢી મુકવામાં આવ્યા, અને મદ્રસામાં સદર મુદર્રિસની હેસીયતથી તેમને બાકી રાખવામાં આવ્યા.

ત્યાર પછી અલ્લાહના ફઝલો કરમથી લંડનના મુફતી અબ્દુલ બાકી સાહેબ અહીં તશરીફ લાવ્યા, તેમણે મોલવી અબ્દુર્રશીદની કિરાઅત વગેરે સાંભળી અને નીચે પ્રમાણે ફતવો આપ્યો :

" ૩ જુલાઈ ૧૯૭૭ માં બોલ્ટનમાં હાજરી થઈ, હાજરીનો મકસદ એક ઝઘડા અને સમસ્યાનું નિવારણ હતું, જે ત્યાંના ઈમામ સાહેબ જનાબ મોલવી અબ્દુર્રશીદ સાહેબ, મસ્જિદના મતવલ્લીઓ અને ત્યાંના નમાઝીઓ દરમિયાન હતો. મોલવી સાહેબ પર બે આક્ષેપો હતા : (૧) ઈમામ સાહેબ તરાવીહમાં કુર્આન મજીદ સંભળાવતી વખતે ભૂલી જાય છે અને અમુક હુરૂફ ખાય જાય છે. (૨) બીજુ એ કે તેમની કિરાઅત સારી નથી અને હુરૂફને બદલી નાંખે છે, મેં ઈમામ સાહેબને કમિટીના અમુક લોકોની હાજરીમાં એટલે કે મવલાના યુસૂફ સા. મોતાલા અને તેમના સિવાય અન્ય લોકોની હાજરીમાં તેમની તિલાવત સાંભળી, ઈમામ સાહેબની

તજવીદમાં અમુક ભૂલો હતી. પરંતુ ફિકહી લિહાઝથી કોઈ ભૂલ નથી. હઝરાતે ફુકહાની નજીક આવા ઈમામની નમાઝ દુરુસ્ત થઈ જાય છે. કિરાઅતની હદ સુધી તો તેમનામાં કોઈ ખરાબી નથી, આ ફિકહનો મસ્અલો છે અને ફુકહાએ કિરામે આવા ઈમામ સાહેબ પાછળ કોઈ પણ જાતના શક વગર નમાઝની ઈજાઝત આપી છે, હવે રહી વાત કારી સાહેબના મસ્લકની, તો તેઓ ઈખ્ફા, ઈઝહાર, કલ્કલા વગેરેને પણ જરૂરી સમજે છે, માટે તેઓ ઈખ્ફાની જગ્યાએ ઈઝહાર અને ઈઝહાર ની જગ્યાએ ઈખ્ફા અને કલ્કલાની જગ્યાએ કલ્કલા કરતા નથી, આ બાબતોને કાબિલે એતેરાજ સમજે છે.

ઈમામ સાહેબ પર બીજો આક્ષેપ તરાવીહમાં કુર્આન ભૂલી જાય છે, તો તેનો ઉકેલ એ છે કે ઈમામ સાહેબ પાસે તરાવીહ પઢાવવામાં ન આવે. આ નિર્ણય દયાનત અને અમાનદારીને સામે રાખીને લેવામાં આવ્યો છે. કોઈ પણ પક્ષપાત વગર આ નિર્ણય કરવામાં આવ્યો છે."

(અબ્દુલ બાકી ઉફિય અન્હૂ – લંડન)

તેમના ફતવાને કારણે મોલવી અબ્દુર્રશીદને બીજી વાર ઈમામત સોંપી દેવી જોઈતી હતી, પરંતુ કમિટી સભ્યોએ એવું ન કર્યુ. ત્યાર પછી મેં કમિટીના સભ્યોને એક પત્ર લખ્યો, તેમાં મેં લખ્યું કે " તમે લોકોએ મોલવી અબ્દુર્રશીદ સાહેબને ઈમામતની જવાબદારી મુફતી અબ્દુલ બાકીના ફતવા છતાં સોંપી કેમ નથી ? તમે તેમને કયાં આધારે ઈમામતમાંથી કાઢી મૂકયા હતા ?

પરંતુ કમિટીવાળાઓએ આજ સુધી મને તેનો જવાબ આપ્યો નથી. જો કે પત્ર લખવાને આજે ત્રણ અઠવાડિયા થઈ ગયા છે. પરંતુ કમિટીએ મોલવી અબ્દુર્રશીદને બોલાવીને કહયું કે લોકોની ફરિયાદો બહુ આવે છે એટલા માટે અમારો આપ વિશે ફેસલો એ છે કે તમે જાતે રાજીનામું આપી દો. જેથી તમારી પણ ઈજ્જત જળવાઈ રહે. તેના જવાબમાં મોલવી અબ્દુર્રશીદ સાહેબે કહયું કે હું નિર્દોષ છું, હું મારા તરફથી રાજીનામું નહીં આપું. તમને જે યોગ્ય લાગે તે કરી શકો છો. ત્યાર પછી કમિટીએ મોલવી અબ્દુર્રશીદને બરતરફ કરવા બાબતે નોટીસ આપી કે તા. ૬ / ૧૧ / ૧૯૭૭ થી તમને છુટા કરવામાં આવે છે. કારણ કે તમારા લીધે અમારે કમિટીના સભ્યોએ અવામ સાથે વારંવાર વાદવિવાદ કરવો પડે છે.

આ બાબતે નીચે અમુક સવાલો છે જેના જવાબો આપવા વિનંતી

(૧) મોલવી અબ્દુર્રશીદનું પઢવું બરાબર નથી.

(૨) કમિટીના સભ્યોનું કહેવું છે કે મોલવી અબ્દુર્રશીદ રમઝાનમાં તરાવીહ પઢાવે છે તો ઘણી ભૂલો જાય છે. તેનો હલ મુફતી સાહેબે બતાવ્યો કે મોલવી અબ્દુર્રશીદ તરાવીહ ન પઢાવે.

(૩) મુફતી સાહેબે પોતાના ફતવામાં ફિકહ અને કિરાઅતમાં જે ફર્ક કર્યો છે તે ન તો લોકોની સમજમાં આવે છે અને ન તો કમિટી સભ્યોની સમજમાં, એટલા માટે કમિટી સભ્યો ઈમામ સાહેબને ઈમામતમાંથી એ બહાને છુટા કરવા માંગે છે કે તેમની પાછળ નમાઝ થતી નથી.

(૪) મુફતી સાહેબના ફતવા પ્રમાણે મોલવી અબ્દુર્રશીદ સાહેબની પાછળ કોઈ પણ શંકા વગર નમાઝ થઈ જશે.

(૫) કમિટી જે લોકોના વાંધાની વાત કરે છે તેમની સંખ્યા ૧૫ થી વધારે નથી.

હવે શરીઅત અને ફિકહની રોશનીમાં આપ મોહતરમથી ગુજારિશ છે કે કમિટીના સભ્યોનું આ રીતે મોલવી અબ્દુર્રશીદને ઈમામતમાંથી છૂટા કરવા યોગ્ય છે. કે તેઓ તેમના પર અત્યાચાર કરી રહયા છે ?

**નોંધ :** આ એક હકીકત છે કે મોલવી અબ્દુર્રશીદ સાહેબની નિમણૂક આજથી લગભગ ચાર વર્ષ પહેલા થઈ હતી ત્યાર પછી તેમના ઉપર સતત આક્ષેપોની વર્ષા થઈ, અને લોકો સતત તેમની પાછળ પડયા છે, અહીં સુધી કે એક માણસે મારા નામથી ત્યાંની હેડ ઓફિસ (જયાં અન્ય દેશોથી આવનાર લોકો માટે ઈંગ્લેન્ડમાં રહેવાના અધિકારો વગેરે બાબતે કાર્યવાહીઓ કરવામાં આવે છે.) માં આ અરજી લખી કે મોલવી અબ્દુર્રશહીદ સાહેબને ઈંગ્લેન્ડથી તેમના દેશ પરત મોકલી દેવામાં આવે.

મોલવી અબ્દુર્રશીદને અત્યાર સુધી ઈંગ્લેન્ડમાં રહેવાનો હક મળ્યો નથી. દર વર્ષે કમિટીના સભ્યો તેમની પાસપોર્ટ અહીંની હેડ ઓફિસે મોકલે છે અને ત્યાંથી એક એક વર્ષની વિઝા લગાવે છે. આ રીતે પાંચ – સાત વર્ષ પછી જ તેમને કાયમી હક મળશે, અને નવાઈની વાત તો એ છે કે કમિટી જયારે પણ મોલવી અબ્દુર્રશીદને છૂટા થવાની નોટીસ આપે છે ત્યારે ઘણી નાજૂક હાલત થાય છે. એટલે મોલવી અબ્દુર્રશીદની પાર્સપોર્ટ તે સમયે હેડ ઓફિસે મોકલવાનો સમય બિલકુલ નજીક આવી ચુકયો હોય છે. બસ આ તેમની સંપૂર્ણ હકીકત છે, માટે આપથી ગુજારિશ છે

કે તમે નિર્ણય કરો કે એમાંથી કોણ હક પર છે અને કોણ હક પર નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારો ઉપરોકત સવાલ અને મુફતી બાકી સાહેબનો ફતવો મેં પઢયો.

ફતવો આવ્યા પછી પણ કમિટીના સભ્યોએ મોલવી અબ્દુર્રશીદ સાહેબને ઈમામતમાંથી છુટા કરી દીધા, તેનું કારણ શું ?

મોલવી અબ્દુર્રશીદ સાહેબ જે પઢે છે, જો તેમાં સાંભળવાવાળાઓને શંકા અને વહેમ થાય છે, તો માત્ર શંકા અને વહેમના કારણે કોઈ હુકમ લગાવી શકાતો નથી, અને જો ઈમામ સાહેબની ભૂલનો સંબંધ મદ, ગુન્ના અને બારીક – પુર હુરૂફ પઢવાથી છે. તો નમાઝ સહીહ થઈ જશે, નમાઝ પર કોઈ જાતના ફસાદનો હુકમ લાગશે નહીં. (ફતાવા દારૂલ ઉલૂમ : ૪ / ૮૦ – ૮૧)

જો પઢવામાં હુરૂફ બદલાય જાય છે, દા.ત. (ز) ની જગ્યાએ (ج), (ص) ની જગ્યાએ(س) અને (ش) ની જગ્યાએ (ث) વગેરે પઢે છે અને તર્જુમો એકદમ બદલાય જાય છે, તો નમાઝ ફાસિદ થઈ જશે. (શામી : ૧ / ૫૯૨)

પરંતુ અમુક બાબતો મશ્વેરાની હેસિયતથી અરજ કરું છું :

(૧) કમિટીના બધા સભ્યોની મહત્વની જવાબદારી છે કે ઈમામતનું પદ એવા આલિમને સોંપવામાં આવે, જે પરહેજગાર અને દીનદાર હોય, અને નમાઝના મસાઈલનો જાણકાર હોય, જો ઉપરોકત માણસ આલિમ નથી, તો ઈમામતની જવાબદારી એવા માણસને સોંપે, જે કુર્આન મજીદ સારી રીતે પઢી શકતો હોય અને તેની ઈમામતથી લોકો ખૂશ હોય, એટલે કે દીનના એતેબારથી તે એવો માણસ હોય કે લોકો તેને પસંદ કરતા હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩)

એટલા માટે મોલવી અબ્દુર્રશીદથી બહેતર કોઈ ઈમામ મળતો હોય, જે કુર્આને મજીદ પણ સારુ પઢતો હોય અને કિરાઅતની વિદ્યા પણ સારી રીતે જાણતો હોય, તો ઈમામતની જવાબદારી તેને સોંપી દેવામાં આવે, જો આ શરતો પ્રમાણે અત્યારે કોઈ ઈમામ ન હોય તો હંગામી ધોરણે આ જવાબદારી મોલવી અબ્દુર્રશીદને સોંપી શકાય છે, જયારે કોઈ યોગ્ય માણસ મળે તો આ ઝિમ્મેદારી તેમની પાસેથી લઈ લેવામાં આવે.

(૨) કેટલા માણસો તેમના વિરોધી છે અને કેટલા સમર્થનમાં ? આ ઝઘડાનો નિખાલસ ભાવે ઉકેલ લાવવાના પ્રયાસો કરો, પોતાના કોઈ અંગત હેતુને સામે ન રાખે, અને ન તો પોતાના મનની ભડાસ – ઉભરો કાઢવાનો હેતુ હોય. કારણ કે આ

ખ્વાહિશે નફસ (મહેચ્છાઓની) પેરવી છે.

(૩) મોલવી અબ્દુર્રશીદ સાહેબને મદ્રસામાં છુટા ન કરવામાં આવે, બલકે બની શકે ત્યાં સુધી તેમની દીલદારી કરવામાં આવે, અને તેમને સદર મુદર્રિસ તરીકે બાકી રાખવામાં આવે.

(૪) જો તરાવીહમાં તેમની ઘણી ભૂલો જતી હોય તો તરાવીહ માટે કોઈ બીજા માણસની પસંદગી કરવામાં આવે અને તેમની પાસેથી તરાવીહની જવાબદારી લઈ લેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) સૂરએ આદિયાતની આયતોને મિલાવીને પઢતા તનવીનને જાહેર ન કરવી.

**સવાલ (૮૭૪) :** ઈમામ સાહેબે સૂરએ આદિયાતની તિલાવત કરી અને " ضبحا، قدحا، صبحا، نَقْعًا અને جمعا" ને એકી સાથે પઢયું, કોઈ આયત પર વકફ કર્યો નથી. આયતને મિલાવવાની સૂરતમાં જો તન્વીનને જાહેર કરવી જોઈએ " અને " ضبحًا، قدحًا، صبحًا، فقعًا અને جمعًا" તન્વીનને જાહેર કરી પઢવું જોઈતું હતું. પરંતુ તેમણે આગલી આયત સાથે મિલાવીને પઢવા છતાં તનવીનને જાહેર કરી નથી અને અલિફની સાથે (દા.ત. દબ્હા, કદહા, સબ્હા.... વગેરે) પઢીને સૂરત પૂરી કરી, તો શું આ રીતે તન્વીનને જાહેર ન કરવાની સૂરતમાં નમાઝમાં કોઈ કમી આવશે ખરી ? જો કે નમાઝમાં પહેલી ત્રણ આયતો સહીહ હોવી જરૂરી છે, પરંતુ ઈમામ સાહેબ તો પહેલી ત્રણ આયતો જ તજવીદને આધારે ખોટી પઢયા છે, તો આ રીતે પઢવાથી નમાઝ લોટાવવી (ફરીથી પઢવી) પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં શ્વાસ તોડયા વગર બધા કલિમાત (આયતો)ને એકી સાથે (જોઈન્ટ કરીને) પઢવું અને તેના ઉપર તન્વીનને જાહેર ન કરવી, તજવીદના નિયમોને આધારે નાની ભૂલ છે, તેનાથી નમાઝ ફાસિદ થશે નહીં. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૬૩૦ – ૬૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ઈમામને ખબર કરવાના ઈરાદાથી "જઝાકલ્લાહ" કહેવું

**સવાલ (૮૭૫) :** ઈમામ સાહેબને નમાઝ દરમિયાન કોઈ ભૂલ પર આગાહ –

ખબર કરવા માટે "જઝાકલ્લાહ" કહી શકાય કે નહીં ? જઝાકલ્લાહ કહેનારની નમાઝ ફાસિદ થઈ જશે, એ તો યકીની છે, પરંતુ શું ઈમામ આ જઝાકલ્લાહ પ્રમાણે અમલ કરી લે, એટલે રૂકૂઅ વગેરેમાં ચાલ્યો જાય, તો તેની પણ નમાઝ ફાસિદ થઈ જશે કે નહીં ?

એક વાર રમઝાનમાં "શબીના તરાવીહ"ના પ્રોગ્રામમાં એક રકા'તમાં દોઢ–દોઢ સિપારો પઢવાથી મુકતદીઓ થાકી ગયા, તેના લીધે અમુક લોકો બેસીને નમાઝ પઢવા લાગ્યા, અમુક તો નમાઝ તોડીને બેસી ગયા વગેરે વગેરે. આ હાલત જોઈને એક ઝિમ્મેદારે (જે બીજી મસ્જિદેથી તરાવીહ પઢીને આવ્યા હતા.) નમાઝમાં શામિલ થયા અને ઈમામ સાહેબને જઝાકલ્લાહ કહયું, જેથી ઈમામ સાહેબે તરત જ રૂકૂઅ અને સિજદા વગરે અદા કરી નમાઝ પૂરી કરી દીધી, તો શું આ રીતે જઝાકલ્લાહ વડે ઈમામને ખબર (આગાહ) કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબને નમાઝની ઈસ્લાહ માટે આગાહ કરવા જાઈઝ છે, (મરાકિયુલ ફલાહ : ૩૩૪) એટલા માટે "સુબ્હાનલ્લાહ" નો ઉપયોગ થાય છે, પરંતુ કોઈ બીજો શબ્દ કહી દેવામાં આવે તો પણ નમાઝ ફાસિદ થતી નથી.

ઉપરોકત સૂરતમાં "જઝાકલ્લાહ" નમાઝને ટૂંકી કરવાના હેતુથી કહેવામાં આવ્યું તો આ તાલીમ થઈ, માટે પોતે મુસલ્લીની નમાઝ ફાસિદ થઈ ગઈ અને ઈમામે તરત તેની તંબીહ – ખબર પર અમલ કર્યો, માટે ઈમામની નમાઝ પણ ફાસિદ થઈ ગઈ, જો ઈમામ સાહેબ થોડીવાર પછી પોતાની મરજીથી નમાઝને ટૂંકી કરતા તો કોઈ વાંધો ન હતો. (રદ્દુલ મુહતાર : ૧ / ૬૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) "યા અય્યુહન્નબિય્યુ જાહિદિલ્ કુફ્ફાર"ની જગ્યાએ "યા અય્યુહન્નાસુ" પઢવું

**સવાલ ( ૮૭૬) :** કોઈ માણસે અઠ્ઠાવીસમાં સિપારાની છેલ્લા પેજની આયત "યા અય્યુહન્નબિય્યુ જાહિદિલ્ કુફ્ફાર"ને બદલે "યા અય્યુહન્નાસુ જાહિદિલ્ કુફ્ફાર" પઢયું તો નમાઝ દુરૂસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

યા અય્યુહન્નબિય્યુ ની જગ્યાએ યા અય્યુહન્નાસુ પઢવાથી અર્થ અને

મતલબમાં વધારે ફર્ક પડતો નથી. એટલા માટે ભૂલથી આવું પઢવાથી નમાઝ ફાસિદ નહીં થાય. પરંતુ જાણીજોઈને આવું પઢવાથી નમાઝ ફાસિદ થઈ જશે અને ગુનેહગાર થશે. (રદ્દુલ મુહતાર : ૧ / ૬૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ઈમામનું કિરાઅતમાં વકફ વગેરેમાં ભૂલ કરવી અને આયતો ભૂલી જવી.

**સવાલ (૮૭૭) :** ઈમામ સાહેબે ફજરની નમાઝ એ રીતે પઢાવી કે પહેલી રકાતમાં સૂરએ અંબિયાના છેલ્લા રૂકૂઅની તિલાવત કરી, ત્રણ આયતો બરાબર પઢયા, ત્યાર પછી આગળની આયતો ભૂલી ગયા અને "વ લકદ્ કતબ્ના" વાળી આયત પઢવા લાગ્યા, પાછળથી મુકતદીએ લુકમો આપ્યો " ઈન્નકુમ વમા તઅ્બુદૂન મિન્" વાળી આયતનો, પરંતુ ઈમામ સાહેબે લુકમો ન લીધો, અને વ લકદ્ કતબ્ના વાળી આયત બેથી ત્રણ વાર પઢી પછી ખ્યાલ આવ્યો તો "લહુમ ફીહા ઝફીરુન્" વાળી આયત પઢી. અને ઉલાઈક અન્હા મુબ્અદૂનની જગ્યાએ "હુમુલ્ ફાસિકૂન અથવા હુમુલ ગાફિલૂન" પઢી દીધુ. અહીં સધી સૂરએ અંબિયા ખતમ કરી નાંખી આવી હાલતમાં પહેલી રકાત પૂરી કરી.

બીજી રકાતમાં સૂરએ ફાતિહા પછી સૂરએ હશ્રનો છેલ્લો રૂકૂઅ તિલાવત કર્યો અને બીજી રકાત ખતમ થઈ. પૂછવાનું એ કે ફજરની નમાઝ સહીહ થઈ કે નહીં? શું તેને ફરીવાર પઢવી જરૂરી થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

લખેલી સૂરતમાં ઈમામ માટે અફઝલ અને મુસ્તહબ હતું કે રૂકૂઅમાં ચાલ્યા જતા અને બીજી રકાતમાં બીજી સુરતની કિરાઅત કરતા. પરંતુ ગલત – સલત પઢયું, તો હંગામાને કારણે તેમજ બાકી આયત પર વકફ કરવા અને **હુમુલ્ ગાફિલૂન** અથવા **લહૂમ ફીહા ઝફીરુન્** પર વકફ કર્યા પછી પઢવાથી નમાઝ સહીહ થઈ ગઈ. ફિકહની કિતાબોમાં લખ્યું છે કે "અલ્લઝીન આમનૂ વ અમિલુ સ્સાલિહાતિ" પર વકફ કરી દીધો ત્યાર પછી **ઉલાઈક અસ્હાબુલ્ જહીમ** અથવા **ઉલાઈક હુમ્ શર્રુલ બરિય્યહ** પઢયું તો નમાઝ સહીહ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) નમાઝમાં ભૂલથી "રબ્બુલ્ અર્શિલ્ અઝીમ"ને બદલે "રબ્બુલ્ અર્શિલ્ કરીમ" પઢી લીધુ.

**સવાલ (૮૭૮) :** ફર્ઝ નમાઝમાં ભૂલથી "લકદ્ જાઅકુમ રસૂલુન" વાળી આયત (સૂરએ તૌબહ : ૧૨૮ – ૧૨૯) ના અંતમાં " રબ્બુલ્ અર્શિલ્ અઝીમની જગ્યાએ "અલ અર્શિલ્ કરીમ" પઢી લીધું તો શું નમાઝમાં કોઈ નુકસાન આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

**રબ્બુલ અર્શિલ અઝીમ** ની જગ્યાએ **રબ્બુલ અર્શિલ કરીમ** પઢી લીધું તો નમાઝમાં કઈ નુકસાન આવશે નહીં. કારણ કે **અઝીમ**નો અર્થ અઝમત અને મહાનતાવાળો અને **કરીમ**નો અર્થ ઈજ્જતવાળો થાય છે. એટલે બન્નેના અર્થમાં કોઈ ખાસ ફર્ક નથી. (ખુલાસતુલ ફતાવા : ૧ / ૧૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ઈમામનું અલિફ –લામ–મીમમાં લામને ખેંચ્યા વગર અને "اِنْ نَّسِیْنَا" માં બીજા નૂનને ખેંચીને પઢવું

**સવાલ (૮૭૯) :** અમારે ત્યાં ઈમામ સાહેબ નમાઝમાં કુર્આને કરીમને એ રીતે પઢે છે કે જયાં ખેંચવાનું હોય ત્યાં ખેંચતા નથી અને જયાં ખેંચવાનું નથી ત્યાં ખેંચે છે, દા.ત. સૂરએ યુસૂફની શરૂમાં الٓرٰ ના ઉપર મોટો મદ (મદ્દે લાઝિમ) છે. તેને બિલકુલ પઢતા નથી. અને સૂરએ કહફના છેલ્લે قل اِنَّمَآ اَنَا بَشَرٌ ના اَنَا ના અલિફને નાના મદ જેટલું કયારેક ખેંચે છે અને બીજી એક જગ્યાએ رَبَّنَا لَا تُؤَاخِذْنَآ اِنْ نَّسِيْنَا ને اِنْ نَاسِيْنَا પઢે છે. એટલા માટે અમને નમાઝમાં કરાહત થાય છે, અમે ઈમામ સાહેબનું આ તરફ ધ્યાન દોર્યુ તો તેઓ કહે છે કે હું કુર્આનનો તર્જુમો જાણું છે, اَنَا નો અલિફ પઢવામાં આવશે અને اِنْ نَاسِيْنَا પઢું છું, તેનો અર્થ બદલાતો નથી, સવાલ એ છે કે આ શબ્દોને કંઈ રીતે પઢાય ? જો ઈમામ સાહેબ સહીહ ન પઢે તો અમારી નમાઝ થઈ જશે ? અથવા ફરીથી પઢવી પડશે ? બીજી નાની નાની ભૂલો પણ અનેક છે, જો અમારે નમાઝ લોટાવવી પડે તો અમે નમાઝ અલગથી પઢી શકીએ છીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત ઉદાહરણોમાં નમાઝ તો ફાસિદ નથી થતી, (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૧) પરંતુ જો વારંવાર આવી ભૂલો કરે અને ધ્યાન અપાવવા છતાં ભૂલ સુધારવાની કોશિશ ન કરે અને જીદ પર રહે. તો આવા ઈમામને હિકમતથી બદલી નાંખવા જોઈએ. કારણ કે ઈમામતનો હકદાર તે માણસ છે જે કુર્આન શરીફને ઉમદા તિલાવત અને સારા અંદાજમાં પઢતો હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩)

ઉપરોકત ગલતીઓ જો કે લહને જલી (મોટી ભૂલો, જેનાથી નમાઝ ફાસિદ થઈ જાય) માંથી નથી, પરંતુ શરીઅતમાં આ પણ છે કે કુર્આને કરીમને સારા અંદાજમાં સહીહ મખ્રજ અને તજવીદના નિયમોની રિઆયત કરીને પઢવામાં આવે. એટલા માટે ઉપરોકત ભૂલ કરવાથી પણ બચવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) લહને જલીની સાથે તિલાવત કરનારની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૮૮૦) :** અમારે ત્યાં એક આફ્રિકી ઈમામ છે, જે કુર્આને પાક તજવીદથી સહીહ પઢતા નથી. કુર્આને કરીમ પઢવામાં ભૂલો કરે છે અને લહને જલી સાથે પઢે છે, તો આવા ઈમામની પાછળ નમાઝ પઢવાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ એક મહત્વની ઈબાદત છે, બની શકે ત્યાં સુધી તેમાં સાવચેતી રાખવી જોઈએ. ઈમામ એવા હોવા જોઈએ, જે તજવીદની સાથે કુર્આને પાક સહીહ પઢતા હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩) જો લહને જલી એટલી બધી હોય કે અર્થ બદલાય જતો હોય તો અમુક હાલતોમાં નમાઝ ફાસિદ થઈ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૨) જો ઈમામની આ રીતે ભૂલો થતી હોય, તો તેને ઈમામ બનાવવો જાઈઝ નથી. તેમજ આવા ઈમામની પાછળ એવા લોકોની નમાઝ સહીહ નથી, જે જાતે સહીહ કુર્આન પઢતા હોય.

જો કોશિશ કરવા છતાં કોઈ માણસ સહીહ પઢી શકતો ન હોય તો તેની પોતાની નમાઝ તો દુરુસ્ત થઈ જશે, પરંતુ તેની પાછળ સારું (સિહતથી)કુર્આન પઢનારની નમાઝ થશે નહીં. (દુર્રે મુખ્તાર : ૧ / ૫૮૧ – ૫૮૨)

તજવીદની એવી બારીક ભૂલ જે દરેક માણસ કોશિશ કરવા છતાં પઢી શકતો નથી : સોદ (ص)ની જગ્યાએ સીન (س)પઢવી, ઝો (ظ) ની જગ્યાએ ઝાલ (ذ)પઢવી અથવા ઝોદ (ض) ની જગ્યાએ ઝો (ظ) અથવા દાલ (د) પઢવી વગેરે" માફ છે. પરંતુ આવા માણસને ઈમામ બનાવવો યોગ્ય નથી. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૩૧) તેથી વર્ણન કરેલ ઈમામ સાહેબ કઈ ભૂલો કરે છે તેની વિગત મોકલવી, કારણ કે તેના ઉપર હુકમ આધારિત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ઈમામનું કિરાઅતમાં કોઈ હર્ફ (શબ્દ)નું વધારી દેવું

**સવાલ (૮૮૧) :** અમારા ઈમામ સાહેબ કુર્આને પાક સહીહ (તજવીદથી) પઢી શકતા નથી, અને લહને જલી એટલી થાય છે કે પહેલા તો તેમની પાછળ નમાઝ પઢનાર ઉલમા અને હુફફાઝને એ જ ખબર નથી પડતી કે તેઓ કુર્આનની કઈ સુરત અને કઈ આયત પઢી રહયા છે, અને જો કોઈ આયત સમજમાં આવી પણ જાય તો તેમાં શબ્દો (હુરૂફ)નો વધારો – ઘટાડો ખૂબ થાય છે. દા.ત.સૂરએ ફજ્ર "دكادكا" ની જગ્યાએ તેઓ "دكادكان" અને ની "صفاصفا" જગ્યાએ "صفاصفان" અને "وأنّى له الذكران" પઢે છે. એટલે કે દરેક રકાતમાં અલિફ અને નૂનને અંતમાં વધારે પઢે છે. તો આવા ઈમામની પાછળ નમાઝ પઢવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કિરાઅતમાં એક હર્ફનો વધારો કરવાથી પણ નમાઝ ફાસિદ થઈ જાય છે, માટે ઈમામ સાહેબની ઉપરોકત કિરાઅતથી પણ નમાઝ ફાસિદ થઈ જશે, આવા માણસને ઈમામ બનાવવો જાઈઝ નથી. તેમજ એવા માણસની ઈમામત પણ દુરુસ્ત નથી, જેનું પઢવું બિલકુલ સમજમાં ન આવે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૩૧ – ૬૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) એવા ઈમામની પાછળ નમાઝ પઢવી જે કિરાઅતની તરતીબથી અજાણ હોય

**સવાલ (૮૮૨) :** અમારા ઈમામ સાહેબ નમાઝમાં કિરાઅતના ક્રમથી વાકેફ નથી, ઘણી નમાઝોમાં તેઓ પહેલી રકાતમાં ટુંકી કિરાઅત અને બીજી રકાતમાં લાંબી કિરાઅત કરે છે. તો તેમની પાછળ નમાઝ દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી રકાતમાં ટૂંકી કિરાઅત કરવી અને બીજી રકાતમાં લાંબી કિરાઅત કરવી મકરૂહ છે, પરંતુ નમાઝ સહીહ થઈ જશે. (ફતાવા કાઝીખાન : ૧ / ૧૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) એવો ઈમામ નક્કી કરવો, જેની પાછળ નમાઝ ફાસિદ થાય છે

**સવાલ (૮૮૩) :** જો ઈમામની પાછળ નમાઝ ફાસિદ થતી હોય તો તેને ઈમામ બનાવવાથી ગુનેહગાર કોણ થશે ? મસ્જિદના મુતવલ્લીઓ – જિમ્મેદારો કે પછી નમાઝીઓ ? કોઈ સારા ઈમામને પસંદ કરવો મુતવલ્લીની જવાબદારી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવો ઈમામ જેની પાછળ નમાઝ ફાસિદ થતી હોય તો એવાને ઈમામ બનાવવો જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર : ૧ / ૫૮૧ – ૫૮૨) એવા માણસને ઈમામ બનાવનાર ગુનેહગાર થશે. (હલબી કબીર : ૩૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ગલત કિરાઅત કરનાર ઈમામની પાછળ આલિમો અને હાફિઝોની કિરાઅત સહી થશે ?

**સવાલ (૮૮૪) :** ગલત કિરાઅત કરનાર ઈમામની પાછળ ઉલમા અને હુફ્ફાઝની નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગલત કિરાઅત કરનાર ઈમામની પાછળ કોઈ આલિમ અને હાફિઝની નમાઝ દુરુસ્ત થતી નથી. (દુર્રે મુખ્તાર : ૧ / ૫૮૧ – ૫૮૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) ફર્ઝ નમાઝની કિરાઅતમાં નિયમન હોવું જરૂરી છે

**સવાલ (૮૮૫) :** રમઝાનમાં એક કારી સાહેબ તરાવીહ પઢાવવા આવે છે અને તે ફજરની નમાઝ પણ પઢાવે છે, એક મુકતદીએ ઈખ્લાસથી કારી સાહેબને જુમ્આના દિવસે ફજરની નમાઝમાં સૂરએ સજદહ પઢવાનું કહયું અને અલ્હમ્દુલિલ્લાહ તેમણે પઢાવી, આ વાત અમારા ઈમામ સાહેબથી સહન ન થઈ, અને ગુસ્સે થઈ ગયા અને

ગુસ્સામાં કહેવા લાગ્યા કે છેલ્લી સફમાં બે મુકતદીઓ ઊંઘમાં પડતા પડતા બચી ગયા. એટલે કે ૧૪૦૦ વર્ષ પછી પણ અમારા ઈમામ સાહેબ એક સુન્નતને જીવતી કરવા પર વાંધો ઉઠાવે છે. સવાલ એ છે કે આવા મોલવી કૌમને કયાં સુધી ગુમરાહ કરશે ?

અમારા ઈમામ સાહેબ ઝોહરની નમાઝ ઈકામતથી સલામ સુધી સાડા ત્રણ મિનિટમાં જ ખતમ કરી દે છે. મસ્જિદના ટ્રસ્ટીઓ આ બાબતે ઈમામ સાહેબને કંઈ જ કહેતા નથી, કારણ કે તેમને ડર છે કે કંઈ બોલીશું, તો અને ઈમામ સાહેબ ઈમામત છોડીને ચાલ્યા જશે, તો મસ્જિદનું સંચાલન કોણ કરશે ? ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન, દિલ ગવાહી ન આપે તો પણ આવા ઈમામની પાછળ નમાઝ પઢવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આના દિવસ ફજરની નમાઝમાં આપ (સલ.) થી સૂરએ સજદહ અને સૂરએ દહર પઢવી ષાબિત છે. (બુખારી : ૧ / ૧૨૨ હદીસ નં. ૮૯૧) માટે જુમ્આના દિવસે ફજરની નમાઝમાં તેને પઢવી સુન્નત છે.

પરંતુ લાંબી કિરાઅત વિશે ફુકહા લખે છે કે મુકતદીઓમાં શોખ અને રગબત હોય, તો લાંબી કિરાઅત કરવી જોઈએ. જેમકે હઝરત અબૂ બક્ર (રદિ.) એ ફજરની બે રકાતોમાં થઈ આખી સૂરએ બકરહ પઢી છે. (મુઅત્તા માલિક : ૨ / ૧૧૧ હદીસ નં.૨૭૦) અને નબીએ કરીમ (સલ.) એ મગરિબની નમાઝમાં સૂરએ અઅરાફ પઢી છે. (નસાઈ : ૨ / ૧૭૦ હદીસ નં. ૯૯૧) પરંતુ એમાં મુકતદીઓની રિઆયત કરવી જરૂરી છે, તેમનામાં શકિત અથવા શોખ ન હોય તો લાંબી કિરાઅત પઢવી ન જોઈએ. (બુખારી : ૧ / ૯૭, હદીસ નં. ૭૦૨)

હઝરત મુઆઝ (રદિ.)એ એક વખતે ઈશાની નમાઝમાં સૂરએ બકરહ પઢી, તો એક મુકતદીએ આપ (સલ.) ને ફરિયાદ કરી, જેથી આપ (સલ.) એ ફરમાવ્યું : એ મુઆઝ ! એવું લાગે છે કે તમે લોકોને ફિત્નો, આપત્તિ અને ગુનાહમાં નાંખશો. (બુખારી : ૧ / ૯૭, હદીસ નં. ૭૦૧) ઝોહરની નમાઝમાં સૂરએ હુજૂરાતથી સૂરએ બુરૂજ સુધીની સુરતો પઢવી સુન્નત છે, મુકતદીની રિઆયત કરવા સાથે સાથે સુન્નત કિરાઅતનો પણ એહતિમામ કરવો જોઈએ.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૪૦)

નમાઝમાં એટલી ઉતાવળ ન કરવી જોઈએ કે સુન્નતોની રિઆયત પણ ન

થાય અને અરકાનની અદાયગીમાં સંતોષ પણ પ્રાપ્ત ન થાય. આપ (સલ.)એ ઉતાવળ કરવા અને શાંતિથી અરકાન અદા ન કરવાને કારણે એક નમાઝીને નમાઝ લોટાવવા (ફરીથી પઢવા)નો હુકમ આપ્યો હતો. (બુખારી : ૧ / ૧૦૪, હદીસ નં. ૭૫૭) આ કારણે અમુક ઈમામોની નજીક તઅદીલે અરકાન (એટલે કે શાંતિપૂર્વક નમાઝ અદા કરવી) ફર્ઝ છે અને ઈમામ અબૂ હનીફા (રહ.)ના કથન પ્રમાણે વાજિબ છે. (બહરુર્રાઈક : ૧ / ૩૧૬) જલ્દી જલ્દી પક્ષી ચાંચ મારતું હોય એવી રીતે રૂકૂઅ, સિજદા કરનારને હદીસ શરીફમાં મુનાફિક કહેવામાં આવ્યો છે, એટલા માટે આ વઈદ પણ ઈમામે ધ્યાનમાં રાખવી જોઈએ. (મુસ્લિમ : ૧ / ૨૨૫, હદીસ નં. ૧૯૫ – ૬૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) સૂરતોની તરતીબ બદલાય જવાથી નમાઝ થશે કે નહીં ?

**સવાલ (૮૮૬) :** જો ઈમામ સાહેબે મગરિબની પહેલી રકાતમાં સૂરએ લહબ પઢી અને બીજી રકાતમાં સૂરએ નસ્ર પઢી તો નમાઝ થશે કે નહીં ? અને આ રીતે પઢવું કેવું છે ? અને જો કોઈએ ઝોહરની પહેલાની ચાર રકાત સુન્નતે મુઅક્કિદા ન પઢી હોય તો તે ઝોહરની નમાઝ પઢાવી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી રકાતમાં સૂરએ લહબ પછી બીજી રકાતમાં સૂરએ નસ્ર પઢી, તો આ મકરૂહ છે. પરંતુ નમાઝ થઈ જશે. (આલમગીરી : ૧ / ૬૧)

રહી વાત ઝોહરની ચાર રકાત સુન્નતે મુઅક્કિદાની તો ઈમામ સાહેબનું આ તરફ ધ્યાન દોરવું જોઈએ. પરંતુ જો કે ઈમામ સાહેબ કોઈ કારણસર પઢી શકયા નથી તો તેમની ઈમામતમાં કોઈ વાંધો નથી. નમાઝ દરેક હાલતમાં થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ઈમામનું "لَهَبٍ"માં નાની હા (ه)ની જગ્યાએ મોટી હા (ح) અને અલ્હમ્દુલિલ્લાહમાં મોટી હા (ح) ની જગ્યાએ નાની હા (ه) પઢવું

**સવાલ (૮૮૭):** ઈમામ સાહેબ "લહબ"માં નાની હા (ه)ની જગ્યાએ મોટી હા (ح) અને અલ્હમ્દુલિલ્લાહમાં મોટી હા (ح) ની જગ્યાએ નાની હા (ه) પઢે છે

અને لحن માં એન (ع) ની જગ્યાએ હમઝહ (ء) પઢે છે અને બળી શીન (ش) ની જગ્યાએ નાની સીન (س) અને કાફ (ك) ની જગ્યાએ બળા કોફ (ق) વગેરે પઢે છે તો નમાઝ સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ હર્ફની જગ્યાએ બીજો હર્ફ પઢી લે અને તેનાથી અર્થ બદલાય જાય, તો આવી સુરતમાં તેની નમાઝ ફાસિદ થઈ જશે એ શરતે કે તકલીફ વગર આ હર્ફો વચ્ચે ફરક કરવાની શકિત હોય. દા.ત. **સાલિહાત** ની જગ્યાએ **તાલિહાત** પઢી લે. તો નમાઝ ફાસિદ થઈ જશે અને જો એવા હુરૂફ હોય કે તકલીફ વગર અલગ (જુદા) કરવાની કુદરત – શકિત ન હોય, જેમકે (ظ) ની જગ્યાએ (ض) પઢી લીધો, અને (ص) ની જગ્યાએ (س), અથવા (ط) ની જગ્યાએ (ت) , તો અકસર હઝરાતની નજીક નમાઝ ફાસિદ થશે નહીં, અને ખઝાનતુલ અકમલમાં છે કે જો તે જાણીજોઈને આવું કરે છે તો નમાઝ ફાસિદ થઈ જશે, અને જો આપમેળે જ ઝબાનથી નીકળી જાય છે અથવા ફર્ક કરવાની શકિત ન હોય તો નમાઝ ફાસિદ થશે નહીં. આ પસંદ (માન્ય) કરેલ કથન છે. અને આ બાબતે તમામ કથનોમાં નરમી છે.

એ જ રીતે જો એક હર્ફની જગ્યાએ બીજો હર્ફ પઢવાથી અર્થમાં કોઈ ખરાબી પેદા ન થાય તો તો નમાઝ સહીહ થઈ જશે. (આલમગીરીઃ ૧ / ૭૯, ખુલાસતુલ ફતાવા)

એટલા માટે કમિટીના સભ્યો એવા માણસને ઈમામ બનાવે, જે તજવીદનો જાણકાર હોય, જેથી આવી ખરાબીઓથી બચી શકાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن ابن عباس رضی الله عنهما قال : كانت صلاة النبی ﷺ
ثلاث عشر ة ركعة ، يعنی بالليل(بخاری شریف : ۱/۱۵۳)

**તર્જુમો :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) થી રિવાયત છે કે આપ (સલ.) ની રાતની નમાઝ ૧૩ રકાતો હતી. (બુખારીઃ ૧/૧૫૩, હદીસ નં.૧૧૩૮)

عن أم حبيبة رضی الله تعالی عنها قالت : قال النبی ﷺ من
صلی فی يوم ثنتی عشرة ركعة تطوعا، بنی له بهن بيت فی
الجنة

**તર્જુમો :** હઝરત ઉમ્મે હબીબા (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે : કે જે માણસ દિવસે ૧૨ રકાતો નફલ પઢી લે, તો અલ્લાહ તઆલા તેના બદલામાં જન્નતમાં એક ઘર બનાવી દે છે.

(મુસ્લિમ : ૧ / ૨૫૧, હદીસ નં. ૭૨૮)

# વિત્ર, નવાફિલ અને તહજ્જુદનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# વિત્ર, નવાફિલ અને તહજ્જુદનું બયાન

## (૧) તહજ્જુદની રકાતોની સંખ્યા

## (૨) સલાતુત્તસ્બીહ અફઝલ છે કે તહજ્જુદ ?

**સવાલ (૮૮૮) :** તહજ્જુદની નમાઝ ચાર, છ, આઠ, દસ કે બાર (૪–૬–૮–૧૦–૧૨) કુલ કેટલી રકાતો પઢવી જોઈએ ? ચાર રકાત પઢવી અફઝલ છે કે બાર (૧૨) રકાતો ? તેમજ તહજ્જુદના સમયે સલાતુત્તસ્બીહ પઢવી અફઝલ છે કે તહજ્જુદની નમાઝ ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહના રસૂલ (સલ.) જયારે કોઈ દિવસ લાંબી કિરાઅત કરતા તો ઓછી રકાતો પઢતા અને ટુંકી કિરાઅત કરતા તો વધારે રકાતો પઢતા. રિવાયતમાં તહજ્જુદની ઓછામાં ઓછી બે રકાતો છે અને વધારેમાં વધારે બાર (૧૨) રકાતો સાબિત છે. (બુખારી : ૧ / ૧૫૩, હદીસ નં. ૧૧૩૮)

બસ તહજ્જુદ પઢનાર બે રકાતોથી બાર રકાતો સુધી સહૂલત પ્રમાણે પઢી શકે છે. પરંતુ વધુ પડતી રિવાયતોમાં આઠ રકાતોનું વર્ણન છે. એટલા માટે હનફીઓએ આઠ રકાત પઢવાનો મામૂલ બનાવવાને બહેતર ઠેરવ્યો છે.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૫)

તહજ્જુદના વખતે તહજ્જુદની નમાઝ પઢવી અફઝલ છે, અને તેનો ખૂબ જ સવાબ મળે છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) તહજ્જુદની નમાઝ પઢવી અફઝલ છે કે સલાતુત્તસ્બીહ ?

**સવાલ (૮૮૯) :** તહજ્જુદની નમાઝમાં ૪, ૬, ૧૦ રકાતો પઢી શકીએ છીએ કે નહીં ? તેમજ તહજ્જુદ પઢવી અફઝલ છે કે સલાતુત્તસ્બીહ પઢવી અફઝલ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તહજ્જુદની ઓછામાં ઓછી બે અને વધારેમાં વધારે ૧૨ રકાતો છે.

જે દરરોજ તહજ્જુદનો પાબંદ હોય, તેના માટે બહેતર છે કે તે તહજ્જુદ પઢે અને કયારેક કયારેક બે રકાત તહજ્જુદની પઢી ચાર રકાત સલાતુત્તસ્બીહ પઢે.(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૫, ૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) શું નફલ નમાઝોની પાબંદી સુન્નતની વિરૂદ્ધ છે ?

**સવાલ (૮૯૦) :** અમારા ગામની મસ્જિદના ઈમામ માત્ર ફર્ઝ, વિત્ર અને સુન્નતે મુઅક્કિદા પઢે છે. દા.ત. ઈશાની ૪ રકાત ફર્ઝ, ૨ રકાત સુન્નતે મુઅક્કિદા, ૩ રકાત વિત્ર અને સુન્નતે મુઅક્કિદાની પાબંદી કરે છે અને નમાઝીઓને પણ તેની પ્રેરણા – તરગીબ આપે છે, અને કહે છે કે નફલ નમાઝોની પાબંદી કરવી સુન્નતની ખિલાફ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબનો આ અમલ બરાબર નથી, ફર્ઝ નમાઝ પછી નફલ અને મુસ્તહબ રોઝાની પાબંદી આપ (સલ.) થી સાબિત છે. આપ (સલ.)એ ફરમાવ્યું : સહીહ અને બહેતરીન અમલ તે છે, જેના પર તેનો કરનાર પાબંદી કરે. (બુખારી શરીફ : ૧ / ૧૫૫, હદીસ નં. ૧૧૫૯) નબી (સલ.) નું આ ફરમાન નવાફિલ વિશે છે. એટલા માટે તેમની વાત માનવા પાત્ર નથી. તેમણે પોતાની સુધારણાની ફિકર કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) વિત્રની નમાઝ સતત છોડી દેવી

**સવાલ (૮૯૧) :** આરબ લોકો કયારેક વિત્ર પઢે છે અને કયારેક નથી પઢતા. તેમને જયારે આ બાબતે પૂછવામાં આવે છે તો તેઓ કહે છે કે : વિત્ર ફર્ઝ નથી સુન્નત છે, તો આ વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બીજા ઈમામોની નજીક વિત્રની નમાઝ સુન્નત છે. (અલ હાવી : ૨ / ૨૭૮) એટલા માટે તેઓ કયારેક પઢે છે અને કયારેક નથી પઢતા. જો કે ઈમામ અબૂ હનીફા (રહ.)ની નજીક વાજિબ છે, તે પઢવી જરૂરી છે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૬૦૫ – ૬૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) જરૂરતને ધ્યાનમાં લઈ માત્ર ફર્ઝ નમાઝ પર બસ કરવું

**સવાલ (૮૯૨) :** જો કોઈ નોકરી અને કામના વખતે વખત ન હોવાને કારણે માત્ર ફર્ઝ નમાઝ પઢી લે તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા. ગુંજાઈશ છે.

(તિરમિઝી : ૧ / ૯૪, હદીસ નં. ૪૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સુન્નતે મુઅક્કિદા અને ગેર મુઅક્કિદાની વ્યાખ્યા અને તેનો હુકમ

**સવાલ (૮૯૩) :** મોહતરમ હઝરત મુફતી સાહેબ ! ઝોહરની કુલ (સુન્નતો અને નવાફિલ સહિત) કેટલી રકાતો છે, એ જ રીતે મગરિબ અને ઈશાની કુલ કેટલી રકાતો છે ? ઝોહર, મગરિબ અને ઈશામાં જે નફલ નમાઝો છે, તેને હું સુસ્તીમાં જાણી જોઈને છોડી દઉં છું. જો કે કોઈ કામકાજ પણ હોતુ નથી. તેમ છતાં હું પઢતો નથી. જયારે હું પાંચેવ ટાઈમની નમાઝમાં અઝાન થતાની સાથે જ મસ્જિદમાં આવી જાઉં છું, તો આપ હદીસની રોશનીમાં જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શબ્દકોશ (લુગત)માં નફલનો અર્થ " વધારો" થાય છે.(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૩) અને શરીઅતની પરિભાષામાં તે ઈબાદત અને બંદગી છે જેને કરવાથી સવાબ મળે અને છોડી દેવાથી કોઈ અઝાબ ન થાય. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૩)

**સુન્નતના બે પ્રકાર છે (૧)** સુન્નતે મુઅક્કિદા અને (૨) સુન્નતે ગેર મુઅક્કિદા.

**(૧) સુન્નતે મુઅક્કિદા :** જે કામ અલ્લાહના રસૂલ (સલ.)એ તેમજ ખુલફાએ રાશિદીને હંમેશા કર્યુ હોય અને તે ફર્ઝ અને વાજિબ ન હોય અને કયારેક તેને છોડી દીધું હોય, તો તેને સુનને હુદા અને સુન્નતે રવાતિબ પણ કહેવામાં આવે છે. આ હુકમ વાજિબ જેવો છે. આ ફર્ઝ અને વાજિબમાં થયેલ નુકસાનની ભરપાઈ કરે છે. તેનો હુકમ આ છે કે કારણ વગર છોડશે તો લાનત – ફિટકારનો હકદાર ઠેરશે અને છોડવાની આદત બનાવી દેશે તો ફાસિક ગણાશે અને તેની ગવાહી સ્વીકારવામાં નહીં આવે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૨)

**(૨) સુન્નતે ગેર મુઅક્કિદા :** તે કામ જેને અલ્લાહના રસૂલ (સલ.)એ કયારેક કર્યુ હોય અને કયારેક ન કર્યુ હોય, તે કામ આપને પસંદ હોય, પરંતુ તેના છોડનાર પર અઝાબ અને વઈદ – ધમકી ન હોય, તેને "સુનને ઝવાઈદ" અને "મુસ્તહબ" પણ કહેવામાં આવે છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૨)

નફલ અમુક વખતે બન્ને પ્રકારની સુન્નતો પર પણ બોલાય છે. જેવું કે તમે ફર્ઝ સિવાય દરેક નમાઝ વિશે નફલ હોવું લખ્યું છે.

(રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૩)

સુન્નતે મુઅક્કિદા ૧૨ રકાતો છે, બે રકાત ફજરની ફર્ઝ નમાઝ પહેલા, ચાર રકાત ઝોહરની ફર્ઝ નમાઝ પહેલા, બે રકાત ઝોહરની ફર્ઝ નમાઝ પછી, બે રકાત મગરિબની ફર્ઝ નમાઝ પછી અને બે રકાત ઈશાની ફર્ઝ નમાઝ પછી, આ કુલ બાર રકાતો સુન્નતે મુઅક્કિદા છે. (મુસ્લિમ : ૧ / ૨૫૨, હદીસ નં. ૧૦૫ – ૭૩૦)

પરંતુ જુમ્આના દિવસે ઈમામ અબૂ હનીફા (રહ.)ના કથન પ્રમાણે ૧૬ રકાતો સુન્નતે મુઅક્કિદા છે, જુમ્આથી પહેલા ચાર રકાત અને જુમ્આ પછી ચાર અને બે, કુલ છ (૬) રકાતો સુન્નતે મુઅક્કિદા છે, (મુસ્લિમ : ૧ / ૨૮૮, હદીસ નં. ૬૯–૮૮૧) તો જુમ્આના દિવસે તેમના મતે કુલ દસ રકાતો સુન્નતે મુઅક્કિદા છે. પરંતુ જુમ્આ પછીની બે રકાત સુન્નતને કયારેક છોડવાથી ગુનોહ નહી થાય. પરંતુ પઢશે તો સવાબ મળશે.

ઝોહરની ફર્ઝ અને સુન્નતે મુઅક્કિદા પછી બે રકાત, અસરની ફર્ઝથી પહેલાની ચાર રકાત અથવા બે રકાત જે પણ પઢી શકાય અને ઈશાની ફર્ઝ અને સુન્નતે મુઅક્કિદા પછીની બે રકાત અને વિત્ર પછીની બે રકાત અને મગરિબમાં સુન્નતે મુઅક્કિદા પછી છ (૬) રકાતો અથવા બે રકાત એવી રીતે તહિય્યતુલ મસ્જિદની બે રકાત, ઈશ્રાકની બે અથવા છ રકાત અને ચાશતની બે અથવા બાર રકાત અને તહજ્જુદની બે અથવા આઠ રકાતો અને એક રિવાયત મુજબ બાર રકાતો, આ બધી નમાઝો નવાફિલ એટલે કે સુન્નતે ગેર મુઅક્કિદા છે. તેમની ફઝીલતો અને સવાબ હદીસોની કિતાબોમાં મૌજૂદ છે.

(રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૩)

તમે સુન્નતે મુઅક્કિદા પઢતા નથી, એ ખોટું છે. અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે :

સાંભળો ! ખરેખર મને કિતાબ આપવામાં આવી છે અને તેની સાથે તેના જેવું પણ આપવામાં આવ્યું છે, ખબરદાર ! હવે નજીક છે કે એક પેટ ભરેલો માણસ ઓસિકાને ટેકો લગાવી બેસીને કહેશે કે તમારા માટે કુર્આનને પકડવું જરૂરી છે. (માત્ર કુર્આન કાફી છે, હદીસની જરૂરત નથી.) માટે તમે તેમાં જે હલાલ જુઓ, તેને હલાલ સમજો અને જે હરામ જુઓ તેને હરામ સમજો, ખબરદાર ! (તેની વાતમાં ન આવશો. (અબૂદાવૂદ : ૨ / ૬૨૩, હદીસ નં. ૪૬૦૪)

આ હદીસમાં અલ્લાહના નબી (સલ.)એ માત્ર કુર્આને કરીમ પર આધાર કરવાની મનાઈ ફરમાવી છે અને હદીસે પાકથી સાબિત થનાર અહકામો ન માનનારાઓને સખત શબ્દોમાં આગાહ કર્યા છે. જેનો ખુલાસો એ છે કે સુન્નત (મુઅક્કિદા અને ગેર મુઅક્કિદા)નું જો કુર્આનમાં વર્ણન ન હોય તો તેનાથી એ ન સમજે કે તે શરીઅતમાં મતલૂબ નથી. આપ (સલ.) એ સુન્નતની અદાયગીનો ખૂબ જ એહતિમામ ફરમાવ્યો છે, તેમજ તેને પઢવાની ઘણી ફઝીલત આવી છે, હદીસમાં છે કે જો ફરાઈઝમાં કમી આવશે, તો આ સુન્નતો વડે કયામતમાં ભરપાઈ કરવામાં આવશે. (સુનને તિરમિઝી : ૧ / ૯૪)

સુનને ઝવાઈદ માણસ મસ્જિદમાં જઈને અદા કરે છે, અને અલ્લાહ તઆલા તરફ મુતવજ્જેહ થાય છે તો ફરાઈઝને ધ્યાનથી પઢવાની તૌફીક મળે છે. આપ મસ્જિદમાં અઝાન થતાની સાથે ચાલ્યા જાવ છો, તો તે (સુન્નતો)નો એહતિમામ કરો, નહીં તો મસ્જિદમાં પહોંચી બેકાર અને વ્યર્થ વાતોમાં મશ્ગૂલ થવાનો ભય છે.

અસલ વાત એ છે કે અલ્લાહના રસૂલ (સલ.)એ ફર્ઝ સિવાય ઘણી નમાઝો સુન્નતે મુઅક્કિદા અને ગેર મુઅક્કિદા પઢી છે, એટલા માટે તમે, નબીએ કરીમ (સલ.)નું અનુસરણ કરી પોતાના ફરીઝામાં નુકસાનની ભરપાઈ માટે લાગી જાવ અને સુન્નતો અને નવાફિલનો એહતિમામ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) નફલ અને સુન્નતનો હુકમ અને તેની સંખ્યા

**સવાલ (૮૯૪)** : નફલ નમાઝનો શું હુકમ છે ? અને નફલ રકાતો કેટલી છે ? મગરિબ અને ઈશાની જે નફલ રકાતો છે, તેને પઢવી જોઈએ કે નહીં ? જવાબ આપવા વિનંતી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝ નમાઝથી પહેલા અને પછી કુલ બાર (૧૨) રકાતો સુન્નતે મુઅક્કિદા છે, કારણ વગર તેને છોડવી ના જાઈઝ છે. તેને છોડનાર લાનત – ફિટકારનો હકદાર છે. અને સુન્નતને હલકી અને મામૂલી (સામાન્ય) સમજનાર માણસ પર કુફ્રનો ખતરો છે.

ઉપરોક્ત દર્શાવેલ રકાતો સિવાય પઢવામાં આવતી નફલ નમાઝોને સુન્નતે ગેર મુઅક્કિદા કહેવામાં આવે છે. તે પઢનારને ખૂબ જ સવાબ મળે છે અને છોડનાર ગુનેહગાર થતો નથી. કિતાબોમાં વર્ણન કરેલ ઉપરોક્ત નફલ અને મુસ્તહબ નમાઝો પઢવા પર અનેક વાયદાઓ અને ફઝીલતો બયાન કરવામાં આવી છે. એટલા માટે તેને પઢવું બહેતર છે, તેને છોડવાની આદત બનાવી લેવી જોઈએ નહીં. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઓછા સમયમાં વધારે રકાત પઢવી બહેતર છે કે વધારે સમયમાં ઓછી રકાતો પઢવી બહેતર છે ?

**સવાલ (૮૯૫) :** એક માણસ ચાર મિનિટમાં છ રકાતો પઢે છે, બીજો માણસ ચાર મિનિટમાં ચાર રકાતો પઢે છે અને ત્રીજો માણસ ચાર મિનિટમાં બે રકાતો પઢે છે, તો આ ત્રણેમાં બહેતર કોણ છે અને કોને વધારે સવાબ મળશે ? ઘણાં લોકોને જોયા છે કે તેઓ જલ્દી જલ્દી ઉતાવળમાં નમાઝ પઢે છે તો શું જલ્દી નમાઝ પઢવી ખુશૂઅ અને ખુઝૂઅની વિરુદ્ધ નથી ? શું નમાઝ જેવી મહાન ઈબાદતમાં તા'દીલે અરકાન (સંતોષ કારક અરકાન અદા કરવા) જરૂરી નથી ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે માણસ નફલમાં વધારે લાંબી કિરાઅત કરે અને રકાતો ઓછી પઢે, તે એવા માણસથી બહેતર છે જે કિરાઅત ઓછી કરે અને રકાતો વધારે પઢે. પૂછેલ મસ્અલામાં ચાર મિનિટમા બે રકાતો પઢનારો માણસ શ્રેષ્ઠ અને બહેતર છે, એટલા માટે કે ઓછી રકાતો પઢનાર માણસ કુર્આનની તિલાવત વધારે કરશે અને કુર્આનની તિલાવત તમામ અઝકારમાં સર્વ શ્રેષ્ઠ ઝિક્ર એટલે કે અફઝલુઝ્ ઝિક્ર છે. માટે વધારે સમયમાં ઓછી રકાતો પઢનાર, ઓછા વખતમાં વધારે રકાતો પઢનારથી બહેતર છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૮)

નમાઝમાં તા'દીલે અરકાન (સંતોષકારક અરકાન અદા કરવા) વાજિબ છે. જો કોઈ માણસ તા'દીલે અરકાનનો ખ્યાલ કરી જલ્દી નમાઝ પઢે છે તો તેની નમાઝ થઈ જશે અને જે માણસ જલ્દી નમાઝ પઢે છે અને તા'દીલે અરકાનનો ખ્યાલ કરતો નથી, તો તેની નમાઝ થશે નહીં. વાજિબ છોડવાને કારણે ફરીથી બીજી વખત પઢવી પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) બહેનના નામ જેવું નામવાળી છોકરી સાથે નિકાહ કરવા માટે ઈસ્તિખારાની નમાઝ

**સવાલ (૮૯૬) :** ઈસ્તિખારહની નમાઝની રીત શું છે ? તેમજ કોઈ એવી સ્ત્રી સાથે નિકાહ કરવા માટે જે મારી બહેન જેવા નામવાળી છે, ઈસ્તિખારાની નમાઝ પઢી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે રાત્રે સુતા પહેલા વુઝૂ કરીને નફલની નિય્યતથી બે રકાત નમાઝ પઢો, ત્યાર પછી ઈસ્તિખારહની મસ્નૂન દુઆ પઢીને સુઈ જાવ, દુઆમાં "હાઝલ અમ્ર" ના બદલે તે છોકરીનું નામ લો અને એમ કહો કે આ છોકરી સાથે નિકાહનો ઈરાદો છે, ત્યાર પછી સુઈ જાવ, જો પંદર – વીસ દિવસમાં તમારા દિલને સંતોષ અને ઈત્મીનાન થઈ જાય અને તેની સાથે શાદી કરવા બાબતે દિલી સંતોષ થઈ જાય, તો નિકાહ કરી લો. (બુખારી : ૨ / ૯૪૪, હદીસ નં. ૬૩૮૨)

પૂછેલી સુરતમાં ઈસ્તિખારો કરવો જોઈએ.

**નોંધ :** આ મસ્અલા વિશે વધુ જાણકારી માટે મારી કિતાબ " મુસલમાન ઔરત ભાગ : ૧ – ૨" નો અભ્યાસ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ઈસ્તિખારાની રીત

**સવાલ (૮૯૭) :** ઈસ્તિખારાની રીત અને તેની તરતીબ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે કોઈ મહત્વનું કામ આવી પડે, તો સૌથી પહેલા બે રકાત નમાઝ પઢે, પહેલી રકાતમાં "કુલ્ યા અય્યુહલ્ કાફિરૂન" અને બીજી રકાતમાં "કુલ્ હુવલ્લાહુ અહદ" પઢે. સલામ ફેરવ્યા પછી અલ્લાહ તઆલાની હમ્દો ષના (વખાણ) અને નબીએ કરીમ (સલ.) પર દુરૂદ મોકલીને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ إِنِّىٓ أَسْتَخِيْرُكَ بِعِلْمِكَ وَأَسْتَقْدِرُكَ بِقُدْرَتِكَ وَأَسْأَلُكَ مِنْ فَضْلِكَ، فَإِنَّكَ تَقْدِرُ وَلاَ أَقْدِرُ وَتَعْلَمُ وَلاَ أَعْلَمُ وَأَنْتَ عَلاَّمُ الْغُيُوبِ اَللّٰهُمَّ إِنْ كُنْتَ تَعْلَمُ اَنَّ هٰذَا الْأَمْرَ خَيْرٌ لِّي فِيْ دِيْنِي وَمَعَاشِي وَعَاقِبَةِ أَمْرِي اَوْ فِي عَاجِلِ اَمْرِي وآجِلِه فَاقْدِرْهُ لِيْ وَيَسِّرْهُ لِيْ ثُمَّ بَارِكْ لِيْ فِيْهِ وَإِنْ كُنْتَ تَعْلَمُ أَنَّ هٰذَا الْأَمْرَ شَرٌّ لِّي فِيْ دِيْنِي وَمَعَاشِي وَعَاقِبَةِ أَمْرِي اَوْ فِي عَاجِلِ اَمْرِي وآجِلِه فَاصْرِفْهُ عَنِّي وَاصْرِفْنِي عَنْهُ وَاقْدِرْ لِيَ الْخَيْرَ حَيْثُ كَانَ ثُمَّ اَرْضِنِيْ بِهٖ۔

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરૂક બિઈલ્મિક વઅસ્તક્દિરૂક બિકુદ્રતિક વ અસ્અલુક મિન્ ફદ્લિકલ્ અઝીમ, ફઈન્નક તક્દિરૂ વલા અક્દિરુ વ તઅ્લમુ વલા અઅ્લમુ વ અન્ત અલ્લામુલ્ ગુયૂબિ અલ્લાહુમ્મ ઇન્ કુન્ત તઅ્લમુ અન્ન હાઝલ્ અમ્ર ખય્રૂલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી અવ્ ફી આજિલિ અમ્રિ વ આજિલિહી ફક્દિર્હૂ લી વયસ્સિર્હૂ લી ષુમ્મ બારિક્ લી ફીહી વ ઈન્ કુન્ત તઅ્લમુ અન્ન હાઝલ્ અમ્રિ શર્રુલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી અવ્ ફી આજિલિ અમ્રિ વ આજિલિહી ફસ્રિફ્હૂ અન્ની વસ્રિફ્ની અન્હુ વઅક્દિર્ લિયલ્ ખૈર હય્ષુ કાન ષુમ્મ અર્દિની બિહી.** (બુખારી : ૨ / ૯૪૪, હદીસ નં. ૬૩૮૨)

**અર્થ :** હે અલ્લાહ ! હું આપના ઈલ્મના માધ્યમથી ભલાઈ તલબ કરું છું અને આપની કુદરતથી આપથી (સદ્કાર્યો પર) કુદરત (શકિત) તલબ કરું છું અને આપથી આપના ફઝલ (મહેરબાની અને ઈનામ)ની માંગણી કરું છું, કારણ કે આપને કુદરત છે, અને મારામાં શકિત નથી અને આપ જાણો છો અને હું જાણતો નથી અને આપ સર્વ ગેબોને ખૂબ જાણો છો. હે અલ્લાહ ! જો આપના ઈલ્મમાં આ કામ (અહીં જે તે કામનું નામ લે) મારા માટે દીન અને દુનિયા, વર્તમાન અને ભવિષ્યમાં અને આખિરત માટે બહેતર છે, તો આપ તેને મારા નસીબમાં ફરમાવી દો અને તેને મારા માટે આસાન કરી દો, અને તેમાં મારા માટે બરકત અર્પણ કરો, અને જો આ કામ (અહીં કામનું નામ લે) મારા માટે દીન અને દુનિયા, વર્તમાન અને

ભવિષ્ય, મઆશ અને અંજામ (પરિણામ)ની દ્રષ્ટિએ બુરું છે તો તે કામને મારાથી દૂર રાખ અને મારા મનને તે કામ તરફથી ફેરવી દે અને જયાં પણ મારા માટે ખૈર નસીબમાં હોય તેનો મારા માટે ફેસલો કરી દે અને જે ફેસલો તમે ફરમાવો તેના પર મને ખુશ રાખ.

જો આ દુઆ અરબીમાં ન પઢી શકે તો ગુજરાતીમાં અથવા કોઈ પણ ભાષામાં પઢી લે, દુઆ પઢયા પછી કિબ્લા તરફ મોઢુ કરી સુઈ જાય, જો ઊંઘમાં સફેદ કે લીલા રંગની કોઈ વસ્તુ જુએ તો આ તે કામમાં ભલાઈ હોવાની નિશાની છે અને જો કાળો અથવા લાલ કલરની વસ્તુ જુએ તો તે કામમાં ખરાબીની નિશાની છે, માટે તેનાથી બચવું જોઈએ કોઈ વસ્તુનું સપનું જોવું કે ન જોવું અસલ નથી, એટલા માટે જો કોઈ સપનુ ન જુએ તો દિલ જે તરફ પ્રેરાય તેને કરી લે, જો એક દિવસમાં સંતોષ ન થાય તો સાત દિવસ સુધી આ અમલ કરે, પછી જે કામ કરશે, તેમાં ભલાઈ (ખેર) થશે. (શામી : ૨ / ૪૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) સુન્નતો અને નફિલ નમાઝોને ઘરે અદા કરવી અને ઈશાની છેલ્લી બે રકાતોને બેસીને પઢવી

**સવાલ (૮૯૮)** : ફજરની બે રકાત સુન્નતે મુઅક્કિદા ઘરેથી પઢીને જવી અને ઈશાની છેલ્લી બે નફિલ રકાતોને બેસીને પઢવા વિશે શું હુકમ છે ? અમુક લોકો ઈશાની છેલ્લી બે રકાતોને બેસીને પઢવાને સુન્નત કહે છે, શું આ વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફજરની બે રકાતો ઘરમાં પઢવી સુન્નત છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬ – ૨૭) એ સિવાય બીજી નફિલ નમાઝો પણ ઘરે પઢવી અફઝલ છે, પરંતુ જો બીક હોય કે સુસ્તી અને મશ્ગૂલીને લીધે નમાઝ પછી નફિલ નમાઝ ઘરે જઈને નહીં પઢી શકે તો પછી મસ્જિદમાં જ પઢવી અફઝલ છે. તેમજ ફજરની બે રકાતો મસ્જિદમાં ન પઢવાને કારણે જાહિલ લોકોને ગલત ફેહમી થાય કે ફજરની સુન્નતો, સુન્નતે મુઅક્કિદા નથી અથવા એવી બદગુમાનીનો ભય હોય કે લોકો એમ કહેશે કે ફલાણો માણસ સુન્નતો નથી પઢતો, તો આવી સુરતમાં મસ્જિદમાં પઢવી બહેતર છે.

(રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૨)

વિત્ર પછીની બે રકાતો નફલ ઊભા થઈને પઢવી અફઝલ છે, આપ (સલ.)

તહજ્જુદ પછી વિત્ર પઢતા હતા, લાંબી તહજ્જુદને કારણે થાકી જતા હતા, એટલા માટે અમુક વખતે (આ બે રકાતો) બેસીને પઢતા હતા, (સહીહ મુસ્લિમ : ૧ / ૨૫૩, હદીસ નં. ૧૨૦ – ૭૩૫, અબૂ દાઉદ : ૧ / ૧૩૭) આપણા માટે ઊભા થઈને પઢવી અફઝલ છે, હાં, જો કોઈ માણસ તહજ્જુદ પછી વિત્રની નમાઝ પઢે છે અને આપ (સલ.) ની પેરવીની નિય્યતે બેસીને બે રકાતો પઢે છે તો તે વધારે સવાબનો હકદાર બનશે. (દુર્રે મુખ્તાર) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) રમઝાનમાં તહજ્જુદની નમાઝ જમાઅત સાથે પઢવાનો હુકમ

**સવાલ (૮૯૯) :** ઉલમાએ દીન અને મુફતિયાને કિરામ આ મસ્અલામાં શું ફરમાવે છે કે રમઝાનુલ મુબારકમાં તહજ્જુદની નમાઝ જમાઅત સામે પઢવી શરઈ રીતે જાઈઝ છે કે નહીં ? અમુક લોકો તહજ્જુદને જમાઅત સાથે પઢવાને મકરૂહ સમજે છે, જયારે કે અમુક લોકો તેને જાઈઝ કહે છે. અમુક લોકો એમ કહે છે, બોલાવ્યા (એલાન) વગર રમઝાનમાં તહજ્જુદ (જમાઅત સાથે) પઢવામાં કોઈ વાંધો નથી. આ જ કથન પર હનફી મસ્લકનો ફતવો છે. આપથી નમ્ર વિનંતી છે કે આ મસ્અલાને સ્પષ્ટ ફરમાવશો. અને જેના પર ફતવો હોય તે પણ જણાવશો જેથી અવામ માટે ઈખ્તિલાફી મસ્અલામાં અમલ કરવો આસાન થઈ જાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અમુક અકાબિર રમઝાનના મહિનામાં "તહજ્જુદની નમાઝ" જમાઅત સાથે અદા કરતા હતા, બોલાવ્યા (ભેગા કર્યા) વગર તેની ઈજાઝત છે, પરંતુ અફઝલ અને ઉત્તમ એ છે કે તહજ્જુદની નમાઝ એકલા (જમાઅત વગર) પઢવામાં આવે, લોકોને ભેગા કર્યા વગર કયારેક કયારેક બે – ત્રણ માણસો કોઈની ઈકતિદામાં તહજ્જુદ પઢી લે તો જાઈઝ છે.

પરંતુ ત્રણથી વધારે માણસોએ રમઝાન સિવાયના મહિનામાં ઈકતિદા કરી હોય તો મકરૂહ છે. પરંતુ ઈકતિદા કરવી સહીહ છે.

હકીકતમાં આ મસ્અલામાં મતભેદ છે કે જમાઅત સાથે તહજ્જુદની નમાઝ પઢવી કેવું છે ? યાદ રહે કે આ મતભેદ જાઈઝ હોવા અને ન હોવા બાબતે નથી

પરંતુ કરાહત અને વગર કરાહતનો છે.

એલાન કર્યા વગર હોય તો રમઝાન અને રમઝાન સિવાય : બન્નેમાં તેને જમાઅત સાથે પઢવું કરાહત વગર જાઈઝ છે.

લોકોને બોલાવી જમાઅત કરવા બાબતે રમઝાન સિવાય અન્ય મહિનાઓમાં શું હુકમ છે ? ફિકહ હનફીની વધુ પડતી રિવાયતો તો આ જ છે કે રમઝાનમાં પણ લોકોને ભેગા કરી જમાઅત કરવી મકરૂહ છે. અમુક ફુકહાના કહેવા પ્રમાણે મકરૂહે તન્ઝીહી છે, અને અમુકના કહેવા પ્રમાણે મકરૂહે તહરીમી છે.

(રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૮ – ૪૯)

જાતે અમુક અકાબિરનો આ મામૂલ રહયો છે કે તહજ્જુદમાં જમાઅત સાથે કુર્આને કરીમ ખતમ કરતા હતા.

અમુકે "તુદાઈ"નો અર્થ " અઝાન અને ઈકામત બયાન કર્યો છે, માટે નફલ નમાઝ જમાઅત સાથે અદા કરવા માટે અઝાન અને ઈકામત કહેવી મકરૂહ છે, અને તેની કાયમી આદત બનાવી લેવી મકરૂહે તહરીમી, બલકે બિદઅતની હદમાં દાખલ થઈને હરામ થશે.

જે લોકો તહજ્જુદની નમાઝ રમઝાન મુબારકમાં જમાઅત સાથે અદા કરે છે, તે અલ્લાહના રસૂલ (સલ.) ના ફરમાન :

من قام رمضان ايمانا واحتسابا

થી દલીલ આપે છે (બુખારી : ૧ / ૧૦ હદીસ નં. ૩૭ – ૩૮) કે આ રિવાયતમાં તરાવીહનો કોઈ ઉલ્લેખ નથી, માટે તરાવીહ અને તરાવીહ વગર બન્ને સુરતોમાં જમાઅત સાથે (નફલ) અદા કરવી જાઈઝ છે.

એ જ રીતે ફુકહાએ લખ્યું છે કે નફલ નમાઝ "તુદાઈ" (લોકોને બોલાવીને ભેગા) કર્યા વગર જાઈઝ છે. (અલ ખઝાનતહ : ૧ / ૨૦૪)

મતલબ કે રમઝાનમાં જમાઅત કરીને તહજ્જુદ પઢવા બાબતે મતભેદ છે, એટલા માટે જે લોકો કોઈ હાફિઝ સાહેબ, કારી અને આલિમ સાહેબની પાછળ તહજ્જુદ અદા કરે છે, તેમને સખ્તીથી મનાઈ કરવામાં ન આવે, એટલા માટે કે જો તેમને ભાર પૂર્વક રોકવામાં આવશે તો અલગ અલગ (એકલા) તહજ્જુદને છોડી દેશે, આ એવું જ છે જેવું કે મકરૂહ વખતમાં નમાઝ પઢવી, હનફી ઉલમાની સર્વ સંમતિથી મકરૂહે તહરીમી છે, તેમ છતાં જો લોકોને તે સમયે નમાઝ પઢવાથી

રોકવામાં નહીં આવે, જેવું કે અલ્લામા હસકફી (રહ.)એ સાફ શબ્દોમાં લખ્યું છે કે મકરૂહ વખતમાં જે નમાઝ અદા કરે, તેને રોકવામાં ન આવે, જો તે સમયે નમાઝથી રોકવામાં આવશે તો શકય છે કે નમાઝ કઝા કરી દેશે અથવા નમાઝ બિલકુલ પઢે જ નહીં. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૭૦ – ૩૭૧)

મતલબ કે રમઝાનમાં તહજ્જુદની નમાઝ જમાઅત સાથે પઢનાર માણસને સખ્તીથી રોકવામાં ન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) તહજ્જુદની નમાઝ જમાઅત સાથે પઢવી અને સુબ્હે સાદિક થયા પછી અને ફજરની અઝાનથી પહેલા પઢવી. (૧૫) નમાઝની હાલતમાં ખંજવાળવું, મચ્છર ઉડાવવો અને સિજદાની હાલતમાં જમીનથી પગ અધ્ધર કરી દેવા

**સવાલ (૯૦૦) :** શું ફરમાવે છે મુફતિયાને કિરામ નીચે દર્શાવેલ મસ્અલાઓ વિશે :

(૧) તહજ્જુદની નમાઝ જમાઅત સાથે પઢી શકાય કે નહીં ? ઝેદનું કહેવું છે કે એલાન કરીને અથવા લોકોને બોલાવીને જમાઅત કરવી જાઈઝ નથી. હાં, જયારે કોઈ માણસને તહજ્જુદની નમાઝ પઢવા માટે જમાઅતમાં શરીક થવાની દાવત આપવામાં ન આવે અને ન તો કોઈને બોલાવવા માટે મોકલવામાં આવે, બલકે અમુક લોકો આપમેળે પોતાના શોખથી તહજ્જુદ પઢવા આવી જાય તો કોઈ વાંધો નથી. અમારા ગામમાં આ જ વસ્તુ રમઝાન મુબારકના આખરી અશરામાં પેશ આવે છે, જે લોકો રાત જાગવાનો ઈરાદો રાખે છે. તેમની નિય્યત હોય છે કે તહજ્જુદમાં મુકમ્મલ કુર્આને પાક સાંભળીને વધારે સવાબના હકદાર બનીએ. તેમજ આ લોકો પોતાના સંબંધીઓને તરગીબ આપી તહજ્જુદની જમાઅતમાં શરીક થવા માટે લાવે છે. તો આ રીતે જમાઅત મોટી થઈ જાય છે, માટે આપથી પૂછવાનું એ કે આ રીતે તહજ્જુદની નમાઝ પઢવાનો શું હુકમ છે ?

(૨) રમઝાન મહિના સિવાય વધુ પડતી જગ્યાએ ફજરની અઝાન સુબ્હે સાદિક પછી અડધો કલાક કે એનાથી મોડી થાય છે, તો આ સુરતમાં અઝાનથી પહેલા અને સુબ્હે સાદિક પછી તહજ્જુદ પઢવી જાઈઝ છે કે નહીં ?

(૩) નમાઝની હાલતમાં ખંજવાળવું, મચ્છર ઉડાડવા, વારંવાર દાઢીના વાળમાં હાથ નાંખવા અને બન્ને હાથો વડે દામનને વારંવાર વ્યવસ્થિત કરવાનો શું

હુકમ છે ?

(૪) સિજદાની હાલતમાં એક પગનું જમીનથી અધ્ધર કરવું કેવું છે ? અને જો બન્ને પગ જમીનથી અધ્ધર થઈ જાય તો તેનો શરઈ હુકમ શું છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ વ મુસલ્લિમા**

તહજ્જુદની નમાઝ માટે જમાઅત ગેર મસ્નૂન (મકરૂહ) છે. રમઝાન સિવાયના દિવસોમાં એક માણસે તહજ્જુદની નમાઝ પઢવા માટે નિય્યત બાંધી, બે ત્રણ મુકતદીઓએ તેમની ઈકતિદા કરી લીધી. તો જાઈઝ છે. હઝરત ઈતબાન બિન માલિક (રદિ.)ના મકાન પર અલ્લાહના રસૂલ (સલ.) તશરીફ લઈ ગયા, આપ (સલ.) એ નમાઝ શરૂ કરી, બીજા સહાબા (રદિ.) એ ઈકતિદા કરી લીધી, તો આપ (સલ.)એ તેમને મનાઈ ન કરી. માટે જો કયારેક એલાન (બોલાવ્યા) વગર રમઝાન સિવાયના દિવસોમાં આપમેળે જમાઅત બની જાય, તો જાઈઝ છે. (બુખારી : ૧ / ૬૦ હદીસ નં. ૪૨૪)

પરંતુ રમઝાન મુબારકમાં તહજ્જુદની નમાઝ જમાઅત સાથે અદા કરવા બાબતે મતભેદ (ઈખ્તિલાફ) છે. અમુક ઉલમાએ જાઈઝ કહયું છે અને શામી અને બદાઈઅ (નામી કિતાબો)ની આ ઈબારત (લખાણ) દલીલ રૂપે રજૂ કરી છે. જેમાં છે કે : " જમાઅત, નફલ નમાઝ માટે મસ્નૂન નથી, માત્ર રમઝાનની નવાફિલ સિવાય.

રમઝાનના નવાફિલ (નફિલ નમાઝો)માં તરાવીહ અને તહજ્જુદ બન્ને શામિલ છે, માટે રમઝાનમાં તહજ્જુદની નમાઝ જમાઅત સાથે પઢવી જાઈઝ છે અને રમઝાન સિવાયના દિવસોમાં મકરૂહ છે. (રદ્દુલ મુહતાર : ૨ / ૫૦૦)

(૨) સુબ્હે સાદિક પછી ફજરની બે રકાતો સુન્નત સિવાય બીજી કોઈ નફિલ નમાઝ પઢવી જાઈઝ નથી. (આલમગીરી : ૧ / ૧૯ – ૨૦)

તહજ્જુદનો સમય સુબ્હે સાદિક સુધી છે, માટે સુબ્હે સાદિક પછી તહજ્જુદની નિય્યતથી નફલ નમાઝ જાઈઝ નથી.

(૩) ફુકહાએ લખ્યું છે કે અમલે કષીરથી નમાઝ ફાસિદ થઈ જાય છે, અમલે કષીરમાં અમુક કથનો છે, પરંતુ અલ્લામા શામી (રહ.) એ આ કથનને પસંદ કર્યુ છે કે દૂરથી જોનાર માણસ નમાઝી માણસને નમાઝથી બહાર સમજે, તો આ અમલે કષીર છે, નહીં તો અમલે કલીલ, દાઢીમાં હાથ ફેરવવા, કપડા વ્યવસ્થિત કરવા આ

બધા વ્યર્થ – બેકાર કામો છે, એટલા માટે મકરૂહ છે. તેનાથી બચવું જોઈએ. પરંતુ અમલે કષીર સાબિત ન થાય, તો નમાઝ ફાસિદ નહીં થાય. (રદ્દુલ મુહતાર : ૧ / ૬૨૪)

(૪) જો સિજદામાં બન્ને પગ જમીનથી એકદમ અધ્ધર થઈ ગયા હોય, અને થોડી વાર માટે પણ જમીન પર રહયા ન હોય તો નમાઝ ફાસિદ થઈ જશે. પરંતુ થોડી વાર જમીન પર રહયા અને પછી અધ્ધર થઈ ગયા, અથવા શરૂમાં અધ્ધર હતા અને પછી જમીન પર મુકી દીધા. તો સિજદો સહીહ (બરાબર) થઈ જશે અને નમાઝ પણ દુરુસ્ત થઈ જશે. પરંતુ પગને ઉઠાવવા (અધ્ધર કરવા) અથવા આમતેમ હલાવવા મકરૂહ છે. (રદ્દુલ મુહતારઃ ૨ / ૧૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) વિત્રની નમાઝમાં દુઆએ કુનૂતના વાજિબ હોવા વિશે એક સવાલનો જવાબ

**સવાલ (૯૦૧) :** બે મસ્અલા બેહિશ્તી ષમર : ૧ (પ્રકરણ : સહજદએ સહવ)માંથી નકલ કરી રહયો છું.

**મસ્અલો :** દુઆએ કુનૂતની જગ્યાએ "સુબ્હાનકલ્લાહુમ્મ (ષના)" પઢી લેવું. પછી જયારે તેને યાદ આવ્યું તો દુઆએ કુનૂત પઢી લીધી, તો સિજદએ સહવ વાજિબ થશે કે નહીં ? કેમકે કોઈ ખાસ દુઆ તેમાં વાજિબ નથી.

**મસ્અલો :** વિત્રમાં દુઆએ કુનૂત પઢવાનું ભૂલી ગયો, સૂરત પઢીને સીધા રૂકૂઅમાં ચાલ્યો ગયો, તો સિજદએ સહવ વાજિબ છે, કારણ કે દુઆએ કુનૂત પઢવું વાજિબ છે.

હવે મારો સવાલ એ છે કે પહેલા મસ્અલામાં તો એવું લખ્યું છે કે વિત્રની નમાઝમાં કોઈ દુઆ ખાસ નથી, જયારે કે બીજા મસ્અલામાં વિત્રની નમાઝમાં દુઆએ કુનૂતને ખાસ કરવામાં આવ્યું છે, અને કહેવામાં આવ્યું છે કે દુઆએ કુનૂત પઢવું વાજિબ છે. તેમજ દુઆએ કુનૂત ન પઢવાની સુરતમાં સિજદએ સહવ કરવાનો પણ હુકમ આપવામાં આવ્યો છે. એ જ પ્રમાણે આ કિતાબમાં પેજ નંબર ૬૬ પર નમાઝના વાજિબાતમાં વિત્ર માટે દુઆએ કુનૂતને પણ ગણવામાં આવ્યું છે. જાહેરમાં આ બન્ને મસ્અલામાં વિરોધાભાસ જણાય છે. જરૂરી માર્ગદર્શન આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ જનાબે બેહિશ્તી ઘમરના હવાલાથી જે બે મસાઈલનો ઉલ્લેખ કર્યો છે, એ બન્નેવ મસ્અલામાં કોઈ વિરોધાભાસ નથી, એટલા માટે કે વિત્રની નમાઝમાં દુઆ વાજિબ છે. પરંતુ મશ્હૂર દુઆ પઢવી સુન્નત છે. જેથી "સુબ્હાનક લ્લાહુમ્મ... (અંત સુધી)" અથવા તે સિવાય કોઈ બીજી દુઆ પઢશે તો વાજિબ અદા થઈ જશે. શામીમાં લખ્યું છે :

(وقنت فيہ) ويسن الدعاء المشهور----- وبہ يفتى

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૬)

અને માત્ર કિરાઅત પર બસ કરવું અને બિલકુલ દુઆ ન પઢવી, વાજિબને છોડવું છે, જેથી સિજદએ સહવ વાજિબ થશે. વાજિબાતમાં કુનૂતને વાજિબ કહેવું ખાસ દુઆના વુજૂબના અર્થમાં નથી.

وذكر فى البحر عن الكرخى أن القنوت ليس فيہ دعاء مؤقت لأنہ روى عن الصحابةأدعية مختلفة ولأن المؤقت من الدعاء يذهب برقة القلب

(શામી : ૨ / ૬૩૩)

આ જવાબથી આપના પ્રશ્નોનો જવાબ હલ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) રમઝાનમાં ઈશાની નમાઝ જમાઅતથી ન પઢનાર માટે વિત્રનો હુકમ

**સવાલ : (૯૦૨) :** રમઝાન મહિનામાં જે માણસને ઈશાની નમાઝની જમાઅત ન મળે અને તે તરાવીહમાં જોડાય જાય, તો તેના માટે વિત્રની નમાઝ જમાઅત સાથે પઢવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈશાની ફર્ઝ નમાઝ પઢયા પછી જ સુન્નતો અને તરાવીહ પઢવામાં આવે, ફર્ઝ નમાઝ અદા કર્યા વગર વિત્ર અને તરાવીહ અદા થશે નહીં. ફર્ઝ નમાઝ જમાઅત સાથે મળી નથી તો એકલો (અલગથી) પઢી લે. ત્યાર પછી જ તરાવીહમાં શામિલ થાય, ફર્ઝ અદા કર્યા વગર તરાવીહમાં શામિલ થવું દુરુસ્ત નથી, અને વિત્રને

રમઝાન મહિનામાં જમાઅત સાથે અદા કરવી જોઈએ. તેનાથી સવાબ વધારે મળશે, અને જે લોકો વિત્રને એકલા પઢવાનું કહે છે, તે સ્પષ્ટ ગલતી પર છે. (શામી : ૧ / ૪ ૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) ફર્ઝ પહેલાની સુન્નતોને ફર્ઝ નમાઝ પછી પઢવી

**સવાલ (૯૦૩) :** (૧) ફર્ઝ નમાઝથી પહેલાની સુન્નતો ફર્ઝ નમાઝ પછી પઢી શકાય કે નહીં ?

(૨) એ જ રીતે ફર્ઝની કઝા સાથે તેને પઢી શકાય કે નહીં ?

(૩) અમુક લોકો કહે છે કે સુન્નતે મુઅક્કિદાની દરેક રકાતમાં સૂરએ ફાતિહા પછી સૂરત મિલાવવી જોઈએ, શું આ વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧–૨) ઝોહરની સુન્નતે મુઅક્કિદા જો છુટી જાય તો ફર્ઝ નમાઝ પછી પઢી લેવી બહેતર છે. (સુનને તિરમિઝી : ૧ / ૯૭, હદીસ નં. ૪૨૬) અને જો ફજરની સુન્નતો છુટી ગઈ હોય તો જો કે ફજરની ફર્ઝ નમાઝ પછી નફલ નમાઝ પઢવી મકરૂહ છે, માટે ફર્ઝ પછી તેને પઢવી ન જોઈએ, અને સુર્યોદય (સૂર્ય ઉગ્યા) પછી પઢી, તો તે સુન્નતની કઝા નથી થઈ, હા, ફજરની સુન્નત ફર્ઝની સાથે છુટી ગઈ હોય અને તે જ દિવસે સૂર્ય ઉગ્યા પછી તેની કઝા કરી રહયા છો, તો ફર્ઝની સાથે સાથે સુન્નતની પર કઝા કરી લે, માત્ર (એકલી) સુન્નતોની કઝા નથી. એ જ રીતે તે દિવસની ફજર સિવાય કોઈ અન્ય કઝા નમાઝની સાથે સુન્નતોની કઝા નથી.

(દુર્રે મુખ્તાર : ૨ / ૫૬,૫૮)

(૩) સુન્નતે મુઅક્કિદા હોય કે ગેર મુઅક્કિદા તેની ચારેવ રકાતોમાં કિરાઅત ફર્ઝ છે. માત્ર ફર્ઝની પહેલી બે રકાતો સિવાયમાં કિરાઅત ફર્ઝ નથી. (દુર્રે મુખ્તાર : ૧ / ૪૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) માત્ર ફજરની સુન્નતની કઝા કરવી

**સવાલ (૯૦૪) :** ફજરની સુન્નતે મુઅક્કિદા છુટી જાય અને (માત્ર) ફર્ઝ નમાઝ અદા કરવામાં આવે તો શું સૂરજ ઉગ્યા પછી સુન્નતે મુઅક્કિદાની કઝા કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર સુન્નતની કઝા નથી, હા, જો ફજરની સુન્નતની સાથે ફર્ઝ નમાઝ કઝા થઈ જાય તો તે જ દિવસે ઝવાલ (મધ્યાહન) થી પહેલા ફર્ઝની સાથે સુન્નતની પણ કઝા કરી શકાય છે. પરંતુ ઝવાલ પછી ફજરની કઝા કરવામાં આવે તો માત્ર ફર્ઝની કઝા કરવામાં આવે, સુન્નતની કઝા નહીં થાય. (શામી : ૧ / ૬૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) વિત્રની નમાઝમાં દુઆએ કુનૂત પછી દુરૂદ શરીફ પઢવું

**સવાલ (૯૦૫) :** વિત્રની નમાઝમાં દુઆએ કુનૂત પઢયા પછી દુરૂદ શરીફ પઢવું કેવું છે ? મતલબ કે રૂકૂઅમાં જતા પહેલા કયામમાં દુઆએ કુનૂત પઢયા પછી દુરૂદ શરીફ પઢવું સુન્નત છે કે બિઅદત ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વિત્રની ત્રીજી રકાતમાં દુઆએ કુનૂત પઢયા પછી દુરૂદ શરીફ પઢવું જોઈએ. (દુર્રે મુખ્તાર મઅ શામી : ૨ / ૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) વિત્રની નમાઝ તહજ્જુદ પછી પઢવી

**સવાલ (૯૦૬) :** તહજ્જુદના પાબંદ માણસ માટે વિત્રની નમાઝ તહજ્જુદની નમાઝ પછી પઢવી સુન્નત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તહજ્જુદની નમાઝ પઢવા માટે ઉઠવા પર સંપૂર્ણ ભરોસો હોય અને માણસ તહજ્જુદનો પાબંદ હોય, તો તેના માટે તહજ્જુદ પઢયા પછી વિત્રની નમાઝ પઢવી સુન્નત છે. અને જો ભરોસો ન હોય તો ઈશા પછી જ પઢી લેવી બહેતર છે. જેને રાતના આખરી ભાગમાં જાગવાનું યકીન ન હોય તેણે ઈશા પછી સુતા પહેલા વિત્ર પઢવાની આપ (સલ.) એ તાકીદ કરી છે. (મુસ્લિમ : ૧ / ૨૫૮, હદીસ નં. ૧૬૨ – ૭૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ફર્ઝ નમાઝ પછી સુન્નતો અને નફિલ માટે જગ્યા બદલવી

**સવાલ (૯૦૭) :** એક જગ્યાએ ફર્ઝ નમાઝ જમાઅત સાથે અદા કર્યા પછી નફલ અથવા સુન્નત નમાઝ જગ્યા બદલીને પઢવી મુસ્તહબ છે, કારણ કે કાલે કિયામતના

દિવસે તે જગ્યા ગવાહી આપશે, પરંતુ કોઈ બીજા નમાઝીને હટાવીને જગ્યા બદલવી અને મુસ્તહબ અદા કરવો કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ માટે જગ્યા બદલવાની તાકીદ વધારે છે. મુકતદીઓ માટે પણ ફઝીલતની વસ્તુ છે, પરંતુ તેના માટે કોઈ માણસને તેની જગ્યાએથી હટાવવો, જેના લીધે તેને દુઃખ થતું હોય, દુરુસ્ત નથી. મુસ્તહબ વસ્તુ પર અમલ કરવા માટે મનાઈ કરેલ વસ્તુને કરવી જાઈઝ નથી. આવું કરવાથી તે અમલ મુસ્તહબ નહી રહે. (દુર્રે મુખ્તાર : ૧ / ૫૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) નમાઝનો સમય થતા અઝાનથી પહેલા ફર્ઝ પહેલાની સુન્નતો પઢી શકાય છે કે નહી ?

**સવાલ (૯૦૮) :** નમાઝનો વખત થઈ ગયા પછી અઝાનથી પહેલા ફર્ઝ પહેલાની સુન્નતો પઢી શકાય છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝ પહેલાની સુન્નતો તેનો અસલ વખત અઝાન અને ઈકામતની દરમિયાનનો છે, માટે અઝાન થયા પછી ઈકામતથી પહેલા પઢવી મસ્નૂન છે, અલ્લાહના રસૂલ (સલ.) અને હઝરાતે સહાબએ કિરામ (રદિ.) નો પણ આ જ અમલ હતો, દા.ત. ફજરની સુન્નત બાબતે હદીસે પાકમાં આપ (સલ.) નો અમલ બતાવ્યો છે કે આપ (સલ.) તહજ્જુદ અને વિત્રથી ફારિગ થઈને થોડી વાર આરામ ફરમાવતા, ત્યાર પછી જયારે મુઅઝ્ઝિન સાહેબ આપ (સલ.) ને ફજરની નમાઝ માટે જગાડતા તો આપ (સલ.) બે રકાત ટુંકી પઢયા પછી મસ્જિદમાં તશરીફ લાવતા. (અબૂ દાઉદ : ૧ / ૧૯૪, હદીસ નં. ૧૩૬૭)

ઉપરોકત રિવાયતમાં આપ (સલ.)ના અમલથી સાબિત થાય છે કે ફર્ઝ પહેલાની સુન્નતોનો વખત ફર્ઝ નમાઝથી પહેલા, અઝાન પછી છે, બીજી રિવાયતોમાં પણ આ જ તાલીમ આપવામાં આવી છે. દા.ત. એક હદીસમાં આપ (સલ.) નો ઈર્શાદ છે કે અઝાન અને ઈકામતના દરમિયાન નફલ નમાઝ છે.

(તિરમિઝી : ૧ / ૪૫, હદીસ નં. ૧૮૫)

પરંતુ જો કોઈ માણસ પોતાના મોહલ્લાની મસ્જિદ જેમાં તે સામાન્ય રીતે નમાઝ પઢે છે, તેમાં અઝાન ન થઈ હોય, અને નમાઝનો વખત થઈ જવાથી બીજી

નજીકની મસ્જિદોમાં અઝાન થઈ ચુકી હોય તો તેના માટે મોહલ્લાની મસ્જિદની અઝાનથી પહેલા ફર્ઝ પહેલાની સુન્નતો પઢવામાં કોઈ વાંધો નથી. પરંતુ ફર્ઝ નમાઝ અને ફર્ઝ પહેલાની સુન્નતો દરમિયાન વધારે અંતર ન રાખવું બહેતર છે.
(રદ્દુલ મુહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) અઝાન પછી તહિય્યતુલ્ વુઝૂ અથવા તહિય્યતુલ્ મસ્જિદની નમાઝ પઢવી

**સવાલ (૯૦૯) :** અઝાન પછી તહિય્યતુલ વુઝૂ અને તહિય્યતુલ મસ્જિદ પઢી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અઝાન પછી તહિય્યતુલ વુઝૂ અને તહિય્યતુલ મસ્જિદ પઢવું જાઈઝ છે.
(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) ફજરની નમાઝ સિવાય બીજી કોઈ નમાઝમાં કુનૂતે નાઝિલા પઢવું

**સવાલ (૯૧૦) :** આજ કાલ બાબરી મસ્જિદની શહાદતને સામે રાખી સમગ્ર દેશમાં હિંસા ફાટી નીકળી છે. આવી પરિસ્થિતિમાં ફજરની નમાઝ સિવાય મગરિબ અથવા જુમ્આ વગેરેમાં કુનૂતે નાઝિલા પઢવા બાબતે શું હુકમ છે ? તેમજ આવી પરિસ્થિતિ માં કોઈ અન્ય દુઆ અને વિર્દ હોય તો માર્ગદર્શન આપશો, જેથી વ્યકિતગત અને સામુહિક રીતે તેને હિફાઝત માટે પઢવાનો મામુલ બનાવી શકીએ.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સુફિયાન ષોરી અને ઈમામ અહમદ (રહ.) નું કથન છે કે જહરી નમાઝમાં કુનૂતે નાઝિલા પઢવામાં આવે. આ બાબતે ઈમામ શાફિઈ (રહ.)નો મસ્લક આ છે કે જો મુસીબત સખત હોય, તો સિર્રિ અને જહરી બધી નમાઝોમાં પણ કુનુતે નાઝિલા પઢવું જાઈઝ છે., હનફી ઉલમા ફરમાવે છે કે કુનુતે નાઝિલા માત્ર ફજરની નમાઝમાં જ પઢવામાં આવે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૧, બહરુર્રાઈક : ૨ / ૪૭–૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) કુનુતે નાઝિલા કયાં સુધી પઢવામાં આવે

**સવાલ (૯૧૧) :** ભારતની પરિસ્થિતિ અમુક મહિના પહેલા ખતરનાક હતી,

એટલા માટે ફજરની નમાઝમાં કુનુતે નાઝિલા પઢવાનું શરૂ કર્યુ હતું. જે હજુ સુધી ચાલું છે. હદીસે પાકમાં છે કે આપ (સલ.) એ એક મહિના સુધી કુનુતે નાઝિલા પઢી હતી. (બુખારી શરીફ : ૨ / ૫૮૫ હદીસ નં.૪૦૯૦, મુસ્લિમ શરીફ : ૧ / ૨૩૭) તો હવે અત્યારે કુનુતે નાઝિલા બંધ કરવામાં આવે ? અથવા તેને ચાલુ રાખવામાં આવે ? અને કયાં સુધી પઢવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ભારતની વર્તમાન પરિસ્થિતિ સારી નથી, હાલાત જેવા નજર આવી રહયા છે, હકીકત તેનાથી બિલકુલ વિપરિત છે. યુ.પી.માં અનામત (રિઝર્વેશન)ની વિરુધ્ધ ખૂબ જ પ્રદર્શનો ચાલી રહયા છે, અને હવે ગુજરાતમાં પણ આ રીતે પ્રદર્શનો અને દેખાવો કરવા બાબતે વિચારી રહયા છે. એટલા માટે કુનુતે નાઝિલા ચાલુ રાખવામાં આવે. અલ્લાહના રસૂલ (સલ.) એ એક મહિના સુધી કુનુતે નાઝિલા પઢી, કબૂલિયતે દુઆ (એટલે જેના હકમાં બદદુઆ કરી રહયા હતા, તેના પરિણામ સુધી પહોંચી જવા) પછી આપ (સલ.)એ કુનુતે નાઝિલા પઢવાનું બંધ ફરમાવ્યું.

(મુસ્લિમ શરીફ : ૧ / ૨૩૯, હદીસ નં.૨૯૫ – ૬૭૫)

માટે આપણે જયાં સુધી પરિસ્થિતિ સુધરે નહીં ત્યાં સુધી કુનુતે નાઝિલા પઢવાનું ચાલું રાખવું જોઈએ. દેશમાં મુસલમાનો શહીદ થઈ ગયા, તેમના ઘરોને લુટવામાં આવ્યા, તેમ છતાં મુસલમાનો પર ખોટા કેસો કરી સતામણી કરવામાં આવી રહી છે. કેટલાયે નિદોર્ષ નવજવાનોને આતંકવાદના ખોટા આરોપસર ધરપકડ કરી જેલમાં ધકેલી દેવામાં આવ્યા છે. માટે કુનુતે નાઝિલા ચાલું રાખવામાં આવે. મસ્જિદને આબાદ કરવાની કોશિશમાં રહે. યાસીન શરીફ પઢીને દુઆઓ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) વિત્ર સિવાય બીજી કોઈ નમાઝમાં દુઆએ કુનુત પઢી શકાય છે કે નહીં ?

**સવાલ (૯૧૨) :** વિત્રની નમાઝ સિવાય બીજી નમાઝોમાં દુઆએ કુનુત પઢવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દુઆએ કુનૂત માત્ર વિત્રમાં પઢવામાં આવશે. એ સિવાય બીજી કોઈ ફર્ઝ નમાઝમાં પઢવું સહીહ નથી, જે વખતે ઈસ્લામ અને મુસલમાનો પર દુશ્મનો તરફથી કોઈ ખતરો હોય અથવા અત્યાચારો વધી ગયા હોય તો આવી પરિસ્થિતિમાં

ફજરની નમાઝની બીજી રકાતના રૂકૂઅ પછી કુનૂતે નાઝિલા પઢવી જોઈએ. (દુર્રે મુખ્તાર, શામી : ૨ / ૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) ઝવાલ પછી પઢવામાં આવતી સુન્નતનો સવાબ

**સવાલ (૯૧૩) :** બપોરે ઝવાલના સમય પછી મકરૂહ સમય પુરો થયા પછી જયારે ઝોહરનો વખત શરૂ થાય છે, તે વખતે ચાર રકાત સુન્નતે ઝવાલ પઢે છે, શું આ ચાર રકાત સુન્નત છે ? અને તેનો કેટલો સવાબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સુન્નતે ઝવાલ મસ્નૂન છે, આપ (સલ.) ઝવાલ પછી ચાર રકાત પઢતા હતા અને ફઝીલત બયાન ફરમાવતા હતા કે ઝવાલ (મધ્યાહન) પછી આકાશના દરવાજા ખુલે છે, એટલા માટે હું પસંદ કરું છું કે આ સમયે મારા નેક આમાલ ઉપર ચઢે. (તિરમિઝી : ૧ / ૧૦૮, હદીસ નં. ૪૭૮)

અને એક રિવાયતમાં ઈર્શાદ ફરમાવ્યો કે તહજ્જુદની નમાઝ જેટલો સવાબ મળે છે અને દરેક વસ્તુ આ સમયે અલ્લાહ તઆલાની તસ્બીહ પઢે છે. (તિરમિઝી, મિશ્કાતુલ મસાબિહઃ ૧ / ૩૬૯, હ. નં.૧૧૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ફર્ઝ નમાઝ પઢયા વગર વિત્રની ઈકતિદા કરવી

**સવાલ (૯૧૪) :** એક માણસ ઈશાની નમાઝ ઈમામ સાહેબ પાછળ પઢી શકયો નથી, તો શું તે વિત્રમાં ઈમામની ઈકતિદા કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક માણસ એવા વખતે મસ્જિદમાં દાખલ થયો, જયારે કે ઈશાની જમાઅત થઈ ચુકી હતી, તો તેને સૌથી પહેલા ફર્ઝ નમાઝ અદા કરવી જોઈએ, ત્યાર પછી તરાવીહમાં જોડાય જાય, અને જમાઅત સાથે તરાવીહ પઢે અને વિત્ર પણ જમાઅત સાથે અદા કરે, ખુલાસો એ છે કે જે મુકતદીએ જમાઅત સાથે તરાવીહ પઢી હોય, તે વિત્રમાં ઈકતિદા કરી શકે છે, ભલે પછી ઈશાની ફર્ઝ નમાઝમાં ઈમામની ઈકતિદા ન કરી હોય. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) જુમ્આ પહેલાની ચાર સુન્નતે મુઅક્કિદા છૂટી જાય તો કયારે પઢે ?

**સવાલ (૯૧૫) :** અહીં કેનેડામાં વધુ પડતા લોકો કામ ધંધેથી સીધા જુમ્આની

નમાઝ માટે આવે છે, અમુક લોકો ખુત્બા વખતે મસ્જિદમાં આવે છે, તેનાથી (જુમ્આ પહેલાની) ચાર રકાતો સુન્નતે મુઅક્કિદા પઢી શકતા નથી. હવે જો તે છુટેલી સુન્નતે મુઅક્કિદા ફર્ઝ નમાઝ પછી પઢવા ચાહે તો શું છુટેલી સુન્નત પહેલા પઢે કે ફર્ઝ પછીની સુન્નતો પહેલા પઢે ? બંદાએ આલમગીરી અને શામીના હવાલા અમુક કિતાબોમાં જોયા, પરંતુ જવાબ અલગ અલગ મળ્યો. આશા છે કે સ્પષ્ટતા કરશો, તેમજ જો જુમ્આ પછીની સુન્નતો પહેલા પઢવામાં આવે તો શું ચાર રકાતો પઢે કે પછી છ રકાતો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના જણાવ્યા પ્રમાણે શામી, આલમગીરી, કબીરી વગેરે કિતાબો જોઈ, પરંતુ આ (જુમ્આ) વિશે કંઈ મળ્યુ નથી.

અલબત્ત કિફાયતુલ મુફતી અને ફતાવા દારૂલ ઉલૂમમાં લખ્યું છે કે છુટેલી સુન્નતો પહેલા અને બાદમાં બન્ને રીતે પઢી શકાય છે. (કિફાયતુલ મુફતી : ૩ / ૩૧૭)

પરંતુ બહેતર એ છે જે ફતાવા દારૂલ ઉલૂમના હાશિયામાં લખ્યું છે અને તેમાં સુન્નતો વિશે ચર્ચા છે, પરંતુ તેમાં પણ જુમ્આની છૂટેલી સુન્નતોનું અલગથી વર્ણન નથી, બલકે ઝોહરની છૂટેલી સુન્નતોનું બયાન છે કે ઝોહરની ચાર સુન્નતો જો ફર્ઝની ઈકામતને કારણે છૂટી ગઈ તો તેને નમાઝી ફર્ઝ નમાઝ પછીવાળી બે રકાત સુન્નતો પછી પઢે, કારણ કે પહેલી ચાર રકાતો સુન્નતે મુઅક્કિદા તો પોતાની જગ્યાએથી હટી જ ગઈ છે, હવે તેને અદા કરવા માટે પછીની બે રકાત સુન્નતે મુઅક્કિદાને પોતાની જગ્યાએથી હટાવવામાં ન આવે. તેથી આના પર કયાસ કરી જુમ્આની (ફર્ઝથી) પહેલાની ચાર સુન્નતોને એક સલામથી અથવા છ રકાત સુન્નતોને બે સલામથી અદા કર્યા પછી પઢવામાં આવે. ઈમામ અબૂ હનીફા (રહ.)નું પણ આ જ કથન છે. ફતાવા દારૂલ ઉલૂમના હાશિયામાં લખ્યું છે :

وفی مبسوط شیخ الاسلام انہ الأصح لحدیث عائشۃ رضی اللہ عنہا انہ علیہ الصلوۃ والسلام کان اذا فاتتہ الأربع قبل الظہر یصلیہن بعد الرکعتین وہو قول ابی حنیفۃ

(ફતાવા દારૂલ ઉલૂમ : ૧ / ૨૦૪ હાશિયામાં) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# વરસાદ માંગવાનું બયાન

## (૧) દુકાળના સમયે કુનુતે નાઝિલા અને નમાઝે ઈસ્તિસ્કાઅ્ પઢવું

**સવાલ (૯૧૬) :** અત્યારે અમારા વિસ્તારમાં બિલ્કુલ વરસાદ નથી, માટે દરખ્વાસ્ત છે કે આપ ખાસ દારૂલ ઉલૂમના તલબા પાસે વરસાદની દુઆ કરાવશો, શું આવી પરિસ્થિતિમાં કુનુતે નાઝિલા પઢી શકાય છે ? એ જ રીતે ઈસ્તિસ્કાઅની નમાઝ ? ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વરસાદ માટે દુઆ માંગવી જોઈએ, (સૂરએ નૂહ : ૧૦ – ૧૨) ગુનાહોથી ઈસ્તિગ્ફાર કરવો જોઈએ અને એક વિશેષ નમાઝ પઢવી જોઈએ, જેને નમાઝે ઈસ્તિસ્કાઅ કહેવામાં આવે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૩, ૧૫૪, રદ્દુલ મુહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن ابن عباس رضی الله عنهما أن النبی ﷺ کان یصلی فی
رمضان عشرین رکعة سوی الوتر (المعجم اوسط)

**તર્જુમો :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) થી રિવાયત છે કે આપ (સલ.) રમઝાનમાં વિત્ર સિવાય વીસ રકાતો પઢતા હતા. (મુઅજમુલ અવસત :૧ / ૨૪૩, હદીસ નં. ૭૯૮)

# તરાવીહનું બયાન

بِسۡـمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡـمِ

# તરાવીહનું બયાન

## (૧) વીસ રકાત તરાવીહની સાબિતી અને તેની હકીકત

**સવાલ (૯૧૭) :** નબીએ કરીમ (સલ.) થી તરાવીહની કેટલી રકાતો સાબિત છે, આઠ, બાર કે વીસ ? હદીસોના હલાવાથી જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈલ્મી બહષ (ચર્ચા) તમારું કામ નથી, તમારા માટે એટલું જાણી લેવું બસ છે કે નબીએ કરીમ (સલ.) રમઝાનમાં વિત્ર સિવાય તરાવીહની વીસ રકાતો પઢતા હતા. (મુઅજમુલ અવસતઃ ૧ / ૨૪૩, હદીસ નં.૭૯૮ મુઅજમુલ કબીર : ૧૧ / ૩૯૩)

મુસન્નફે ઈબ્ને અબી શયબામાં પણ આ રિવાયત નકલ કરી છે.

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૨ / ૧૬૪, હદીસ નં. ૬૯૨)

જયારે હઝરત ઉમર (રદિ.) એ પોતાના જમાનામાં ૨૦ રકાત તરાવીહ પઢી છે, તો તેમની પાસે કોઈ મજબૂત દલીલ હશે, તો જ તેમણે ૨૦ રકાતો પઢી છે, દલીલ વગર તેમનું આ રીતે ૨૦ રકાતો પઢવું અશકય છે. આ તરફ પણ ધ્યાન આપો કે આપ (સલ.) એ ખુલફાએ રાશિદીનના અનુસરણનો ઉપદેશ આપ્યો છે. આપ (સલ.) નું ફરમાન છે :

عليكم بسنتي وسنة الخلفاء الراشدين المهديين

અર્થ : તમારા માટે મારી અને મારા પથદર્શક ખુલફાએ રાશિદીનની સુન્નતનું અનુકરણ (પેરવી) જરૂરી છે, (અબૂદાવૂદ ૨ / ૬૩૫, હદીસ નં. ૪૬૦૭) હઝરત ઉમર (રદિ.) ના આ ફેસલાનું તમામ સહાબા (રદિ.)એ સમર્થન કર્યુ હતું. માલૂમ થયું કે ૨૦ રકાત તરાવીહ પર સહાબા (રદિ.)ની સહમતિ છે. તેમજ અઈમ્મએ અરબઆ (ચારેવ ઈમામો)માંથી કોઈ પણ ૨૦ રકાતોથી ઓછાના સમર્થક નથી.

(સુનને તિરમિઝી : ૧ / ૧૬૬)

શામીમાં લખ્યું છે કે ૨૦ રકાત તરાવીહ જમહૂર ઉલમાએ કિરામનો મઝહબ છે, ઉપરાંત પૂર્વ–પશ્ચિમવાળાઓનો પણ એના પર જ અમલ છે.

(શામીઃ ૧ / ૬૬૦)

મતલબ કે ૨૦ રકાત તરાવીહ પર પ્રત્યેક સહાબા (રદિ.)નું સમર્થન અને સહમતિ છે, એટલા માટે કે તેમને ૨૦ રકાત તરાવીહનું ઈલ્મ જરૂર હતું. તેથી સહાબા (રદિ.)માં આ બાબતે મતભેદ તથા વિરોધ ન થયો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હઝરત ઉમર (રદિ.)નું ૨૦ રકાત તરાવીહમાં લોકોને ભેગા કરવાની હિકમત

**સવાલ (૯૧૮) :** નબીએ કરીમ (સલ.)એ પાબંદીથી જમાઅત સાથે તરાવીહ એટલા માટે અદા કરી ન હતી કે ઉમ્મત પર તે ફર્ઝ ન થઈ જાય. તો પછી હઝરત ઉમર (રદિ.) એ કયા કારણોસર તેને ફર્ઝ ઠેરવી અને જમાઅત સાથે અદા કરી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે ખોટું સમજયા છો, હઝરત ઉમર (રદિ.)એ તેની હેસીયતને બદલી નથી કે સુન્નતને ફર્ઝ ઠેરવી હોય. બલકે તરાવીહ અલગ અલગ જગ્યાઓએ, અલગ અલગ ઈમામોની પાછળ થતી હતી, દરેક ઈમામની પાછળ પાંચ – છ મુકતદીઓ તરાવીહ પઢતા હતા. તો હઝરત ઉમર (રદિ.) એ આ બધા મુકતદીઓને એક જ ઈમામની પાછળ ભેગા થઈને તરાવીહ પઢવાની તરગીબ (પ્રેરણા) આપી, તરાવીહમાં આપના તરફથી કોઈ જાતનો ફેરફાર કરવામાં નથી આવ્યો, કારણ કે ઈસ્લામ ઈજતિમાઈય્યત (સામુહિકતા) અને એકતાનું પ્રતિક છે. હઝરત ઉમર (રદિ.) એ માત્ર આ એકતા અને સામુહિકતા તરફ લોકોનું ધ્યાન દોર્યુ હતું.

(સહીહ બુખારી :૧ / ૨૬૯, હદીસ નં. ૨૦૧)

واعتصِمُوْا بِحَبْلِ اللهِ جَمِيْعًا وَّلَا تَفَرَّقُوا وَاذْكُرُوْا نِعْمَةَ اللهِ عَلَيْكُمْ ....الخ

(સૂરએ આલિ ઈમરાન : ૧૦૩)

ટૂંકમાં હઝરત ઉમર (રદિ.) એ અસલ હુકમમાં કોઈ જાતનો ફેરફાર કે બદલાવ કર્યો નથી, માત્ર તરાવીહને જમાઅતની સાથે પઢવાની પ્રેરણા આપી છે.

આજે પણ આ હુકમ છે કે મસ્જિદમાં ફર્ઝ નમાઝ પઢી લો અને ઘરે જઈને (જો કોઈ તરાવીહ પઢાવનાર હાજર હોય તો તેની પાછળ) જમાઅત સાથે તરાવીહ પઢી લો, મસ્જિદના ઈમામની પાછળ તરાવીહ પઢવી જરૂરી નથી, અસલ સુન્નત અદા થઈ જશે, એ બીજી વાત છે કે મસ્જિદમાં તરાવીહ પઢવાની ફઝીલત હાસિલ

નહીં થાય. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ્ મુખ્તાર : ૨ / ૪૩ – ૪૫)

## (૩) ૨૦ રકાત તરાવીહનો સુબૂત હઝરત ઉમર (રદિ.)ના અમલથી

**સવાલ (૯૧૯) :** તરાવીહની ૨૦ રકાતો હદીસોથી સાબિત છે કે નહીં ? જો સાબિત છે તો તેનો હવાલો આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉસૂલે ફિકહની કિતાબોમાં લખ્યું છે કે મસ્અલાઓનો સુબૂત કુર્આને મજીદથી હોય છે, એ જ રીતે હદીસો, ઈજમાએ ઉમ્મત (ઉમ્મતની સર્વ સંમતિ) અને કયાસ (વિચારધારા) થી પણ થાય છે, એટલા માટે આપનું હવાલામાં માત્ર હદીસ માંગવી સહીહ નથી. (મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૧ / ૪૪, ઉસુલુશ્શાશી : ૧૩)

નબીએ કરીમ (સલ.)નું ફરમાન છે : તમે મારી અને મારા સહાબા (રદિ.) ની સુન્નતને મજબૂતી (પાબંદી)થી પકડી લો.

(અબૂ દાઉદ શરીફ : ૩ / ૬૩૫, હદીસ નં. ૪૬૦૭, તિરમિઝી : ૨ / ૯૬)

ખુલફાએ રાશિદીનમાંથી હઝરત ઉમર (રદિ.)એ ઈમામને ૨૦ રકાત તરાવીહ પઢાવવાનો હુકમ આપ્યો હતો. હઝરત ઉસ્માન ગની (રદિ.)ના જમાનામાં પણ ૨૦ રકાતો તરાવીહ પઢાવવામાં આવતી હતી. (બયહકી :૨ / ૬૯૮, હદીસ નં.૪૨૮૮, મુઅત્તા ઈમામ મુહમ્મદ : હાશિયહ : ૧૦, પાન : ૧૪૩)

જયારે ત્રણે ખલીફાઓના જમાનામાં ૨૦ રકાત તરાવીહ પઢવામાં આવતી હતી તો તમે તેમની ઈકતિદા (પેરવી) કરશો કે પછી માત્ર ધર્મના ઠેકેદારો (સામરોદી જેવા એહલે હદીસના દાવેદારો)ની.

આ બાબતે ગેરમુકલ્લિદોના પ્રખ્યાત પેશવા (આગેવાન) નવાબ સિદીક હસન ભોપાલી (રહ.) પણ આ વાતને માને છે કે હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં જે ૨૦ રકાત પઢવામાં આવી, તેને ઉલમાએ ઈજમાઅ જેવું ગણ્યું છે.

(અવનુલ બારી : ૨ / ૮૬૧)

ખુલાસો એ છે કે દરેક મસ્અલા માટે હદીસનું હોવું જરૂરી નથી, અને હદીસ શરીફથી સાબિત છે કે આપ (સલ.) એ ખુલફાએ રાશિદીનની ઈકતિદાનો હુકમ આપ્યો છે અને હઝરત ઉમર (રદિ.) એ લોકોને વીસ રકાત તરાવીહ જમાઅત સાથે

પઢવાનો હુકમ આપ્યો છે. જેથી તરાવીહની ૨૦ રકાત છે ન કે ૮ રકાત.

**નોંધ :** વધુ વિગત માટે જુઓ : "વીસ રકાત તરાવીહની સાબિતી અને તેની હકીકત)

## (૪) કાયમી ઈમામને તરાવીહ પઢાવવાનો હક છે અથવા બીજા નક્કી કરેલા હાફિઝને ?

**સવાલ (૯૨૦) :** હું મસ્જિદનો કાયમી ઈમામ અને મદ્રસાના મુદર્રિસ તરીકે કમિટીના મશ્વેરાથી નક્કી થયો છું અને અલ્હમ્દુલિલ્લાહ ! હાફિઝ છું, દર વર્ષે તરાવીહ પઢાવું છું, મારા પહેલા જે ઈમામ હતા તે હાફિઝ ન હતા. તેમની હાજરીમાં કુર્આન શરીફ સંભળાવવા માટે યુ.પી. થી એક બુઝુર્ગ સાહેબ આવતા હતા, જે અમુક વખતે તકરીર પણ કરતા હતા અને ચંદો પણ, તેથી આ વર્ષે પણ મારી પરવાનગી કે રઝામંદી વગર તે બુઝુર્ગને તરાવીહ માટે બોલાવવામાં આવ્યા અને મને એકદમ મુસલ્લાથી દૂર કરી દેવામાં આવ્યો. અહીં સુધી કે ચાર રકાત પઢાવવાનો પણ મોકો આપવામાં ન આવ્યો. હવે સવાલ એ છે કે આ વસ્તુ કયાં સુધી દુરુસ્ત છે ? તેમજ આવનાર બુઝુર્ગને ઈમામનો હક છીનવાનો અધિકાર છે ? જે માત્ર એક ગરીબ અને નિરાધાર ઈમામના હકમાં કરવામાં આવે છે ? રમઝાન પહેલા જવાબ આપવા વિનંતી, જેથી ફિત્નો ઊભો થતા પહેલા જ સમાધાન થઈ જાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારી નિમણૂક પાંચ ટાઈમની નમાઝની ઈમામત અને બાળકોની તાલીમ માટે કરવામાં આવી છે. તરાવીહની જવાબદારી તમારી ન હતી. માટે જો ગામવાસીઓ તમને તરાવીહની જવાબદારી ન સોંપે, તો તમારો કોઈ હક છીનવાયો નથી. તેમનું આ કામ જાઈઝ છે, અલબત્ત તમારી જવાબદારી પાંચ વખતની નમાઝની હતી તેમાં હક છીનવાયો હોય, તો તમે તેમનાથી રજૂ કરી શકો છો, પરંતુ મારી સલાહ છે કે એક મહિનાનો જ સવાલ છે, મહેમાન ચાલ્યા જાય, ત્યાર પછી તમારી જવાબદારી અદા કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નાબાલિગ છોકરાનું તરાવીહ પઢાવવું

**સવાલ (૯૨૧) :** એક છોકરાનો જન્મનો દાખલો અમે મોકલી રહયા છીએ, તે છોકરો તરાવીહ પઢાવવા માંગે છે, તો શું તે તરાવીહ પઢાવી શકે છે કે નહીં ? વહેલી

તકે જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસ્લક મુજબ નાબાલિગ છોકરાને ફરાઈઝ, તરાવીહ અને અન્ય નફલ નમાઝોમાં ઈમામ બનાવવો જાઈઝ નથી. (હિદાયા ફી શર્હિ બિદાયતુલ મુબ્તદી : ૧ / ૫૭)

જો છોકરાને વિર્ય નીકળતું હોય, ભલે પછી તેની ઉમર ૧૨ વર્ષની હોય, તે બાલિગ ગણાશે, તેને ઈમામ બનાવવો જાઈઝ છે, જો એહતિલામ (વિર્ય સ્ખલન) ન થતું હોય, તો પંદર વર્ષનો થયા પછી તે બાલિગ ગણાશે, આથી પહેલા તેને ઈમામ બનાવવો જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતારઃ ૬/૧૫૩, ૧૫૪, મબ્સૂતઃ ૬/૫૪, બદાઈઉસ્સનાઈઅઃ ૭ / ૧૭૨)

છોકરો જયારે બાલિગ થઈ જાય છે તો પુરુષના હુકમમાં આવી જાય છે. તેના ઉપર નમાઝ પઢવી અને રોઝા રાખવા ફર્ઝ થઈ જાય છે, એવી જ રીતે તેની ઈમામત પણ દુરુસ્ત છે. (શામી : ૧ / ૫૭૬, ૫૭૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મસ્જિદના ફંડમાંથી તરાવીહ પઢાવનારને હદિયો અને મુકર્રીરનો ખર્ચ અદા કરવો

**સવાલ (૯૨૨) :** તરાવીહ પઢાવનારાને હદિયો આપવો, એ જ રીતે કોઈ આલિમને બયાન અને તકરીર માટે બોલાવવા પર તેમનો આવવા જવાનો ખર્ચ વગેરેની વ્યવસ્થા કરવી મસ્જિદના ફંડમાંથી જાઈઝ છે કે નહીં ? એટલે કે મસ્જિદની રકમ આ કામોમાં વાપરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચંદો આપનારે કઈ નિય્યતે ચંદો આપ્યો છે, તેના ઉપર આધાર છે. જો ચંદામાં સાફ શબ્દોમાં અથવા સાંકેતિક રીતે તેની ઈજાઝત હોય તો ગુંજાઈશ છે.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૪ / ૩૬૭)

જો કે તરાવીહનો હદિયો લેવો અને દેવો નાજાઈઝ છે. હનફી મસલકમાં ઈમામત (અને બીજી બંદગીઓ) પર મહેનતાણું જરૂરત લેવું જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૬ / ૫૫ – ૫૬) તરાવીહમાં કુર્આન ખત્મ કરવું જરૂરી નથી. માટે અહીં જરૂરત નથી. હાં, તરાવીહ પઢાવનાર ઈમામને એક – બે નમાઝો પણ સોંપી દેવામાં આવે, તો આ ફર્ઝ નમાઝોનું મહેનતાણું લેવું જાઈઝ છે.

(અલ–મબ્સૂત : ૩૦ / ૨૧૦) તરાવીહના નામે કોઈ પણ મહેનતાણું (હદિયો) લેવો અને દેવો જાઈઝ નથી. માટે મસ્જિદના ફંડમાંથી તરાવીહના નામે રકમ આપવી જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) તરાવીહ પછી અને વિત્ર પહેલા ઈજતિમાઈ દુઆનો હુકમ

**સવાલ (૯૨૩) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે રમઝાન મહિનામાં તરાવીહ પછી અને વિત્રની નમાઝથી પહેલા જે ઈજતિમાઈ (સામુહિક) દુઆ કરવામાં આવે છે, શું તે શરીઅતની વિરૂદ્ધ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહમાં દરેક ચાર રકાત પછી ઈમામ અને મુકતદીઓને ઈખ્તિયાર છે કે તસ્બીહ પઢે, કુર્આન શરીફ પઢે અથવા વ્યકિતગત રીતે ચાર રકાત નફલ પઢે, અથવા ખામોશ બેસી રહે. અથવા મસ્જિદે હરામમાં હોય તો તવાફ કરે અને મદીનામાં (મસ્જિદે નબવી)માં હોય, તો ચાર રકાત ઈન્ફિરાદી (વ્યકિતગત) પઢે. (અલ–બહરુર્રાઈક : ૨ / ૬૯, આલમગીરી : ૧ / ૨)

એ રીતે વીસ રકાતો પછી અને વિત્રથી પહેલા તસ્બીહ, તહમીદ, દુરૂદ શરીફ, ઈસ્તિગ્ફાર વગેરે પઢે અથવા ઈન્ફિરાદી અને ઈજતિમાઈ દુઆ માંગે. બધું જાઈઝ છે.

ફતાવા દારૂલ ઉલૂમમાં છે કે તરાવીહ પછી દુઆ માંગવી દુરુસ્ત બલકે મુસ્તહબ છે અને આજના આલિમોનો તેના પર અમલ છે. (ફતાવા દારૂલ ઉલૂમ : ૪ / ૨૫૩) માટે આ મૌકા પર દુઆ માંગવી શરીઅતની ખિલાફ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) તરાવીહ પઢાવનારને હદિયો આપવો

**સવાલ (૯૨૪) :** તરાવીહ પઢાવનારને હદિયો આપવો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહ પઢાવનાર હાફેજ સાહેબને મહેનતાણાં રૂપે કંઈ પણ આપવું જાઈઝ નથી.

وَلَا تَشْتَرُوْا بِاٰيٰتِيْ ثَمَنًا قَلِيْلًا ۡ وَّاِيَّايَ فَاتَّقُوْنِ (સૂરએ બકરહ : ૪૧)

પરંતુ હદિયો આપવાની ગુંજાઈશ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) તરાવીહ પર મહેનતાણું લેવું

**સવાલ (૯૨૫) :** જો કોઈ હાફિઝે કુર્આન રમઝાન મહિનામાં તરાવીહ પઢાવે અને ત્યાંના લોકો તેને એમ કહે કે અમે તમને ત્રણ સો રૂપિયા આપીએ છીએ, તેમાંથી તમે ખાવા – પીવાની વ્યવસ્થા પણ કરી લેજો. અને આમાં તમારો તરાવીહ પઢાવવાનો હદિયો પણ થઈ જશે. તો શું આવી રકમ લઈ તરાવીહ પઢાવવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહ પર મહેનતાણું લેવું જાઈઝ નથી.

તેની જાઈઝ સૂરત એ છે કે હાફેઝ સાહેબ આ રીતે નક્કી કરે કે રમઝાનમાં એક નમાઝ દા.ત. મગરિબની નમાઝ પઢાવીશ, અને મહેનતાણું (હદિયો) ત્રણ સો રૂપિયા લઈશ. ખવડાવવાની જવાબદારી ગામ લોકોની નહીં રહે. તો આવી સુરતમાં ત્રણસો રૂપિયા પગાર પેટે આપવા જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૬ / ૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) તરાવીહ પઢાવવાનું મહેનતાણું લેવું

**સવાલ (૯૨૬) :** રમઝાનુલ મુબારકમાં તરાવીહ પઢાવી લીધા પછી હદિયા પેટે જે રકમ આપવામાં આવે છે, તેનું લેવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહનું મહેનતાણું લેવું જાઈઝ નથી.

બહેતર એ છે કે તરાવીહ પઢાવનાર ટ્રસ્ટી સાથે વાતચીત કરી એક – બે નમાઝો પઢાવવાની જવાબદારી કબૂલ કરી, મહેનતાણું (પગાર) નક્કી કરી લે, અને તરાવીહ ફી સબીલિલ્લાહ પઢાવે. (મબ્સૂત લિસ્સરખ્સી : ૩૦ / ૨૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) તરાવીહ અને હદિયો

**સવાલ (૯૨૭) :** તરાવીહના ખત્મના મૌકા પર નમાઝીઓ (તરાવીહ પઢાવનારને) અમુક રકમ આપે છે, તો તેનું લેવું કેવું છે ? અને તરાવીહથી પહેલા જ નક્કી કરી લેવું કે હું આટલી રકમ લઈશ, દુરુસ્ત છે કે નહીં ? અહીં એક આલિમ સાહેબ કહે છે કે તરાવીહના પૈસા લેવા કુર્આન શરીફ વેચવા સમાન છે અને તેના પર મહેનતાણું

લેવું બિલકુલ જાઈઝ નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રાજી – ખૂશીથી આપતા હોય, તો લેવાની ગુંજાઈઝ છે. પરંતુ પહેલાથી શરત કરવી કે આટલા રૂપિયા આપો તો હું તરાવીહ પઢાવીશ, (તો) હરામ છે. આ સૂરતમાં આપવામાં આવેલી રકમ લેવી જાઈઝ નથી.

(શુઅબુલ ઈમાન – બયહકી : ૪ / ૧૯૫, હદીસ નં. ૨૩૮૪)

હીલો આ છે કે હાફેઝ સાહેબ નકકી કરી લે કે હું સવારમાં બાળકોને બે કલાક પઢાવીશ, અને બસો રૂપિયા લઈશ તો આ જાઈઝ છે. (આ રકમને પોતાના ખર્ચમાં ઉપયોગ કરે અને તરાવીહ લિલ્લાહ પઢાવે.) કારણ કે બાળકોને પઢાવવા પર પગાર લેવો જાઈઝ છે. (રદ્દુલ મુહતાર : ૬ / ૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) રમઝાનમાં ઈશાની નમાઝ જમાઅત સાથે ન પઢનાર વ્યકિત માટે તરાવીહનો હુકમ

**સવાલ (૯૨૮) :** રમઝાનમાં કોઈ વ્યકિતને ઈશાની નમાઝ ન મળે અને તે ડાયરેકટ તરાવીહમાં જોડાય જાય તો તેના માટે વિત્રની નમાઝ જમાઅતથી પઢવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈશાની ફર્ઝ નમાઝ પઢયા પછી જ સુન્નતો અને તરાવીહ પઢે, નમાઝ અદા કર્યા વગર વિત્ર અને તરાવીહની નમાઝ અદા થશે નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૫) ફર્ઝ નમાઝ ઈમામ સાથે પઢી શકયો ન હોય, તો એકલો (અલગથી) અદા કરી લે, ત્યાર પછી જ તરાવીહમાં શામિલ થાય અને ઈમામ સાથે જેટલી રકાતો તરાવીહની મળે, પઢી લે, પછી વિત્ર જમાઅત સાથે અદા કરે, ત્યાર પછી તરાવીહની જેટલી રકાતો બાકી રહી ગઈ છે તે પઢી લે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) તરાવીહની કોઈ તરવીહામાં સિજદાની આયત છુટી જવા પર બીજા તરવીહામાં તેની કઝા કરવી

**સવાલ (૯૨૯) :** એક હાફેઝ સાહેબ તરાવીહ પઢાવી રહયા હતા, તેઓ સિજદાની આયત પઢયા વગર જ સિજદામાં ચાલ્યા ગયા, બીજી રકાતમાં પણ તેમણે સજદાની આયત પઢી નહીં, તેને છોડીને આગળ પઢવા લાગ્યા અને નમાઝ પુરી કરી લીધી,

હવે બીજા હાફેઝ સાહેબે છુટેલી તે આયતને પઢી લોકોને બીજી વાર સજદો કરાવ્યો, તો તે બે રકાત જેમાં પહેલા હાફિઝ સાહેબે સિજદાની આયત પઢયા વગર જ લોકોની નમાઝ પૂરી કરાવી હતી, શું તે બે રકાતો સહીહ થશે કે નહીં ? અને જો સહી નથી થઈ તો તે બે રકાતોને લોટાવવી પડશે કે કંઈ બીજુ કરવું પડશે ? જો નમાઝ ફરી લોટાવવી પડશે તો શું તે લોકોને જે આગલા દિવસે હાજર હતા, તેમને આજે સિજદા વખતે ખબર કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહમાં ઈમામ સાહેબે આયતે સિજદા પઢયા વગર સિજદો કરી લીધો તો તેના ઉપર સિજદએ સહવ કરવો જરૂરી હતો. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૬) સિજદએ સહવ ન કર્યો તો તેના માટે તે જ ઘડીએ બે રકાત બીજી વાર પઢવી જરૂરી છે. કારણ કે સિજદએ સહવ છુટી જવાથી તેના પર નમાઝ લોટાવવી જરૂરી હતી. હવે વખત વિતી ગયો, એટલા માટે નમાઝને લોટાવવી જરૂરી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) તરાવીહની બધી રકાતોની એકી સાથે નિય્યત કરી લેવી કાફી છે

**સવાલ (૯૩૦) :** શું તરાવીહની વીસ રકાતોની નિય્યત એકી સાથે કરી લેવી કાફી છે, કે બે – બે રકાતની અલગ અલગ નિય્યત કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક બે રકાતે નિય્યત કરવી અફઝલ છે અને એકી સાથે ૨૦ રકાતોની નિય્યત કરવી પણ જાઈઝ છે. (ફતાવા કાઝીખાન, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) રમઝાનની સત્તાવીસમી રાતે જ કુર્આન ખતમ કરવું જરૂરી નથી

**સવાલ (૯૩૧) :** આખી દુનિયામાં રમઝાનની ૨૭ મી રાતે કુર્આન ખતમ કરવામાં આવે છે, પરંતુ અહીંયા ઈંગ્લેન્ડમાં છવ્વીસમી તરાવીહમાં ઈમામ સાહેબે કુર્આન ખતમ કર્યુ, જયારે તેમને પૂછવામાં આવ્યું તો કહેવા લાગ્યા કે સત્તાવીસમી રાતે કુર્આન ખતમ કરવું અને મીઠાઈ વહેંચવી બિદઅત છે. તો શું આ વાત સાચી છે ? શું

તેના પર હમેશા અમલ કરવામાં કોઈ વાંધો છે ? પૈસા ભેગા કરી તેનાથી મીઠાઈ ખરીદીને તેને વહેંચવી જાઈઝ છે ? જો એમ સમજીને કે સત્તાવીસમી રાતે કુર્આન ખતમ કરવું બિદઅત છે, કોઈ બીજી રાતે ખતમ કરે, તો શું તેમાં કોઈ વાંધો ખરો ? વિગતવાર જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહમાં એક વખતે કુર્આન ખતમ કરવું સુન્નત છે. બે વખતે મુસ્તહબ અને ત્રણ ખતમ અફઝલ છે. પરંતુ દુર્રે મુખ્તાર નામી કિતાબમાં લખ્યું છે કે એ રીતે પઢવામાં આવે કે લોકોને તકલીફ ન પડે, માટે કુર્આન ખત્મ કરવા માટે કોઈ તારીખ નક્કી કરવી જરૂરી નથી. ૨૧ થી ૨૯ તારીખ સુધી જયારે ઈચ્છે ખતમ કરી શકાય છે. પરંતુ ૨૭ મી રાતે કુર્આન ખતમ કરવાને અલ્લામા શામી (રહ.) એ ઝયલઈ (રહ.)ના હવાલાથી મુસ્તહબ લખ્યું છે.

(રદ્દુલ મુહતાર : ૨ / ૪૯૭, બહરુર્રાઈક : ૨ / ૧૨૦, ૧૨૧)

પરંતુ જયારે મુસ્તહબ કામ રસમ બની જાય, લોકો તેને જરૂરી સમજવા લાગે, દા.ત. જે લોકો ૨૭મી રાતે કુર્આન પુરુ ન કરે તેને બુરૂ – ભલું કહેવામાં આવે, તો આ રીતે જરૂરી સમજવું બિદઅત છે. આ રીતે જયારે કોઈ મુસ્તહબ કામ રિવાજ બની જાય તો તેને છોડી દેવું જોઈએ. માટે ઉપરોકત ખરાબીને લીધે અને બિદઅતથી બચવા માટે તમારા ઈમામ સાહેબે ૨૭મી રાતના બદલે ૨૬મી રાતે કુર્આન ખતમ કર્યુ, તો આ શરીઅત પ્રમાણે છે. (ફત્હુલ બારી : ૨ / ૩૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬)સત્તાવીસમી રાતે કુર્આન ખતમ કરવાને જરૂરી સમજવું

**સવાલ (૯૩૨) :** આજ કાલ દરેક જગ્યાએ લગભગ સત્તાવીસમી રાતે કુર્આન ખતમ કરવામાં આવે છે અને ઘણા લોકો આ જ રાતે કુર્આન ખતમ કરવાને જરૂરી સમજે છે, અહીં સુધી કે જો કોઈ બીજી રાતે ખતમ કરવાની વાત કરે છે તો તેનો સખત વિરોધ થાય છે અને દલીલ રજૂ કરવામાં આવે છે કે સત્તાવીસમી રાતે જ શબેકદ્ર હોય છે, તો શું સત્તાવીસમી રાત્રે જ શબેકદ્ર હોય છે એવું હદીસથી સાબિત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહમાં ખત્મે કુર્આન માટે કોઈ તારીખ નક્કી કરવી અને તે રાત્રે જ ખત્મે

કુર્આનને જરૂરી સમજવું બિદઅત છે. રમઝાન મુબારકની કોઈ પણ રાતે કુર્આન ખતમ કરી શકાય છે અને રહી શબેકદ્રની વાત તો આ મુબારક રાત આખરી અશરાની એકી રાતોમાં વધુ પડતી હોય છે, અને રમઝાન મુબારકના પહેલા અશરા (દસ દિવસો)માં પણ તેની શકયતા છે અને બેકી રાતોમાં પણ, પરંતુ સત્તાવીસમી રાતે શબેકદ્રની વધારે સંભાવના છે.

(બુખારી શરીફ : ૧ / ૨૭૦, હદીસ નં.૨૦૧૭, મુસ્લિમ શરીફ :૧ / ૩૭૦)

તિરમિઝી શરીફમાં છે કે હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.) કસમ ખાયને કહેતા હતા કે તે (લયલતુલ્ કદ્ર) સત્તાવીસમી જ રાત છે અને ફરમાતા હતા કે અલ્લાહના રસૂલ (સલ.) એ અમને આ રાતની નિશાનીઓ પણ બતાવી છે અને અમને તે નિશાનીઓ યાદ છે. હઝરત અબૂ ઝર (રદિ.) ફરમાવે છે કે મેં હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.) થી પૂછયું કે એ અબૂ મુન્ઝિર ! તમને કેવી રીતે ખબર પડી કે શબે કદ્ર સત્તાવીસમી રાતે જ હોય છે. તો તેમણે જવાબ આપ્યો કે નબીએ કરીમ (સલ.) એ અમને ખબર આપી કે આ રાતની સવારમાં સૂર્યોદય એ રીતે થાય કે તેના કોઈ કિરણો નથી હોતા, અમે લોકોએ તે નિશાનીઓને ગણી અને સારી રીતે યાદ કરી લીધી અને અલ્લાહની કસમ! હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) પણ જાણે છે કે તે રમઝાન મુબારકની સત્તાવીસમી રાત છે, પરંતુ ઈબ્ને મસ્ઉદ તમને એટલા માટે બતાવવા પર રાજી ન થયા કે તમે (સત્તાવીસમી રાત પર) ભરોસો કરી બેસી જશો (અને બીજી રાતોમાં ઈબાદત છોડી દેશો) (તિરમિઝી શરીફ : ૧૬૪, હદીસ નં. ૭૯૨)

ઉપરોકત રિવાયતોને સામે રાખી બુઝુર્ગાને દીને સત્તાવીસમી રાતે ખત્મે કુર્આનને મુસ્તહબ ઠેરવ્યું છે અને આ જ રાતમાં કુર્આન ખતમ કરવાનો મામૂલ રહયો છે. જો કે એને જ જરૂરી સમજી લેવું યોગ્ય નથી, પરંતુ તેની બુનિયાદ દુરુસ્ત અને સહીહ છે. તેથી સત્તાવીસમી રાતે કુર્આન ખત્મ કરવામાં કોઈ વાંધો નથી, બલકે જરૂરી સમજયા વગર તે રાતે કુર્આને કરીમ ખતમ કરવામાં આવે તો સારી વાત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) કોઈ ઉઝર–કારણ વગર તરાવીહ એકલા પઢવી

**સવાલ (૯૩૩) :** અમારા મહોલ્લામાં એક નવ જવાન અને તંદુરુસ્ત માણસ નમાઝનો પાબંદ છે. તેનું ઘર મસ્જિદની પડોસમાં જ છે, મસ્જિદમાં જમાઅત સાથે તરાવીહ થાય છે. જાહેરમાં તેને કોઈ ઉઝર નથી, તેમ છતાં મસ્જિદમાં નમાઝ પઢવાને બદલે ઘરે જ નમાઝ પઢે છે. તો શું તેની નમાઝ અદા થઈ જશે ? લાંબા

સમયથી તે આ રીતે ઘરે નમાઝ પઢે છે. તેનો શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાંચ વખતની નમાઝ જમાઅત સાથે અદા કરવી જરૂરી છે. કોઈ માણસ જમાઅત વગર અલગથી નમાઝ પઢવાની આદત બનાવી લે તો તે સખત ગુનેહગાર છે. આવા માણસની ગવાહી સ્વીકાર્ય નથી. (દુર્રે મુખ્તાર : ૧ / ૫૫૨)

હાં, તરાવીહની નમાઝ જમાઅત વગર પઢવી જાઈઝ છે. પરંતુ જો કે જમાઅત સાથે બહેતર અને અફઝલ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) મહોલ્લાની મસ્જિદને છોડી બીજી મસ્જિદમાં નમાઝ અને તરાવીહ પઢવી

**સવાલ (૯૩૪) :** ઉપરોકત માણસ અને એક બીજા માણસે પોતાના મહોલ્લાની મસ્જિદમાં (મહોલ્લામાં માત્ર પાંચ પરિવારો રહે છે.) તરાવીહ પઢી નથી, અને અડધા કિ.મી. દૂર બીજી મસ્જિદમાં તરાવીહ પઢી તો તેમના વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મહોલ્લાની મસ્જિદનો હક વધારે છે, માટે મુસ્તહબ છે કે પાંચેવ વખતની નમાઝ મહોલ્લાની મસ્જિદમાં અદા કરવામાં આવે, તરાવીહ બીજી મસ્જિદમાં પઢવામાં કોઈ વાંધો નથી. (દુર્રે મુખ્તાર : ૧ / ૬૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) પહેલાથી એલાન કરવું કે પહેલી અથવા બીજી રકાતમાં સિજદએ તિલાવત છે

**સવાલ (૯૩૫) :** તરાવીહમાં સિજદએ તિલાવતની આયત આવવાની હોય, તેનું પહેલેથી જ મુકતદીઓમાં એલાન કરવું કે બીજી રકાતમાં સિજદએ તિલાવત છે, શું આ રીતે એલાન કરવું સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ રીતે એલાન કરવું યોગ્ય નથી. બુઝુર્ગોના તરીકાની વિરુદ્ધ છે, અને કોઈ ખાસ ફાયદો પણ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

ولا يجب السجود الا بترک واجب، أو تأخيره، أو تأخير رکن أو تقديمه ، أو تكراره أو تغيير واجب، بأن يجهر فيما يخافت، وفى الحقيقة وجوبه بشيء واحد، وهو ترک الواجب ، كذا فى الكافى ۔(عالمگیری:۱/۱۲٦)

**તર્જુમો :** સજદએ સહવ વાજિબને છોડવાથી અથવા તે(વાજિબ)માં મોડું કરવાથી, અથવા ડબલ કરવાથી અથવા કોઈ વાજિબને બદલવાથી જેમ કે જહરી નમાઝમાં સિર્રિ (આહિસ્તા) કિરાઅત કરવી. હકીકતમાં સિજદએ સહવ તો એક જ વસ્તુથી વાજિબ થાય છે અને તે છે વાજિબને છોડવાથી, કાફીમાં આ પ્રમાણે છે. (આલમગીરી : ૧ / ૧૨૬)

# સિજદએ સહ્વ અને સિજદએ તિલાવતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# સિજદએ સહ્વ અને સિજદએ તિલાવતનું બયાન

## (૧) અરકાનની અદાયગી દરમિયાન એક રૂક્ન જેટલી મિકદારમાં વિચારોમાં ડૂબી જવું

**સવાલ (૯૩૬) :** નમાઝ શારિરીક અને ઝુબાની ઈબાદતનો મજમુઓ છે, અને જે શારિરીક ઈબાદત છે, તેમાં ચાર વસ્તુઓ ઝુરૂફ (જરૂરી) છે : કયામ, રૂકૂઅ, સિજદા અને કાઅદા, અને ચારેવમાં જે ઝુબાની ઈબાદત છે, તે મઝરૂફ છે, હવે કયારેક એવું બને છે કે ઝર્ફ અને મઝરૂફ બન્ને જરૂરી હોય છે, દા.ત. જયાં ફર્ઝ અને વાજિબ બન્ને એકી સાથે આવી જાય, જેમકે આખરી કાઅદો ઝર્ફ અને તેમાં તશહહુદ પઢવી મઝરૂફ છે. પરંતુ કાઅદો પોતે તો ફર્ઝ છે, અને તેમાં તશહહુદ પઢવી વાજિબ છે. હાં, પહેલા કાઅદામાં બન્ને વાજિબ છે, ખુલાસો એક શકલ તો આ થઈ.

બીજી શકલ આ છે કે ઝર્ફ જરૂરી અને મઝરૂફ ગેર જરૂરી હોય, દા.ત. રૂકૂઅ અને સિજદા ઝર્ફ છે જે ફર્ઝ છે. પરંતુ તેમાં મઝરૂફ એટલે તેમાં ત્રણ વખત તસ્બીહાત પઢવી સુન્નત છે. ત્રણથી વધારે વાર પઢવી મુસ્તહબ અને ત્રણથી ઓછી વાર પઢવી મકરૂહ .

ત્રીજી શકલ આ છે કે ઝર્ફ તો જરૂરી હોય પરંતુ તેનો મઝરૂફ મિશ્ર એટલે કે અમુક સૂરતોમાં જરૂરી અને અમુક સુરતોમાં ગેર જરૂરી, દા.ત. કયામ જાતે જરૂરી પરંતુ તેમાં ષના પઢવી ગેર જરૂરી અને સૂરએ ફાતિહા અને સૂરત મિલાવવી જરૂરી, તેમાં ગેર જરૂરી આગળ અને જરૂરી પાછળ અને તેની વિરૂધ્ધ આખરી કાઅદામાં તશહહુદ જરૂરી જે આગળ છે અને દુરૂદ શરીફ અને દુઆ જરૂરી નથી, જે પાછળથી છે.

હવે એક વાત તો એકદમ સ્પષ્ટ છે કે પહેલી શકલમાં જો વિચાર–ખ્યાલ એક રૂક્ન જેટલું મોડું થવાનું કારણ બને તો તે સિજદએ સહવને વાજિબ કરે છે, પરંતુ બીજી અને ત્રીજી શકલમાં એવા વિચારો (માં પડી જવાથી) સિજદએ સહવ વાજિબ થશે કે નહીં. દા.ત. રૂકૂઅમાં ગયા પછી ત્રણ તસ્બીહાત પઢતા પહેલા અથવા પઢયા પછી અને પઢવા દરમિયાન વિચારોમાં ડૂબી ગયો અને ઝુબાન પઢવાથી બંધ થઈ

ગઈ અને આ વિચાર એક રૂકન જેટલી મિકદારમાં અથવા તેનાથી વધારે વિચારતો રહયો. તો સિજદએ સહવ વાજિબ થશે કે નહીં ? એવી જ રીતે તહરીમા પછી વિચારવાનું શરૂ કર્યુ અને એક રૂકન જેટલું (મોડે સુધી) વિચારતો રહયો, ત્યાર પછી ષના શરૂ કરી અથવા ષના પછી અથવા ષના દરમિયાન વિચારોમાં ડૂબી ગયો, તેમજ આખરી કાઅદામાં તશહહુદ પછી વિચારોમાં પડી ગયો તો આ બધી સુરતોમાં સિજદએ સહવ જરૂરી થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ વ મુસલ્લિમા

સિજદએ સહ્વનું વાજિબ હોવું, રૂકનના આગળ – પાછળ થવાથી પણ થાય છે, જેવું કે ફુકહાએ કિરામે તેની સ્પષ્ટતા કરી છે, માટે રૂકૂઅ અને સિજદાની તસ્બીહાત જો કે ફર્ઝ નથી, પરંતુ એક રૂકન જેટલું વિચારવું રૂકનની તાખીરને જરૂરી કરે છે. એટલા માટે સિજદએ સહવ જરૂરી થશે. શામીમાં છે :

وان كان تفكره ليس إلا اطالةالقيام او الركوع أو السجود، وهذه الاذكار سنة لكنه أخر واجبا اوركنا لابسبب اقامة السنة بل بسبب التفكر، وليس التفكر من أعمال الصلاة (الخ) (شامی : ۱ ۷۶)

ખુલાસો આ છે કે સિજદએ સહવના વુજૂબનો આધાર રૂકનનું આગળ – પાછળ થવાથી છે અથવા તરતીબે વાજિબને છોડવું અથવા ભૂલથી કોઈ વાજિબને છોડી દેવું છે. કોઈ સુન્નત અથવા નફલને લાંબો કરી દેવાથી સિજદએ સહવ જરૂરી થશે નહીં. શામીમાં લખ્યું છે :

أن الملزم للسجود ماكان فيه تأخير الواجب أو الركن عن محله، اذ ليس فى مجرد التفكر مع الاداء ترک واجب

(શામી : ૧ / ૭૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) એક રકાતનો મસ્બૂક છુટેલી રકાતમાં સુરત મિલાવવાનું ભૂલી જાય તો ?

**સવાલ : (૯૩૭) :** એક માણસની મગરિબની એક રકાત છુટી ગઈ, ઈમામની સલામ પછી જયારે તે રકાત પૂરી કરવા માટે ઊભો થયો તો તે સુરએ ફાતિહા પછી સૂરત મિલાવવાનું ભૂલી ગયો, સિજદામાં તેને યાદ આવ્યું અને છેલ્લે તેણે સિજદએ

સહવ કરી લીધો તો નમાઝ સહીહ થશે કે નહીં ? અને નમાઝમાં કિરાઅત ફર્ઝ છે કે વાજિબ ? જવાબ આપવા મહેરબાની.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ અબૂ હનીફા (રહ.)ના મસ્લક પ્રમાણે નમાઝ દુરુસ્ત થવા માટે ફર્ઝની બે રકાતો અને નફલની બધી રકાતોમાં સમાન્ય કિરાઅત ફર્ઝ છે અને સૂરએ ફાતિહા અને તેની સાથે ત્રણ નાની આયતો જેટલી કિરાઅત કરવી વાજિબ છે.

(રદ્દુલ મુહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૪૬)

મસ્બૂક પોતાની છૂટેલી રકાતને પૂરી કરવા માટે ઊભો થયો, સૂરએ ફાતિહા પઢી લીધી, પરંતુ સૂરત મિલાવવાનું ભૂલી ગયો તો વાજિબ છૂટયો, જો કે તેણે સિજદએ સહવ કરી લીધો, માટે તેની નમાઝ થઈ ગઈ. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૬, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ત્રીજી રકાતમાં ભૂલથી થોડીવાર બેસવાથી સિજદએ સહવ વાજિબ થશે ?

**સવાલ (૯૩૮) :** ઈમામ સાહેબ ત્રીજી રકાતમાં ભુલથી બેસી ગયા અને મુકતદીએ લુકમો આપ્યા પછી ચોથી રકાત માટે ઊભા થયા તો આ સુરતમાં સિજદએ સહવ વાજિબ થશે કે નહીં ? જો સિજદએ સહવ કર્યા વગર નમાઝ પૂરી કરી લીધી તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી અને ત્રીજી રકાત પછી થોડી વાર બેસવું ઈમામ શાફિઈ (રહ.)ની નજીક મુસ્તહબ છે. (અલ–હાવિયુલ કબીર ફી ફિકહિ મઝહબિલ ઈમામિશ્શાફિઈ : ૨ / ૧૩૧) અને હનફીઓની નજીક અફઝલ એ છે કે ત્રીજી રકાત પછી થોડી વાર બેસવું ન જોઈએ. (દુરરુલ હુક્કામ :૧ / ૭૩, મરાકિઉલ ફલાહ : ૧૦૭) આ મસ્અલા પર બહસ (ચર્ચા) કરતા અલ્લામા શામી (રહ.) એ પેજ નંબર ૪૩૮ પર લખ્યું છે કે જો વધારે વાર સુધી બેસી રહે "અને તે અત્તહિય્યાત પઢી શકાય એટલું છે" તો સિજદએ સહવ વાજિબ થશે અને જો થોડીવાર બેસી જાય અને તે અત્તહિય્યાત પઢી શકાય તેનાથી ઓછું છે તો સિજદએ સહવ વાજિબ થશે નહીં. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૫૯) શામીની આ ચર્ચાને આધારે ફતાવા દારૂલ ઉલૂમ જદીદ (૪ / ૨૭૭) માં તે

મુજબ ફતવો આપવામાં આવ્યો છે.

માટે પૂછેલ મસ્અલામાં સિજદએ સહવ વાજિબ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) પહેલા કાઅદામાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ પઢવું

**સવાલ (૯૩૯) :** "સુન્નત નમાઝ"માં ભૂલ થઈ ગઈ અને સિજદએ સહવ ન કર્યો તો શું હુકમ છે ? ભૂલ આ થઈ હતી કે ચાર રકાતવાળી નમાઝના પહેલા કાઅદામાં અત્તહિય્યાત પછી ભુલથી દુરૂદે ઈબ્રાહીમ પઢી લીધું હતું અને છેલ્લે સિજદએ સહવ કરવાનું પણ ભૂલી જાય તો નમાઝ થઈ ગઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ વમુસલ્લિમા

જો કોઈ માણસ ફર્ઝ, વાજિબ, ઝોહર અને જુમ્આથી પહેલાની ચાર રકાત અને જુમ્આ પછીની ચાર રકાતવાળી સુન્નતે મુઅક્કિદાના પહેલા કાઅદામાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન" સુધી ભૂલથી પઢી લે, તો તેના માટે સિજદએ સહવ કરવો વાજિબ થશે, તે સિવાય બાકી સુન્નતો અને નફિલ નમાઝોના પહેલા કાઅદામાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ પઢવાથી સિજદએ સહવ વાજિબ થતો નથી. (શામી : ૧ / ૬૩૩, આલમગીરી)

(રદ્દુલ મુહતાર : ૨ / ૪૫૬, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૭)

જો નમાઝમાં થનાર કોઈ ભુલને કારણે સિજદએ સહવ વાજિબ થાય અને તેને અદા કરવાનું ભુલી જાય તો જયાં સુધી નમાઝનો વખત બાકી છે, તે નમાઝને ફરીથી પઢવી વાજિબ છે અને વખત ખતમ થવા પર ફરી પઢવી મુસ્તહબ છે. (શામીઃ ૧/૧૨૫, તહતાવીઃ ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કયામમાં ઈમામ સાહેબનું ત્રણ વાર સુબ્હાનલ્લાહ કહેવા બરાબર ખામોશ ઊભા રહેવું અને કિરાઅત શરૂ ન કરવી

**સવાલ (૯૪૦) :** ફજરની નમાઝની બીજી રકાતમાં ઈમામ સાહેબે કિરાઅત શરૂ નથી કરી અને એટલી વાર સુધી ખામોશ ઊભા રહયા કે ત્રણ વાર સુબ્હાનલ્લાહ પઢી શકાય. પાછળથી મુકતદીઓએ ઈમામ સાહેબને મુતવજ્જેહ – સવાધ કરવા માટે અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર કહયું તો તેમણે સુરએ ફાતિહા પઢવાનું શરૂ

કર્યુ અને છેલ્લે સિજદએ સહવ કર્યા વગર ઈમામ સાહેબે નમાઝ પુરી કરી દીધી, તો નમાઝ સહીહ થશે કે નહીં, શું આ સુરતમાં સિજદએ સહવ વાજિબ નહીં થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વમુસલ્લિમા

ત્રણ નાની આયતો પઢી શકાય એથી વધારે સમય ઈમામ સાહેબ ખામોશ ઊભા રહયા હોય, તો સિજદએ સહવ જરૂરી થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ફર્ઝની ત્રીજી રકાતમાં સુરત મિલાવવાથી સિજદએ સહવ વાજિબ નહીં થાય

**સવાલ (૯૪૧) :** જો ઈમામ સાહેબ અથવા મનફરિદ ચાર રકાતવાળી નમાઝની ત્રીજી રકાતમાં સુરએ ફાતિહા પછી સુરત મિલાવી લે તો શું સિજદએ સહવ વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વમુસલ્લિમા

ભલે ઈમામ હોય કે મુન્ફરિદ (એકલો નમાઝ પઢનાર), તેણે ફર્ઝ નમાઝની ત્રીજી રકાતમાં સુરત મિલાવવી ન જોઈએ, પરંતુ જો કોઈએ મિલાવી લીધી તો સિજદએ સહવ વાજિબ થશે નહીં. (આલમગીરી : ૧ / ૧૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) પહેલા કાઅદામાં તશહહુદ પછી દુરૂદ શરીફ પઢવાથી સિજદએ સહવ વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૯૪૨) :** ચાર રકાતવાળી નમાઝ, ભલે ફર્ઝ હોય કે નફલ, સુન્નતે મુઅક્કિદા હોય કે ગેર મુઅક્કિદા, કોઈ માણસ તેના પહેલા કાઅદામાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફને "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન" સુધી પઢે, તો ફર્ઝ, સુન્નત અને નફલ બધી નમાઝોમાં સિજદએ સહવ વાજિબ થશે અથવા માત્ર ફર્ઝ નમાઝોમાં જ સિજદએ સહવ વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નફલ નમાઝના પહેલા કાઅદામાં દુરૂદ શરીફ પઢવાથી સિજદએ સહવ વાજિબ થતો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૩) પરંતુ ફર્ઝ અને વાજિબ નમાઝ, તેમજ ઝોહરની ચાર રકાત સુન્નતે મુઅક્કિદાના પહેલા કાઅદામાં તશહહુદ પછી દુરૂદ શરીફ "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન" સુધી પઢી લે, તો સિજદએ

સહવ વાજિબ થઈ જશે. જુમ્આની બે રકાતો ફર્ઝથી પહેલાની ચાર રકાતોનો પણ આ જ હુકમ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૬, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ઈમામ સાહેબનું પહેલા કાઅદામાં દુરૂદ શરીફ પઢવું, સહવને વાજિબ કરનાર છે.

**સવાલ (૯૪૩) :** (૧) ચાર રકાતવાળી નમાઝ, દા.ત. ઝોહર પઢાવતી વખતે ઈમામ સાહેબે પહેલા કાઅદામાં તશહહુદ પછી દુરૂદ શરીફ "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદ" થી પણ વધારે પઢી લીધું, તો સિજદએ સહવ વાજિબ થશે કે નહીં ?

(૨) ઈમામ સાહેબે ત્રણ વખતે સુબ્હાનલ્લાહ કહી શકાય એટલી વાર કિરાઅત કરવામાં મોડું કર્યુ, તો સિજદએ સહવ વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઈમામ સાહેબે ચાર રકાતવાળી ફર્ઝ નમાઝમાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદ" સુધી પઢી લીધું તો સિજદએ સહવ વાજિબ થશે, ચાર રકાત નફલ નમાઝમાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ પઢવાથી સિજદએ સહવ વાજિબ થશે નહીં, બલકે ચાર રકાત વાળી નફલ નમાઝમાં બે રકાત પર બેસી અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ પઢવું અફઝલ છે. (દુર્રે મુખ્તાર)

બીજી રકાતની કિરાઅતમાં અથવા કોઈ પણ રકાતની કિરાઅતમાં કોઈ વિચારમાં પડી જવાથી મોડુ થઈ ગયું અને આ વિચારવું ત્રણ તસ્બીહ જેટલું થઈ ગયું, તો સિજદએ સહવ વાજિબ થશે, જો કોઈએ સિજદએ સહવ ન કર્યો, તો નમાઝ ફરીથી પઢવી પઢશે.(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૯૩)

કિરાઅત દરમિયાન અથવા કિરાઅતની શરૂમાં કોઈ દુઆ અથવા તસ્બીહ પઢવાને કારણે કિરાઅતમાં મોડું થઈ જાય તો સિજદએ સહવ વાજિબ થશે નહીં. (ફતાવા કાઝીખાન અલા હામિશ અલ આલમગીરી : ૧ / ૧૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) સિજદએ સહવમાં બેની જગ્યાએ એક જ સિજદો કર્યો તો શું હુકમ છે ?

**સવાલ (૯૪૪) :** નમાઝમાં વાજિબ છુટવાથી સજદએ સહવ કરવો જરૂરી છે. જો

સિજદએ સહવ કરતી વખતે કોઈએ બે સિજદાની જગ્યાએ એક જ સિજદો કર્યો તો કાફી છે કે નહીં ? ભુલથી એક કર્યો તો શું હુકમ છે ? અને જાણીજોઈને કર્યુ તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સહવ માટે બે સિજદા વાજિબ છે, જો જાણીજોઈને એક સિજદો છોડી દીધો તો ગુનેહગાર થશે, જો ભૂલથી છુટી ગયો, તો વાજિબ અદા થયો નથી પરંતુ સિજદએ સહવ જરૂરી થશે નહીં. કારણ કે સહવમાં સહવ (ભૂલ)નો સિજદો જરૂરી થતો નથી. (તહતાવી : ૨૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ત્રીજી રકાતમાં કઅદા કરી ચોથી રકાત પછી સિજદએ સહવ કરી લે તો નમાઝ દુરુસ્ત થઈ જશે કે નહીં ?

**સવાલ ( ૯૪૫) :** હું એક વખતે ઝોહરની નમાઝ પઢાવી રહયો હતો, ત્રીજી રકાતમાં ઊભા થવાની જગ્યાએ બેસી ગયો, પાછળથી મુકતદીઓ લુકમો આપી રહયા હતા, જેથી હું ઊભો થઈ જાઉં, પરંતુ મને એમ કે એક વખતે સંપૂર્ણ બેસી ગયા પછી ઊભા થવાથી નમાઝ ફાસિદ થઈ જાય છે, (એમ વિચારી) બેસી રહયો, અને ત્રીજી રકાત પર સલામ ફેરવી મુકતદીઓને કહયું કે નમાઝ ફાસિદ થઈ ગઈ છે, બીજી વાર પઢવી પડશે, જેથી બીજી વાર ચાર રકાતો પઢાવી.

હવે અમુક લોકોનું કહેવું છે કે જો તમે ત્રીજી રકાતમાંથી ઊભા થઈ ચોથી રકાત પઢી લેત અને સિજદએ સહવ કરી લેતા તો કાફી થઈ જત, તો આ બન્ને સુરતોમાં કઈ સૂરત અફઝલ છે ? શું ત્રીજી રકાતમાં ભૂલથી બેસી જવાથી નમાઝ ફાસિદ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રીજી રકાતમાં ભૂલથી બેસી જવાથી નમાઝ ફાસિદ નહીં થાય, ભલે પછી આખી અત્તહિય્યાત કેમ ન પઢી લીધી હોય. માટે આવી સૂરતમાં જયારે પણ યાદ આવી જાય, ઊભા થઈને ચોથી રકાત પઢી લે અને અત્તહિય્યાત પછી સિજદએ સહવ કરી લેવાથી નમાઝ અદા થઈ જશે, જમાઅતવાળી નમાઝોને લોટાવવાની જરૂરત નથી. (હિદાયા : ૧ / ૭૪)

પરંતુ જો એકલા નમાઝ પઢી રહયા હોય અને પહેલી વાર ભૂલ થઈ જાય, વારંવાર આવી ભૂલ ન થતી હોય, તો નમાઝને લોટાવવી અફઝલ છે, ન લોટાવે અને

સિજદએ સહવ કરી લે તો પણ જાઈઝ છે. વારંવાર આવી ભૂલ થતી હોય તો સિજદએ સહવ કરી લેવો જોઈએ, લોટાવવાની જરૂરત નથી. (દુર્રે મુખ્તાર, હિદાયા : ૧ / ૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) સિજદએ તિલાવતની આયત પઢવાથી પહેલા સિજદએ તિલાવત કરવો

**સવાલ (૯૪૬) :** ઈમામ સાહેબે સિજદએ તિલાવતની આયત પઢતા પહેલા જ ભુલથી સિજદએ તિલાવતની આયત સમજી સિજદો કરી લીધો, પછી સિજદએ તિલાવત પઢી, રૂકૂઅ કર્યો અને રૂકૂઅમાં સિજદએ તિલાવતની નિય્યત કરી લીધી, તો શું સિજદએ સહવ વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ સૂરતમાં સિજદએ સહવ વાજિબ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૬, રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ઈમામનું છેલ્લો કાઅદો છોડીને પાંચવી રકાત માટે ઊભા થઈ જવું

**સવાલ (૯૪૭) :** હું એક મસ્જિદમાં ઈમામ છું, એક વખતે ચાર રકાતવાળી નમાઝમાં મારાથી ભુલ થઈ ગઈ કે ચોથી રકાતના સિજદાથી ફારિગ થયા પછી છેલ્લા કાઅદામાં બેસવાને બદલે ઊભો થઈ ગયો, મુકતદીઓએ લુકમો આપ્યો તો હું આગાહ થઈ ગયો અને બેસી ગયો અને સિજદએ સહવ કરીને નમાઝ પૂરી કરી.

નમાઝ પછી એક મુકતદી આલિમ ઊભા થઈને કહેવા લાગ્યા કે સિજદએ સહવ કરવા છતાં નમાઝ સહી નથી થઈ, માટે મેં બીજી વાર નમાઝ પઢાવી, હવે સવાલ એ છે કે શું પહેલી વાર જે નમાઝ સિજદએ સહવ કરી પઢવામાં આવી હતી, તે સહીહ હતી કે નહીં ? અને શું આ સૂરતમાં તેને લોટાવવી (ફરીથી પઢવી) વાજિબ હતી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે પહેલી વખતે જે નમાઝ સિજદએ સહવથી પઢાવી, તે બિલકુલ સહીહ હતી, જે મુકતદી આલિમે નમાઝ લોટાવવાનું કહયું તે મસ્અલાને જાણતા નથી. જો નમાઝી (એટલે નમાઝી ભલે ઈમામ બનીને નમાઝ પઢાવે કે એકલો નમાઝ પઢી

રહયો હોય) છેલ્લા કાઅદામાં બેસ્યા પછી અથવા બેસ્યા વગર ઊભો થઈ જાય, તો જયાં સુધી વધારાની રકાતનો સિજદો ન કરી લે, ત્યાં સુધી તેનો હુકમ આ જ છે કે તે બેસી જાય અને સજદએ સહવ કરીને નમાઝ પુરી કરી લે. (શામી : ૨ / ૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# સિજ્દએ તિલાવતનું બયાન

## (૧) નમાઝની બહારના માણસે ઈમામ સાહેબથી સિજ્દાની આયત સાંભળી તો શું કરે ?

**સવાલ (૯૪૮) :** અમારા ગામમાં ઈમામ સાહેબ જુમ્આના દિવસે ફજરની નમાઝમાં સૂરએ સજદહ પઢે છે, તો તેમાં સિજ્દાની આયત એ લોકો સાંભળી લે જેઓ હજુ સુધી નમાઝમાં શામિલ થયા નથી, બલકે વુઝૂ કરી રહયા છે, તો તેમના પર સિજ્દએ તિલાવત વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ માણસ ઈમામ સાહેબથી સિજ્દાની આયત સાંભળ્યા પછી તે જ રકાતમાં શામિલ થઈ ગયો, તો તેના પર સિજ્દએ તિલાવતનું અલગથી અદા કરવું વાજિબ નથી. કારણ કે તેનો સિજ્દએ તિલાવત હુકમન અદા થઈ ગયો અને જો બીજી રકાતમાં શરીક થયો અથવા બિલકુલ જમાઅત સાથે જોડાયો નથી તો તેના ઝિમ્મે સિજ્દએ તિલાવત અદા કરવો વાજિબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૩, ફતાવા તાતારખાનિયહ : ૨ / ૪૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) નમાઝની બહાર કોઈ માણસ ઈમામ સાહેબથી સિજ્દાની આયત સાંભળે તો ?

**સવાલ (૯૪૯) :** જો કોઈ માણસ ઈમામ સાહેબથી નમાઝની બહાર સિજ્દાની આયત સાંભળે તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સુરતમાં તે માણસ જો તે જ રકાતમાં ઈમામની ઈકતિદા કરી લે, તો તે સિજ્દએ તિલાવત (સિજ્દાની આયત) પામનાર ગણાશે, પરંતુ જો તેણે એ રકાતમાં ઈકતિદા કરી નથી, બલકે બીજી રકાતમાં ઈકિતદા કરી તો હવે આ

નમાઝની બહાર અલગથી સિજદો કરશે. (આલમગીરી, કુદુરી, હિદાયા : ૧ / ૧૬૪) (ફતવા હિન્દિય્યહ : ૧ / ૧૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) એક જ જગ્યાએ અલગ અલગ સિજદાની આયતોનો હુકમ

**સવાલ (૯૫૦) :** કુર્આન શરીફ પઢતી વખતે બે અથવા વધુ સિજદાની આયતો એક જ જગ્યાએ તિલાવત કરી, તો અમારે કેટલા સિજદા કરવા પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે માણસ એક જ જગ્યાએ ત્રણ અથવા ચાર સિજદાની અલગ અલગ આયતોની તિલાવત કરે, તો તેના પર એટલા જ સિજદા વાજિબ થશે, પરંતુ એક આયતને એક જ જગ્યાએ અનેક વાર પઢે તો એક જ સિજદો વાજિબ થશે. એટલા માટે પૂછેલા મસ્અલામાં સિજદાની જેટલી આયતો પઢવામાં આવી છે, એટલા સિજદા કરવામાં આવે. (શામી, આલમગરી, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) મસ્જિદની અલગ અલગ જગ્યાઓએ સિજદાની આયત અનેક વાર પઢવાનો હુકમ

**સવાલ (૯૫૧) :** બેહિશ્તી ઝેવર ( ૨ / ૪૪) માં "સિજદએ તિલાવતના બયાન"માં મસ્અલા નંબર : ૨૨માં છે કે મસ્જિદનો પણ આ જ હુકમ છે જે કમરાનો છે, એટલે સિજદાની એક આયત જો અનેક વાર પઢશે, તો પણ એક જ સિજદો વાજિબ થશે, ભલે એક જ જગ્યાએ બેસીને પઢે અથવા મસ્જિદમાં આમ તેમ ચાલતો – ફરતો પઢે. તો આમાં સવાલ એ છે કે નાની અને મોટી મસ્જિદ બન્નેનો એક જ હુકમ છે ? અથવા બન્નેના હુકમમાં તફાવત છે ? અમારા ગામ "કોસમડી"માં તો ઘણી મોટી મસ્જિદ છે, જે આશરે ૬૦ × ૫૫ છે, તો શું તેનો પણ આ જ હુકમ રહેશે ? જો નાની – મોટી મસ્જિદમાં તફાવત છે, તો ઉપર દર્શાવેલ હવાલામાં તેનો ઉલ્લેખ કેમ કર્યો નથી, ત્યાં મસ્અલાને અસ્પષ્ટ રાખવાથી તો માલૂમ થાય છે કે નાની અથવા મોટી મસ્જિદના હુકમમાં કોઈ ફર્ક નથી, સંતોષ કારક જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત મસ્અલા બાબતે આલમગીરી : ૧ / ૪૮, શામી : ૧ / ૭૨૭,

જવહરતુન્ નય્યરહ : ૧ / ૮૪ અને મજમઉલ અન્હુર ૧ / ૧૫૮ માં જે કઈ લખ્યું છે, તેનાથી સાબિત થાય છે કે મોટી મસ્જિદ અને નાની મસ્જિદ, બન્નેનો એક જ હુકમ છે, એક સિજદાની આયત તેમાં અનેક વાર પઢવાથી (ભલે ખૂણો બદલાય જાય અથવા ચાલતા ફરતા પઢે) એક જ સિજદો વાજિબ થશે. પરંતુ મસ્જિદ ઘણી મોટી હોય અને મજમઉલ અન્હુરમાં તેનું ઉદાહરણ "મસ્જિદે હરામ"થી આપ્યું છે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૩૫) તો દિશા બદલાય જવાથી હુકમ બદલાય જશે, તો મસ્જિદે હરામના ઉત્તર ભાગમાં સિજદાની આયત પઢી, પછી પશ્ચિમ અથવા દક્ષિણ ભાગમાં તે જ આયત બીજી વાર પઢી તો મજલિસ બદલવાનો હુકમ લગાવવામાં આવશે, અને અલગ અલગ સિજદા વાજિબ થશે.

એ જ રીતે મકાન પણ એક મજલિસના હુકમમાં હોય છે, પરંતુ ફુકહાએ લખ્યું છે કે રાજાનું મકાન (મહેલ – કિલ્લો) એક મજલિસ (મજલિસે વાહિદ)ના હુકમમાં નથી, તેમાં દિશા : ઉત્તર – દક્ષિણ વગેરે બદલવાથી મજલિસ બદલાય જશે અને અલગ અલગ સિજદા વાજિબ થશે.

તમારા ગામની મસ્જિદ "મસ્જિદે હરામ" જેટલી વિશાળ નથી, બલકે તેનો દસમો ભાગ પણ નથી, માટે તે આખી મસ્જિદ મજલિસે વાહિદ (એક મજલિસ)ના હુકમમાં આવશે અને એક જ સિજદો વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નમાઝમાં બે વખતે એક જ સિજદાની આયત પઢવાથી એક સિજદો વાજિબ થશે

**સવાલ (૯૫૨) :** આ વર્ષે મારી સાથે એક તાલિબે ઈલ્મએ તરાવીહ પઢાવી, તેને સિજદાની આયત આવવાથી સિજદો કર્યો, ત્યાર પછી કયામમાં જ ફરી વાર તે આયત પઢી તો શું બીજી વખતે સિજદો વાજિબ થશે કે નહીં ? એ જ રીતે રૂકન બદલાવાથી શું બીજી વાર સિજદો વાજિબ થશે ? જેવું કે મજલિસ બદલાવવાથી વાજિબ થાય છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ મસ્અલામાં બીજી વાર સજદો વાજિબ થશે નહીં, આલમગીરીમાં લખ્યું છે કે જો એક માણસે પહેલી રકાતમાં સિજદએ તિલાવત અદા કરી, પછી બીજી રકાતમાં એ જ સિજદાની આયતને ફરીવાર પઢી તો સિજદો કાફી છે, બીજો

સિજદો કરવાની જરૂરત નથી. (આલમગીરી : ૧ / ૧૦૭)

જયારે રકાત બદલાવાથી બીજો સિજદો વાજિબ નથી થતો તો તે જ રકાતમાં પઢવાથી તો એક જગ્યાના દરજ્જામાં છે, એટલા માટે આ સૂરતમાં પણ સિજદો વાજિબ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) નમાઝમાં સિજદાની આયત આવે અને તે આયતને ન પઢવી

**સવાલ (૯૫૩) :** અમારે ત્યાં તરાવીહમાં આ વાકિયો બન્યો કે ઈમામ સાહેબે સિજદાની આયતમાં થોડી ભૂલ કરી, જેથી બે – ત્રણ દિવસ પછી તેને બીજા હાફેઝ સાહેબે ફરીથી દોહરાવી, પરંતુ તેમણે સિજદએ તિલાવત કર્યો નહીં, જો કે સિજદાની આયત પઢયા પછી તરત રૂકૂઅ પણ કર્યો ન હતો, બલકે ત્યાર પછી આઠ – દસ આયતો પઢી હતી, પૂછયું તો તેમણે કહયું કે મેં પહેલાથી સિજદો ન કરવાની નિય્યત કરી હતી અને તેમણે પોતાના સાથી હાફેઝ સાહેબને પણ કહયું હતું કે આજે હું સિજદાની આયત પઢીશ, પરંતુ સજદએ તિલાવત કરીશ નહીં. તો સવાલ આ છે કે શું પહેલેથી સજદો ન કરવાની નિય્યત કરવાથી સજદએ તિલાવત માફ થઈ જાય છે? જો નહીં તો વાજિબ છોડવાથી તેની ભરપાઈની કોઈ સુરત ખરી ? અને નમાઝ વિશે હવે શું હુકમ છે ? વિતગવાર જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સિજદાની આયત જયારે બીજા – ત્રીજા દિવસે પઢવામાં આવી તો સિજદો કરવો વાજિબ અને જરૂરી હતો, પરંતુ ઈમામ સાહેબે પહેલેથી જ સિજદો ન કરવાનો ઈરાદો કર્યો હતો, એટલા માટે સિજદો ન કર્યો અને રૂકૂઅ પણ સિજદાની આયતની આઠ – દસ આયતો પછી કર્યો, એટલા માટે સિજદએ તિલાવત તે કારણે અદા ન થશે અને નમાઝના સિજદાની કઝા નમાઝની બહાર થઈ શકતી નથી, એટલા માટે વાજિબ છોડવાને કારણે ગુનોહ થશે, તેના પર તોબા કરવી જરૂરી છે, પરંતુ તરાવીહની બે રકાતો અદા થઈ જશે અને સિજદએ તિલાવત ન કરવાનો ગુનોહ થશે. (શામી : ૧ / ૧૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સિજદાની આયત સાંભળનાળાઓ પર સિજદો વાજિબ થવો

**સવાલ (૯૫૪) :** કુર્આને કરીમની સિજદાની આયત જો જમાઅતની નમાઝમાં

પઢવામાં આવે તો બધા નમાઝીઓ પર સિજદો કરવો વાજિબ છે. હવે પૂછવાનું એ કે શું જો નમાઝથી બહાર મહેફિલમાં લોકો બેઠા હોય અને કોઈ માણસ સિજદાની આયત પઢે તો આ સૂરતમાં પણ બધા સાંભળનારાઓ પર સિજદો વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને મજીદમાં ૧૪ સિજદા છે, જે પઢનાર અને સાંભળનાર બન્ને પર વાજિબ છે, મજલિસમાં કુર્આનની સિજદાની આયત જે પણ સાંભળશે તેના પર સિજદો વાજિબ થશે. (શામી, આલમગીરી : ૧ / ૧૩૪) હાં, ટેપ રેકોર્ડ અને રેડિયો દ્વારા સિજદાની આયત સાંભળવાથી સિજદએ તિલાવત વાજિબ થતો નથી. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૦૮ – ૧૦૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ઈમામ સાહેબનું થોડા થોડા દિવસે નમાઝમાં સિજદાની આયત પઢવી

**સવાલ (૯૫૫) :** જો કોઈ ઈમામ સાહેબ નમાઝમાં સિજદાની આયત વારંવાર પઢે છે અને મુકતદીઓને તેનાથી પરેશાની થાય છે, તો આ શરીઅતમાં દુરુસ્ત છે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામત એક મહત્વની જવાબદારી છે, અલ્લાહના રસૂલ (સલ.)નું ફરમાન છે : તમારામાંથી કોઈ ઈમામત કરાવે તો કિરાઅત ટૂંકી પઢે, એટલા માટે કે મુકતદીઓમાં અમુક કમઝોર, બીમાર અને મોટી ઉંમરના વૃધ્ધો પણ હોય છે.

(બુખારી શરીફ : ૧ / ૫૯૪, હદીસ નં. ૭૦૩)

એક બીજી હદીસમાં છે કે અલ્લાહના રસૂલ (સલ.)ની સમક્ષ ઈમામની લાંબી કિરાઅત વિશે ફરિયાદ કરવામાં આવી, તો આપ (સલ.) એ તેના પર ઘણી નારાજગી જાહેર કરી. (બુખારી : ૧ / ૯૮, હદીસ નં.૭૦૪)

એટલા માટે મુકતદીઓમાં જો કમઝોર, બીમાર અને વૃધ્ધો હોય, તો આવી હાલતમાં એવી સૂરત ન પઢે જેમાં સિજદએ તિલાવત હોય, ખુલાસાના હવાલાથી નકલ કરવામાં આવ્યું છે કે સિજદાની આયત પઢનારને આ માલૂમ હોય કે સાંભળનારનું વુઝૂ નથી અથવા વુઝૂ તો છે પરંતુ સિજદએ તિલાવત કરશે નહીં, અથવા સિજદએ તિલાવત કરવામાં તેમને કોઈ પરેશાની થશે તો નમાઝમાં હોય કે નમાઝની બહાર, સિજદાની આયતને ધીમે (આહિસ્તા) પઢવી મુસ્તહબ છે.

(આલમગીરી : ૧ / ૧૦૯) (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૫) માટે મુસ્તહબ છે કે ઈમામ સાહેબ મુકતદીઓનો ખ્યાલ રાખી સિજદાની આયત સિવાયની સૂરતો પઢે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) સિજદાની આયત પઢીને તરત રૂકૂઅ કર્યો, તેમાં સિજદાની નિય્યત કરી લેવી

**સવાલ (૯૫૬) :** જો ઈમામ સાહેબે નમાઝમાં સૂરએ નજ્મ પઢી અને તેની છેલ્લી આયત (જે સિજદાની આયત છે)ને પઢી તરત જ રૂકૂઅ કર લીધો અને રૂકૂઅમાં સિજદએ તિલાવતની નિય્યત કરી લીધી, તો મુકતદીઓ માટે નિય્યત કરવી જરૂરી છે કે નહીં ? જો મુકતદીઓએ નિય્યત કરી નથી, તો તેમનો સિજદએ તિલાવત અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસ્તહબ છે કે સિજદએ તિલાવતને અલગથી અદા કરવામાં આવે.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૧૧)

જો રૂકૂઅમાં ઈમામે સિજદએ તિલાવતની નિય્યત કરી, પરંતુ મુકતદીઓએ નિય્યત નથી કરી, તો મુકતદીઓનો સિજદએ તિલાવત અદા થશે નહીં. તે ઈમામ સાહેબની સલામ ફેરવ્યા પછી સિજદએ તિલાવત અને છેલ્લા કાઅદાને લોટાવશે.

(દુર્રે મુખ્તાર મઅ શામી : ૧ / ૭૨૪)

હાં, જો મુકતદીઓએ પણ રૂકૂઅમાં નિય્યત કરી લીધી છે, તો તેમના તરફથી પણ સિજદએ તિલાવત અદા થઈ જશે, એ જ રીતે જો સિજદાની આયત ખતમ કરી તરત સિજદો કરી લીધો અને આગળ કંઈ પણ પઢયા નથી તો નમાઝના સિજદામાં સિજદએ તિલાવત કોઈ જાતની નિય્યત વગર અદા થઈ જશે. (દુર્રે મુખ્તાર) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) સિજદએ તિલાવત અદા કરવાનો તરીકો

**સવાલ (૯૫૭) :** કુર્આને મજીદ ખતમ કર્યા પછી જે સિજદએ તિલાવત કરવામાં આવે છે, તે બધા સિજદા એકી સાથે બેસીને કરી શકાય છે કે નહીં ? અને દરેક સિજદો અદા કરતી વખતે ઊભા થવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં તમામ સિજદએ તિલાવત એકી સાથે અદા કરવામાં આવે તો

અદા થઈ જશે, દરેક સિજદા માટે કયામ કરવો અને કયામની હાલતમાં અલ્લાહુ અકબર કહેતા સિજદામાં જવું જરૂરી નથી. (દુર્રે મુખ્તાર અને આલમગીરી : ૧ / ૧૩૫)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) કુર્આનની તફસીર કરતી વખતે લોકોની રિઆયત કરી સિજદાની આયત ધીમી પઢવી

**સવાલ (૯૫૮) :** એક આલિમે દીન ફજરની નમાઝ પછી કુર્આને પાકની તફસીર કરે છે, પરંતુ સિજદાની આયત આવે છે તો તેને ધીમી અવાજે પઢે છે, જેથી મોટા મજમાને સિજદો કરવો ન પડે અને તફસીરમાં બેસવાના બદલે કોઈ નીકળી ન જાય, આ રીતે અવામ (લોકો)ની રિઆયત કરી તે સિજદાની આયતોને ધીમા અવાજે પઢે છે, અને જાતે એકલા જઈ સિજદો કરે છે, શું તેમનો આ અમલ દુરસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અફઝલ અને ઉત્તમ તો એ છે કે કુર્આનની તફસીર દરમિયાન સિજદાની આયત આવી જાય તો તેને પણ બીજી આયતોની જેમ જોરથી પઢવામાં આવે અને તે જ સમયે સિજદો પણ કરે, કારણ કે તરત સિજદો કરી લેવો મુસ્તહબ છે, અને લોકોને પણ કહી આપે કે સિજદો કરી લેજો. તેમાં લોકોને સિજદએ તિલાવતનો હુકમ અને તરીકો પણ ખબર પડશે અને આદર પણ જાહેર થશે અને આને લીધે મજમામાં કોઈ પ્રકારની કમીનો અંદેશો નથી. એટલા માટે કે મસ્જિદમાં વધુ પડતા લોકો બા–વુઝૂ હોય છે અને જો વુઝૂ વગર બેઠા હોય તો તેમને તાકીદ કરવી જોઈએ કે આ પ્રકારની મજલિસોમાં વુઝૂની હાલતમાં શરીક થાય.

(સૂનને અબૂ દાઉદ : ૨૦૦, હદીસ નં. ૧૪૧૦, રદ્દુલ મુહતાર : ૨ / ૧૨૦)

પરંતુ જો એવો મજમો હોય કે તેમાં વુઝૂ વગરના લોકો પણ હોય તો સિજદાની આયત ધીમે પઢી લેવી પણ જાઈઝ છે, તેમાં કોઈ વાંધો નથી. જેથી બે–વુઝૂ માણસનું વુઝૂ વગર હોવું લોકો સમક્ષ જાહેર ન થાય.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૧૮, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૯૨)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن أنس بن مالک رضی الله عنه قال : صليت الظهر مع النبی ﷺ بالمدينة أربعا، والعصر بذی الحليفة رکعتين

( بخاری شریف :١٤٨١)

**તર્જુમો :** હઝરત અનસ બિન માલિક (રદિ.) થી રિવાયત છે, કે મેં મદીના મુનવ્વરામાં આપ (સલ.) ની પાછળ ઝોહરની ચાર રકાત નમાઝ પઢી અને ઝુલ્હુલયફામાં અસરની બે રકાત પઢી.

(બુખારી : ૧૪૮૧)

وخرج علی بن أبی طالب رضی الله عنه فقصر وهو يری البيوت، فلما رجع قيل له هذه الكوفة قال : لا حتی ندخلها

(بخاری شریف: ١ ١٤٨)

**તર્જુમો :** હઝરત અલી (રદિ.) જયારે (સફરે) નીકળ્યા તો તેમણે કસર નમાઝ પઢી, હાલાંકે તેઓ ઘરને જોઈ રહયા હતા, અને જયારે પરત ફર્યા તો તેમને લોકોએ કહયું કે આ કુફા (શહેર) છે. તો ફરમાવ્યું કે નહીં જયાં સુધી આપણે પ્રવેશ ન કરી લઈએ. (બુખારી : ૧ / ૧૪૮)

# બિમાર અને મુસાફિરની નમાઝનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# બિમાર અને મુસાફિરની નમાઝનું બયાન

## (૧) પહેલી સફમાં ખુરસી પર નમાઝ પઢવી

**સવાલ (૯૫૯) :** શું ફરમાવે છે મુફતિયાને કિરામ આ મસ્અલામાં કે એક માણસ પગથી માઝૂર છે, તેના માટે મસ્જિદમાં પહેલી સફમાં ખુરશી મુકવામાં આવે છે. તે તેના પર બેસીને લંગડો પગ લટકાવી ફરાઈઝ અને સુન્નતો અદા કરે છે. શું આ રીતે પહેલી સફમાં ખુરશી પર બેસી નમાઝ પઢવી, જયારે પાછળ પણ બે સફો હોય, દુરુસ્ત છે ? તેને છેલ્લી સફમાં નમાઝ પઢવી જોઈએ કે પહેલી સફમાં ? સહીહ શું છે ? ફરાઈઝ અને સુન્નતો પછી તે માણસ ફર્શ પર બેસી જાય છે, જમીન પર બેસવામાં તેના માટે કોઈ પરેશાની નથી, માત્ર સિજદામાં માથું જમીન પર મુકી શકતા નથી તો આવા માણસ વિશે ઉપરોકત પ્રકારમાં શરઈ હુકમ શું છે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝ નમાઝમાં કયામ : એટલે ઊભા થઈને નમાઝ પઢવી ફર્ઝ છે, અને રૂકૂઅ – સિજદા પણ ફર્ઝ છે, જો કોઈ માણસમાં ઊભા રહેવાની શકિત નથી તો જેટલું પણ ઊભા રહેવાની શકિત હોય (ભલે તકબીરે તહરીમા ઊભા થઈને કહી શકતા હોય) તો એટલી વાર ઊભા રહેવું ફર્ઝ છે, નહીં તો નમાઝ સહીહ થશે નહીં, પરંતુ જો બિલકુલ ઊભા રહી શકતા ન હોય તો બેસીને નમાઝ પઢવાની ઈજાઝત છે અને બેસવામાં પણ જે તરીકો અપનાવે, દુરુસ્ત છે નમાઝ અદા થઈ જશે. પરંતુ બની શકે ત્યાં સુધી કિબ્લા તરફ પગ લાંબા ન કરે, કારણ કે કારણ વગર કિબ્લા તરફ પગ કરવા મકરૂહ છે, બેસવાનો સૌથી શ્રેષ્ઠ તરીકો આ છે કે કાઅદામાં બેસીએ છીએ એ પ્રમાણે બેસે એટલે કે નિતંબ પર બેસી પગને વાંકા કરી ઉત્તર અને દક્ષિણ દિશા તરફ કરી દે. (શામી : ૧ / ૭૦૯, તહતાવી : ૩૩૬)

મતલબ કે તંદુરુસ્ત માણસ માટે કયામ, રૂકૂઅ અને સિજદો કરવો ફર્ઝ છે, જો કયામ પર શકિત ન હોય, તો જમીન પર બેસી નમાઝ પઢે, જો જમીન પર બેસીને

પણ નમાઝ ન પઢી શકતા હોય તો ખુરશી પર પઢે.

આ વિગત પછી જાણવું જોઈએ કે મસ્જિદમાં આગલી સફમાં નમાઝ પઢવા માટે ખુરશી રાખવી મકરૂહ છે, કારણ કે જો તે માઝૂર (મજબૂર) હાજર નહી હોય તો સફો તુટશે અને અલ્લાહના રસૂલ (સલ.) એ સફોને તોડનાર માટે બદદુઆ અને જોડનાર માટે દુઆ ફરમાવી છે.

(અબૂ દાઉદ : ૧ / ૯૭, હદીસ નંબર : ૬૬૬, નસાઈ : ૨ / ૯૩, હદીસ નંબર : ૮૧૯)

પૂછેલી સૂરતમાં મજબૂર માણસ જયારે જમીન પર બેસી શકે છે, તેની નિશાની એ છે કે તે નવાફિલ બેસીને જ પઢે છે તો તેના માટે ખુરશી વગેરે મુકવાની જરૂરત નથી, મુતવલ્લી અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે લોકોને આ કામની ના પાડે અને જાતે મજબૂરોની પણ જવાબદારી છે કે સફોમાં ખલેલ પેદા ન કરે. પહેલી સફમાં ખુરશી વગેરે મુકવાથી નીચે પ્રમાણેની ખરાબીઓ આવશે.

(૧) મસ્જિદમાં જે માણસ પહેલો આવે છે, તે જયાં ઈચ્છે બેસી શકે છે, જો ખુરસી મુકી હશે, તો મસ્જિદમાં પહેલો આવનાર માણસ તે જગ્યાએ બેસી શકશે નહીં અને આ રીતે જગ્યા રોકવી ગણાશે, જે દુરુસ્ત નથી

(૨) જો તે માજુર કોઈ કારણસર મસ્જિદ આવી શકતો નથી, તો પહેલી સફ અધુરી રહી જશે.

(૩) તેમાં જરૂરત કરતા વધારે જગ્યા રોકાય છે.

(૪) સફ તોડવાની નબીએ કરીમ (સલ.) એ મનાઈ ફરમાવી છે.

માટે ખુરશી, ટેબલ વગેરે મસ્જિદમાં મુકવાથી બચવું જોઈએ અને મસ્જિદના ફર્શ પર નીચે બેસી નમાઝ પઢવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મુસાફિરનું ચાર રકાત પઢવું અને પઢાવવું

**સવાલ (૯૬૦) :** જો કોઈ મુસાફિર ચાર રકાત પઢી લે અથવા પઢાવી લે તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ મુસાફિર માણસ ચાર રકાત પઢી લે, પરંતુ પહેલા કાઅદામાં બેઠો હોય છેલ્લે સિજદએ સહવ કર્યો હોય, તો નમાઝ થઈ જશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૨૮) પરંતુ તેની પાછળ મુકીમ (સ્થાયી) માણસની નમાઝ નહીં થાય. (રદ્દુલ મુહતાર અલદ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) હજના દિવસોમાં મુસાફિરનું ઈમામત કરાવવું

**સવાલ (૯૬૧) :** હજના દિવસોમાં જો કોઈ માણસ ઈમામત કરાવે તો કસર અને ઈત્માામ (પૂરી નમાઝ પઢવા) વિશે શું હુકમ છે ? તેમાં ઈમામના મતભેદથી શું ફરક પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલગથી નમાઝ પઢે કે ઈમામ બનીને, દરેક હાલતમાં કસર જરૂરી છે. તેમાં ઈમામોના મતભેદથી કોઈ ફરક નહીં પડે, અને પુરી પઢશે તો મકરૂહે તહરીમી છે અને સમય બાકી રહે તો નમાઝ લોટાવવી જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) એસ.ટી. બસના કંડકટર દરરોજ ૭૮ કિ.મી. સફર કરે તો કઈ નમાઝ પઢવી પડશે

**સવાલ (૯૬૨) :** હું એસ.ટી. બસનો કંડકટર છું, મારું ગામ પરીએજ છે, જે ભરૂચ જિલ્લામાં છે, મારી નોકરી અંકલેશ્વરમાં છે, દરરોજ મારે ૭૮ કિ.મી.થી વધારે સફર કરવાનો થાય છે. તો શું હું શરઈ રીતે મુસાફિર છું કે નહીં ? તેમજ હું મારા ગામ પરીએજથી નીકળીને ભરૂચ પહોંચું તો પણ મારે સફરની નમાઝ પઢવી પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે તમારા ગામથી એ ઈરાદે નીકળો કે મારે ૭૮ કિ.મી. અથવા એનાથી વધારે કંડકટર બની જવાનું છે તો તમે ગામની વસ્તીથી નીકળતા જ શરઈ રીતે મુસાફિર કહેવાશો અને તમારા પર મુસાફિરના અહકામ લાગુ પડશે. ભલે આટલે દૂર દરરોજ કેમ ન જવું પડતું હોય. એટલા માટે જયારે તમે ભરૂચ પહોંચો અને નમાઝ પઢવી પડે તો ચાર રકાતવાળી નમાઝ કસર કરીને (એટલે કે બે રકાત) પઢો. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મુસાફિર સફરેથી પરત આવીને કયાં પહોંચશે, તો મુકીમ ગણાશે ?

**સવાલ (૯૬૩) :** હું નોકરી પરથી જયારે પાછો મારા ગામ જાઉં તો હું કયાંથી શરઈ મુકીમ ગણાઈશ, અથવા હું નોકરીથી ફારિગ થઈને જયારે ઘરે આવું અને

ભરૂચમાં મારે નમાઝ પઢવી પડે તો હું કઈ નમાઝ પઢું ? મુસાફિરની કે મુકીમની ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સફર ખતમ કરી પોતાના ગામની હદો (કબ્રસ્તાન, ઈદગાહ, ગામની વસ્તી)માં પ્રવેશ કરવાથી તમે મુકીમ બનશો, માટે ભરૂચમાં તમે મુસાફિર જ રહેશો અને કસર નમાઝ અદા કરશો. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) બસની સીટ પર નમાઝ પઢવી

**સવાલ (૯૬૪) :** બસની સીટ પર નમાઝ પઢી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ જગ્યાએ નમાઝ પઢવાનો મોકો ન મળે, અને નમાઝનો સમય પુરો થઈ જાય એવું હોય તો જે રીતે ફરાઈઝ અને વાજિબાતની રિઆયત સાથે શકય હોય, નમાઝ પઢી લે, નમાઝ બિલકુલ ન છોડે. (રદુલ મહ્તાર અલદ્ દુરિર્લ મુખ્તાર : ૨ / ૪૧) હા, સ્થળ પર પહોંચીને ફરીથી પઢી લે. (બહરુર્રાઈક : ૧ / ૧૪૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) બસના એન્જિનની સીટ પર નમાઝ પઢવી

**સવાલ (૯૬૫) :** બસના એન્જિનની સીટ પર નમાઝ પઢી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરત અને મજબૂરીના કારણે નમાઝ પઢી શકાય છે, અને સિજદામાં માથું અને પેશાની ટેકવી શકાતી હોય તો સિજદો અદા થઈ જશે. અને જો સીટ નથી અને સિજદામાં પેશાની ટેકવાતી ન હોય તો સિજદો અદા ન થવાના કારણે નમાઝ અદા નહીં થાય.(રદુલ મુહતાર અલદ દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) મિના, અરફાત અને મુઝદલિફામાં નમાઝોનો હુકમ

**સવાલ (૯૬૬) :** હું અંગ્રેજી તારીખ પ્રમાણે ત્રીજી તારીખે મક્કા પહોંચ્યો હતો, ૧૩ તારીખે મિનામાં પહોંચ્યો, ૧૪ તારીખે અરફાતમાં જઈને હજ કરી, મેં હજના દિવસોમાં નમાઝો પૂરી (ચાર રકાત) પઢી છે. સવાલ એ છે કે શું મારે બીજી વાર નમાઝોની કસર કરવી પડશે ? મારો ઈરાદો મક્કામાં ૨૮ દિવસ રોકાવવાનો હતો, એટલા માટે મે હજના દિવસોમાં નમાઝો પુરી પઢી હતી, મારી પાછળ બીજા એક બે

માણસોએ પણ નમાઝ પઢી હતી, જે મારાથી ૨૫ દિવસ પહેલા આવ્યા હતા, તો શું તેમને પણ પોતાની નમાઝો ફરીવાર પઢવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારે જો કે ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭ તારીખોમાં મિના, અરફાત અને મુઝદલિફામાં કયામ (રોકાણ) કરવાનો છે, અને આ જગ્યાઓમાં ઈકામતની નિય્યત કરવી સહીહ નથી. એટલા માટે આ સ્થળોએ તમે મુસાફિર કહેવાશો, જેથી હનફી મસ્લક પ્રમાણે આપના માટે કસર કરવું વાજિબ હતું અને ચાર રકાતવાળી નમાઝમાં માત્ર બે રકાત પઢવી જરૂરી હતી, તમે બેના બદલે ચાર પઢી છે, એટલા માટે (સમય રહેતા) ફરીથી પઢવી જરૂરી છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૨૫–૧૨૮) અને તે લોકો જે તમારાથી પચ્ચીસ દિવસ પહેલા મક્કા મુકર્રમા આવી પહોંચ્યા હતા, તેમણે જો ત્યાં ઈકામત (રોકાવવાની) નિય્યત કરી લીધી છે, તો તેમનું આપની પાછળ પુરી નમાઝ પઢવું સહીહ નથી, માટે તેમણે પણ બધી નમાઝો લોટાવવી પડશે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તારઃ ૨ / ૧૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) સફર દરમિયાન ફર્ઝ નમાઝોનો હુકમ

**સવાલ (૯૬૭) :** એક માણસ સફરની નિય્યત કરી પોતાના વતનથી રવાના થયો અને ત્રણ પડાવ (લગભગ ૭૮ કિ.મી.) સફર પુરો કરીને તેને કોઈ એક જગ્યાએ પંદર દિવસથી વધારે રોકાવવાનું હતું, તો હવે પોતાના વતનથી એ જગ્યા સુધી પહોંચતા સુધી અને ત્યાંથી વતન પરત આવતા સફર દરમિયાનની નમાઝોમાં કસર કરશે કે પછી પુરી પઢશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

૪૮ માઈલના ઈરાદાથી જયારે પોતાના શહેરની સીમા (હદ)માંથી નીકળી જશે, તો તેણે કસર કરવી પડશે, શહેરની બહાર મંઝિલ પર પહોંચી જયારે પંદર દિવસ રોકાવવાનો ઈરાદો કરે, તો પુરી નમાઝ પઢે અને રસ્તામાં તે નમાઝોની કસર કરશે. (શામી, આલમગીરી : ૧ / ૧૩૮–૧૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) વિવિધ જગ્યાઓમાં રોકાવવાની નિય્યતથી નમાઝોનો હુકમ

**સવાલ (૯૬૮) :** ઉમરે જોહાનિસબર્ગથી વેરલેમ (VHELEMU) (જે આશરે

૪૦૦ માઈલ છે) નો સફર કર્યો છે, તે વેરલેમ (VHELEMU) માં બાર દિવસ સુધી રહેશે, ત્યા રોકાણ દરમિયાન વેરલેમની આસપાસના ગામોમાં પણ તેની અવર જવર રહેશે, જે વેરલેમ (VHELEMU) થી ત્રણ મંઝિલના અંતર પર છે, કયારેક તેને રાત્રી રોકાણ પણ ત્યાં કરવું પડશે, ત્યાર પછી તે ચાર દિવસ ડર્બનમાં રહેશે, આ ચાર દિવસોમાં પણ તેને આમ તેમ ત્રણ મંઝિલના અંદર અંદર આવવું – જવું થશે આ બધું થઈને કુલ ૧૬ દિવસ થશે, આ સોળ દિવસમાં તે તેની નમાઝો કસર પઢે કે પુરી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરઈ મુસાફિર પર ઈકામત (રોકાણ)ના અકહામ લાગુ થવા માટે ફકત એક જગ્યાએ પંદર દિવસ રોકાણ કરવું શરત છે. માટે પૂછેલ મસ્અલામાં કસરના અહકામ લાગુ થશે. એટલા માટે કે વેરલેમ (VHELEMU)માં ૧૨ દિવસ રોકાણ કરવાનો ઈરાદો છે, આસપાસના વિસ્તારોમાં ચાર પાંચ દિવસ ફરવાનો ઈરાદો છે, માટે એક જગ્યાએ પંદર દિવસના રોકાણનો ઈરાદો નથી, એટલા માટે તે મુસાફિર જ રહેશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૮–૧૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) થોભી થોભીને સફર કરવાની સૂરતમાં નમાઝોનો હુકમ

**સવાલ (૯૬૯) :** બકર પોતાના ઘરેથી ૬૦૦ માઈલ વેરલેમ (VHELEMU)માં પંદર દિવસથી વધારે રોકાણની નિય્યતે સફર કરે છે. સફર દરમિયાન અમુક જગ્યાએ ૧ દિવસ અને અમુક જગ્યાએ બે દિવસ રોકાણ કરી વેરલેમ (VHELEMU) જવાનું છે, વેરલેમ (VHELEMU) જઈને ત્યાં તે પંદર દિવસથી વધારે રોકાશે, પરંતુ ત્યાંથી વેરલેમ (VHELEMU)ના આજુબાજુના વિસ્તારોમાં અવર – જવર માત્ર તફરીહ (ફરવા) માટે રહેશે. હવે સવાલ એ છે કે તે શરઈ રીતે મુસાફિર ગણાશે કે નહીં ? તેમજ પોતાની નમાઝોમાં કસર કરશે કે પુરી પઢશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રણ, ચાર અથવા પાંચ, છસો માઈલના સફરનો ઈરાદો છે, પરંતુ જોવાનું એ છે કે પ્રથમ મરહલામાં તેનો ઈરાદો કેટલા માઈલ સફર કરવાનો છે, જો પ્રથમ

મરહલામાં ૪૮ માઈલ અથવા એનાથી વધારે માઈલ સફર કરવાનો ઈરાદો છે, તો તે શરઈ મુસાફિર થઈ ગયો, હવે જો પંદર – વીસ માઈલ પર એક – બે દિવસના રોકાણનો ઈરાદો છે, તો પણ તેના ઉપર મુસાફિરના હુકમો લાગુ થશે. પરંતુ જયારે તે વેરલેમ (VHELEMU) અથવા ડર્બન પહોંચશે અને પંદર દિવસના રોકાણનો ઈરાદો કરી લેશે તો તે મુકીમ થઈ જશે. તેના પર ઈકામતના અહકામ લાગુ થશે. વેરલેમ (VHELEMU) અથવા ડર્બનમાં જયારે તેણે પંદર દિવસ અથવા એક મહિના રોકાવવાનો ઈરાદો કરી લીધો અને આજુ બાજુના વિસ્તારોમાં ૪૮ માઈલથી ઓછો સફર કરશે તો વતને ઈકામત બાતિલ નહીં થાય, ૪૮ માઈલથી વધારેના ઈરાદાથી જશે તો મુસાફિર બની જશે, વેરલેમ (VHELEMU) આવીને બીજી વાર પંદર દિવસના રોકાણનો ઈરાદો કરશે તો મુકીમ બની જશે, નહીં તો મુસાફિર જ રહેશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૨૧ – ૧૨૮, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૮,૧૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) નોકરી કરનાર જયારે અસલ (મૂળ) વતન આવે તો તેની નમાઝોનો હુકમ

**સવાલ (૯૭૦) :** અહમદ પોતાના પિતૃક વતનથી લગભગ ૧૦૦ માઈલના અંતરે પઢાવવાની ખિદમત આપી રહયો છે. રજાઓમાં તે પોતાના માતા – પિતાના ઘરે આવતો રહે છે, હવે સવાલ એ છે કે શું જયારે તે તેના વાલિદૈનના ઘરે આવશે ત્યારે તે પોતાની નમાઝોમાં કસર કરશે કે પુરી નમાઝ પઢશે ? તેમજ શાદી પછી તે હંગામી ધોરણે અથવા અલગથી પોતાની આ નોકરીવાળી જગ્યાએ જાય અને મકાન ભાડે લઈને અથવા ખરીદીને ત્યાં રહેવા લાગે તો શું આ સૂરતમાં જયારે તે પોતાના વાલિદૈનના ઘરે મુલાકાત માટે આવશે તો તે મુસાફિર ગણાશે કે મુકીમ ? અને રસ્તામાં આવતા–જતા તે પોતાની નમાઝોમાં કસર કરશે કે પુરી નમાઝ પઢશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અહમદનો જન્મ જે જગ્યાએ થયો છે, તે તેનું અસલ વતન છે, નોકરીવાળુ મકાન ઈકામત (રોકાણ) નું વતન છે, માટે વાલિદૈન પાસે આવવા જવાથી કોઈ જાતની નિય્યત વગર તેના પર ઈકામતના હુકમો લાગુ પડશે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૩૨) નોકરીવાળી જગ્યાએ જયારે પણ જશે, ત્યાં પંદર દિવસથી

વધારે રોકાવવાનો ઈરાદો કરશે તો તેના પર ઈકામતના અહકામ લાગુ પડશે, નહીં તો તેના પર સફરના અહકામ જ ચાલું રહેશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૯) નોકરીવાળા શહેરમાં જો મકાન ખરીદી લીધું અથવા ભાડે લઈ લીધું અને ત્યાં કાયમી ધોરણે રહેવાનો ઈરાદો કરી લીધો છે, તો હવે આ તેનું અસલ વતન થઈ જશે અને પોતાના વાલિદૈનના ઘરે જવાથી તે મુસાફિર થઈ જશે. (બહરુર્રાઈક : ૨ / ૧૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) મુસાફિર કોઈ એક સ્થળે પંદર દિવસ રોકાણની નિય્યત કરી લે તો તે મુકીમ બની જાય છે

**સવાલ (૯૭૧) :** હું જીતાલીથી મુંબઈ ટ્રેનીંગ માટે આવ્યો છું, પરંતુ મને મુંબઈમાં કેટલા દિવસ રહેવાનું છે, કોઈ નક્કી નથી, તો મારે કસર નમાઝ કયાં સુધી પઢવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસાફિર જયાં સુધી એક જગ્યાએ પંદર દિવસ રોકાણની નિય્યત ન કરે, ત્યાં સુધી તેના માટે કસર કરવી જરૂરી છે. તમે ટ્રેનીંગ માટે આવ્યા છો, હવે જો તમે પંદર દિવસ રોકાણની નિય્યત કરી છે, તો તમે મુકીમ થઈ જશો, પુરી નમાઝ પઢવી પડશે, અને જો કોઈ નિય્યત નથી કરી તો નિય્યત વગર આઠ, દસ, વીસ, પચ્ચીસ મહિના પણ રહેશો તો પણ તમે મુકીમ ન થશો. (હિદાયા : ૧ / ૧૬૬, રદ્દુલ મુહતાર : ૨ / ૬૦૬, ૬૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) કીમના મુસાફિર ઈમામની ઈકતિદામાં નમાઝ અદા કરવી

**સવાલ (૯૭૨) :** અમારે ત્યાં મુસાફિરખાનામાં કોઈ પણ માણસ નમાઝ પઢાવી દે છે, ભલે તે મુસાફિર હોય કે મુકીમ, હવે ઘણી વાર હું જમાઅતમાં મોડેથી શામેલ થાઉ છું, તો મને કેવી નિય્યત કરી નમાઝ પઢવી જોઈએ. દા.ત. ઈમામ મુસાફિર છે, છેલ્લા કાઅદામાં છે, મેં તેની છેલ્લા કાઅદામાં ઈકતિદા કરી, જયારે કે હું મુકીમ છું, મારા પર કસર નથી, હવે મને ઈમામના સલામ ફેરવ્યા પછી ખબર ન પડી કે ચાર રકાત પઢાવી કે બે રકાત, તો આવી સુરતમાં મારી નમાઝ મુકમ્મલ ગણાશે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા તો તમે જમાઅત સાથે નમાઝ પઢવા માટે ઈમામની વ્યવસ્થા કરો, જેથી આવી સમસ્યાઓ પેદા ન થાય. ફુકહાએ લખ્યું છે કે ઈમામ મુસાફિર હોય, તો તે બે રકાત પર સલામ ફેરવીને તરત એલાન કરે કે "હું મુસાફિર છું, મુકીમ હઝરાત પોતાની નમાઝ મુકમ્મલ કરી લે." આ એલાનથી તમને પણ ઈમામના મુસાફિર હોવાની ખબર થઈ જશે અને તમે જો કે મુકીમ છો, એટલા માટે હવે તમારે ચાર રકાત જ પઢવી પડશે અને જો ઈમામ મુસાફિર છે અને મુકતદી પણ મુસાફિર છે, તો આ સૂરતમાં પણ કોઈ પરેશાનીની વાત નથી, બધાએ બે જ રકાત પઢવાની છે. પરંતુ મુકતદીઓ મુકીમ હોય અને ઈમામ મુસાફિર હોય, તો આ સુરતમાં પરેશાની થશે કે તે ચાર રકાત પઢે કે બે રકાત પઢે. એટલા માટે આ પરેશાનીને દૂર કરવા માટે મુસાફિર ખાનામાં એક નોટિસ લખી દેવામાં આવે કે જે પણ માણસ ઈમામત કરાવે તે એલાન કરી દે કે તે મુસાફિર છે કે મુકીમ, નહીં તો હનફી મઝહબ પ્રમાણે ઘણી પરેશાનીઓ ઊભી થશે, એટલા માટે કે હનફી મસ્લકમાં કસર કરવું વાજિબ છે, હવે આ સૂરતમાં જયારે ઈમામ મુસાફિર છે અને મુકતદીઓ મુકીમ છે, ઈમામ માટે બે રકાત પઢવી ફર્ઝ છે, કારણ કે તેના હકમાં બીજી રકાતનો કાઅદો "છેલ્લો કાઅદો" છે અને આ કાઅદો ફર્ઝ છે, હવે કાઅદો કર્યા પછી સલામથી પહેલા ત્રીજી અથવા ચોથી રકાત માટે ઊભો થઈ ગયો તો સલામમાં મોડું કરવાથી સિજદએ સહવ વાજિબ થશે, જો તેણે સિજદએ સહવ ન કર્યો, તો નમાઝને લોટાવવી (ફરીથી પઢવી) વાજિબ થશે. ( દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૩૦ – ૧૩૧, હિદાયા : ૧ / ૧૬૬–૧૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) શરઈ સફરની મિકદાર

**સવાલ (૯૭૩) :** શરઈ દ્રષ્ટિએ સફરના હુકમો કેટલા અંતરેથી લાગુ થાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરઈ સફર જેનાથી નમાઝમાં કસર વાજિબ થાય છે, ૪૮ માઈલ છે, તેના ૭૬ કિ.મી. ૮૦૦ સે.મી. થાય છે. એટલા માટે ૭૭ કિ.મી.ના સફરનો ઈરાદો કરીને તે પોતાના ગામથી નીકળ્યો છે, તો શહેરને છોડતા જ સફરના અહકામ લાગું થશે. (રદ્દુલ મુહતાર : ૨ / ૬૦૦– ૬૦૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) સફરના અંતરમાં લાંબા અને ટુંકા રસ્તાઓમાં કયા રસ્તાનો એતેબાર થશે ?

**સવાલ (૯૭૪) :** હું મારા ગામની આજુબાજુના ગામડાઓમાં વેપાર માટે સફર કરું છું, ગામથી નીકળીને પરત ફરતા સુધીનું અંતર ૪૮ માઈલથી વધારે થઈ જાય છે, પરંતુ તેમાં કોઈ એવું ગામ નથી કે જો હું પોતાના ગામથી સીધો તે ગામ પહોંચુ તો ૪૮ માઈલ થઈ જાય, તો શું મને સફરના અહકામ લાગું થશે. એટલે કસર વાજિબ થશે કે મુકમ્મલ નમાઝ પઢવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે જે રસ્તેથી સફર કરો છો એ જ રસ્તાના આધારે હુકમ લાગું પડશે. એટલે જો તમે ૭૭ કિ.મી.વાળો રસ્તો ઈખ્તિયાર કર્યો છે, તો તેનાથી તમે મુસાફિર ગણાશો અને જો ૭૭ કિ.મી.થી ઓછા અંતરના રસ્તેથી જશો તો મુસાફિર કહેવાશો નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૮, રદ્દુલ મુહતાર : ૨ / ૬૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) મુસાફિર કયારે કસર કરે અને કયારે પુરી પઢે ?

**સવાલ (૯૭૫) :** અમારે ત્યાં વાલોડમાં એક માણસ તારીખ : ૧૫ / ૨ / ૧૯૮૨ સોમવારના દિવસે નોકરીની શોધમાં સફર કરીને આવ્યો. નોકરી મળવાથી તેઓ ત્યાં રોકાય ગયા. ત્યાર પછી તેમણે ઈરાદો કર્યો કે ૨૯ / ૨ / ૧૯૮૨ રવિવારના રોજ પરત ઘર જઈ બાળ બચ્ચાઓને સાથે લઈ આવું, તો શું તે આ દરમિયાન પુરી નમાઝ પઢશે કે કસર કરશે ? જો કસરનો હુકમ છે તો મુકમ્મલ (પુરી) નમાઝનું શું થશે ? અથવા તે દરમિયાન જો ઈમામત કરાવી હોય તો તે નમાઝોનો હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસાફિર થયા પછી જયાં સુધી પુરા ૧૫ / દિવસ રોકાણનો ઈરાદો ન કરે, ત્યાં સુધી તે મુસાફિર જ ગણાશે. કસર કરવું વાજિબ થશે. આ દરમિયાન જો તે ઈમામત કરાવશે તો બે રકાત પર સલામ ફેરવ્યા પછી એલાન કરી દે કે હું મુસાફિર છું, મુકીમ લોકો પોત પોતાની રીતે નમાઝ પુરી કરી લે. (હાં, જો મુસાફિરે મુકીમની પાછળ મુકમ્મલ (પુરી) નમાઝ પઢવાની નિય્યત કરી, તો તેની નમાઝ અદા થઈ જશે.) જો મુસાફિર ઈમામે આખી નમાઝ (ચાર રકાત) પઢાવી, તો આ સુરતમાં

મુકતદીઓની નમાઝ સહીહ – દુરુસ્ત થશે નહીં, પરંતુ ઈમામની નમાઝ સહીહ થઈ જશે. એટલા માટે કે ઈમામની પહેલી બે રકાતો ફર્ઝ હતી, અને ત્રીજી અને ચોથી રકાત નફલ હતી અને ફર્ઝ નમાઝ પઢનારની નમાઝ નફિલ પઢનારની પાછળ જાઈઝ નથી. (મુહીતુલ બુરહાની: ૧/૪૦૬, હિદાયા : ૧ / ૧૨૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૬)

અને જો મુસાફિરે પુરા ૧૫ દિવસ રોકાણની નિય્યત કરી લીધી, તો હવે ચાર રકાતવાળી નમાઝમાં તેનું ઈમામત કરાવવું સહીહ થશે. એટલા માટે કે ૧૫ દિવસના રોકાણની નિય્યત કરવાથી તે મુકીમ થઈ ગયો. ૧૫ દિવસ રોકાવવાનો ઈરાદો કર્યો, પરંતુ કોઈ જરૂરી કામથી કયાંક જવાનું થયું તો તે ફરીથી મુસાફિર થઈ જશે, હવે જો બીજી વાર ઈકામતની નિય્યત કરશે તો જ મુકીમના અહકામ લાગું થશે, નહીં તો નહીં થાય. (હિદાયા : ૧/૧૬૫,૧૬૬,૧૬૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૨)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૧૮) મુસાફિર પર જુમ્આની નમાઝ વાજિબ નથી

**સવાલ (૯૭૬) :** મુસાફિર પર જુમ્આની નમાઝ ફર્ઝ છે કે નહીં ? તેમજ મુસાફિર જુમ્આની નમાઝની ઈમામત કરાવી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસાફિર પર જુમ્આની નમાઝ ફર્ઝ નથી, પરંતુ જયારે જુમ્આમાં હાજર થશે તો તેની જુમ્આની નમાઝ અદા થઈ જશે. માટે ઈમામત કરશે તો મુકીમ મુકતદીઓની નમાઝ દુરુસ્ત થઈ જશે. (હિદાયા : ૧ / ૧૬૭, બહરુર્રાઈક : ૨ / ૨૬૬)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) અસલ વતનમાં પુરી નમાઝ પઢવી જરૂરી છે, ભલે એક દિવસ જ રોકાણનો ઈરાદો કેમ ન હોય

**સવાલ (૯૭૭) :** હું કયારેક કયારેક મારા અસલી (મૂળ) વતન કરમાલી આવું છું તો શું મારા પર કસર વાજિબ થશે કે પુરી નમાઝ પઢવી પડશે ? હાલાંકે હું કરમાલીમાં માત્ર બે દિવસ મહેમાન રહું છું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વતને અસલી : વ્યકિત કોઈ જગ્યાએ કોઈ કામ – ધંધા વગેરે માટે રહેતો હોય, ભલે પછી ૪૦ – ૫૦ વર્ષ સુધી રહે, પરંતુ તેણે તેને વતને અસલી (મૂળ વતન) બનાવ્યું નથી, તેને કાયમી કયામગાહ (રહેણાંક) તરીકે પસંદ કર્યુ નથી,

પરંતુ ત્યાં ૧૫ દિવસ રોકાણ કરવાની નિય્યત કરે છે, તો હવે તે મુકીમ થઈ જશે. તેણે પુરી નમાઝ પઢવી પડશે.

તમારું વતન કરમાલી છે અને તમે તેને છોડયું નથી, બલકે વારંવાર તમે ત્યાં આવતા – જતા રહો છો, માલૂમ થયું કે કરમાલીને આપે અસલ વતન બાકી રાખ્યું છે. એટલા માટે કરમાલી આવીને તમે પુરી નમાઝ પઢશો અને જો આપે કરમાલીને છોડી દીધું અને આ નિય્યત કરી કે અમદાવાદમાં જ હવે હમેશાં રહીશ, ભલે નોકરી બાકી રહે કે ન રહે, તો હવે કરમાલી મુળ વતન બાકી રહેશે નહીં હવે જયાં સુધી આપ કરમાલીમાં પંદર દિવસ ઈકામત (રોકાણ)ની નિય્યત કરશો નહીં, ત્યાં સુધી આપ ત્યાં આવ્યા પછી મુસાફિર જ ગણાશો અને આપે કસર નમાઝ પઢવી પડશે. (બહરુર્રાઈકઃ ૨/ ૨૩૯, રદ્દુલ મુખ્તાર : ૨ / ૬૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) મુસાફિરે ભૂલથી ઝોહરની ચાર રકાત પઢી લીધી તો શું હુકમ છે ?

**સવાલ (૯૭૮) :** એક માણસે તડકેશ્વરથી મુંબઈનો સફર કર્યો, તો શું તે મુસાફિર થઈ ગયો ? તેની બે જ દિવસ રોકવવાની નિય્યત હતી, બીજા ત્રણ માણસો પણ તેમની સાથે હતા, તે માણસે ઝોહરની નમાઝ ઈમામ બનીને પઢાવી, પરંતુ કસર કરવાનું ભુલી ગયો અને ત્રીજી રકાત માટે ઊભો થઈ ગયો અને તેને ત્રીજી રકાતમાં યાદ આવી ગયું કે તે મુસાફિર છે, તેમ છતાં તે બેઠો નહીં અને ચાર રકાત પુરી કરી લીધી. તો શું ઝોહરની ફર્ઝ નમાઝ અદા થઈ કે નફલ ? અને જો કોઈ જાણીજોઈને સફરની હાલતમાં કસર ન કરે, તો તેનો હુકમ શું છે ? અને પાછળ ત્રણ મુકતદીઓમાંથી કોઈ એક મુકતદીએ બે રકાત પર બેસીને સલામ ફેરવી દીધી, તો તેનો હુકમ શું છે ? તેની નમાઝ સહીહ–દુરસ્ત થશે કે નહીં ? અને સફરની હાલતમાં સુન્નતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાણીજોઈને જો કોઈ મુસાફિર કસર ન કરે અને ચાર રકાત પઢી લે, તો નમાઝને ફરીવાર પઢવી (લોટાવવી) વાજિબ છે, હાં, જો ભુલથી આવું થઈ ગયું છે તો સિજદએ સહવ વાજિબ છે, જો સિજદએ સહવ પણ નથી કર્યો તો નમાઝને ફરીથી પઢવી વાજિબ છે. (શામી : ૨ / ૧૨૮)

બે રકાત પર કાઅદો કર્યા પછી જે બે રકાત પઢી છે તે નફલ છે અને જે મુકતદીએ બે રકાત પછી સલામ ફેરવી દીધી, તેની નમાઝ સહીહ છે, ફરીથી પઢવાની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૯૦)

સફરમાં સુન્નતો પઢવી જોઈએ, જયારે કે વખત હોય અને કોઈ ઉતાવળ ન હોય, સફર દરમિયાન ફજર સિવાય બીજી નમાઝોની સુન્નતોને છોડવી જાઈઝ છે, પોતાની મંઝિલ પર પહોંચ્યા પછી સુન્નતો પઢવી અફઝલ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણે છે.

## (૨૧) એક જ શહેરની વિવિધ જગ્યાઓ પર ૧૫ દિવસથી વધારે રોકાણ કરવાની નિય્યત હોય તો ?

**સવાલ (૯૭૯) :** અમારી તબ્લીગી જમાઅત ચાર મહિના માટે બેંગ્લોરમાં આવી હતી, પુરા ચાર મહિના શહેરમાં જ રહેવાનો ઈરાદો છે, અને બેંગ્લોરમાં કુલ ૨૬ હલકા છે, જે લગભગ ૩૦ થી ૪૦ કિ.મી.ના વિસ્તારમાં ફેલાયેલા છે, અને દરેક હલકામાં વધારેમાં વધારે ૨ હફતા (૧૪ દિવસ)નું રોકાણ છે, તો હવે પૂછવાનું એ કે અમારે નમાઝ કસર કરવી પડશે કે પુરી અદા કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ મસ્અલામાં "કે બેંગ્લોર શહેરમાં જ ૨૬ હલકા છે, અને ચાર મહિના ૨૬ હલકામાં ૧૪ દિવસ અથવા એનાથી ઓછા દિવસના એતિબારથી પસાર કરવાના છે" પુરી નમાઝ પઢવી પડશે. કારણ કે બેંગ્લોર શહેરમાં ચાર મહિના રોકાણની નિય્યત છે અને આ એક જગ્યા ઈકામત કરવાના હુકમમાં છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) સફરના અંતરે જનાર બસ ડ્રાઈવર કસર કરશે

**સવાલ (૯૮૦) :** એક બસ ડ્રાઈવર છે, જે માંડવીના રહેવાસી છે, તે બસ લઈને ૮૦ થી ૧૦૦ કિ.મી સુધી જાય છે, ત્યાં વધુથી વધુથી ત્રીસ મિનિટ રોકાય છે, હવે ત્યાં નમાઝનો વખત થઈ જાય છે, તો તે નમાઝમાં કસર કરશે કે પુરી પઢશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

૭૭ કિ.મી. થી વધારે અથવા ૭૭ કિ.મી. સુધી જનાર ડ્રાઈવરને જયાં બસ લઈ જવાની છે, ત્યાં પંદર દિવસથી ઓછું રોકાવવાનું હોય તો કસર કરશે. ઉપરોકત ડ્રાઈવર ૮૦ કિ.મી. નો સફર કરે છે, અને માત્ર ત્રીસ મિનિટ જ ત્યાં રોકાય છે, તો

તે કસર કરશે અને ચાર રકાતવાળી ફર્ઝ નમાઝને બે જ રકાત પઢશે. (આલીમગીરી :૧ / ૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) સફરના અંતરમાં શહેરની હદનો એતેબાર

**સવાલ (૯૮૧) :** શું ફરમાવે છે ઉલમા અને મુફતિયાને ઈઝામ નીચેના મસ્અલા વિશે કે,

ઝેદ ઢાકા શહેરના ખ્વાજા દીવાન મહોલ્લામાં રહે છે, જો તે ૧૫ દિવસથી ઓછો એટલો દૂરનો સફર કરે કે ધારેલ સ્થળ સુધી મહોલ્લા ખ્વાજા દીવાનનું ૫૦ માઈલનું અંતર થઈ જાય, જે સફરનું શરઈ અંતર છે, પરંતુ જો મહોલ્લાના બદલે શહેરની તે સીમાઓથી અંતર ગણવામાં આવે, જે તે પાર કરીને નીકળ્યો છે, તો સફરનું શરઈ અંતર પુરુ નથી થતું, હવે પૂછવાનું એ કે ઉપરોકત સુરતમાં ઝેદ શહેરની સીમાઓથી બહાર રહેવાની મુદતમાં સફરની શરૂઆતનો એતેબાર મહોલ્લાથી જ કરે તો તે મુસાફિર ગણાશે કે શહેરની હદોના ઈહાતાનો એતેબાર કરતા તે મુકીમ ગણાશે ? દલીલો સાથે વિસ્તૃત જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફુકહાએ કિરામે લખ્યું છે કે શહેરની હદો શહેરમાં દાખલ છે, (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૨૧) માટે શહેરની હદોને પાર કર્યા પછી જ સફરના અંતરનો એતિબાર કરવામાં આવશે, હઝરત અલી (રદિ.) નો તે અમલ જેને ઈમામ બુખારી (રહ.)એ નકલ ફરમાવ્યો છે, તેનાથી એ સ્પષ્ટ થાય છે કે :

وخرج علی بن ابی طالب ( رضی الله عنه) فقصر وهو یری البیوت،

فلما رجع قیل له هذه الکوفة قال : لا حتی ندخلها(بخاری:۱/۱۴۸)

અલ્લાહના રસૂલ (સલ.)ના અમલથી પણ આજ માલૂમ થાય છે કે શહેરની બોર્ડર શહેરમા દાખલ છે.

عن انس بن مالک (رضی الله عنہ) قال : صلیت الظهر مع

النبی ﷺ بالمدینة أربعا والعصر بذی الخلیفة رکعتین۔(بخاری:۱/۱۴۸)

ટૂંકમાં પૂછેલી સુરતમાં ઝેદ મુકીમ ગણાશે, કારણ કે તે જયાં ગયો છે, તે જગ્યા શરઈ સફરના અંતર જેટલી નથી. (કાઝીખાન મઅ હિન્દિય્યહ : ૧ / ૧૬૪) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) સમંદરી જહાજના અધિકારી માટે કસરનો હુકમ

**સવાલ (૯૮૨) :** હું દરિયાઈ જહાજમાં નોકરી કરું છું, જહાજમાં ઘર કરતા વધારે સહુલતો ઉપલબ્ધ હોય છે, જહાજ વધુ પડતું સફરમાં હોય છે, આવી સુરતમાં મારે નમાઝ પુરી પઢવી પડશે કે કસર કરવી પડશે ? એક હાફેઝ સાહેબને મસ્અલો પુછયા પછી હું બે વર્ષથી કસર કરી રહયો છું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમારું જહાજ સફરના ઈરાદે શરઈ સફરનું અંતર (લગભગ ૭૮ કિ.મી) પુરૂ કરી લે, તો તમે મુસાફિર ગણાશો અને સફરની હાલતમાં તમારે કસર નમાઝ પઢવી પડશે અને જો જહાજ શરઈ સફરના અંતરથી ઓછા અંતરમાં ઘુમે છે તો તમે મુસાફિર ગણાશો નહીં, આ સુરતમાં પુરી નમાઝ પઢવી પડશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૨૧, ૧૨૫, બહરુર્રાઈક : ૨ / ૨૨૫,૨૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) વિદેશથી ફર્ઝ નમાઝ પઢીને ભારત આવનારની બીજી વખત તે નમાઝમાં શિર્કત

**સવાલ (૯૮૩) :** એક માણસ અસરની નમાઝ વિદેશમાં પઢીને હિન્દુસ્તાન આવ્યો, તે સમયે હિન્દુસ્તાનમાં અસરની નમાઝનો સમય હતો, તો શું આ માણસ માટે અસરની નમાઝમાં બીજી વખત શિર્કત કરવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ માણસે જયારે કે વિદેશમાં અસરની નમાઝ અદા કરી લીધી, તો જો કે અસરની નમાઝ પછી નવાફિલ નથી, માટે ભારતમાં આવીને તે માણસ નફલની નિય્યતથી અસરની નમાઝમાં શામેલ થઈ શકતા નથી. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૭૩) પરંતુ જો ઝોહર અથવા ઈશાની નમાઝ થઈ રહી હોય તો નફલની નિય્યતે જમાઅત સાથે જોડાવું જાઈઝ છે. ફર્ઝની નિય્યતે નહીં. એટલા માટે કે ફર્ઝ અદા કરી ચુકયો છે, પરંતુ રમઝાનુલ મુબારકમાં ભારત આવ્યો અને ત્યાં ૨૯ અથવા ૩૦ મો રોઝો છે તો ઈફતાર ન કરે બલકે રોઝો રાખે. (સૂરએ બકરહ : ૧૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) વતનથી કેટલા અંતરે કસરનો હુકમ છે ? કઈ કઈ નમાઝોમાં કસરનો હુકમ છે ? જો લાંબો સફર હોય તો કયાં સુધી કસર કરે ?

**સવાલ (૯૮૪) :** મુસાફિર માણસ વતનથી કેટલા અંતરે દુર પહોંચે તો તેના ઉપર કસરનો હુકમ લાગુ થશે ? જો સફર લાંબો હોય તો કયાં સુધી કસર કરતો રેહશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ગામની હદ, આબાદી અને ગામની જરૂરીયાત માટે બનાવેલ ઈમારતો વગેરેથી આગળ નીકળી જાય તો કસરનો હુકમ છે, સફરથી વાપસી વખતે પણ આ જ હદ પર કસરનો હુકમ ખતમ થઈ જશે.

(દુર્રેમુખ્તાર મઅ રદ્દિલ મુહતારઃ ૨ / ૧૨૧–૧૨૫, બહરુર્રાઈકઃ ૨ / ૨૨૫ થી ૨૩૧)

ઝોહર, અસર અને ઈશામાં કસર કરે, એટલે બે રકાત પઢે, એ સિવાય બીજી નમાઝો પુરી પઢે, પોતાના વતનથી ૭૮ કિ.મી. દુરનો સફર હોય, તો આદમી મુસાફિર કહેવાશે, માટે પોતાનો વિસ્તાર ખતમ થતા જ તે કસર શરૂ કરી દે, પછી જયાં સુધી સફરમાં રહે, કસર કરતો રહે, પરંતુ જો સફર દરમિયાન કોઈ જગ્યાએ પંદર દિવસ સુધી રોકાણની નિય્યત કરી લીધી તો, આ વતને ઈકામત કહેવાશે, માટે જયાં સુધી તે જગ્યાએ મુકીમ રહે, પુરી નમાઝ પઢે, દરેક નમાઝની પહેલી અને પાછળની સુન્નતો પણ પઢતો રહે, ખાસ કરી ફજરની સુન્નતોને હરગિઝ ન છોડે.
(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૩૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૯)

જે સ્થળે સફરમાં ગયા છે, ત્યાં પહોંચ્યા પછી જો ૧૫ દિવસ અથવા તેનાથી વધારે રોકાણની નિય્યત ન કરી હોય, તો કસર કરતો રહે, ભલે વગર નિય્યતે ૧૫ દિવસથી વધારે રોકાણ થઈ જાય, પુરી મુદત કસર કરતો રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) શહેરના રેલવે સ્ટેશનથી કસર શરૂ કરવી

**સવાલ (૯૮૫) :** એક માણસે પોતાનો સફર શરૂ કર્યો, હજુ ઘરેથી નીકળીને સ્ટેશન પર પહોંચ્યો અને ત્યાં તે નમાઝમાં કસર કરે છે, તો શું શરીઅતની રૂએ તેનો આ અમલ સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે માણસ ૪૮ માઈલ એટલે કે આશરે ૭૮ કિ.મી.ના સફરના ઈરાદાથી પોતાના શહેરથી નીકળ્યો તો તેના માટે કસરનો હુકમ ત્યારે છે જયારે કે તે પોતાના શહેર અથવા વસ્તીની હદ (શહેર અને ગામની જરૂરીયાત માટે બાંધેલી ઈમારતો) પાર કરી જાય, જયાં સુધી તે ગામની ઈમારતોની હદમાં છે, કસરની ઈજાઝત નથી, પુરી નમાઝ પઢે.

ઉપરોકત દર્શાવેલ સુરતમાં રેલવે સ્ટેશન હદમાં દાખલ હોય, તો પુરી નમાઝ પઢવી જરૂરી છે, જેવું કે આમ તોર પર સ્ટેશન હદમાં સમાવિષ્ટ હોય છે, કે તે પણ શહેરની ઈમારતમાંથી છે, પરંતુ જો ગામનું સ્ટેશન ગામથી એટલું દૂર છે કે ગામની હદ ખતમ થયા પછી ત્રણસો અથવા ચારસો ગજના અંતરે હોય અને બીજી ઈમારતો અને સ્ટશેનના વચ્ચે બાંધકામ મળેલી ન હોય, ખાલી જગ્યા હોય તો આવી સુરતમાં રેલવે સ્ટેશનનો શહેરની હદમાં સમાવેશ થશે નહીં અને સ્ટેશન પહોંચવાથી કસરનો હુકમ લાગુ થશે. (દુર્રે મુખ્તાર મઅ શામી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) હજના દિવસોમાં મિના, અરફાત અને મુઝદલિફામાં કયામ દરમિયાન કઈ નમાઝોમાં કસર કરવામાં આવે ?

**સવાલ (૯૮૬) :** હજના દિવસોમાં મિના, અરફાત અને મુઝદલિફાના કયામ દરમિયાન કઈ કઈ નમાઝોમાં કસર થશે ? તેમજ મદીના શરીફના કયામ દરમિયાન અને ત્યાંથી મક્કા શરીફ પરત ફરતી વખતે ચાર રકાતવાળી નમાઝ જે જમાઅત વગર અદા કરવામાં આવતી હોય તો તેમાં કસર થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મક્કા શરીફમાં કોઈ વ્યકિત હજ માટે એવા સમયે પહોંચે કે ૮ ઝિલહજ્જ અને મિના માટે રવાનગી સુધી ૧૫ દિવસથી ઓછી મુદત છે, તો તે મુસાફિર કહેવાશે, તેના માટે જરૂરી છે કે તે ચાર રકાતવાળી નમાઝમાં કસર કરે અને બે રકાતો પઢે. જો હજથી પહેલા મક્કામાં ૧૫ દિવસ રહેવું તેના માટે શકય છે, પરંતુ તેનો ઈરાદો મક્કામાં ૧૫ દિવસ રહેવાનો નથી, બલકે મદીના શરીફ, તાઈફ અથવા જિદ્દા અથવા કોઈ બીજી જગ્યાનો ઈરાદો છે, તો પણ મુસાફિર કહેવાશે અને કસર જરૂરી થશે. મક્કા, મદીના શરીફ અથવા કોઈ બીજી જગ્યાએ જયાં સુધી ૧૫

દિવસના કયામનો ઈરાદો ન હોય, ત્યાં સુધી કસર કરતો રહે. (રદ્દુલ મુહતાર : ૨ / ૧૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) વતને અસલી સિવાય કોઈ બીજી જગ્યાએ દસ – બાર દિવસ રહેનાર માણસ મુકીમ કહેવાશે કે નહીં ?

**સવાલ (૯૮૭) :** એક માણસનું મકાન, ખેતર અને ભવિષ્યમાં થનારી પત્ની અસલ વતનમાં છે, અને તેના માતા – પિતા હંગામી વતનમાં છે, તો શું આ માણસ હંગામી (આરઝી) વતનમાં જો દસ – બાર દિવસ રહેવાની નિય્યતથી જાય, તો મુકીમ કહેવાશે અથવા મુસાફિર ? ખુલાસો આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો અસલી (મુળ) વતનમાં રહેવાનો ઈરાદો છે, તેને છોડતો નથી અને જાતે બાલિગ છે, તો આ સુરતમાં મુસાફિર રહેશે, માટે કસર કરશે.

فلو کان لہ أبوان ببلد غیر مولدہ وھو بالغ ولم یتأھل بہ فلیس ذلک وطنالہ

(રદ્દુલ મુહતાર : ૨ / ૧૩૧–૧૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) ૪૮ માઈલના સફરનો ઈરાદો કરનાર માણસ સફર દરમિયાન ૧૫ દિવસથી ઓછા રોકાણનો ઈરાદો કરે તો કસર કરશે કે પુરી નમાઝો પઢશે ?

**સવાલ (૯૮૮) :** એક માણસ ઘરેથી ૪૮ માઈલના સફરની નિય્યત કરીને નીકળે અને ૪૦ માઈલ પુરુ કર્યા પછી કોઈ જગ્યાએ તેણે ૧૫ દિવસથી ઓછુ રોકાવવાની નિય્યત કરી, તો આ માણસ કસર કરશે કે પુરી ? સફરની મુદ્દત સતત પુરી કરવી જરૂરી છે કે નહીં ? જો જરૂરી છે તો તે મુદતને કાપતા પહેલા કોઈ જગ્યાએ ૧૫ દિવસથી ઓછુ રોકાવવાની નિય્યતના કારણે કસર જાઈઝ ન હોવું જોઈએ. ઈલ્મે ફિકહના જુઝઈય્યહથી ( ૨ / ૧૩૧) થી માલૂમ થાય છે કે જરૂરી છે :

" જો કોઈ માણસ સફરનું અંતર પુરુ કરતા પહેલા, જેનો એતેબાર સફરમાં કરવામાં આવ્યો છે, કોઈ જગ્યામાં રોકાણની અથવા પોતાના વતન પાછા ફરવાની નિય્યત કરે તો તે મુકીમ થઈ જશે, કે તેણે પોતાના સફરના ઈરાદાને ખતમ કરી દીધો."

અને બહરુર્રાઈકથી માલુમ થાય છે કે આ રોકાણની મુદતમાં તે કસર કરશે, માટે આપ જનાબથી ગુઝારિશ છે કે તેનો જવાબ કિતાબોના હવાલા સાથે આપશો. તમારી મહેરબાની.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ૪૮ માઈલના સફરની નિય્યતથી નીકળ્યો, તો પોતાની જગ્યાની હદ પાર કરવાથી કસરના અહકામ લાગુ પડશે, કસરના અહકામ બાકી રહેવા માટે આ સફરમાં ૪૮ માઈલ સુધી લાગુ રહેવું એ અર્થમાં શરત છે કે "સફર પુરો કરી દેવા અથવા વતન તરફ પરત ફરવાની નિય્યત ન હોય.

(રદ્દુ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૨૮)

તેથી ૪૦ માઈલ પછી કયાંક ૧૫ દિવસથી ઓછુ રોકાણ કર્યુ, પરંતુ હજુ આગળ વધવાની નિય્યત છે, તો કસરના અહકામ બાકી રહેશે, જો ૪૦ માઈલ પર રોકાણની સાથે આ પણ નિય્યત કરી લે કે હવે આગળ નથી જવું અને અહીંથી વતન પાછો ચાલ્યો જઈશ તો સફરના અહકામ બાકી રહેશે નહીં, આવી નિય્યત કરતા જ કસરનો હુકમ ખતમ થઈ જશે. (શામી : ૨ / ૧૨૩, દુર્રુલ મુખ્તાર મઅ રદિલ મુહતાર : ૨ / ૧૨૧ – ૧૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) સફર માટે વતનથી જ સફરની નિય્યત શરત છે કે નહીં ?

**સવાલ (૯૮૯) :** એક માણસ પોતાના વતનથી એટલે દૂર જવા માટે રવાના થયો કે ત્યાં જઈને તે મુસાફિર નથી બનતો, એટલે ૪૮ માઈલના અંતરથી ઓછુ છે, પછી તેને તે જ દિવસ તે જગ્યાએથી બીજી જગ્યાએ જવાનું થયું, પરંતુ તે જગ્યા પણ જયાંથી રવાનો થયો છે, ત્યાંથી ૪૮ માઈલથી ઓછી દુરી પર છે, પરંતુ તેના વતનથી ૪૮ માઈલના અંતરે છે તો હવે આ માણસ આ ત્રીજી જગ્યાએ મુસાફિર ગણાશે કે નહીં?

દા.ત. એક માણસ દેવલાથી કંથારીઆ જે ૬૦ કિ.મી. છે, રવાના થયો, પછી તે જ દિવસે કંથારીઆથી પાનોલી જવા માટે રવાના થયો, જે કંથારીઆથી ૩૦ કિ.મી.ના અંતરે છે. તો આ માણસ કઈ જગ્યાએથી મુસાફિર ગણાશે ? પોતાના વતન દેવલાથી કે કંથારીઆથી રવાના થયા પછી ? એટલા માટે કે આ માણસ જયારે ઘરેથી નિકળ્યો તો તેની નિય્યત સફરનું અંતર પુરુ કરવાની ન હતી, જયારે તે

પોતાના આખરી મકામ એટલે ત્રીજી જગ્યા(પાનોલી)એ પહોંચ્યો તો બીજી અને ત્રીજી જગ્યા દરમિયાનનું અંતર પુરુ ૪૮ માઈલ નથી. જો કે તેના વતનથી ત્રીજી જગ્યા સુધી ૪૮ માઈલ થઈ જતા હોય છે, જો અમે તેને મુસાફિર માનીએ તો ફતાવા દારૂલ ઉલૂમ : ૪ / ૪૫૪ની ઈબારત સવાલ નંબર : ૨૨૨૧ના જવાબની વિરુધ્ધ થાય છે, તો જવાબ આપશો કે સફર માટે વતનથી જ સફરની નિય્યત કરવી શરત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કસર (ચારની જગ્યાએ બે રકાત) જાઈઝ હોવા માટે સફરની મુદતની નિય્યત કરવી શરત છે. જેથી અલ્લામા શામી (રહ.)એ લખ્યું છે કે જો કોઈ માણસે એવી જગ્યાનો ઈરાદો કર્યો છે જયાં સુધી જવામાં સફરનું શરઈ અંતર પુરુ થતું નથી, જો કે તેના વતનથી સફરનું શરઈ અંતર મુકમ્મલ થઈ જાય તો પણ આ માણસ મુકીમના જ હુકમમાં રેહશે. (શામી : ૨ / ૧૨૧)

એટલા માટે આ મસ્અલામાં બદાઈઉસ્નાઈઅની ઈબારત સ્પષ્ટ છે કે સફરની મુદતની નિય્યત કરવી કસરના જાઈઝ હોવા માટે શરત છે, ઉપરોકત સ્પષ્ટીકરણથી માલૂમ થઈ ગયું કે જયાંથી સફરની મુદતની નિય્યત કરી હશે ત્યાંથી મુસાફિર ગણાશે.

એટલા માટે દેવલાથી કંથારીઆ સુધી સફરની નિય્યત ન હોવાથી મુસાફિર નથી થયો. પછી જયારે કંથારીઆથી પાનોલી જવા માટે રવાના થયો તો જો કે માત્ર ૩૦ કિ.મી.નું અંતર છે, એટલા માટે પુરી નમાઝ પઢશે. પરંતુ જો આ નિય્યત કરી છે કે કંથારીઆથી પાનોલી અને પાનોલીથી કોઈ બીજા રસ્તેથી દેવલા પહોંચશે તો હવે કંથારીઆથી તે મુસાફિર થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૯૪)

આ તો અસલ મસ્અલો થયો, પરંતુ નિય્યત અને સફરના ઈરાદાથી શું મુરાદ છે ? તો તકરીરાતે રાફિઈ તકમિલએ શામી પેજ નંબર ૧૦૭ પર લખ્યું છે કે આ ઈરાદાથી મુરાદ ગાલિબ ગુમાન છે. યકીની તૌર પર સફરની મુદતની નિય્યત કરવી જરૂરી નથી, એટલા માટે આવો માણસ જે જાણે છે અથવા તેનું ગાલિબ ગુમાન (પાક્કો ઈરાદો) છે કે મને "કંથારીઆ" થઈને "પાનોલી" સુધી જવું છે, પછી તે "દેવલા"થી સફરની નિય્યત ન કરે, તો પણ મુસાફિર કહેવાશે, એટલે નિય્યતનો અસલ અર્થ "દીલી ઈરાદા" નો એતેબાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર

છે.

## (૩૨) મુસાફિર માટે મુકીમ ઈમામની ઈકતિદામાં પુરી નમાઝ પઢવી

**સવાલ (૯૯૦) :** સફરમાં થોડે દૂર ગયા પછી નમાઝમાં કસર જરૂરી છે, હવે મુસાફિર કસર (ચારની જગ્યાએ બે રકાત) ની શરૂઆત કર્યા પછી નમાઝના વખતે મસ્જિદમાં પહોંચ્યો. જોયું કે બે રકાત પુરી થઈ ચુકી છે, પછી તે ઈમામની સાથે જમાઅતમાં શરીક થઈ ગયો. ઈમામ સાહેબે બે રકાત પછી સલામ ફેરવી દીધી, તો શું મુસાફિર પોતાની છુટેલી બે રકાતો ઊભા થઈને પુરી કરે કે બે રકાત પર ઈમામની સાથે સલામ ફેરવી દે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસાફિર જો મુકીમ (ચાર રકાત પઢનાર)ની ઈકતિદા કરે, તો તેના માટે પણ ચાર રકાત પઢવી જરૂરી છે, મુસાફિર પર ચાર રકાત વાળી નમાઝમાં બે રકાત ફર્ઝ છે, પરંતુ આ હુકમ ત્યારે છે કે જયારે કે તે એકલો અલગથી નમાઝ પઢતો હોય, મુકીમ ઈમામની પાછળ નમાઝ પઢવાની સુરતમાં ચાર રકાત પઢવી જરૂરી છે, માટે મુસાફિરે પોતાની છુટેલી રકાતો પઢવી પડશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૩૦, હિદાયા : ૧ / ૧૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا نُوْدِيَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ فَاسْعَوْا اِلٰى ذِكْرِ اللّٰهِ
وَذَرُوا الْبَيْعَ ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ۔

**તર્જુમો :** હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્અહના દિવસે (જુમ્અહની) નમાઝ માટે અઝાન કહેવામાં આવે તો તમે અલ્લાહની યાદ (ખુત્બા અને નમાઝ) તરફ ઉતાવળે ચાલી નીકળો અને વેપાર (ધંધો) છોડી દો; જો તમે સમજતા હો તો એ જ તમારા માટે બહેતર છે. (સૂરએ જુમ્આ : ૯)

# જુમ્આ અને ઈદૈનનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# જુમ્આનું બયાન

## (૧) જુમ્આની પહેલી અઝાન પર સઈ (નમાઝની તૈયારી) વાજિબ છે કે બીજી અઝાન પર ?

**સવાલ (૯૯૧) :** જુમ્આ વિશે આયતે કરીમા

یٰۤاَیُّهَا الَّذِیۡنَ اٰمَنُوۡۤا اِذَا نُوۡدِیَ لِلصَّلٰوۃِ مِنۡ یَّوۡمِ الۡجُمُعَۃِ فَاسۡعَوۡا اِلٰی ذِکۡرِ اللّٰہِ وَ ذَرُوا

الۡبَیۡعَ ؕ ذٰلِکُمۡ خَیۡرٌ لَّکُمۡ اِنۡ کُنۡتُمۡ تَعۡلَمُوۡنَ ۔ (સૂરએ જુમ્આ : ૯)

થી મુરાદ જુમ્આની પહેલી અઝાન છે કે બીજી અઝાન ? જોવામાં આવ્યું છે કે ઘણા લોકો પહેલી અઝાન પછી મસ્જિદમાં પહોંચતા નથી અને પોતાના કારોબારમાં મશ્ગુલ રહે છે, તો આવા લોકો વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહના રસૂલ (સલ.), હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં ખુત્બાની અઝાન હતી, બીજી અઝાન (જે જુમ્આનો સમય થાય છે ત્યારે આપવામાં આવે છે.) તેનો વધારો સહાબએ કિરામ (રદિ.)ના મશ્વેરાથી ખલીફએ રાશિદ હઝરત ઉસ્માન (રદિ.)ના જમાનામાં થયો હતો.

(બુખારી શરીફ : ૧ / ૧૨૫, હદીસ નંબર : ૯૧૬)

ફિકહની મોટાભાગની કિતાબોમાં લખ્યું છે કે તમામ ફુકહાની નજીક જુમ્આમાં પહેલી અઝાન જે મિનારા પર દેવામાં આવે છે, તે વખતથી જ સઈ (નમાઝની તૈયારી) કરવી વાજિબ છે અને આયતે કરીમાથી મુરાદ આ જ "પહેલી અઝાન" છે, બસ આ અઝાન પછી એવું કામ કરવું જેનાથી જુમ્આની સઈમાં ખલેલ પડે, જેમકે કારોબારમાં મશ્ગુલ રહેવું, હોટલો અને ચોકમાં બેસી રહેવું અથવા મસ્જિદની બહાર બેસી રહેવું વગેરે, બધું મકરૂહે તહરીમી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૯, દુર્રે મુખ્તાર) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જુમ્આની નમાઝની જમાઅત સહીહ થવા માટે કેટલા મુકતદી હોવા જરૂરી છે ?

**સવાલ (૯૯૨) :** જુમ્આની નમાઝ માટે કેટલા માણસો હાજર હોવા જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શહેર, નગર અને મોટુ ગામ (જયાં જુમ્આની નમાઝ જાઈઝ છે.) માં જુમ્આ દુરુસ્ત થવા માટે ઈમામ સિવાય ઓછામાં ઓછા ત્રણ મુકતદીઓનું હોવું જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૬, રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જુમ્આમાં "ઈન્નલ્લાહ વ મલાઈકતહુ......" સાંભળીને બુલંદ અવાજે દુરૂદ શરીફ પઢવું

**સવાલ (૯૯૩) :** જુમ્આના ખુત્બામાં ખતીબ આયતે કરીમા : ઈન્નલ્લાહ વ મલાઈકતહુ યુસલ્લૂન અલન્નબિય્યિ, યા અય્યુહલ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા" પઢે, જેમાં દુરૂદો સલામ પઢવાની હિદાયત આપવામાં આવી છે, તો આ મોકા પર સાંભળનારાઓ બુલંદ અવાજે દુરૂદ શરીફ પઢી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખુત્બા દરમિયાન વાતચીત અને નમાઝની મનાઈ છે, અહીંયા સુધી કે અમ્ર બિલ મઅરૂફ અને નહ્ય અનિલ્ મુન્કર" (જે વાજિબ છે)ની પણ આ દરમિયાન કરવાની ઈજાઝત નથી. (બુખારી શરીફ : ૧ / ૧૨૭, ૧૨૮ હદીસ નં. ૯૩૪, બહરુર્રાઈક : ૨ / ૧૬૭) એટલા માટે ખતીબ જયારે આયતે કરીમા "ઈન્નલ્લાહ વ મલાઈકતહુ યુસલ્લૂન અલન્નબિય્યિ, યા અય્યુહલ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા" પઢે, તો સાંભળનાર આ આયતને સાંભળી બુલંદ અવાજે દુરૂદ શરીફ ન પઢે, બલકે મનમાં ધીમેથી પઢી લે. (રદ્દુલ મુહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૫૯, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જુમ્આ પછી ઈમામ સાથે મુસાફો કરવો

**સવાલ (૯૯૪) :** જુમ્આની નમાઝ પછી ઈમામ સાહેબ સાથે મુસાફા (હાથ મિલાવવા) માટે લોકો ભીડ લગાવે છે, તો આ મુસાફો સુન્નત કે પછી બીજું કઈ

છે? અને આ રીતે મુસાફો કરવાનો રિવાજ બનાવી લેવો કેવો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસાફો (હાથ મિલાવવો) ઈબાદત છે, અને દરેક ઈબાદતના અમુક આદાબ અને શરતો હોય છે, જેની રિઆયત કરવી જરૂરી છે.

જયારે વ્યકિત સફરેથી આવે, તો મુસાફો કરવો સુન્નત છે, પરંતુ જો કોઈ તમારા મહોલ્લામાં રહેતું હોય, દિવસમાં કેટલીયે વાર તેની સાથે મુલાકાત થતી હોય, માત્ર જુમ્આના દિવસે જ તેની સાથે હાથ મિલાવવામાં આવે અને ન મિલાવવાથી તેના પર ટીકા – ટીપ્પણીઓ કરવામાં આવે, આ જાઈઝ નથી. આવો મુસાફો બિદઅત છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) જુમ્આના દિવસે ખુત્બાથી પહેલા બયાન કરવું અને નક્કી સમયથી વધારે સમય લેવો

**સવાલ (૯૯૫) :** (૧) અમારે ત્યાં જુમ્આના દિવસે ખુત્બાથી પહેલા કોઈ પણ મોલવી બયાન માટે ઊભા થઈ જાય છે, શરીઅતમાં તેનો શું હુકમ છે ?

(૨) જો જુમ્આના ખુત્બાનો સમય ૧ : ૩૦ હોય, તો કયારેક તે મોલવી ૧૫ મિનિટ, કયારેક ૨૦ મિનિટથી વધારે બયાન કરે છે અને નમાઝ મોડેથી ઊભી થાય છે, તો આ નમાઝ કઝા ગણાશે કે અદા ? વિગતવાર જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મારી જાણ પ્રમાણે કોઈ પણ મોલવી સાહેબ બયાન માટે ઊભા નથી થતા, બલકે ઈમામ સાહેબને કમિટી તરફથી જવાબદારી સોંપવામાં આવે છે, જો તે જાતે બયાન કરે છે અથવા કોઈ ભરોસાપાત્ર અને સનદ ધરાવતા આલિમે દીનનું બયાન રાખે છે. મતલબ કે કમિટીની ઈચ્છાનુસાર ઈમામ સાહેબની ઈજાઝત પછી જ કોઈ આલિમનું બયાન હોય છે.

(૧) જયારે ઈમામની પરવાનગીથી અને ખુશીથી બયાન કરવામાં આવે છે, તો વાઈઝે (બયાન કરનારે) લોકોની તલબ – ઉત્સુકતા અને સમયનો ખ્યાલ કરી બયાન કરવું જાઈઝ છે. તેમાં કોઈ વાંધો નથી.

(૨) બયાનનો સમય ૧૫ અથવા ૨૦ મિનિટ નક્કી કરી લેવો જોઈએ અને બયાન કરનારે સમયસર બયાન ખતમ કરી દેવું જોઈએ, જેથી નમાઝીઓના કામમાં

કોઈ વાંધો ન આવે. પરંતુ જો ૧ : ૩૦ ને બદલે ૧ : ૪૫ અથવા ૧ : ૫૫ સુધી કરવામાં આવ્યું, તો તેનાથી નમાઝમાં ખરાબી નહીં આવે. કારણ કે જુમ્આનો વખત એ જ છે, જે ઝોહરનો વખત છે, બસ નમાઝ અદા ગણાશે ન કે કઝા. (સહીહ બુખારી : ૧ / ૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) જુમ્આથી પહેલા બયાન કરવું સાબિત છે, બિદઅત નથી

**સવાલ (૯૯૬):** જુમ્આના દિવસે ખુત્બાથી પહેલા બયાન કરવા બાબતે ઘણા ઉલમાને જયારે કહેવામાં આવ્યું, તો તેમનું કહેવું છે કે અમુક લોકો બયાન સાંભળવા માટે બેસતા નથી, તો તેમનું જો આ મંતવ્ય હોય તો તેનો અર્થ એ થયો કે લોકોને બયાન સાંભળવાનો શોખ નથી, તેનાથી ધરાય ગયા છે, જાણે નમાઝથી પહેલા બયાન કરીને ઉલમા તેમને મજબૂર કરે છે, બળજબરી પૂર્વક તેમને બયાન સંભળાવે છે, મવલાના અબૂલ આ'લા મવદૂદી (રહ.) નુ એક કથન છે " હર કોઈ આલિમની માનસિક ગુલામીનો શિકાર ન બનવું જોઈએ." પરંતુ અહીંયા ઉલમા લોકોને માનસિક ગુલામીના શિકાર બનાવે છે. આ બયાન કરનાર લોકો, કામ – ધંધાવાળાઓને, વૃધ્ધોને, મજબૂરોને અને બિમારોને બેસાડી કલાક બે કલાક બયાન કરતા રહે છે, અને તેમના પર એક પ્રકારનો જુલ્મ કરે છે, કોઈને દુકાનનું, કોઈને ખેતીનું, તો કોઈને ઓફિસનું, તો કોઈને કઈ બીજુ કામ હોય છે, આ સાંભળનારાઓ પર શું ગુઝરતી હશે. આ તો જે સહન કરે છે, તે જ જાણતા હોય છે આ બયાન કરનારાઓને તેની શી ખબર પડે ? મારા આ સવાલનો જવાબ વિગતે આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના આ લખાણનો અર્થ એ છે કે ઉલમા લોકોને માનસિક ગુલામીના શિકાર બનાવે છે, હાલાંકે વાત એવી નથી, કુર્આન, હદીસ અને અન્ય અકાબિરની નજરમાં જુમ્આના દિવસનું શું મહત્વ છે ? અને લોકો કયા રસ્તે જઈ રહયા છે ? શું તમે આ બાબતોનો કયારેય અંદાજો લગાવ્યો ? પાંચ વખતની નમાઝ જમાઅત સાથે પઢવી અકસર ઉલમાની નજીક વાજિબ છે અને અમુકની નજીક સુન્નતે મુઅક્કિદા છે. (ફત્હુલ કદીર : ૧ / ૩૪૫–૩૪૬, હિદાયા : ૧ / ૫૬)

જુમ્આની અઝાન પછી વેપાર – ધંધો કરવો મકરૂહ છે.

(અહકામુલ કુર્આન : ૫ / ૩૪૧)

يَآيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا نُوْدِيَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ فَاسْعَوْا اِلٰى ذِكْرِ اللّٰهِ وَذَرُوا الْبَيْعَ، ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ۔ (સૂરએ જુમ્આ : ૯)

કે એ ઈમાનવાળાઓ ! જયારે જુમ્આના દિવસે (જુમ્આ) માટે અઝાન કહેવામાં આવે, તો તમે અલ્લાહની યાદ (એટલે નમાઝ અને ખુત્બા) ની તરફ (તરત જ) ચાલવા માંડો, અને વેપાર (એ જ રીતે બીજી પ્રવૃત્તિઓ, જે ચાલવામાં અવરોધક બનતી હોય) છોડી દો, આ તમારા માટે વધુ બહેતર છે, જો તમે કંઈ સમજતા હોવ, (કારણ કે તેનો નફો બાકી છે અને વેપાર – ધંધા વગેરેનો ફાની (નષ્ટ થનાર).

જુમ્આના દિવસે એક એવી ઘડી આવે છે, જેમાં માણસ જે પણ દુઆ કરે છે, કબૂલ થાય છે. (બુખારી : ૧ / ૧૨૮, હદીસ નંબર : ૮૮૩)

જુમ્આની નમાઝને સુન્નતો અને આદાબની રિઆયત કરી અદા કરવામાં આવે, તો પાછલા દસ દિવસના ગુનાહો માફ થઈ જાય છે. (બુખારી : ૧ / ૧૨૧ હદીસ નં : ૮૩૪)

અલ્લામા તયમિયહ (રહ.) અને ઈબ્ને કય્યિમ (રહ.)એ લખ્યું છે કે જુમ્આનો દિવસ અઠિવાડિયાના દિવસોનો સરદાર છે, અને રમઝાનનો મહિનો તમામ મહિનાઓનો સરદાર છે. (ઝાદુલ મઆદ : ૧ / ૩૬૪) તો જુમ્આનો દિવસ જેવો પસાર થશે એવા અન્ય દિવસો પસાર થશે અને રમઝાનનો મહીનો જેવો ગુઝરશે એવા બીજા મહિના પણ ગુઝરશે.

એટલા માટે ઉલમાએ વિચાર્યુ કે અઠવાડિયામાં એક દિવસ અથવા ઓછામાં ઓછું મહિનામાં બે જુમ્આ એ રીતે ગુઝરે કે તેમાં લોકો દીનની વાતો સાંભળે અને આખિરત તરફ ધ્યાન આપે, આ ફાની દુનિયાથી દિલ હટાવીને થોડા સમય માટે તે અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ.) ની વાતોને સાંભળવામાં મશ્ગુલ રહે.

ખુત્બાથી પહેલા બયાન કરવું હઝરાતે સહાબા (રદિ.) થી સાબિત છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) જુમ્આના દિવસે ખુત્બાથી પહેલા હદીસો બયાન કરતા હતા, ત્યાર પછી હઝરત ઉમર (રદિ.) ખુત્બો આપતા હતા. (મુસ્તદરક હાકિમ : ૧ / ૧૦૮)

એ જ રીતે હઝરત ઉમર (રદિ.) અને હઝરત ઉસ્માન (રદિ.)ના ખિલાફતના જમાનામાં હઝરત તમીમદારી (રદિ.) ખુત્બાથી પહેલા બયાન કરતા હતા.

(મુસ્નદે ઈમામ અહમદ બિન હમ્બલ : ૨૪ / ૪૮૯)

અલ્લામા ઝુબેદી (ઈહયાઉલ ઉલૂમના શારેહ) લખે છે કે ઈબ્ને અબી શયબાએ લખ્યું છે કે હઝરત સાઈબ (રદિ.), હઝરત અબ્દુલ્લાહ બિન બિસ્ર, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) અને હઝરત અબૂ હુરયરહ (રદિ.) વગેરે જુમ્આથી પહેલા દીની મજલિસને જાઈઝ કહેતા હતા. (શર્હે ઈહયાઉ ઉલૂમુદ્દીન : ૩ / ૨૭૭)

માટે જુમ્આથી પહેલા ઉલમાનું જે બયાન થાય છે અને દીની વાતો અને મસાઈલ બયાન કરવામાં આવે છે, તે ઘણું જ મહત્વનું છે. હઝરત અબૂઝર ગિફારી (રહ.) ફરમાવે છે કે એક દીની વાત અને મસ્અલાનું જાણવું હઝાર રકાત નફલ નમાઝ પઢવાથી વધારે સવાબ ધરાવે છે. (ઈબ્ને માજહ : ૧૦, હદીસ નં.૨૧૯)

ફતાવા આલમગીરીમાં લખ્યું છે કે કોઈ ઈલ્મી વાતમાં વિચાર વિમર્શ કરવો પાંચ હઝાર વાર કુલ હુવલ્લાહુ (સૂરએ ઈખ્લાસ) પઢવા કરતા પણ વધારે સવાબ રાખે છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૭૯) અને એક હદીસમાં છે કે દીની મસાઈલ શીખવાનો એક દિવસ, દસ હજાર વર્ષની બંદગી કરવા કરતા બહેતર છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૦)

તો આ ફઝીલતોને સામે રાખી ખુત્બાથી પહેલા બયાન કરવું મુસ્તહબ અને સવાબનું કામ છે, દરેક મુસલમાનનો દીની તકાદો હોવો જોઈએ કે જુમ્આથી પહેલા બયાન માટે ઈમામ સાહેબથી દરખ્વાસ્ત કરે કે પોતે બયાન કરે અથવા કોઈ સારા વિશ્વાસુ આલિમે દીનને પસંદ કરે. તેથી અલ્લાહના બંદા તેમનું બયાન સાંભળી પોતાનું ઈમાન મજબૂત કરે.

દુ:ખની વાત છે કે પશ્ચિમી સંસ્કૃતિના વર્ચસ્વને લીધે દીની સ્વભાવ બગડી ગયો છે, જેના કારણે અમુક લોકો બયાનથી નફરત કરે છે અને તેમને માનસિક ગુલામી સમજે છે, આવું વિચારવું ખૂબ જ નુકસાન કારક છે, યુરોપના રેહનુમાઓએ લોકોમાં જે આઝાદી પેદા કરી છે, તે દીનથી આઝાદ થઈ જવું છે, અને સુન્નતે નબવીથી નફરત કરવી છે, જયારે કુર્આને કરીમ આપણને હુકમ આપે છે.

وَمَآ اٰتٰكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ وَمَا نَهٰكُمْ عَنْهُ فَانْتَهُوْا

કે અલ્લાહના રસૂલ (સલ.) જે કામોને કરવાનો હુકમ ફરમાવે તેનું પાલન કરો અને જે કામોથી મનાઈ કરે તે ન કરો. (સૂરએ હશ્ર : ૭)

અને નબીએ કરીમ (સલ.) નો ઈર્શાદ છે :

عليكم بسنتي وسنة الخلفاء الراشدين المهديين

**તર્જુમો :** તમે મારી સુન્નત અને ખુલફાએ રાશિદીનની સુન્નતને મજબૂતીથી પકડો.

(અબૂદાઉદ : ૨ / ૬૩૫, હદીસ નં. ૪૬૦૭)

ઈસ્લામનો અર્થ જ છે માનવું અને આજ્ઞાપાલન કરવું, અલ્લાહના રસૂલ (સલ.)ની સુન્નતો પર અમલ કર્યા વગર ઈમાન સંપૂર્ણ થઈ શકતું નથી. ઈમાન લાવ્યા પછી અલ્લાહ અને તેના રસૂલ (સલ.) ની તાલીમ ને માનવી અને તેના પર અમલ કરવો જરૂરી છે, તેની ઉપર સફળતાનો આધાર છે, અને ઉલમા આ જ માનસિક ગુલામી ( જેને સાચા અર્થમાં દીની ગુલામી કહેવામાં આવે, જે હકીકતમાં આજ્ઞા પાલન અને બંદગીની સ્પષ્ટ – સાફ નિશાની છે.) તરફ બોલાવે છે, પોતાની ગુલામી તરફ કોઈ બોલાવતું નથી. માટે ખુત્બાથી પહેલા બયાન અથવા વઅઝ શંકા વગર જાઈઝ છે.

પરંતુ એટલું લાંબુ બયાન કરવું કે લોકો તકલીફમાં મુકાય અને તેમના કામોમાં વાંધો આવે, દુરુસ્ત નથી, તેનાથી બચવું જોઈએ. એ જ રીતે કયારેક કયારેક જુમ્આમાં બયાન ન કરવામાં આવે. જેથી લોકો તેને જરૂરી ન સમજી બેસે. માટે બહેતર અને ઉત્તમ છે કે ઈમામ સાહેબ અથવા કમિટીવાળાઓ અથવા ઝિમ્મેદારો બયાનનો વખત નક્કી કરી દે, જેથી સમય કરતા બયાન લાંબુ કરી લોકોને તકલીફમાં ન નાંખે અને સમયસર બયાન ખતમ કરી ખુત્બો અને નમાઝ શરૂ થઈ જાય. (બુખારી શરીફ : ૧ / ૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) જુમ્આમાં ખુત્બાથી પહેલા તકરીર કરવું સાબિત છે કે નહીં ?

**સવાલ (૯૯૭) :** જુમ્આથી પહેલા બયાન કરવું કેવું છે. અમુક આરબ લોકો કહે છે કે આ વસ્તુ જાઈઝ નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ છે, અને સહાબએ કિરામ (રદિ.)ના અમલથી સાબિત છે, ફતાવા રહીમિય્યહ, જે અંગ્રેજીમાં પણ છપાયેલી છે, તેમાં જોઈ શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જુમ્આના ખુત્બાથી પહેલા કયા વિષય પર બયાન કરવું જોઈએ ?

**સવાલ (૯૯૮) :** અમારા ગામમાં જુમ્આના દિવસે ખુત્બાથી પહેલા ખુત્બાનો

તર્જુમો કરવામાં આવે છે, આ તર્જુમામાં નસીહત રૂપે અમુક બાહય વાતો (જે ખુત્બામાં ન હોય) બયાન કરવી જાઈઝ છે કે નહીં ? દા.ત. આજ કાલ મુસલમાનો હિન્દુઓના તહેવારો મનાવે છે, તેમની હોળી, દીવાળી અને નવરાત્રી વગેરેમાં જાય છે, બલકે નવરાત્રીમાં તો મુસ્લિમ છોકરીઓ તેમના ગરબામાં પણ શરીક થાય છે, તો આ રીતે સામાજીક ખરાબીઓથી લોકોને આગાહ કરવા આ તર્જુમામાં જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખુત્બાથી પહેલા ખતીબનું બયાન અને નસીહત કરવું જાઈઝ, બલકે મુસ્તહબ છે, અને જે ખુત્બો અરબીમાં છે, તેનો તર્જુમો જરૂરી નથી, ખતીબને જે વિષય યોગ્ય લાગે તેના પર બયાન કરી શકે છે.

આપે જે વિષયોનો સવાલમાં ઉલ્લેખ કર્યો છે, તે વિષયો પર બયાન કરવું ઘણું જ જરૂરી છે, અમુક જગ્યાએ તો મુસલમાનોનું ઈમાન ખતરામાં છે, તેમના એવા કામો (કૃત્યો) છે કે ઈમાનથી નીકળી જવાનો ભય અને ખતરો છે, તો આ વસ્તુઓથી તેમને આગહ કરવા જરૂરી છે, જેથી તેમનું ઈમાન સુરક્ષિત રહે. (મુસ્લિમ શરીફ : ૧ / ૫૪, હદીસ નં. ૯૫, અલ–મિન્હાજ શર્હે મુસ્મિલ : ૨ / ૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯)જુમ્આના દિવસે અઝાન અને ખુત્બા દરમિયાન બયાનનો હુકમ

**સવાલ (૯૯૯) :** જુમ્આના દિવસે જુમ્આની અઝાન અને ખુત્બા દરમિયાન ઈમામ સાહેબ બયાન કરે છે, તો શું તે જાઈઝ છે ? હાલાંકે અઝાન અને ખુત્બા દરમિયાન લોકો સુન્નતો પઢે છે, તો શું તેમાં ખલેલ ન પડશે ? અને શું અઝાન અને ખુત્બા દરમિયાન બયાન કરવામાં આવે, એ બહેતર છે અથવા જુમ્આની નમાઝ અને દુઆ પછી કરવામાં આવે તે બહેતર અને ઉત્તમ છે ? વિસ્તૃત માહિતી આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આના દિવસે ખુત્બાથી પહેલા તકરીર – બયાન કરવું જાઈઝ છે, લોકો ભેગા થાય ત્યારે ખુત્બાથી પહેલા બયાન કરવામાં વધારે ફાયદો છે. નમાઝથી ફારિગ થયા પછી બયાન કરવાથી લોકો પોતાના કામથી રવાના થઈ જશે, એટલા માટે ખુત્બાથી પહેલા બયાન બહેતર છે.

બયાન શરૂ કર્યા પછી આવનારાઓની નમાઝમાં ખલેલ થાય, તો તેઓ પણ બયાનમાં શરીક થઈ જાય અને બયાન પછી પાંચ મિનિટનો સમય સુન્નતો પઢવા માટે આપવામાં આવે, જેથી પાછળથી આવનાર લોકો સુન્નતો પઢી લે, આ રીતે નમાઝમાં કોઈ ખલેલ થશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) જુમ્આની નમાઝ માટે અમામો બાંધવો

**સવાલ (૧૦૦૦) :** હું દરેક જુમ્આએ જયારે ઘરેથી મસ્જિદે નમાઝ પઢવા માટે જાઉં છું, તો અમામો (પાઘડી) બાંધીને જાઉં છું, અને નમાઝ પઢીને જયારે ઘરે આવું છું, તો અમામો કાઢી નાંખુ છું, ઘરેથી મસ્જિદનો સાતથી આઠ મિનિટનો રસ્તો છે, અમુક લોકોનું કહેવું છે કે ખાસ જુમ્આના દિવસે અમામો બાંધવો બિદઅત છે, તો આ બાબતે શરીઅતની રોશનીમાં સાચું માર્ગદર્શન આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અમામો બાંધવો અલ્લાહના રસૂલ (સલ.)થી સાબિત છે. હઝરત જાબિર (રદિ.) થી રિવાયત છે કે ફત્હે મક્કા વખતે જયારે અલ્લાહના રસૂલ (સલ.) મક્કા શરીફમાં દાખલ થયા તો પવિત્ર માથા પર કાળા રંગનો અમામો હતો.

(મુસ્લિમ શરીફ : ૧ / ૪૩૯, હદીસ નં. ૧૩૫૮)

એક હદીસમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો : જેણે જુમ્આના દિવસે ગુસલ કર્યું, અને સારા કપડાં પહેર્યા, ખુશ્બૂ લગાવી, જો ખુશ્બૂ હાજર હોય અને જુમ્આ પઢવા માટે નીકળ્યો, એ રીતે કે લોકોની ગરદનને ઓળંગી નથી, ત્યાર પછી તેણે નમાઝ પઢી અને ખામોશ રહયો, જયારે ઈમામ ખુત્બા માટે નીકળ્યા તો તેનો આ અમલ ગત જુમ્આથી લઈ આ જુમ્આ સુધીના જેટલા (નાના) ગુનાહો થયા હશે, બધા તેના માટે કફ્ફારો બની જશે. (અબૂ દાવુદ : ૧ / ૧૫૪, હદીસ નંબર : ૩૪૩)

એક રિવાયતમાં હઝરત અબ્દુલ્લાહ બિન સલામથી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : જો કોઈમાં તાકત હોય તો દરરોજના કપડાં સિવાય એક ખાસ કપડાં અલગથી રાખે, તો તેમાં કોઈ વાંધો નથી.

(ઈબ્ને માજહ : ૭૭, હદીસ નંબર : ૧૦૯૫, અબૂદાઉદ : ૧ / ૧૫૪, હદીસ નંબર : ૧૦૭૮)

આ તમામ રિવાયતોથી નીચે દર્શાવેલ કામો ષાબિત થાય છે : (૧) અમામો બાંધવો અલ્લાહના રસૂલ (સલ.) થી સાબિત છે. (૨) શકય હોય તો એક ઉમ્દા જોડ

કપડાં શકિત પ્રમાણે બનાવી રાખે અને દર જુમ્આના દિવસે તેમજ એક રિવાયત મુજબ ઈદૈનમાં તેને પહેરે, કે આ શ્રેષ્ઠ છે. (૩) જુમ્આના દિવસે ઉમ્દા – શ્રેષ્ઠ કપડાં પહેરવામાં આવે.

માટે જો આપ જુમ્આ અથવા બન્ને ઈદોમાં સારા કપડા પહેરો છો, અને અમામો બાંધો છો, તો આ સુન્નત છે. તેને બિદઅત કહેવી જાઈઝ નથી, પરંતુ જો સુન્નતને જરૂરી સમજી લેવી અને બીજા લોકો (જે અમામો બાંધતા નથી) તેમના પર ટીપ્પણીઓ કરવામાં આવે તો આ અમલ બિદઅત બની જશે. (ફત્હુલ બારી : ૨ / ૩૨૮) માટે તમે જયાં સુધી ઉપરોકત અહાદીષને સામે રાખી તેને મુસ્તહબ સમજીને કરશો તો જાઈઝ છે, અને બિદઅત કહેનાર ગલતી પર છે, અને ખોટો મસ્અલો બતાવવો ગુનાહનું કામ છે અને આવા જાહિલ મુફતી (જે સુન્નતને બિદઅત બતાવી રહયા છે) નું પેદા થવું, કયામતની નિશાનીઓમાંથી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ખતીબનું હાથમાં અસો લેવો

**સવાલ (૧૦૦૧) :** અમારે ત્યાં ઈમામ સાહેબ જુમ્આના ખુત્બામાં કયારેક હાથમાં અસો લે છે અને કયારેક નથી લેતા, તો શરઈ દ્રષ્ટિએ ખુત્બો આપતી વખતે અસો લેવા બાબતે શું હુકમ છે? વિસ્તૃત બયાન ફરમાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આ અને ઈદૈનના ખુત્બામાં અસો લેવા બાબતે દુર્રે મુખ્તાર (કિતાબ)માં ખુલાસતુલ ફતાવાના હવાલાથી મકરૂહ લખ્યું છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૬૩) એ જ પ્રમાણે આલમગીરીમાં પણ તેને મકરૂહ લખ્યું છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૮) પરંતુ તહતાવીમાં સુન્નત લખ્યું છે. (હાશિયા તહતાવી : ૫૧૫) શામીમાં પણ સુન્નત લખ્યું છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૬૩) અને આ જ (સુન્નત હોવાની વાત) સાચી છે, કેમકે અબૂદાવુદ શરીફની હદીસમાં છે કે અલ્લાહના રસૂલ (સલ.) ખુત્બો આપતી વખતે અસો અથવા કમાનનો સહારો લેતા હતા. (અબૂ દાવુદ : ૧ / ૧૫૬, હદીસ નંબર : ૧૦૯૬) ઉપરોકત મતભેદમાં સમાનતાની સુરત એ છે કે અસો હાથમાં લેવો મુસ્તહબ છે, પરંતુ જો તેને જરૂરી સમજી લેવામાં આવે અને ન લેવા પર ટીકા –ટીપ્પણીઓ કરવામાં આવે તો અસો લેવો મકરૂહ છે, કારણ કે સુન્નતને જરૂરી સમજવાથી શરીઅતની સીમાઓ તુટે છે.

આ કારણે ઉલમાએ લખ્યું છે કે મુસ્તહબ કામ પર આગ્રહ કરવો બિદઅત છે, જેને છોડવું જરૂરી છે. (ફત્હુલ બારી : ૨ / ૩૩૮, હદીસ નંબર : ૮૫૨) માટે સવાલમાં તમે જે સુરત વર્ણવી છે કે ઈમામ સાહેબ કયારેક અસો લે છે અને કયારેક નથી લેતા, તો તે બરાબર કરે છે. કારણ કે દર જુમ્આમાં અસો લેવાથી લોકો તેને જરૂરી સમજવા લાગશે, તો કયારેક ન લે, તો તેની ગુંજાઈશ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) જુમ્આના દિવસે ખુત્બો આપતી વખતે ખતીબનું અસાને હાથમાં લેવું

**સવાલ (૧૦૦૨) :** જુમ્આની નમાઝમાં ખુત્બો આપતી વખતે ઈમામ સાહેબ માટે અસો હાથમાં પકડવો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આના ખુત્બામાં ઈમામ સાહેબનું હાથમાં અસો પકડવો મુસ્તહબ છે, પરંતુ તેને જરૂરી સમજી લેવું ખોટું છે. જો લોકો જરૂરી સમજતા હોય તો ન પકડે અને જો ન સમજતા હોય, તો પકડવું મુસ્તહબ છે. (શામી : ૨ / ૧૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) જુમ્આના ખુત્બામાં ઈમામનું અસો લઈને ઊભા થવું

**સવાલ (૧૦૦૩) :** શું જુમ્આના ખુત્બામાં ઈમામ માટે હાથમાં અસો લઈને ઊભા થવું જરૂરી છે ? અસાનો શું દરજ્જો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખુત્બા વખતે અસો અથવા તલવાર હાથમાં લેવું વાજિબ અને જરૂરી નથી, ખુત્બો દુરુસ્ત હોવાનો આધાર તેના પર નથી, હા, એટલી વાત જરૂરી છે કે ખુત્બા વખતે અસો પકડવો મુસ્તહબ છે. ( અબૂદાવુદ : ૧ / ૧૫૬, હદીસ નં. ૧૦૯૬, હાશિયા તહતાવી : ૫૧૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) જુમ્આના ખુત્બા દરમિયાન ઈમામનું અસો પકડવું

## (૧૫) સુન્નતે મુઅક્કિદા, ગેર મુઅક્કિદા અને મબાહનો અર્થ

**સવાલ (૧૦૦૪) :** (૧) એક મસ્જિદના ઈમામ સાહેબ અમુક વખતે જુમ્આના ખુત્બામાં અસો હાથમાં લે છે અને અમુક વખતે જુમ્આમાં અસો લેતા નથી તો અસો

હાથમાં લઈને ખુત્બો આપવો સુન્નત છે કે મુસ્તહબ ? અસો ન લેવાથી ગુનેહગાર થશે કે નહીં ? માર્ગદર્શન આપશો.

(૨) એક વખતે ઈમામ સાહેબ જુમ્આના બે ખુત્બા દરમિયાન બેઠા હતા, તે દરમિયાન એક માણસે ઊભા થઈને બુલંદ અવાજે ઈમામ સાહેબને કહયું કે અસો હાથમાં લો, અસો લઈને ખુત્બો પઢવો સુન્નત છે, તો શું આ રીતે ખુત્બા દરમિયાન વાત કરવી જાઈઝ છે ? જુમ્આનો ખુત્બો શરૂ થયા પછી સુન્નતો પઢી શકાય છે કે નહીં ? વિસ્તૃત જવાબ આપવા મહેરબાની કરશો.

(૩) જયારે અસો પકડવા બાબતે ચર્ચા થઈ કે અસો પકડવો મસ્નૂન છે, તો ઈમામ સાહેબે ફરમાવ્યું કે સુન્નતે ગેર મુઅક્કિદા છે અને સુન્નતે ગેર મુઅક્કિદા અને મુસ્તહબ બન્ને એક જ છે, તો શું સાચું આ છે ? અથવા બન્નેમાં કઈ તફાવત છે? સુન્નતે મુઅક્કિદા, ગેર મુઅક્કિદા અને મુસ્તહબ વગેરેના દરજ્જાત શું છે ? વિગતથી સમજાવો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) જે વિસ્તારો જિહાદથી ફતેહ થયા છે, તેમાં તલવાર હાથમાં લઈને ખુત્બો આપવો મુસ્તહબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૮) માટે અસો લેવો (પકડવો) મુસ્તહબ છે, જરૂરી નથી.

(૨) જયારે ઈમામ સાહેબ ખુત્બા માટે નીકળે તો કોઈ પણ નમાઝ પઢવી કે વાત કરવી જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૬૦)

અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે કે જેણે જુમ્આના દિવસે ઈમામના ખુત્બા દરમિયાન વાત કરી, તે એવા ગધેડા જેવો છે, જેના ઉપર કિતાબો (પુસ્તકો) લાદેલા હોય અને તે માણસ જે તેને કહે કે ચુપ રેહ, તેને જુમ્આની ફઝીલતનો કોઈ હિસ્સો નસીબ નહીં થાય.

(મુસ્નદે ઈમામ અહમદ બિન હમ્બલ : ૩ / ૪૭૫, હદીસ નં. ૨૦૩૩)

તેમજ એક રિવાયતમાં છે કે જેણે કોઈ વાત કરનારને કહયું કે ચુપ રેહ, તેણે પણ ખોટું કામ કર્યુ. (બુખારી શરીફ: ૧ / ૧૨૭, હદીસ નંબર : ૯૩૪, મુસ્લિમ શરીફ: ૧ / ૨૮૧, હદીસ નંબર : ૧૧–૮૫૧)

આ હદીસ અને ફિકહની રિવાયતોને સામે રાખી જો કોઈ માણસ બે ખુત્બા દરમિયાન ઊભો થઈને ઈમામને અસો લેવાનું કહે તો તે ઘણો મોટો ગુનેહગાર છે, એટલા માટે કે વિવિધ હદીસોમાં છે કે કોઈ વાત કરનારને ચુપ કરવો પણ ખોટું કામ

છે. હાલાંકે સામાન્ય પરિસ્થિતિમાં તબ્લીગ દરેક માણસનો ફરીઝો અને કર્તવ્ય છે. તેનાથી પણ ખુત્બા દરમિયાન મનાઈ કરવામાં આવી. તેનાથી બિલકુલ ચુપ રહીને ખુત્બો સાંભળવાનું વાજિબ હોવું સાબિત થાય છે. (મજમઉલ અન્હુર : ૧ / ૧૭૧)

બીજો ગુનોહ આ છે કે ઈમામનું જાહેરમાં અપમાન છે, જે આમ બુરાઈનું કારણ અને મુસ્લિમને તકલીફ પહોંચાડવી છે, અને મુસ્લિમને દુઃખ પહોંચાડવું હરામ છે. (ફૈઝુલ કદીર : ૫ / ૫૦૪, હદીસ નંબર : ૮૧૨૩) માટે આ માણસે ઈમામ સાહેબ પાસે માફી માંગવી જોઈએ.

ત્રીજુ એ કે શરઈ હુકમના આધારે અસો લેવો (પકડવો) મુસ્તહબ અમલ છે, તેથી તેને જરૂરી સમજી રદ્દે અમલના રૂપે કોઈ નાજાઈઝ કામ કરવું ગુનાહનું કામ છે, જેથી તે હરામ છે.

(૩) સુન્નતે ગેર મુઅક્કિદાને મુસ્તહબ પણ કહેવામાં આવે છે, તેથી ઈમામ સાહેબનું ફરમાન બરાબર છે, સુન્નતે મુઅક્કિદા આપ (સલ.) ના એ અમલને કહેવામાં આવે છે જેને આપ (સલ.) એ વધુ પડતું કર્યુ હોય અને કયારેક કયારેક છોડી દીધું હોય, તેથી સુન્નતે મુઅક્કિદાને છોડવાની આદત બનાવી લેવી ગુનાહનું કામ છે, પરંતુ કયારેક કયારેક છોડી દેવાથી ગુનાહ નહીં થાય. (શામી : ૧ / ૧૦૨)

સુનને ઝવાઈદ જેને મુસ્તહબ અથવા નફલ પણ કહેવામાં આવે છે, તે આપ (સલ.) નો એવો અમલ છે, જે આપ (સલ.) એ હમેશાં કર્યો ન હોય, કયારેક કર્યો હોય અને કયારેક છોડી દીધો હોય, અથવા વધુ પડતો છોડી દીધો હોય, આના પર અમલ કરવાથી સવાબ મળશે, પરંતુ છોડનાર ગુનેહગાર થશે નહીં.

(રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૩, બહરુર્રાઈક : ૧ / ૨૯)

દા.ત. ફજરથી પહેલાની સુન્નતે મુઅક્કિદા છે, જો કોઈ માણસ તેને હમેશાં છોડવાની આદત બનાવી લે તો ગુનેહગાર થશે, ફાસિક ગણાશે, તેની વિરુધ્ધ અસરથી પહેલાની ચાર રકાતો, અથવા તહિય્યતુલ વુઝૂ અને તહિય્યતુલ મસ્જિદ વગેરે સુનને ઝવાઈદ (મુસ્તહબ) છે, જો કોઈ માણસ તેના પર અમલ કરશે તો સવાબ મળશે, પરંતુ છોડી દેવાથી ગુનેહગાર થશે નહીં.

મબાહ એટલે તે અમલ જે જાઈઝ હોય, એટલે જેના કરવામાં સવાબ નથી અને ન કરવાથી કોઈ ગુનોહ પણ નથી. પરંતુ જો નેક નિય્યતે કોઈ મબાહ અમલ કરવામાં આવે તો તેનો સવાબ મળશે, (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ /૩૩૬) દા.ત.

મુકવ્વી (શકિતની) દવા ખાવી જાઈઝ છે, હવે કોઈએ આ દવાનો ઉપયોગ કરતી વખતે આ નિય્યત કરી કે તેનાથી શકિત પ્રદાન થશે અને હું ત્રણ દિવસની જમાતમાં જઈ શકીશ, અથવા મારો ફલાણો બિમાર રિશ્તેદાર (જે ૧૦૦ કિ.મી.ના અંતરે રહે છે) તેની ઈયાદત (ખબર અંતર) માટે જઈ શકીશ, તો ઉપરોકત નિય્યતનો સવાબ મળશે, વધુ ખુલાસા માટે રિસાલો "અકાઈદે ઈસ્લામ" પેજ નંબર ૧૮ – ૨૧૭ નો અભ્યાસ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) મોટી મસ્જિદમાં ખુત્બો ઉર્દૂમાં હોય તો નાની મસ્જિદમાં જુમ્આ કાયમ કરવી

**સવાલ (૧૦૦૫) :** અમારા ગામમાં ત્રણ મસ્જિદો છે, તેમાંથી એક "જુમ્આ મસ્જિદ" પણ છે અને બીજી બે નાની મસ્જિદો છે, ગામનો માહોલ બિદઅતી છે, "જુમ્આ મસ્જિદ"માં જુમ્આની નમાઝ થાય છે અને તેમાં પણ ખુત્બો ઉર્દુમાં થાય છે, એક નાની મસ્જિદના ઈમામ શરીઅતના પાબંદ છે, ગામના મહોલને લીધે તે જુમ્આ મસ્જિદમાં અરબીમાં ખુત્બો આપી શકતા નથી, પરંતુ તે પોતાની નાની મસ્જિદમાં અરબીમાં ખુત્બો આપવા માંગે છે, અને અમુક લોકો પણ ઈમામ સાહેબની વાતને પસંદ કરે છે, તો શું શરઈ દ્રષ્ટિએ તે મસ્જિદમાં જુમ્આ કાયમ કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામ ધર્મ પરસ્પર મુહબ્બત, ભાઈચારા અને એકતા પેદા કરવા માટે આવ્યો છે, જેથી બની શકે ત્યાં સુધી "જુમ્આ મસ્જિદ"માં જ જુમ્આની નમાઝ અદા કરતા રહેવું જોઈએ. (મુસ્નદે ઈમામ અહમદ બિન હમ્બલ : ૧૫ / ૧૦૭, હદીસ નંબર : ૯૧૯૮, તિરમિઝી : ૨ / ૨૧ હદીસ નંબર : ૨૦૦૭)

"જુમ્આ મસ્જિદ"ને છોડી બીજી મસ્જિદમાં નમાઝ પઢવી યોગ્ય નથી. (ઝાદુલ મઆદ : ૧ / ૩૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) જુમ્આના ખુત્બાનો ઉર્દુ તર્જુમો મિમ્બર પર પઢવો

**સવાલ (૧૦૦૬) :** અમારી મસ્જિદના ઈમામ સાહેબ જુમ્આના દિવસે જુમ્આનો પહેલો ખુત્બો પહેલા અરબી ભાષામાં પઢે છે, પછી તેનો તર્જુમો ઉર્દુમાં કરે છે, તો શું આ રીતે ખુત્બાનો ઉર્દુ તર્જુમો મિમ્બર પર પઢવાથી જુમ્આની નમાઝ દુરુસ્ત થશે?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અરબીમાં જુમ્આનો ખુત્બો પઢયા પછી તેનો ઉર્દુ તર્જુમો પઢવો મકરૂહ છે, પરંતુ ખુત્બો દુરુસ્ત થઈ જશે અને જુમ્આની નમાઝ પણ સહીહ થઈ જશે. (ઉમ્દતુર્રિઆયહ : ૧ / ૨૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) એક ગામમાં બે જગ્યાએ જુમ્આ કાયમ કરવી

**સવાલ (૧૦૦૭) :** અમારા ગામમાં બે મસ્જિદો છે, અને મુસલમાનોની બસો (૨૦૦) ઘરની વસ્તી છે, વધુ પડતી વસ્તી મોટી મસ્જિદની આસપાસ છે, નાની મસ્જિદની આજુબાજુમાં માત્ર આઠથી દસ ઘર છે.

ગામની બન્ને મસ્જિદોમાં જુમ્આની નમાઝ થાય છે, મોટી મસ્જિદમાં નમાઝ માટે લોકો વધારે આવે છે, અને નાની મસ્જિદમાં ઓછા, કારણ કે મોટી મસ્જિદ ગામમાં છે, અને નાની મસ્જિદ સ્ટેશન પર છે, તો સવાલ એ છે કે બન્ને મસ્જિદોમાં જુમ્આની નમાઝ પઢી શકાય કે નહીં ? સ્ટેશનવાળી મસ્જિદમાં જુમ્આની નમાઝ પઢનારાઓની નમાઝ થશે કે નહીં ? અથવા તેમના ઝિમ્મે ઝોહરની નમાઝ બાકી રેહશે ? અને જો ગામ લોકો તે મસ્જિદમાં જુમ્આની નમાઝ બંધ કરી એક જ મસ્જિદમાં જુમ્આની નમાઝ પઢે તો કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉત્તમ આ જ છે કે એક જ જગ્યાએ એક જ મસ્જિદમાં જુમ્આની નમાઝ અદા કરવામાં આવે, જેથી નમાઝીઓથી મસ્જિદ ભરાય જાય અને ઈદ જેવું જ લાગે અને મુસલમાનોની વિશેષ શાન જાહેર થાય, આ સિવાય બીજા પણ અનેક લાભો છે, દા.ત. મુસ્લિમોની એકતા અને સંપ જાહેર થાય. જેની આજે ખાસ જરૂરત છે. (ઝાદુલ મઆદઃ ૧ / ૩૬૫) પરંતુ બન્ને મસ્જિદોમાં નમાઝ પઢવી જાઈઝ છે, જુમ્આની નમાઝ કરાહત વગર દુરુસ્ત થઈ જશે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૪૪ – ૧૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) એકથી વધારે જગ્યાએ જુમ્આ અદા કરવી

**સવાલ (૧૦૦૮) :** અમારે ત્યાં "નગીના" નામની એક મસ્જિદ છે, તેમાં જુમ્આની નમાઝ થાય છે, બીજી મસ્જિદ "ઝીનતુલ ઈસ્લામ" છે, તેમાં જુમ્આ નથી થતી, આજથી સાત વર્ષ પહેલા નગીના મસ્જિદના ઈમામ સાહેબ સાથે ઝઘડો થયો હતો. તેના કારણે રાંદેરના મુફતી સાહેબથી પૂછયા પછી મસ્જિદે ઝીનતુલ ઈસ્લામમાં

જુમ્આ ચાલું કરવામાં આવી, થોડા સમય પછી તે ઈમામને છુટા કરવામાં આવ્યા, જેથી ઝીનતુલ ઈસ્લામમાં જુમ્આ બંધ થઈ ગઈ.

હવે વસ્તી વધી જવાથી અમે ઝીનતુલ ઈસ્લામમાં ફરીથી જુમ્આ શરૂ કરવા માંગીએ છીએ, તેના કારણો નીચે પ્રમાણે છે :

વૃધ્ધો અને કમજોર લોકોને નગીના મસ્જિદ સુધી જવામાં તકલીફ પડે છે, નગીના મસ્જિદની જગ્યા સાંકળી હોવાથી તકલીફ થાય છે, નગીના મસ્જિદના ઈમામ સાહેબની અવાજ પાછળ સુધી સંભળાતી નથી, અને જો ઝીનતુલ ઈસ્લામમાં જુમ્આ શરૂ કરવામાં આવે તો લોકોને ગાડી મારફતે જવામાં સહુલત થઈ જશે.

શું આ કારણોસર ફરીવાર મસ્જિદે ઝીનતુલ ઈસ્લામમાં જુમ્આ શરૂ કરવી દુરૂસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સુરતમાં તમે લોકો તમારા ગામના જનાબ મુફતી નુર મુહમ્મદ સાહેબથી સલાહ મશ્વેરો કરતા અને તેના પર અમલ કરતા તો સારું હતું.

હનફી મસ્લકમાં જે શહેર અને મોટા ગામમાં જુમ્આ ફર્ઝ છે, ત્યાં અમુક મસ્જિદોમાં જુમ્આ અદા કરવી જાઈઝ છે, તેથી ઉપરોકત કારણોસર ઝીનતુલ ઈસ્લામમાં જુમ્આ અદા કરવી જાઈઝ છે, અને એ જ કારણથી સાત – આઠ વર્ષ પહેલા ફત્વો આપવામાં આવ્યો હતો અને જુમ્આની નમાઝ અદા કરવામાં આવી હતી, પરંતુ ફુકહા અને ઉલમાનો અમલ આ બતાવે છે કે મોટા ગામમાં એક જ મસ્જિદ (જુમ્આ મસ્જિદ)માં જુમ્આ અદા કરવામાં આવે, જેથી એકતા – સંપ બાકી રહે અને એક જગ્યાએ ભેગા થવાથી મુસલમાનની ભાવનાઓને પ્રગતિ મળે. આ સિવાય અનેક મસ્લિહતોને લીધે એક જગ્યાએ જુમ્આ અદા કરવી બહેતર હોય છે, પરંતુ સવાલના લખાણ મુજબ લોકોને નગીના મસ્જિદ સુધી જવામાં તકલીફ થાય છે, બીજા પણ ઘણા કારણો છે એટલા માટે ઝીનતુલ ઈસ્લામમાં જુમ્આ અદા કરવી જાઈઝ છે. (શામી : ૨ / ૧૪૪ – ૧૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) એક ગામમાં બે જગ્યાએ જુમ્આ અદા કરવી

**સવાલ (૧૦૦૯) :** અમારા ગામ બોધાનમાં બે મસ્જિદો છે, ઈ.સ. ૧૯૬૨ થી મર્હુમ મવલાના અહમદ અશરફ સાહેબની સાથે એક જુમ્આ આ મસ્જિદમાં અને બીજી જુમ્આ બીજી મસ્જિદમાં ગામ લોકો અદા કરતા હતા. પરંતુ અત્યારે ગામના

બે – ચાર માણસો પ્રયાસો કરી રહયા છે કે બન્ને મસ્જિદોમાં અલગ અલગ (જુમ્આની) નમાઝ થાય, અને તેનું કારણ આ બયાન કરે છે કે નમાઝ વખતે ઘણો ઘોંઘાટ થાય છે, ગામની વસ્તી વધી ગઈ છે, એટલા માટે જગ્યા પણ સાંકળી પડે છે, પરંતુ જગ્યા સાંકળી પડવાનું કારણ જુઠું છે. પરંતુ ઘોંઘાટ વધારે થાય છે તે સાચી વાત છે.

ઈ.સ. ૧૯૬૨થી પહેલા બન્ને મસ્જિદોમાં જુમ્આની નમાઝ પઢવામાં આવતી હતી, તો એક જ મસ્જિદમાં નમાઝ અદા કરવામાં આવે કે ખોટું કારણ દર્શાવી બન્ને મસ્જિદોમાં નમાઝ અદા કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામ ધર્મનો આધાર ઈબાદત, બંદગી અને અલ્લાહના આદેશોને ચુપચાપ માની લેવા પર છે. તેમાં મહત્વની તાલીમ એકતા, સંપ અને સામુહિકતાની છે.

વિચાર કરો ! નમાઝને જમાઅતથી અદા કરવી, હજમાં એહરામની સમાનતા, અમીર અને ગરીબ, બાદશાહ અને પ્રજા અથવા દરેક માટે હજનું સ્થળ અને તેનો સમય એક જ રાખવામાં આવ્યો, કોઈને આગળ – પાછળ કરવાની પરવાનગી નથી, રોઝાનો સમય પણ એક જ રાખવામાં આવ્યો છે, તવહીદ અને રિસાલતનો એકરાર પણ દરેક માટે સરખી રીતે રાખવામાં આવ્યો છે અને નમાઝ જેને દિવસમાં પાંચ વખત અદા કરવી ફર્ઝ છે, તે વિશે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે ઈમામ નેક હોય કે ખરાબ હોય તેની પાછળ નમાઝ પઢી લો.

(દારે કુત્ની : ૨ / ૪૦૪, હદીસ નંબર : ૧૭૬૮)

મુતવલ્લી અને ટ્રસ્ટીની ફરજ હતી કે તેઓ કોઈ પરહેઝગાર – મુત્તકી માણસને ઈમામત માટે નક્કી કરે, પરંતુ તેમણે આ તરફ ધ્યાન ન આપ્યું અને પરહેજગાર આદમીને ઈમામ ન બનાવ્યો, છતાં પણ કૌમની જવાબદારી છે કે જમાઅત સાથે (તે ઈમામની પાછળ) નમાઝ પઢે.

માટે આપના બોધાન ગામની બન્ને મસ્જિદોના મુતવલ્લીઓની વાત સાંભળીને હઝરત મવલાના અશરફ સાહેબ (રહ.)એ જે સલાહ આપી હતી અને ઝિમ્મેદારોએ આજ સુધી તેના પર અમલ કર્યો અને બન્ને મસ્જિદોમાં વારા ફરતી નમાઝ અદા કરવામાં આવતી રહી, તેના પર જ અમલ કરવો બહેતર છે, અને મુસલમાનોની એકતા પણ તેમાં જ જળવાઈ રહેશે. જો કે મસ્આલાની રૂએ શહેર અથવા ગામમાં અમુક જગ્યાએ જુમ્આની નમાઝ પઢવી જાઈઝ છે, પરંતુ તમારા

ગામમાં અલગ અલગ બે મસ્જિદોમાં જુમ્આની નમાઝ અદા કરવી યોગ્ય નથી. (ઝાદુલ મઆદ : ૧ / ૩૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) શહેર અથવા મોટા ગામની એકથી વધારે મસ્જિદોમાં જુમ્આ જાઈઝ છે

**સવાલ (૧૦૧૦) :** માનનીય જનાબ મુફતી સાહેબ ! સુરત જીલ્લામાં વ્યારા નામનું એક ગામ છે, જયાં મુસલમાનોની વસ્તી ઘણી છે. તેમાં બે મસ્જિદો અને બે ઈબાદતખાના છે. એક ઈબાદતખાનું રેલવે સ્ટેશન પર છે અને એક ઈબાદતખાનું ગામના કિનારે હાઈવે પર છે, અહીંયા એક તાલીમુલ ઈસ્લામ નામનો મદ્રસો ચાલે છે, અને ત્યાં પાંચ વખતની નમાઝ પણ થાય છે, આ જગ્યા " ઈસ્લામપુરા" ના નામથી ઓળખાય છે, ત્યાં મુસ્લિમ મકાનોની સંખ્યા લગભગ ૮૦ જેટલી છે અને બધા લોકો કડિયા કામ કરનાર છે, અને બિલ્કુલ અભણ છે.

હવે સવાલ એ છે કે અમે પરિસ્થિતિને ધ્યાનમાં રાખી અહીંયા જુમ્આની નમાઝ શરૂ કરી છે. (પાંચ વખતની નમાઝ તો થાય જ છે) અને અલ્હમ્દુલિલ્લાહ જુમ્આની નમાઝમાં લગભગ ૭૦ થી ૮૦ નમાઝીઓ અને ૨૫ થી ૩૦ છોકરાઓ આવે છે.

બીજી વાત કે ઈસ્લામપુરાથી ગામની મસ્જિદ આશરે અડધો કિ.મી. દૂર છે અને આ કડિયાઓ પોતાના કામથી ૧૨ વાગ્યે આવે છે અને દુર હોવાથી ૯૯ ટકા મુસલમાનો, જુમ્આની નમાઝમાં હાજર હોતા નથી, વધુમાં વધુ આઠ – દસ લોકો, જુમ્આ માટે ગામની મસ્જિદમાં જાય છે.

આ પરિસ્થિતિને જોતા અમે ત્યાં જુમ્આની નમાઝ શરૂ કરી છે અને તેના પરિણામે બધા મુસલમાનો જુમ્આની નમાઝમાં આવે છે.

ગામ લોકોનું કહેવું છે કે ત્યાં જુમ્આની નમાઝ બંધ કરવામાં આવે અને તેની તાઈદ (સમર્થન) માં તેઓ કોઈ એવી હદીસ પેશ કરે છે કે ૮ મહોલ્લા હોય તો પણ એક જગ્યાએ જુમ્આની નમાઝ અદા કરવામાં આવે.

જુમ્આ બંધ કરવાથી જેવું કે મેં બતાવ્યું કે માત્ર આઠ – દસ લોકો જ ત્યાંથી જુમ્આ પઢવા માટે આવે છે, તો શું અમે ત્યાં જુમ્આ બંધ કરી દઈએ કે પછી ચાલું રાખીએ ? જો બંધ કરી દઈએ તો લોકોની જુમ્આની નમાઝ છુટી જાય છે, જયારે ચાલું રાખવામાં આવે તો જુમ્આની બરકતથી બીજા નમાઝીઓ પણ આવે છે અને

દીની માહોલ બનવાની આશા છે. તેથી જુમ્આ ચાલુ રાખવાથી કોઈ નુકસાન થતું હોય તો બતાવો, તેમજ જુમ્આ બંધ કરવી જોઈએ કે ચાલુ રાખવી જોઈએ. સાફ શબ્દોમાં બતાવવામાં આવે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તે શહેર, કસ્બો કે મોટું ગામ જેમાં જુમ્આની નમાઝ પઢવી જાઈઝ છે, ત્યાં જરૂરતને કારણે એકથી વધારે જગ્યાએ પણ જુમ્આની નમાઝ પઢવી જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૪૪ – ૧૪૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫) માટે આપે જરૂરતના કારણે ઈસ્લામપુરામાં જે જુમ્આની નમાઝ શરૂ કરી છે અને જે જરૂરતોનું આપે વર્ણન કર્યું છે તે ખરેખર યોગ્ય છે, એટલા માટે જુમ્આ ચાલું રાખો, બંધ ન કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) જરૂરત વગર ગામની વિવિધ મસ્જિદોમાં જુમ્આ શરૂ કરવી

**સવાલ (૧૦૧૧) :** અત્યારે અમારા ગામમાં ચાર મસ્જિદો છે, તેમાંથી બે મસ્જિદોમાં થોડા સમયથી જુમ્આની નમાઝ થાય છે, આ દિવસોમાં ગામના બધા નમાઝીઓ આરામથી નમાઝ પઢી શકે છે, કોઈ પણ જાતની તકલીફ કે પરેશાની નથી, હવે અમારો ત્રીજી મસ્જિદમાં પણ જુમ્આ અને બન્ને ઈદોની નમાઝ ચાલું કરવાનો વિચાર છે. તો શું ત્રીજી મસ્જિદમાં જુમ્આ અને ઈદૈનની નમાઝ શરૂ કરી શકીએ છીએ, આ બાબતે શરઈ ફેસલો શું છે ?

ધ્યાનમાં રહે કે આ મસ્જિદ બાંધતી વખતે આ નિય્યત કરી હતી કે અમે આ મસ્જિદમાં પાંચ માત્ર નમાઝો જ પઢીશું, બન્ને ઈદો અને જુમ્આ "જામેઅ મસ્જિદ"માં પઢીશું તો શું આ રીતે નિય્યત કર્યા પછી અમે આ મસ્જિદમાં જુમ્આ અને ઈદોની નમાઝ શરૂ કરી શકીએ છીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત મવલાના શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.) હુજ્જતુલ્લાહિલ બાલિગહમાં લખે છે કે " સામુહિક બંદગી માટે તમામ લોકોનું દરરોજ ભેગા થવું મુશ્કેલ કામ હતું, એટલે તેના માટે કોઈ મુદત નક્કી કરવી જરૂરી હતી, આ મુદત ન એટલી ટૂંકી હોય કે લોકોનું એકત્ર થવું મુશ્કેલ થઈ જાય અને ન તો એટલી લાંબી કે

મકસદ છુટી જાય, બલકે મધ્યમ (માપસરની) મુદ્દત હોવી જોઈએ અને તે અઠવાડિયાની મુદ્દત છે, અરબસ્તાન અને બિન અરબસ્તાન અને મોટા ભાગના ધર્મોમાં આ મુદ્દતનો ઉપયોગ થાય છે અને આ મકસદ માટે ઉપયોગી પણ છે, એટલા માટે હફતાવારી ઈજતિમા નક્કી કરવામાં આવ્યો. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૨ / ૪૪) આ હફતાવારી ઈજતિમા એટલા માટે પણ નક્કી કરવામાં આવ્યો કે લોકો એકત્ર થઈ નફા – નુકસાન બાબતે વિચારી શકે અને કોઈ આયોજન તૈયાર કરી શકે. આ કારણે અમુક ઉલમાએ કિરામે તો એક શહેર અથવા કસ્બામાં બે – ત્રણ જગ્યાએ જુમ્આ કાયમ કરવાને નાજાઈઝ કહયું છે, પરંતુ સાચી વાત એ છે કે જરૂરતને કારણે (જેમકે વસ્તીનું દુર દુર હોવું, મસ્જિદનું લોકોથી ભરાય જવું, ગરમી અને ઠંડીમાં નમાઝીઓનું એક જગ્યાએ ભેગા થવામાં તકલીફનો સામનો કરવો) એક શહેર અથવા કસ્બાની વિવિધ મસ્જિદોમાં જુમ્આ પઢવી જાઈઝ છે.

મસ્જિદના બાંધકામ વખતે ભલે નિય્યત કરી હોય કે ન કરી હોય, બન્ને મસ્જિદોમાં નમાઝ પઢવામાં જયારે કોઈ ઉઝર અને વાંધો નથી, તો ત્રીજી મસ્જિદમાં જુમ્આ શરૂ કરવી બહેતર નથી, તેમજ જો મસ્જિદ બનાવનાર અથવા મુતવલ્લીની ખાનદાની શરાફતને ઉજાગર કરવાને લીધે આ ત્રીજી મસ્જિદમાં જુમ્આ કાયમ કરવાનો પ્રયાસ થશે, તો જુમ્આ કાયમ કરવી દુરસ્ત નથી, પરંતુ મનની વાત અલ્લાહ તઆલા જ જાણે છે, એટલા માટે બહેતર છે કે ત્યાં જુમ્આની નમાઝ શરૂ કરવામાં ન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) વરસાદના કારણે માત્ર ચોમાસાની ઋતુમાં ઈબાદતખાનામાં જુમ્આ પઢવી

**સવાલ (૧૦૧૨) :** અમારે ત્યાં ઈબાદતખાનામાં માત્ર પાંચ વખતની નમાઝ થાય છે, જુમ્આની નમાઝ માટે મસ્જિદમાં જવું પડે છે અને વરસાદની ઋતુમાં મસ્જિદે જવા માટે ઝઈફ અને કમઝોર લોકોને તકલીફ થાય છે, તો શું માત્ર વરસાદની ઋતુમાં ઈબાદતખાનામાં જુમ્આની નમાઝ થઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આની નમાઝની અદાયગી માટે "મસ્જિદનું હોવું" શરત નથી, ઈબાદતખાનામાં પણ જુમ્આની નમાઝ અદા કરવી જાઈઝ છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૮, બહરુર્રાઈક : ૨ / ૨૪૭)

પરંતુ બહેતર એ છે કે એક જ જગ્યાએ જુમ્આની નમાઝ અદા થાય, પરંતુ વરસાદ વગેરેને લીધે બે જગ્યાએ નમાઝ પઢવી પણ જાઈઝ છે. (દુર્રે મુખ્તાર) (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) જુમ્આની માત્ર બે રકાત ફર્ઝ પઢવી અને સુન્નતોને છોડી દેવી

**સવાલ (૧૦૧૩) :** જુમ્આના દિવસે અમારા ઘણા ભાઈઓ જુમ્આની માત્ર બે જ રકાત ફર્ઝ પઢીને ઘરે ચાલ્યા જાય છે, અથવા મસ્જિદની બહાર બેસી અથવા ઊભા ઊભા ગપ્પા મારે છે, તો શું તેમની જુમ્આની નમાઝ દુરુસ્ત થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં તેમની ફર્ઝ નમાઝ તો અદા થઈ જશે.

સુન્નતે મુઅક્કિદા છોડવાની આદત બનાવી લેવી જાઈઝ નથી, તેનાથી માણસ ફાસિક થઈ જાય છે, તેની દીની મામલામાં ગવાહી કબુલ કરવામાં આવશે નહીં. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૦૨)

એ જ રીતે મસ્જિદમાં દુન્યવી વાતો કરવી હરામ છે, કેમકે તેના લીધે નમાઝીઓની નમાઝમાં ખલેલ પડશે, તેમજ મસ્જિદમાં દુન્યવી વાતો કરવાથી મસ્જિદની બે હુરમતી – બે ઈજ્જતી થશે.

એક હદીસમાં આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે "મસ્જિદમાં દુન્યવી વાતો કરવાથી નેકીઓ એ રીતે ખતમ થઈ જાય છે જેવી રીતે સુકા ઘાસને આગ સળગાવી દે છે. (મિશ્કાતુલ મસાબીહ : ૭૧, બયહકી : ૪ / ૩૮૭, હદીસ નંબર : ૨૭૦૧) માટે જે લોકો માત્ર જુમ્આની બે રકાત પઢે છે અને સુન્નત બિલકુલ જ નથી પઢતા, મસ્જિદમાં દુન્યવી વાતો કરે છે, તે ફાસિક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) જુમ્આની નમાઝ માટે જામેઅ મસ્જિદ જવું જરૂરી નથી

**સવાલ (૧૦૧૪) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતિયાને ઈઝામ નીચેના મસ્અલા વિશે : શું જુમ્આની નમાઝ માટે જામેઅ મસ્જિદમાં જવું વાજિબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આની નમાઝ માટે જામેઅ મસ્જિદ જવું વાજિબ નથી, મુસ્તહબ છે, એક શહેરમાં અનેક જગ્યાએ જુમ્આની નમાઝ જાઈઝ છે, જો જામેઅ મસ્જિદ મોટી છે

અને શહેરની વસ્તી થોડી છે, તો બહેતર આ જ છે કે એક જગ્યાએ જુમ્આ થાય. (હલબી કબીર : ૧ / ૫૫૧, રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૪૪, ૧૪૫) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) જુમ્આની પહેલી અઝાન પછી ગુસલ કરવાનો હુકમ

**સવાલ (૧૦૧૫) :** શું જુમ્આની પહેલી અઝાન પછી વુઝૂ અને ગુસલ નાજાઈઝ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આની પહેલી અઝાન થતાની સાથે જ મસ્જિદ તરફ જવું વાજિબ છે, કોઈ એવું કામ, જે અઝાન પછી મસ્જિદ જવામાં અવરોધક બને, જાઈઝ નથી. અઝાન પછી ગુસલ કરવું પણ જાઈઝ નથી. (સુરએ જુમ્આ : ૯) (બુખારી શરીફ : ૧ / ૧૨૪)

હા, ગુસલ વાજિબ હોય તો કરવું જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૮) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) મિમ્બરના ચોથા દાદર પર ચઢી ખુત્બો આપવો કેવું છે ?

**સવાલ (૧૦૧૬) :** ઈમામનું મિમ્બરની ચોથી સીડી (દાદર) પરથી ખુત્બો આપવા વિશે ફુકહા શું ફરમાવે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ (સલ.)ના મિમ્બરની ત્રણ સીડીઓ હતી, તેનાથી એ જરૂરી નથી કે ચોથા દાદર (સીડી) પર બેસી ખુત્બો આપવો જાઈઝ નથી, જો ચોથા દાદર પર ચઢીને ખુત્બો આપવાથી સાંભળનારાઓ (હાજરજનો) સુધી અવાજ સારી રીતે પહોંચતો હોય તો જાઈઝ છે, મનાઈનું કોઈ કારણ નથી. (રદ્દુલ મુહતાર : ૨ / ૧૬૧) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) જુમ્આનું બયાન સમયસર પુરું ન કરવું

**સવાલ (૧૦૧૭) :** ૮૦ – ૯૦ હજારની વસ્તી ધરાવતું એક શહેર છે, જેમાં મુસલમાનોની ઘણી વસ્તી છે. આ શહેરની આજુબાજુના વિસ્તારોમાં પણ મુસ્લિમો મોટી સંખ્યામાં વસે છે, કલાત્મક – ઔદ્યોગિક શહેર છે, તેના કારણે કારીગરો અને મજુરો પણ મોટી સંખ્યામાં રહે છે, આ કારણોસર આ શહેરની મસ્જિદોમાં ઘણા લોકો જુમ્આની નમાઝ પઢવા ભેગા થાય છે, રેલવે સ્ટેશન અને બસ ડેપો પણ આ

શહેરની બિલકુલ નજીક છે, આ સિવાય સરકારી ઓફિસ અને વેપારનું એક મોટું માર્કેટ – બજાર પણ છે. જુમ્આની નમાઝ પણ શહેરની ઘણી મસ્જિદોમાં થાય છે, પરંતુ રેલવે સ્ટેશન અને બસ ડેપોની મસ્જિદમાં વધારે ભીડ થાય છે, અહીં સુધી કે મસ્જિદની બહાર કમ્પાઉન્ડમાં પણ નમાઝ અદા કરવી પડે છે, જુમ્આની નમાઝનો સમય ૧ : ૩૦ વાગ્યે નક્કી છે, મસ્જિદમાં નમાઝના સમયનું બોર્ડ લગાવેલું છે. આ સમય વરસોથી નક્કી છે, આ સમય પત્રક મુજબ આસપાસના નામાઝીઓ, જેમકે નોકરીયાતો, વેપારીઓ અને મુસાફિરો નમાઝ અદા કરે છે.

એક આલિમ સાહેબ (જેનું સ્થાન ઘણું ઊંચુ છે) જુમ્આના દિવસે બહાર ગામથી આવીને તકરીર કરે છે, એમ તો તે પહેલેથી જ બયાન કરે છે, પરંતુ આઠ – દસ વખતથી નક્કી કરેલ સમયનો ખ્યાલ રાખતા નથી અને બે વાગ્યા સુધી પોતાનું બયાન ચાલું જ રાખે છે. જેના કારણે ઘણાં લોકોને તકલીફ પડે છે, ટ્રેનમાં સફર કરનારાઓની ટ્રેન છુટી જાય છે, નોકરીયાતોથી ઓફિસના સમયની પાબંદી થતી નથી, આ વાત મસ્જિદના ટ્રસ્ટીઓ સમક્ષ મુકવામાં આવી, તો તેમણે પણ આ વાત પર ધ્યાન આપ્યું અને આલિમ સાહેબને વખતની રિઆયત કરવા બાબતે વાત કરી, પરંતુ આલિમ સાહેબ પોતાની જીદ પર છે, એક વાર જુમ્આની નમાઝમાં ૧ : ૩૫ વાગ્યે એક ટ્રસ્ટીએ ઊભા થઈને તેમને બેસી જવા માટે કહયું, તો તેઓ કહેવા લાગ્યા કે જેમને બયાન સાંભળવું ન હોય તે બીજી મસ્જિદે નમાઝ પઢી લે. ખૈર ! પછી ખુત્બો થયો, નમાઝ થઈ. તો આ ઘટના વિશે (જેનો વિગતવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે) પૂછવાની બાબતો નીચે મુજબ છે, ઉમ્મીદ છે કે વહેલી તકે જવાબ આપશો.

(૧) સમયની પાબંદી કરવી જોઈએ કે નહીં ?

(૨) શું મૌલાના (આલિમ)નું જીદ કરવું યોગ્ય છે ?

(૩) મૌલાનાનું કહેવું કે "બીજી મસ્જિદોમાં ચાલ્યા જાવ" શું યોગ્ય છે ?

(૪) આ જમાનામાં માહોલ જોતાં લાંબી લાંબી તકરીરો કરવી યોગ્ય છે ?

(૫) મૌલાનાએ છેલ્લી જુમ્આમાં રોકવા છતાં ન રોકાયા અને બયાન માટે ઊભા થયા અને બયાનમાં એ પણ કહયું કે મેં પણ આ જગ્યા માટે કુર્બાની આપી છે, તો શું આ શબ્દોનો ઉપયોગ યોગ્ય છે, શું આવતી વખતે કોઈ માણસ મસ્જિદ બનાવી આ રીતે બોલી શકે છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) આજકાલ જગતની સંપુર્ણ વ્યવસ્થા સમય પ્રમાણે ચાલે છે. આ વાતને સામે રાખી નમાઝના સમયો નક્કી કરવામાં વાંધો નથી અને જે સમય નક્કી હોય, તે સમયે નમાઝ થવી જોઈએ અને વખતની પાબંદી પણ થવી જોઈએ. ખાસ કરી બસ સ્ટેન્ડ અને રેલવે સ્ટેશન પાસેની મસ્જિદોમાં લોકો એટલા માટે નમાઝ પઢવા આવે છે કે નમાઝ પઢીને ગાડી પકડવામાં તેમને આસાની રહે, એ સિવાય અન્ય લોકો પણ નમાઝના સમય પ્રમાણે પોતાનો નિઝામ બનાવે છે. માટે નક્કી કરેલા સમયની લાપરવાહી કરવામાં ઘણાં લોકોને નુકસાન થવાનો ખતરો છે, તેથી વખતની પાબંદી એક અગત્યનું કામ છે.

પરંતુ કોઈ એક વાર કોઈ કારણસર મોડું થઈ જાય તો એના પર આંગળી ઉઠાવવી ન જોઈએ, હાં, એક સમય નક્કી થઈ ગયા પછી જાણીજોઈને વારંવાર મોડું કરવું યોગ્ય નથી.

જયારે નમાઝમાં કોઈ એવું ઉઝર પેશ આવી જાય, જેનાથી નમાઝીઓનું નમાઝમાં ધ્યાન ન લાગતું હોય તો આવા વખતે ઈમામે નમાઝ ટુંકી કરી દેવી જોઈએ, જેથી નમાઝમાં વાંધો કે હરજ ન આવે. માટે જે લોકો નમાઝ માટે આવી ગયા છે, નમાઝને નક્કી કરેલા સમયથી મોડું કરી તેમન પરેશાનીમાં નાંખવા યોગ્ય નથી. (બુખારીઃ ૧/૯૮, હદીસ નં. ૭૦૭, મુસ્લિમઃ ૧/૧૮૮, હદીસ નં. ૧૯૧–૪૭૦, મરાકીઉલ ફલાહ : ૧૩૩)

(૨) કાયમ મોડું કરવું યોગ્ય નથી અને અયોગ્ય વાત પર જીદ કરવી સારું ન કહેવાય. (અબૂ દાઉદ : ૨ / ૬૬૧, હદીસ નં. ૪૮૦૦)

(૩) પહેલેથી જ નમાઝ મોડેથી પઢવાનું નક્કી કર્યુ હોય, તેથી કોઈની નમાઝ ન છુટે અને જમાઅતમાં વધારે લોકો શરીક થઈ શકે, આવી સુરતમાં કોઈ કહે કે વહેલો સમય કેમ ન રાખ્યો ? તો કહી શકાય કે બીજી મસ્જિદમાં જઈ નમાઝ પઢી લો, પરંતુ સમય નક્કી છે, તે પ્રમાણે નમાઝીઓ આવી ગયા પછી મોડું કરવાની આદત બનાવી લેવી (એટલે કે કાયમ મોડું કરવું) અને કોઈ ધ્યાન દોરે તો તેને સામે એમ કહેવું કે "બીજી મસ્જિદમાં ચાલ્યા જાવ" બિલ્કુલ અયોગ્ય છે. આવું બોલવાથી બચવું જરૂરી છે. (સુરએ બકરહ : ૧૨૪)

(૪) લાંબુ બયાન કરવામાં કોઈ વાંધો તો નથી, પરંતુ વેહલા શરૂ કરીને

નક્કી કરેલા સમયે બંધ કરી દેવામાં આવે.

(૫) મસ્જિદ માટે કુર્બાની તો આખિરતમાં સવાબ માટે હોય છે, દુનિયા માટે નથી હોતી, એમ છતાં શરીઅતમાં ગુંજાઈશ છે કે જે માણસે કુર્બાની આપી હોય તે મસ્જિદનો મુતવલ્લી અને ટ્રસ્ટી બની શકે છે અને તેની કુર્બાનીનો ખ્યાલ કરી તેને મુતવલ્લી બનાવવો પણ જોઈએ. પરંતુ તેને નક્કી કરેલા સમયથી મોડું કરી બીજા લોકોને પરેશાની અને મુશ્કેલીમાં નાંખવાનો અધિકાર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) જુમ્આના દિવસે બયાનને જરૂરી સમજવું અને નમાઝનો સમય નક્કી હોવા છતાં મોડું કરવું

**સવાલ (૧૦૧૮) :** જુમ્આના દિવસે જરૂરી સમજી બયાન કરવું અને નમાઝનો નક્કી સમય હોવા છતાં મોડું (વિલંબ) કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાનોમાં દીનથી દૂરી સામાન્ય બાબત છે. એટલા માટે પ્રેરણા, નસીહત અને વર્તમાન પરિસ્થિતિને અનુરૂપ બયાન કરવું સમયની અગત્યની જરૂરત છે, તેના ઘણાં ફાયદા છે. તેને સામે રાખી ભારતની મસ્જિદોમાં ખુત્બાથી પહેલાં ઉર્દૂ અથવા મકામી ભાષામાં બયાન કરવાનો રિવાજ છે, જરૂરી નથી કે બયાન વગર જુમ્આની નમાઝ દુરુસ્ત નહીં થાય, મુતવલ્લી અથવા ઈમામ તકરીરને જરૂરી સમજતા હોય તો આ ગુનાહનું કામ છે, કારણ કે આ કામ મબાહ છે અને મબાહ કામને જરૂરી સમજવું, હકીકતમાં તેને તેના દરજ્જાથી આગળ વધારવું છે, જે જાઈઝ નથી. (ફત્હુલ બારી : ૨ / ૩૩૮, હદીસ નં. ૮૫૨)

નમાઝનો સમય એટલા માટે નક્કી કરવામાં આવે છે કે વિવિધ વિભાગોમાં જોડાયેલા લોકો પોત પોતાની જરૂરતોને આગળ – પાછળ કરી નક્કી સમયે નમાઝ જમાઅત સાથે અદા કરી શકે, જો જુમ્આના દિવસે લાંબી તકરીરના કારણે આ મકસદ પર અસર પડતી હોય અને મુકતદીઓની તકલીફનું કારણ બનતું હોય, તો નાજાઈઝ છે. અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે : માણસની અકલમંદી એ છે કે નમાઝને લાંબી કરે અને ખુત્બાને ટુંકો કરે.

(મુસ્લિમ શરીફ : ૧ / ૨૮૬, હદીસ નં. ૪૮ – ૮૬૯)

હઝરત મુઆઝ (રદિ.) એ એક વાર નમાઝમાં લાંબી કિરાઅત કરી, તો એક સહાબી જે ખેડૂત હતા, તેમને એનાથી દુઃખ થયું, અને નમાઝ તોડીને ચાલ્યા ગયા. બીજા દિવસે તેમણે આપ (સલ.) થી લાંબી કિરાઅત વિશે ફરિયાદ કરી, તો આપ (સલ.) એ હઝરત મુઆઝ (રદિ.) થી ફરમાવ્યું કે એ મુઆઝ (રદિ.) ! શું તમે લોકોને ફિત્નામાં નાંખવા માંગો છો ? નમાઝમાં અશકતો, વૃધ્ધો અને જરૂરતમંદો, દરેક પ્રકારના લોકો હોય છે. આ વાત આપ (સલ.)એ ત્રણ વાર ફરમાવી. (બુખારી : ૧ / ૯૭, હદીસ નં. ૭૦૧) આનાથી સાબિત થયું કે ઈમામે તમામ મુકતદીઓનો ખ્યાલ રાખવો જોઈએ.

એટલે કે જે ખતીબ આવું કરતો હોય (જેનો સવાલમાં ઉલ્લેખ છે) તો કમિટી સામે ફરિયાદ કરવી જોઈએ.

બુખારી શરીફમાં અલ્લાહના રસૂલ (સલ.)નું ફરમાન છે કે : મારું મન થાય છે કે હું લાંબી કિરાઅત કરું, પરંતુ જયારે બાળકના રડવાની અવાજ આવે છે તો હું કિરાઅતને ટુંકી કરી દઉં છું, કારણ કે બાળકના રડવાથી છોકરાની માતાને તકલીફ થાય છે, અને તે હેરાન – પરેશાન થઈ જાય છે. (બુખારીઃ ૧ / ૧૮, હદીસ નં. ૭૦૭)

એટલા માટે ઈમામ સાહેબે લાંબી તકરીર કરી મુકતદીઓને પરેશાન ન કરવા જોઈએ, જે સમય ૮ કે ૧૦ અથવા ૧૫ મિનિટનો નક્કી હોય, મસ્લિહતને સામે રાખી સમયસર તકરીર ખતમ કરી દેવી જોઈએ, અને લોકોને ફિત્નામાં પડવાથી બચાવે. એવા લોકોને બયાન અને તકરીરથી શું ફાયદો થશે જયારે કે તેને સાંભળવા માટે લોકો તૈયાર ન હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) જુમ્આની બીજી અઝાન ઈમામની સામે આપવી જોઈએ કે મસ્જિદના સહેનમાં ?

**સવાલ (૧૦૧૯) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતિયાને ઈઝામ નીચેના મસ્અલામાં કે જામેઅ મસ્જિદમાં જુમ્આની બીજી અઝાન હમેશાં ઈમામ સામે મિમ્બરની પાસે થાય છે, પરંતુ અમુક લોકોનું કહેવું છે કે આ અઝાન મસ્જિદના સહેનમાં થવી જોઈએ, મિમ્બરની પાસે અઝાન કહેવી મકરૂહે તહરીમી છે. હવે આપ જનાબથી નમ્ર ગુઝારિશ છે કે હનફી ફિકહના મસ્અલા મુજબ દલીલો સહિત સ્પષ્ટતા કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સવાલ વિશે વિવિધ ફતાવામાં વિગતે લખવામાં આવ્યું છે, ટૂંકમાં એ કે ખતીબ જયારે મિમ્બર પર બેસી જાય તો તેમની સામે બીજી અઝાન આપવામાં આવે, સતત તેના પર અમલ થતો આવ્યો છે.

واذا جلس على المنبر اذن بين يديه واقيم بعد تمام الخطبة بذلك جرى

التوارث، كذا فى البحر الرائق(આલમગીરી : ૧ / ૧૪૯)

(يؤذن) ثانيا (بين يديه) أى الخطيب (દુર્રે મુખ્તાર શામી : ૨ / ૧૬૧)

واذا صعد الامام المنبر جلس وأذن المؤذنون بين يدى المنبر بذلك جرى

التوارث (હિદાયા : ૧ / ૮૪)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) જેલમાં જુમ્આની નમાઝ અદા કરવી

**સવાલ (૧૦૨૦) :** જેલખાનામાં જુમ્આની નમાઝ અને ખુત્બો વગેરે દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેલખાનું શહેર અથવા તેની હદમાં દાખલ હોય અને જેલખાનાની મસ્જિદમાં જુમ્આની નમાઝ માટે દરેક માણસને આવવાની પરવાનગી હોય છે, જેને ઈઝને આમ (આમ પરવાનગી) કહેવામાં આવે છે, તો ત્યાં જુમ્આની નમાઝ દુરુસ્ત છે.

જો જાહેર ઈજાઝત (ઈઝને આમ) છે, પરંતુ જેલખાનું શહેર અથવા શહેરની હદમાં નથી અથવા જેલ તો શહેર અથવા શહેરની હદમાં છે પરંતુ ઈઝને આમ નથી કે જેલખાનાના વર્તુળમાં રહેનાર લોકો સિવાય બીજા લોકોને તેમાં આવવાની ઈજાઝત નથી, તો આવી જગ્યાએ જુમ્આ અદા કરવી જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૮, રદ્દુલ મુહ્તાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) જુમ્આની નમાઝ વખતે વેપાર માટે દુકાન ખુલ્લી રાખવી

**સવાલ (૧૦૨૧) :** જુમ્આના દિવસે દુકાનદાર પોતાની દુકાન ખુલ્લી રાખીને કોઈ બિન મુસ્લિમ અથવા નાબાલિગ છોકરાને સોંપી પોતે નમાઝ માટે જાય, તો આવું કરવું જાઈઝ છે કે નહીં ? તેમજ એક મુસલમાન નોકર બેનમાઝી છે, અમે તેને

નમાઝની દાવત આપીએ છીએ, પરંતુ તે નમાઝ પઢવા નથી આવતો તો નમાઝના સમયે તે નોકરને દુકાન સોંપી જવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બિન મુસ્લિમ, બાળક, બિમાર અથવા મુસાફિર અને તે લોકો જેમના ઉપર જુમ્આ ફર્ઝ નથી, તેમને જુમ્આની નમાઝના સમયે દુકાન પર બેસાડવા જાઈઝ છે, અને તેમનું વેપાર કરવું પણ જાઈઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૭૦)

જેમના પર જુમ્આની નમાઝ ફર્ઝ છે અને તે બે નમાઝી છે, તો જુમ્આના સમયે તેમનું ખરીદ – વેચાણ કરવું જાઈઝ નથી, ખરીદ અને વેચાણ કરવાથી એટલો જ ગુનેહગાર થશે જેટલો જુમ્આ છોડવાથી થાય છે, પરંતુ જુમ્આના સમયે જે સોદો કર્યો છે, તે ગુનાહની સાથે દુરુસ્ત થશે. માટે એવા માણસને દુકાન પર બેસાડવો જેના પર જુમ્આ ફર્ઝ છે તેને જુમ્આ વખતે દુકાન પર બેસાડવો જાઈઝ નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) જુમ્આના ખુત્બા દરમિયાન મસ્જિદનો ચંદો કરવો

**સવાલ (૧૦૨૨) :** જુમ્આના દિવસે જયારે ખુત્બો શરૂ થાય છે, અને લોકો ફારિગ બેઠા હોય છે, તે વખતે બે માણસ દરેક નમાઝીની સામેથી મસ્જિદના નિભાવ ખર્ચ માટે જોલી ફેરવે છે. જેમને આપવું હોય છે તે પોતાની ખુશીથી આપે છે અને જેમને આપવું નથી હોતું તેમના પર કોઈ બળજબળી નથી થતી. તો શરઈ રીતે આ કામ જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરત હોય ત્યારે માંગનારને ચંદો આપવો જાઈઝ છે, એ શરતે કે લોકોને ઓળંગવા, નમાઝીની આગળથી પસાર થવું અને બળજબરીથી માંગવું લાઝીમ ન આવતું હોય અને આ ત્યારે છે જયારે કે માંગવું ખુત્બો શરૂ થતા પહેલા હોય, ખુત્બો થતો હોય ત્યારે આ કામ કરવાની ઈજાઝત નથી, કારણ કે ખુત્બો સાંભળવો દરેક માણસ પર વાજિબ છે. ( રદ્દુલ મુહતાર અલદ્દ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૬૪, વિગતવાર જોવા માટે મહમુદુલ ફતાવા : ૮ / ૪૬૬ ઉપર જુઓ, કિતાબુલ મસાઈલ : ૧ / ૪૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن ابن عباس رضی الله عنهما : أنہ قال : إن أول جمعة جمعت بعد جمعة

فی مسجد رسول الله ﷺ فی مسجد عبد القیس بجواثی من البحرین-

**તર્જુમો :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે તેમણે ફરમાવ્યું : કે મસ્જિદે નબવી પછી સૌ પ્રથમ જુમ્આ કબીલા અબ્દે કૈસની (વસ્તી) જવાષીમાં પઢવામાં આવી, જે બહરૈનનું એક ગામડું છે. (બુખારી : ૧ / ૧૨૨ હદીસ નં. ૮૯૨)

عن عبد الرحمن بن کعب بن مالک، وکان قائد أبیہ بعد ما ذھب بصرہ، عن أبیہ کعب بن مالک، أنہ کان اذا سمع النداء یوم الجمعة ترحم لأسعد بن زرارة ، فقلت لہ : اذا سمعت النداءَ ترحمت لأسعد بن زرارة قال : "لأنہ أول من جمع بنا فی ھزم النبیت من حرة بنی بیاضة فی نقیع ، یقال لہ : نقیع الخضمات" قلت : کم أنتم یومئذ، قال : أربعون۔

**તર્જુમો :** અબ્દુર્રહમાન ઈબ્ને કઅબ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે તેમની આંખો (દ્રષ્ટિ) જતી રહયા પછી તેઓ તેમના રેહબર હતા. તેઓ કહે છે કે કઅબ બિન માલિક (રદિ.) જયારે જુમ્આના દિવસે અઝાન સાંભળતા તો અસ્અદ બિન ઝિરારત (રદિ.) માટે રહમતની દુઆ કરતા હતા. અબ્દુર્રહમાન બિન કઅબ કહે છે કે મેં તેમને પૂછયું કે શું કારણ છે કે જયારે તમે અઝાન સાંભળો છો તો અસ્અદ બિન ઝિરારત (રદિ.)ના માટે રહમતની દુઆ કરો છો ? તેમણે જવાબ આપ્યોઃ હું તેમના માટે રહમતની દુઆ એટલા માટે કરું છું કે આ તે પ્રથમ માણસ છે જેમણે અમને કબીલા બનૂ બયાઝહના હર્રહ નકીઅ અલ ખઝમાતમાં આવેલ ગામ હઝમુન્નબીતમાં જુમ્આની નમાઝ પઢાવી, મેં પૂછયું તે દિવસે તમે કેટલા લોકો હતા ? કહયું : અમે ચાલીસ માણસો હતા. (અબૂદાવૂદ : ૧ / ૧૫૩ હદીસ નં. ૧૦૬૯)

# ગામમાં જુમ્આ કાયમ કરવી

# અગત્યની સૂચના

હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ના "ગામમાં જુમ્આ કરવા બાબત" ના તમામ ફતાવાના અભ્યાસથી એ વાત સ્પષ્ટ થાય છે કે જમહૂર હનફી ઉલમાની જેમ તેમના નજીક પણ જુમ્આ કાયમ કરવા માટે શહેર – નગર મુખ્ય શરત છે. નાના ગામમાં જુમ્આ જાઈઝ નથી, જો કોઈ નાના ગામમાં જુમ્આની નમાઝ લાંબા સમયથી થઈ રહી હોય અને તેને બંધ કરવામાં ફિત્નો ઊભો થવાનો ખતરો હોય, તો હઝરત મુફતી સાહેબ (રહ.)નો દ્રષ્ટિકોણ એ છે કે તેને બંધ કરવામાં ન આવે, નમાઝ પઢી લેવામાં આવે, ઈમામ હોય, તો તે પણ જુમ્આની નિય્યતથી નમાઝ પઢાવી દે, નમાઝ થઈ જશે, અને ઝોહરની નમાઝ સાવચેતી ખાતર પઢવાની પણ જરૂરત નથી, હાં, કોઈ ગામ એકદમ જ નાનું છે કે જયાં જીવન જરૂરિયાતની વધુ પડતી વસ્તુઓ ઉપલબ્ધ ન હોય, ત્યાં ઈહતિયાતે ઝોહર (સાવચેતી) નો હુકમ આપે છે. જો આ સ્પષ્ટતાને સામે રાખવામાં આવે તો આગળના પેજના અમુક ફતાવાથી ઉદભવતા પ્રશ્નો ઈન્શાઅલ્લાહ દૂર થઈ જશે.

એ પણ યાદ રહે કે હઝરત મુફતી સાહેબ (રહ.)એ ગામમાં જુમ્આ કાયમ કરવા બાબતે મધ્યમ માર્ગીય કોલ (મંતવ્ય)ને અપનાવ્યો છે, અકાબિર ઉલમામાં મુફતીએ આ'ઝમ હઝરત મુફતી કિફાયતુલ્લાહ દહેલ્વી (રહ.)ના મંતવ્યને પ્રધાન્ય આપે છે. અનેક જગ્યાએ પોતાના ફતાવામાં તેમની રાયને નકલ પણ ફરમાવે છે, સાથે જ આ પણ લખે છે કે અમુક વિસ્તારોમાં ઘણા લોકો (જે હકીકતમાં ખરાબ કૃત્યોના શિકાર છે) જુમ્આ કાયમ કરવાને કારણે જ દીન સાથે પોતાનો સંબંધ મહસૂસ કરે છે, તે દિવસે નહાય છે, ઝિક્ર – અઝકારનો એહતિમામ કરે છે અને પોતાનું મુસલમાન હોવું મહસૂસ કરે છે અને ધીરે ધીરે પાબંદ બની જાય છે, એટલા માટે જે ગામોમાં જુમ્આ થાય છે, તેને બંધ કરવામાં ન આવે. (જુઓ : રવિન્દ્રામાં જુમ્આ)

આ જ વાત અકાબિર ઉલમામાં હઝરત મુફતી કિફાયતુલ્લાહ દહેલ્વી (રહ.) અને વર્તમાન જમાનાના માનનીય ફકીહ હઝરત મવલાના ખાલિદ સૈફુલ્લાહ રહમાની (દા.બ.)ના ફતાવામાં પણ મળે છે.

**મુજતબા હસન કાસિમી**
ખાદિમ ઈફતા વિભાગ :
દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા, ભરૂચ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# ગામમાં જુમ્આ કાયમ કરવી

## (૧) નાના ગામમાં જુના જમાનાથી જુમ્આ પઢવામાં આવતી હોય તો ?

**સવાલ (૧૦૨૩) :** શું ફરમાવે છે કે ઉલમાએ દીન અને મુફતીયાને ઈઝામ આ મસ્અલામાં કે :

એક ગામમાં જુમ્આ શરઈ એતિબારથી દુરુસ્ત થતી નથી, પરંતુ લોકો જુના જમાનાથી જુમ્આ અદા કરતા આવ્યા છે, અને ઈમામ સાહેબ નફલ નમાઝની નિય્યત કરે છે, તો મુકતદીઓની નમાઝ અદા થશે કે નહીં ? અમુક લોકો જુમ્આના બદલે ઝોહર પઢે છે. તો તેમાંથી કોઈને નમાઝની જવાબદારી સોંપવામાં આવે અને તે જુમ્આની નમાઝ પઢાવે તો નમાઝ થશે કે નહીં ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસલકમાં નાના ગામમાં જુમ્આ પઢવી જાઈઝ નથી. જુમ્આ પઢવાથી ઝોહરની જવાબદારી અદા થશે નહીં, જે લોકો ઝોહર પઢે છે તે બરાબર કરે છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર : ૨ / ૧૩૭)

ઈમામ સાહેબની જવાબદારી છે કે સાચો મસ્અલો લોકોને હિકમત સાથે સમજાવી તેમને જુમ્આ ન પઢવાની તાકીદ કરે, કુર્આને મજીદમાં છે :

اُدْعُ اِلٰى سَبِيْلِ رَبِّكَ بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ وَجَادِلْهُمْ بِالَّتِىْ هِىَ اَحْسَنُ

(હે નબી સલ. !) તમે તમારા પરવરદિગારના માર્ગ તરફ સચોટ વાતો (દલીલો) સમજાવીને અને ભલી નસીહત સંભળાવીને બોલાવો તેમજ એવી રીતે તેઓની સાથે વાદવિવાદ કરો જે બહેતર હોય. (સૂરએ નહલ : ૧૨૫) પરંતુ જે લોકો માનવા જ તૈયાર ન હોય, તો જુમ્આની નિય્યતની જુમ્આ પઢાવે. ઈમામની જવાબદારી અદા થઈ જશે. (અબૂ દાઉદ : ૧ / ૧૫૩ હદીસ નં. ૧૦૬૯)

પરંતુ જુમ્આ બંધ કરવા બાબતે ઝઘડો કરવાની પરવાનગી નથી, લડાઈ –

ઝઘડા કરવો હરામ છે, નફલની નિય્યતથી જુમ્આની નમાઝ પઢાવવી અને પછી પોતાની રીતે ઝોહર પઢવી કોઈ પણ સંજોગોમાં જાઈઝ નથી, કારણ કે આ રીતે મુકતદીઓને દગો આપવો અને તેમની નમાઝને ફાસિદ – ખરાબ કરવી ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ગામમાં જુમ્આ જાઈઝ ન હોવાની દલીલો

**સવાલ (૧૦૨૪) :** જુમ્આ કાયમ કરવામાં જયાં બીજી શરતો છે, ત્યાં બે વિશેષ શરતો : " સુલતાનનો વજુદ" અને "મિસ્રે જામેઅ" સુલતાનની શરત તો આપણા દેશમાં નથી, આ કારણે તમામ મુફતીયાને કિરામે ફતવો આપવામાં આ શરતને સામે રાખી નથી. રહી "મિસ્રે જામેઅ" ની શર્ત તો તેમાં વિગત છે અને તેની તફસીલ (ખુલાસા)માં વિવિધ કથનો છે, જે નીચે પ્રમાણે છે:

(૧) મિસ્રથી મુરાદ તે જગ્યા છે, જયાં સજાઓ ઉપર અમલ થતો હોય. (૨) એટલું મોટું ગામ હોય કે આખું ગામ તે મસ્જિદમાં ન આવી શકે. (૩) જયાં દસ હજાર માણસો રહેતા હોય. (૪) જયાં દરેક ધંધા અને કલાવાળા માણસો (કારીગરો) રહેતા હોય. (૫) જયાં અમીર મૌજૂદ હોય. (૬) જયાં ૫૦૦૦ આઝાદ માણસો રહેતા હોય. (૭) જેમાં મૃત્યુ અને જન્મથી વધારો – ઘટાડો ન જણાતો હોય. (૮) જયાંના લોકોને મુશ્કિલથી ગણી શકાતા હોય. (૯) જયાં દુશ્મન સાથે મુકાબલા વખતે કોઈની મદદ ન લેવી પડે. (૧૦) જે વસ્તીમાં ૧૦૦ માણસો મુકીમ હોય. વગેરે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૫૯– ૨૬૦)

હવે તમે જ બતાવો કે આપણે મિસ્ર (ગામ) ની વ્યાખ્યા શું કરીએ.

કુર્આનની આયતો જુમ્આ વિશે કેદ વગરની છે, ત્યાં શરતનું વર્ણન કરવામાં આવ્યું નથી, અને તે હદીસો જે આયતે કરીમાનો ખુલાસો છે, તેમાં અમુક લોકો (મુસાફિર , ઔરત અને નાના છોકરાઓ)ની બાદબાકી કરી છે. પરંતુ ગામને અલગ કરવામાં આવ્યું નથી. તેથી હદીસમાં છે કે :

(١) الجمعة حق واجب الحديث (ابوداؤد) (٢) من كان يؤمن بالله واليوم الآخر فعليه الجمعة الحديث ( مشكوة) (٣) الجمعة واجبة على كل قرية الحديث (دار قطنى) (٤) ان اول جمعة جمعت بعد جمعة فى مسجد رسول

الله ﷺ فی مسجد عبد القیس (بخاری ، ابوداؤد)

અને ઘણા સહાબા (રદિ.)ના આષાર (રિવાયતો) માં પણ "મિસ્રે જામેઅ"ની શર્ત નથી. (૧) અષરે હઝરત ઉમર (રદિ.) (ફત્હુલ બારી : ૧ / ૪૮૬) (૨) અષરે અબૂ ઝર (રદિ.) (કબીરી : ૫૧૨) (૩) અષરે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) (ફત્હુલ બારી : ૧ / ૪૮૬) આ સિવાય પણ આષારે સહાબા (રદિ.) આ વિશે છે. જેમાં મિસ્રે જામેઅની શરત નથી, હઝરત અલી (રદિ.)ના સિવાય. કે તેઓ ફરમાવે છે لاجمعة ولاتشریق الا فی مصر جامع પરંતુ સવાલ એ છે કે આ અષરે હઝરત અલી (રહ.)માં સંપૂર્ણ ના હોવાની (લા નફી કમાલની) પણ સંભાવના છે. અને કમા હક્કહુ અદા થવાની નફીથી મુત્લક ના કહેવું જરૂરી નથી.

તો પછી શું કારણ છે કે આયતે કરીમા સામાન્ય હોવા છતાં, હદીસોમાં મિસ્રની સ્પષ્ટતા ન હોવા છતાં અને આષરે સહાબા રદિ. ની રિવાયતોમાં વિરોધાભાસ હોવા છતાં આ અષરે અલી (રદિ.)ને જરૂરી સમજવામાં આવે છે અને નાના ગામડાઓમાં જુમ્આ કાયમ કરવાની આપણા મુફતીઓ મનાઈ કરે છે. જો "મિસ્રે જામેઅ"ની શર્ત એટલી જ જરૂરી હતી તો શારેઅ (અલૈ.)એ અમુક લોકોની બાદબાકી સાથે તેની પણ કેમ સ્પષ્ટતા કરી નથી, અને તેને બાદબાકીમાં શામેલ કેમ ન કરી લીધી. તેમનું શામેલ ન કરવું અને ઘણા સહાબા (રદિ.)ના આષારના વિરોધાભાસથી તો એમ લાગે છે કે અષરે હઝરત અલી (રદિ.) માં "લા" સ્પષ્ટ ના (નફીએ કમાલ) સમજી બીજી હદીસો અને અસરોમાં સરખાવામાં આવે, અને જુમ્આનો કયામ શહેર અને ગામ દરેક જગ્યાએ આમ થાય. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. આ સવાલનો જવાબ વિગતથી આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફિકહ કુર્આન, અહાદીષ, ઈજમાએ ઉમ્મત અને શરઈ કયાસ પર આધારિત છે, જુમ્આ ફર્ઝ હોવા બાબતે કુર્આનમાં છે :

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا نُوْدِيَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ فَاسْعَوْا اِلٰى ذِكْرِ اللّٰهِ وَذَرُوا الْبَيْعَ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ۝٩

**તર્જુમો :** (હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્અહના દિવસે (જુમ્અહની) નમાઝ માટે ....અઝાન કહેવામાં આવે તો તમે અલ્લાહની યાદ (ખુત્બા અને નમાઝ) તરફ

ઉતાવળે ચાલી નીકળો અને વેપાર (ધંધો) છોડી દો; જો તમે સમજતા હો તો એ જ તમારા માટે બહેતર છે.) (સૂરએ જુમ્આ : ૯)

ફુકહાએ વિચાર્યુ કે આ જુમ્આના ફરીઝાને અલ્લાહના રસૂલ (સલ.) અને સહાબએ કિરામ (રદિ.)એ કયાં અદા કર્યો અને આપ (સલ.) એ કયાં અદા કરવાનો હુકમ આપ્યો અને શું નાના ગામ અને જંગલમાં જુમ્આ જાઈઝ છે ? તો આ બાબતે મુખ્ય હદીસો તેમની સામે આ હતી :

(١) ماروی عن النبی ﷺ : قال : لا جمعة ولاتشريق إلا فی مصر جامع

(٢) وعن علی رضی الله عنہ : لا جمعة ولاتشريق ولافطر ولا أضحی إلا فی مصر جامع

(٣) عن ابن عباس رضی الله عنهما قال : أول جمعة جمعت، بعد جمعة جمعت فی مسجد رسول الله ﷺ، فی مسجد عبد القيس بجوائی يعنی قرية من البحرين

અને બદાઈઉસ્સનાઈઅમાં છે :

وكذا الصحابة رضی الله عنهم فتحوا البلاد ومانصبوا لمنابر إلا فی الأمصار فكان ذلک إجماعامنهم أن المصر شرط

જો જુમ્આનો હુકમ સામાન્ય હોત, તો ગામ અને જંગલમાં પણ જુમ્આ અદા કરવાનો હુકમ હોત અને અલ્લાહના રસૂલ (સલ.) અને સહાબા (રદિ.) ત્યાં જુમ્આ અદા કરવાનો હુકમ ફરમાતા, પરંતુ એવું થયું નથી. સ્પષ્ટ થયું કે અલ્લાહના રસૂલ (સલ.) એ તેને મર્યાદિકત ફરમાવ્યું છે. તેમજ સહાબા (રદિ.) ના ગેર મુદરિક બિલ કયાસ (તર્ક આધારિત) કથનોને હદીસનો હુકમ આપવામાં આવ્યો છે, અને સહાબાની રિવાયતો (આષાર)થી માલૂમ થાય છે કે જુમ્આ શહેરમાં દુરુસ્ત છે.

અને જે રિવાયતોમાં આ છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ જવાષા (અથવા જુષાઅ) બેહરેનના ગામમાં મદીના પછી જુમ્આ અદા કરી હતી, તો કરીયહ (ગામ) શબ્દોનો ઉપયોગ શહેર માટે પણ કરવામાં આવ્યો છે :

وَقَالُوْا لَوْلَا نُزِّلَ هٰذَا الْقُرْاٰنُ عَلٰى رَجُلٍ مِّنَ الْقَرْيَتَيْنِ عَظِيْمٍ

તો કરયતૈન નો શબ્દ અહીં મક્કા અને તાઈફ માટે ઉપયોગ થયો છે, જે શહેર અને કિલ્લો પણ હતો. (માટે કરીયહનો શબ્દ લઈને ગામમાં જુમ્આ સાબિત કરી શકાતી

નથી. )

" સહાબએ કિરામ (રદિ.) મિમ્બરોને માત્ર શહેરોમાં જ કાયમ કરતા હતા" આ પણ એ વાતનો પુરાવો છે કે નાના ગામમાં જુમ્આ દુરુસ્ત નથી, જુમ્આ માટે શહેર અથવા કસ્બાનું હોવું જરૂરી છે, એ જ કારણે હનફી મસલકમાં તેણે જરૂરી ઠેરવવામાં આવ્યું છે.

ઉપરાંત એટલા માટે પણ કે ઝોહરની ફરઝીયત ચોક્કસ પણે સાબિત છે, તેને છોડી શકાતી નથી, ચોક્કસ પુરાવાથી જ અને શહેરમાં ઝોહર છોડીને જુમ્આની અદાયગી વિશે સ્પષ્ટતા વારિદ થઈ છે, દેહાત (ગામ) વિશે નથી. માટે કરિયહ અને દેહાત (ગામ)માં ઝોહર છોડી જુમ્આ અદા કરી શકાશે નહીં, અને તમે લખ્યું છે કે અમુક સહાબાથી મિસ્ર (મોટું શહેર)ની કેદ સાબિત નથી. પરંતુ વિચારો કે રસૂલ (સલ.) નો અમલ અને સહાબા (રદિ.) નો અમલ શું છે ? બદાઈઅના શબ્દો પર વિચારો કે :

فكان ذلک اجماعًا منهم على أن المصر شرط

(બદાઈઉસ્નાઈઅ : ૧ / ૨૫૯)

અને આપે બયાન કરેલ રિવાયતો (૧) ـــــ الجمعة حق واجبة (૨) من كان الجمعة واجبة على كل قرية (૩) يومن بالله واليوم الآخر فعليه الجمعة ـــــ અને (૪) فی مسجد عبد القيس વાળી હદીસોમાં કરિયહથી મુરાદ શહેર છે, અને કરીયહ "બહરૈન" શહેર જ હતું. (જેવું કે પ્રખ્યાત છે) માટે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ની નજીક જુમ્આ શહેરમાં અદા કરવી પડશે, ગામમાં જાઈઝ નથી, તો ઉપરોકત ખુલાસાથી હઝરત અલી (રદિ.) ની રિવાયતમાં "લા" સંપૂર્ણ નકારનો નથી, બલકે નકાર સિહત (દુરુસ્ત હોવા) નો છે.

આ સિવાય શિઆર (પ્રતિક–નિશાની)ને દરેક જગ્યાએ અદા કરવાથી શિઆર (પ્રતિક)ની પ્રતિષ્ઠા જળવાતી નથી, કારણ કે અમુક શિઆર એવા છે, જે ખાસ જગ્યા, ખાસ વખત અને ખાસ ઉમરમાં જ અદા કરવામાં આવે છે, માટે જુમ્આને "જે ઈસ્લામનું પ્રતિક" છે મોટા શહેરમાં જ અદા કરવાથી તેની અઝમત – પ્રતિષ્ઠા બાકી રહેશે જેનો અંદાજો તમે અમલ કરવાથી લગાવી શકો છો, બલકે આ પ્રતિક (શિઆર)નો તકાઝો આ છે કે ગામના લોકો શહેરમાં જઈને એકતા

(ઈજતિમાઈય્યત)નો સુબૂત આપે.

ولأن الجمعة من أعظم الشعائر فتختص بمكان اظهار الشعائر وهو المصر

અને મિસ્રની વ્યાખ્યામાં અમુક કથનો છે : પરંતુ રાજેહ કથન ઉર્ફ અને મહાવરાનું છે. (એટલે શહેર તરીકે પ્રખ્યાત હોય તો તે શહેર છે.) જેવું કે સાહિબે બદાઈઅ તમામ કથનો વર્ણન કર્યા પછી લખે છે. (બદાઈઅ : ૧ / ૨૦૬)

અને જુમ્આ દુરુસ્ત થવા માટે શરતો માત્ર ઈમામે આ'ઝમ (રહ.)ને ત્યા નહી, બલકે બીજા ઈમામોએ પણ જુમ્આ સહીહ હોવા માટે અમુક શરતો રાખી છે. ઉમ્દતુલ કારીમાં છે :

واختلف العلماء فى الموضع الذى تقام فيه الجمعة، فقال مالك : كل قرية فيها مسجد أو سوق فالجمعة واجبة على أهلها، ولا يجب على أهل العمود وإن كثروا؛ لأنهم فى حكم المسافرين وقال الشافى وأحمد : كل قرية فيها أربعون رجلا احرار بالغين عقلاء مقيمين بها لا يظعنون عنها صيفا ولا شتاء الا ظعن حاجة، فالجمعة واجبة عليهم، وسواء كان البناء من حجرأو خشب أو طين أو قصب أو غيرها، بشرط أن تكون الأبنية مجتمعة، فإن كانت منفرقة لم تصح، ومذهب أبى حنيفة ، لاتصح الجمعة الا فى مصر جامع أو فى مصلى المصر، ولا تجوز فى القرى، وتجوز فى منى اذا كان الأمير الحاج، أو كان الخليفة مسافرا، وقال محمد : لا جمعة ولا تصح بعرفات فى قولهم جميعا، وقال أبو بكر الرازى فى كتابه ( الأحكام) : فتفق فقهاء الأمصار على أن الجمعة مخصوصة بموضع لا يجوز فعلها فى غيره؛ لأنهم مجتمعون على أنها لا تجوز فى البوادى، ومناهل الأعراب، وذكر ابن المنذر عن ابن عمر أنه كان يرى على أهل المناهل ولمياه أنهم يجمعون (عمدة القارى شرح صحيح البخارى :٦/١٨٧)

અને માશાઅલ્લાહ તમે આલિમ છો, આશા છે કે બધી બાબતો હલ થઈ ગઈ હશે. પરંતુ અજ્ઞાનતાનો માહોલ છે, દરેક ગામમાં પક્ષબંધીનો માહોલ છે, એટલા માટે લોકોને મસ્અલો સમજાવી દેવામાં આવે. તેમ છતાં જુમ્આ માટે આગ્રહ કરે, તો જુમ્આ પઢાવી દો, અને ઝોહરને પણ પઢી લેવાનું કહો. જેથી ઝોહર માથે વાજિબ ન રહે, અને ફિત્નો – ફસાદ ઊભો થાય એવું કોઈ કામ ન કરે. તેનો ખાસ ખ્યાલ રાખે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩)નાના ગામમાં જુમ્આ અને ગામ લોકોની તેમાં શિર્કત

**સવાલ (૧૦૨૫) :** સાતેજા ગામમાં નવી મસ્જિદ બનાવતી વખતે તેમાં જુમ્આ અને ઈદોની નમાઝ પઢવાની નિય્યત કરી, તો તેમાં જુમ્આ અને ઈદોની અદાયગી દુરુસ્ત થશે કે નહીં ? ધ્યાનમાં રહે કે દર્શાવેલ ગામ "સાતેજા" એક મોટું ગામ છે, જીવન જરૂરિયાતની દરેક વસ્તુ ત્યાંથી મળી જાય છે. તેમજ આ ગામની આજુબાજુ બીજા ત્રણ ગામડાં પણ છે, જે બિલ્કુલ પાસે પાસે છે, આશા છે કે આ ગામડાઓના લોકો પણ જુમ્આ પઢવા આવશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"સાતેજા" જો કસ્બો (મોટું ગામ) છે, જેવું કે સવાલમાં વર્ણન છે, તો ત્યાં જુમ્આ અને ઈદની નમાઝ જાઈઝ છે અને આ નિય્યતથી મસ્જિદ બનાવવાથી સવાબ મળશે. આસપાસના નાના ગામડાના લોકો પર જુમ્આ ફર્ઝ નથી, પરંતુ જો તેઓ "સાતેજા" આવી જુમ્આની નમાઝ પઢી લે, તો નમાઝ દુરુસ્ત થઈ જશે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ચાર હજારની વસ્તીમાં જુમ્આ કાયમ કરવાનો હુકમ

**સવાલ (૧૦૨૬) :** અમારે ત્યાં લગભગ ત્રણથી ચાર હજારની વસ્તી છે. તો શું જુમ્આની નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં ? અને જુમ્આ જાઈઝ હોવા માટે કેટલી વસ્તીનું હોવું જરૂરી છે ? અને તેની શરતો શું છે ? વિગતવાર જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શહેર, કસ્બા અથવા મોટું ગામ, જ્યાં જીવન જરૂરિયાતની વસ્તુઓ મળી જતી હોય, ત્યાં જુમ્આ પઢવી વાજિબ છે. જુમ્આ જાઈઝ હોવા માટે નગર હોવું

શરત છે, વસ્તીની કોઈ ખાસ સંખ્યા નક્કી નથી, આ બાબતે વિવિધ કથનો લખ્યા છે. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૩ / ૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નાના ગામડાંમાં જુમ્આના દિવસે ઝોહરની નમાઝ પઢવી

**સવાલ (૧૦૨૭) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતિયાને કિરામ નીચેના મસ્અલામાં કે :

એક નાનું ગામ છે, જયાં જુમ્આની નમાઝ જાઈઝ નથી ; પરંતુ ત્યાંના લોકો જુમ્આ પઢે છે, ત્યાં દારૂલ ઉલૂમ પણ છે, સવાલ એ છે કે જો દારૂલ ઉલૂમના ઉસ્તાદો અને તલબા પોતાની બધી નમાઝો ઈદારામાં અદા કરતા હોય, જુમ્આના દિવસે ઝોહરની નમાઝ પઢતા હોય અને સતત કેટલીયે જુમ્આ સુધી લોકો નજીકના શહેર અથવા નગર (કસ્બા) માં ન જાય, તો આ લોકો નીચે દર્શાવેલ હદીસોમાં શામેલ થશે કે નહીં ?

عن ابی الجعد الضمری، وکانت لہ صحبۃ، ان رسول اللہ ﷺ قال : من ترک ثلاث جمع تھاونابھا، طبع اللہ علی قلبہ

**તર્જુમો :** હઝરત અબૂ જઅદ ઝમરી (રદિ.) રિવાયત કરે છે કે નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ માત્ર આળસ ખાતર ત્રણ જુમ્આ છોડી દેશે, તો અલ્લાહ તઆલા તેના દિલ પર મહોર (સિક્કો) મારી દેશે.

(અબૂ દાઉદ : ૧ / ૧૫૧, હદીસ નં. ૧૦૫૨)

عن ابن عباس ؓ: أن النبی ﷺ قال : من ترک الجمعة من غیر ضرورة کتب منافقا فی کتاب لا یمحی ولا یبدل، وفی بعض الحدیث : ثلاثا

**તર્જુમો :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.) નું ફરમાન છે : જે માણસ કોઈ કારણ વગર જુમ્આની નમાઝ છોડી દે, તે માણસ (નું નામ) એવી કિતાબમાં મુનાફિક લખી દેવામાં આવે છે, જે કયારેય મિટાવી શકાશે નહી અને કયારેય બદલી શકાશે નહીં અને અમુક રિવાયતોમાં છે કે જે માણસ ત્રણ જુમ્આ છોડી દે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાનું ગામ જયાં જુમ્આ વાજિબ ન હોય, પરંતુ પહેલેથી જ પઢવામાં આવે છે,

તો જાઈઝ છે, જે લોકો જુમ્આ પઢી લેશે, તેમની જુમ્આ દુરુસ્ત છે, અને જે લોકો તેને નાજાઈઝ સમજીને ઝોહર પઢે છે, તે પણ ગુનેહગાર નથી.(કિફાયતુલ મુફતીઃ ૩/ ૧૮૯)

હદીસ શરીફનો મતલબ છે કે જુમ્આ ફર્ઝ હોવા છતાં જો કોઈ તેને છોડી દે, તો તે માણસ વઈદ (સજા) ને પાત્ર છે, જો આળસ અને સુસ્તીથી છોડી દે, તો નિફાકની મહોર (સિક્કો) વાગી જશે. જુમ્આની નમાઝને હલકી સમજવી અથવા તેની ફરઝીયતના ઈન્કારને કારણે છોડે છે તો કુફની મહોર વાગી જશે. એટલે દિલ બદલી દેવામાં આવશે. (કવકબુદ્દુર્રિ : ૧ / ૧૯૮)

જે લોકો મદ્રસામાં ઝોહરની નમાઝ પઢે અને સતત કેટલીય જુમ્આ પઢવા માટે ન જાય તો પણ તે લોકો ઉપરોકત વઈદના હકદાર નહીં થાય, એટલા માટે કે જુમ્આ તેમના પર વાજિબ જ નથી. પરંતુ ગામ કોઈ શહેરની હદમાં દાખલ હોય અથવા શહેરની હદ એટલી મળેલી હોય કે શહેરથી અઝાનની અવાજ ત્યાં સુધી પહોંચતી હોય, અથવા ઝવાલ પછી પગપાળા ચાલી જુમ્આમાં શિર્કત કરી સાંજ થતા પહેલા પરત ઘરે આવી શકતા હોય, તો આવા ગામવાળાઓ પર અમુક ફુકહાની નજીક શહેરમાં જુમ્આ પઢવી જરૂરી છે, પરંતુ દુરુસ્ત એ છે કે ઈમારતો જો શહેરની બહાર હોય, તો જુમ્આ માટે શહેરમાં જવું જરૂરી નથી, જો જાય તો બહેતર છે. (શામી : ૨ / ૧૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ચાર હજારની વસ્તી ધરાવતા ગામમાં જુમ્આ

**સવાલ (૧૦૨૮) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે અમારા ગામમાં જુમ્આની નમાઝ થાય છે, તેની કુલ વસ્તી ચાર હજાર છે, તેમાં મુસલમાનોના દસ મકાન છે, જેમાં મુસલમાનોની વસ્તી ૬૦ જેટલી છે. ગામમાં બજાર પણ છે, દુકાનો વગેરે પણ છે, પંચાયત પણ છે, પોષ્ટ ઓફિસ પણ છે, દવાખાનુ છે, મસ્જિદ નથી, એક ઝૂંપડી છે, જેમાં લોકો પાંચ વખતની નમાઝ પઢે છે, ત્યાં જુમ્આની નમાઝ પણ થાય છે, પરંતુ ગામથી પાંચ કિ.મી. દુર એક શહેર એટલે કસ્બો છે, જયાં બે મસ્જિદો છે, આવી હાલતમાં અમે ગામમાં જુમ્આ અદા કરી શકીએ કે નહીં ? અને ઈદૈનની નમાઝ અદા કરી શકીએ છીએ કે નહીં. (પચ્ચીસ વર્ષ પહેલા પોલીસ ચોકી પણ હતી, અત્યારે નથી.)

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ મસ્અલામાં (કે તમારા ગામની વસ્તી ચાર હજાર છે, જીવન

જરૂરિયાતની વધુ પડતી વસ્તુઓ મળી જાય છે, દવાખાનું અને પોષ્ટ ઓફિસ છે અને બજાર પણ ભરાય છે.) જુમ્આની નમાઝ જાઈઝ છે. (બહરુર્રાઈક : ૨ / ૨૪૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫) કોશિશ કરી ઝૂંપડીની જગ્યાએ ઈંટોથી પાકી મસ્જિદ બનાવી લો, (બુખારી શરીફ : ૧ / ૬૪ હદીસ નં. ૪૫૦, મુસ્લિમ શરીફ : ૧ / ૨૦૧, હદીસ નંબર : ૨૪ – ૫૩૩) તમે ઝૂંપડી પાંચ વખતની નમાઝ અદા કરવા માટે બનાવી છે, તેમાં નમાઝ અદા કરી શકો છો, નમાઝ માટે પાકી મસ્જિદનું હોવું જરૂરી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૪૫૫, રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૪ / ૩૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) રવિદ્રામાં જુમ્આ

**સવાલ (૧૦૨૯) :** અમારા ગામ રવિદ્રામાં પહેલા જુમ્આની નમાઝ પઢવામાં આવતી હતી, લગભગ ઈ.સ. ૧૯૮૫ થી જુમ્આની જગ્યાએ ઝોહરની નમાઝ પઢવામાં આવે છે, પરંતુ યાદ રહે કે આ જ ગામમાં ઈદની નમાઝ હજુ સુધી થાય છે. આ બાજુ બન્ને ગામો (રવિદ્રા અને કરમાલી) ના અમુક લોકોને પોત પોતાના ગામમાં રહી જુમ્આ પઢવાનો શોખ છે અને તેનું કારણ એ છે કે ગત વરસોના મુકાબલામાં વર્તમાન પરિસ્થિતિમાં ખૂબ જ પરિવર્તન આવ્યું છે.

રવિદ્રા અને કરમાલીને જોડનાર ૨૦ ફુટનો માર્ગ બન્ને ગામોને અલગ કરે છે. નહીં તો બન્ને ગામો એક જેવા જ છે, અજાણ માણસ આવશે તો તે બન્ને ગામોને એક જ સમજશે, બન્ને એક જ ગામ હોવાના બીજા પણ ઉદાહરણો છે, દા.ત. બન્ને ગામના મદ્રસાઓ અને ખાસ કરી દારૂલ ઉલૂમ કરમાલીનો હોવા છતાં રવિદ્રાની હદમાં છે, અને કરમાલીમાં પાંચમું ધોરણ પછી આગળની તાલીમ માત્ર રવિદ્રામાં છે, એ જ રીતે પોષ્ટ ઓફિસ અને પી.સી.ઓ અને હોસ્પિટલ રવિદ્રામાં છે.

ગામની વસ્તી કેટલી છે ? તેની વિગત નીચે પ્રમાણે છે :

રવિદ્રામાં કુલ ૧૬૨૩ લોકો વસે છે, જેમાં ૮૦૧ પુરુષો અને ૮૨૨ સ્ત્રીઓ છે. અને કરમાલી ગામમાં કુલ ૧૦૮૨ લોકો છે, જેમાં ૫૪૨ પુરૂષો અને ૫૪૦ સ્ત્રીઓ છે અને સાથે જ રવિદ્રા ગામમાં "મદની "દારૂત્તરબીયત" નામનો એક "દારૂલ ઉલૂમ" છે, અને સાથે સાથે ગામમાં બે મકતબ પણ છે, તેમાં માત્ર રવિદ્રાના મકતબમાં ૩૦૦ બાળકો તાલીમ લે છે જેમાં ૧૩ ઉસ્તાદો તાલીમ આપી રહયા છે, રવિદ્રાની શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા ૩૩૫ છે અને ૮ શિક્ષકો છે, અને કરમાલીની શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા.... છે અને ૪ ઉસ્તાદો છે, ઉપરાંત

છોકરીઓનો મદ્રસો પણ ગામમાં છે, બે વોટર વર્કસ પણ છે, ઘંટીઓ પણ છે, રવિદ્રા મદ્રસાના ભાડૂતી લગભગ ૨૪ મકાનો પણ છે. કરમાલી ગામમાં લગભગ ૧૨ મકાનો ભાડૂતી છે, રવિદ્રા ગામમાં જીવન જરૂરિયાતની બધી ચીજ વસ્તુઓ મળે છે, શહેરના ભાવ પ્રમાણે અથવા તેના ઓછા – વધતા ભાવે જરૂરિયાતની સાધન – સામગ્રી ઉપ્લબ્ધ છે, રવિદ્રાની શાળામાં ધોરણ ૭ સુધી શિક્ષણ આપવામાં આવે છે. જેમાં બીજા ગામના છોકરાઓ પણ આવે છે, ગામમાં બે ડોકટર છે, જેમાંથી એક ૨૪ કલાક ગામમાં જ સેવા આપે છે. સરકારી દવાખાનું અને પશુઓનું દવાખાનુ પણ છે, રવિદ્રા અને કરમાલીની બધી દુકાનો મળી ૫૧ દુકાનો છે, (મને ૫૧ દુકાનો અને દર્શાવેલ વસ્તુઓમાંથી અમુકમાં શંકા છે, બની શકે છે કે ફતાવા નકલ કરનારથી ભૂલ થઈ હોય. મુજતબા કાસ્મી)

ગામમાં લાયબ્રેરી પણ છે અને મુફતીઓ પણ છે અને જમાનાની માંગણી મુજબ કોમ્પ્યુટરાઈઝ ફોન વગેરની પણ વ્યવસ્થા છે, તેનાથી વિશ્વના ખુણે ખુણે વાતો પહોંચાડી શકાય છે.

ખેતી માટે (ગામના વધુ પડતા લોકો ખેડૂત હોવાથી) ખેડૂતોની જરૂરતની વસ્તુ – સાધન – સામગ્રી પણ ગામમાં ઉપલબ્ધ છે, પોલ્ટ્રી ફાર્મ, કસાઈ, ગામમાંથી શહેર જવા માટે દરેક પ્રકારની બસો અને ઓટો રિક્ષા પણ છે અને વિજળીની પણ વ્યવસ્થા છે.

આ બધી વાતોને સામે રાખી શરીઅતની દ્રષ્ટિએ અમે લોકો ગામમાં જુમ્આની નમાઝ પઢવા ઈચ્છીએ છીએ, તેનાથી ગામના મુસલમાન ભાઈઓના દિલોમાં જુમ્આના દિવસની અને જુમ્આની નમાઝની એહમિયત પેદા થાય, તો અમારા માટે જુમ્આની નમાઝ પઢવી સહીહ અને દુરુસ્ત થશે કે નહીં.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસ્લક પ્રમાણે નાના ગામમાં જુમ્આની નમાઝ જાઈઝ નથી, મોટા ગામડાઓમાં અને કસ્બામાં જાઈઝ છે. હનફી મસ્લક પ્રમાણે ગામની વસ્તીની કોઈ હદ નક્કી નથી, પરિસ્થિતિને અનુરૂપ ગામ અને કસ્બા (નગર) ની પરિસ્થિતિ બદલાતી રહે છે, પહેલાના જમાનામાં કસ્બો આજના એતિબારથી મોટા ગામ જેટલો હતો, એટલા માટે જુમ્આના જે નિયમો છે, તેની રિઆયત કરી જુમ્આ બાબતે થોડી નરમી અપનાવવી બહેતર છે. હનફી મસ્લકની શરતો ઘણી જગ્યાએ બંધ બેસતી નથી, એટલા માટે જુમ્આ બાબતે મારો મત નરમીનો છે અને મુફતીએ

આ'ઝમ હઝરત મૌલાના કિફાયતુલ્લાહ (રહ.)ના ઘણા ફત્વાથી પણ આ જ ખુલાસો નીકળે છે.

મારા અનુભવ પ્રમાણે મુસલમાન જુમ્આના દિવસે ગુસલ કરે છે અને પાકી હાસિલ કરવાનો ખાસ પ્રબંધ કરે છે, સ્ત્રીઓ અને બાળકો પણ પાકી હાસિલ કરવાનો ખૂબ જ એહતિમામ કરે છે અને જુમ્આની અઝમતને લીધે ઝિક્ર અને તિલાવત કરે છે અને જે લોકો મસ્જિદથી દૂર રહે છે, શરીર અને કપડાની પાકીની જેમને કોઈ પડી નથી હોતી, તે પણ જુમ્આના દિવસે મસ્જિદમાં નમાઝ પઢવા માટે આવે છે અને એ બહાને કંઈ વઅઝ અને નસીહતો પણ સાંભળે છે અને જે લોકોને નમાઝ એક બોજ લાગે છે અને જે લોકો નમાઝના પાબંદ નથી, તેઓ પણ જુમ્આની નમાઝ પઢવા માટે આવે, અને જુમ્આની નમાઝના કારણે તેમનામાં આ એહસાસ પેદા થાય છે કે આ (જુમ્આના) દિવસે એક વખતે તો અમારે નમાઝ પઢવી જ જોઈએ, એક અઠવાડિયામાં આટલો એહસાસ પેદા થયો તે પણ મોટી વાત છે, કારણ કે તેને કારણે બિલકુલ એહસાસ ખતમ થઈ જવા અને મસ્જિદથી દૂર થવાની કેફીયત પેદા નથી થતી. આ એહસાસથી મસ્જિદમાં આવી વઅઝ અને નસીહત સાંભળી અને નેક લોકોની ઝિયારત કરી લોકો પાંચ વખતના નમાઝી બની જાય છે. જો જુમ્આ પણ ન હોય, તો પછી બીજો કોઈ મોકો એવો નથી, જેમાં લોકો એકી સાથે ભેગા – એકત્ર થઈ શકે. જો આ એહસાસ પણ ખતમ થઈ જાય, તો દીનથી બિલ્કુલ દૂર થઈ જશે, તેમજ બાળકોની તાલીમ અને મદ્રસાઓ અને આલિમોથી સંપર્ક અને મુલાકાતનો ખ્યાલ પણ રેહશે નહીં. આ માત્ર રવિદ્રાની વાત નથી, રવિદ્રા તો ભણેલું – પઢેલું ગામ કહેવાય છે. તેનાથી નાના ગામમાં જુમ્આ થાય છે, માટે જુમ્આની નમાઝ મોટા ગામમાં નાજાઈઝ કહેવામાં મોટું નુકસાન છે, જયાં જુમ્આ થઈ રહી છે, ત્યાં બંધ કરવી ન જોઈએ, મોટા ગામડાઓમાં શરૂ કરવામાં કોઈ વાંધો નથી. (કિતાબુલ ફતાવા : ૩ / ૩૬ –૩૭)

હઝરત મવલાના મુફતી કિફાયતુલ્લાહ સાહેબ (રહ.)એ તો માત્ર ૨૦૦ માણસની વસ્તી ધરાવતા ગામોમાં પણ એક વાર જુમ્આ શરૂ થઈ ગયા પછી જુમ્આને જાઈઝ કહયું છે. જયાં ૨૫ વરસથી જુમ્આની નમાઝ બંધ કરી દેવામાં આવી હતી, ફરીવાર ચાલું થઈ ગઈ, તો મુફતી સાહેબનું કહેવું છે કે જાઈઝ છે અને લખ્યું છે કે ઈસ્લામના દુશ્મનોના ષડયંત્રો આવા ગામને અસર નથી કરતા, જયાં

જુમ્આ થાય છે. (કિફાયતુલ મુફ્તી : ૩ / ૨૫૦ – ૨૫૧)

**નોંધ :** ગામમાં ફિત્નાના ભયથી જુમ્આ ચાલુ રાખવાની હઝરત મુફ્તી સાહેબનું કથન વિશાળતા પર આધારિત છે, આ જ મત અકાબિર ઉલમામાં મુફ્તી કિફાયતુલ્લાહ દહેલ્વી (રહ.) થી નકલ છે, ફકીહુલ અસ્ર હઝરત મવલાના ખાલિદ સૈફુલ્લાહ રહમાની (દા.બ.)નું મંતવ્ય પણ આ બાબતે નરમી ઈખ્તિયાર કરવાની છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. (મુફ્તી મુજતબા હસન કાસમી)

હકીકત છે કે એવું ગામ જયાં જુમ્આની નમાઝ નથી થતી, ત્યાં ધીરે ધીરે મસ્જિદો વેરાન થઈ જાય છે, અને ઈરતિદાદ (ધર્મ વિમુખતા)નો અંદેશો (ભય) પેદા થાય છે, તેથી નાના ગામો સિવાય મોટા ગામમાં જુમ્આ જાઈઝ હોવી જોઈએ. રવિદ્રામાં ઈદની નમાઝ થાય છે, તો હવે જુમ્આ પઢવામાં પણ કોઈ વાંધો નથી. જો માની લેવામાં આવે કે બન્ને ગામ (રવિદ્રા અને કરમાલી) અલગ અલગ છે, તો પણ રવિદ્રામાં બધી જીવન જરૂરિયાતની વસ્તુઓની વ્યવસ્થા છે, તેથી રવિદ્રામાં જુમ્આની નમાઝ પઢવી જાઈઝ છે. કરમાલીમાં ન પઢવામાં આવે, એક જ જગ્યાએ નમાઝ પઢવામાં આવે, પરંતુ જુમ્આની નમાઝ પઢવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮)રવિદ્રા અને કરમાલીમાં જુમ્આ જાઈઝ છે ?

**સવાલ (૧૦૩૦) :** અમારા રવિદ્રા, કરમાલી ગામમાં નીચે જણાવેલ પરિસ્થિતિ છે, શું ત્યાં જુમ્આની નમાઝ જાઈઝ છે ?

(૧) રવિદ્રા ગામમાં પહેલા જુમ્આની નમાઝ અદા થતી હતી, પરંતુ કદાચ ઈ.સ.૧૯૮૫થી જુમ્આને બદલે ઝોહર પઢવાનું શરૂ કરી લીધું છે. પરંતુ ગામની આ જ મસ્જિદમાં ઈદની નમાઝ અત્યારે પણ ચાલુ જ છે, હવે જો કે ગામની પરિસ્થિતિ બદલાય ગઈ છે, એટલા માટે બન્ને ગામવાળાઓ અહીં જુમ્આ ચાલું કરવાનું ઈચ્છી રહયા છે, તેની પરિસ્થિતિ આપ પણ જાણો છો.

(૨) રવિદ્રા અને કરમાલી બન્ને ગામો દરમિયાન માત્ર ૨૦ ફુટનો જ રસ્તો આડો છે, બન્ને ગામ એક ગામ જેવા જ છે, નવો આવનાર માણસ તો તેને એક જ ગામ સમજે, અને ઘણી નિશાનીઓ છે જે બન્ને એક હોવાનો પુરાવો આપે છે, દા.ત. કરમાલીનો મોટો દારૂલ ઉલૂમ રવિદ્રાની હદમાં જ છે, રવિદ્રા અને કરમાલીની પાંચમા ધોરણ પછીની સ્કૂલ પણ માત્ર રવિદ્રા ગામમાં જ છે, એ જ રીતે રવિદ્રા અને

કરમાલીની સરકારી ઓફિસ, ગોડાઉન, પોષ્ટ ઓફિસ, પી.સી.ઓ. અને દવાખાનું પણ માત્ર રવિદ્રામાં જ છે.

(૩) રવિદ્રાની કુલ વસ્તી ૧૬૨૩ છે, જેમાં ૮૦૧ પુરુષો અને ૮૨૨ સ્ત્રીઓ છે અને કરમાલીની કુલ વસ્તી ૧૦૮૨ છે, જેમાંથી ૫૪૨ પુરુષો અને ૫૪૦ સ્ત્રીઓ છે. આ સિવાય એક "મદની દારૂત્તરબીયત" નામનો દારૂલ ઉલૂમ છે, તેમાં કેટલાય તલબા રહે છે, કરમાલી મદ્રસામાં ૧૨૬ તલબા છે, બે મકતબ છે, તેમાં લગભગ ૩૦૦ તલબા છે, રવિદ્રાની સ્કૂલમાં ૩૩૫ વિદ્યાથીઓ શિક્ષણ મેળવી રહયા છે.

(૪) રવિદ્રા ગામમાં જીવન જરૂરિયાતની બધી વસ્તુઓ મળી રહે છે, માટે અમે અહીં જુમ્આ ચાલુ કરવા ઈચ્છીએ છે. તો અમારું આ રીતે જુમ્આ ચાલુ કરવું સહીહ અને દુરસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારો જવાબ લખતા પહેલાં હું અમુક વાતો તમારી સેવામાં રજૂ કરું છું.

ઈ.સ. ૧૯૪૯માં અમે મવલાના મુહમ્મદ લુલાત ભગત રવિદ્રવી, મવલાના મુહમ્મદ મુસા જલ્લાદ હાસોડ અને અહકર (મુફતી અહમદ બેમાત રહ., સાહિબે ફતાવા) દારૂલ ઉલૂમ દેવબંદમાં તાલીમ મેળવી રહયા હતા.

કરમાલીમાં જુમ્આની નમાઝ થતી ન હતી અને રવિદ્રામાં થતી હતી, નાના ગામમાં હનફી મસ્લક પ્રમાણે જુમ્આ જાઈઝ નથી, પરંતુ ફિત્નાના ભયથી ઉપરોકત મસ્લકવાળા પણ કંઈ બોલ્યા નહીં, ઈ.સ. ૧૯૫૪ અથવા ૧૯૫૫ માં હઝરત અબ્દુર્રહમાન સાહેબ (રહ.) (ખલીફા શૈખુલ ઈસ્લામ મવલાના હુસૈન અહમદ મદની રહ.) એ હઝરત મદની (રહ.) ને પત્ર લખી પોતાના માટે મશ્વેરો માંગ્યો.

જવાબમાં હઝરત મદની (રહ.) એ કહયું કે ગામ નાનું છે, જુમ્આ જાઈઝ નથી, પરંતુ ફિત્નાના માહોલમાં ઘણા ગામડાઓમાં આ પરિસ્થિતિ છે. માટે મસ્અલો બતાવો, લોકો માની લે તો ઠીક છે, ન માને તો લડાઈ – ઝઘડો કરશો નહીં, મસ્અલો બતાવી દેવાથી તમારી જવાબદારી અદા થઈ જશે, પરંતુ તમે જુમ્આ પઢાવીને ઝોહર પઢી લેજો. તેથી રવિદ્રામાં જુમ્આ ચાલું રહી.

ત્યાર પછી મુફતી અબ્દુલ્લાહ પટેલ સાહેબે લોકોને સમજાવ્યા કે નાના ગામમાં જુમ્આ જાઈઝ નથી અને અલ્લાહનો લાખ લાખ શુક્ર છે, સમજદાર લોકોએ મુફતી સાહેબના સમજાવવાથી જુમ્આ બંધ કરી દીધી. અલ્લાહ તઆલા તેમની

મહેનતને કબૂલ ફરમાવે. (આમીન) અને સમજદાર લોકોને બહેતરીન બદલો આપે. (આમીન) આ મામલાને લગભગ ૮ થી ૯ વર્ષ થઈ ગયા છે.

ઈ.સ. ૧૯૮૩ અને ૮૪, ૮૫ પછી જી.આઈ.ડી.સી. અંકલેશ્વરમાં આવી. તેના કારણે અંકલેશ્વરના ગામોની પરિસ્થિતિ બદલાય ગઈ, સરકારી અને રાજકીય સ્કીમોને લીધે આર્થિક પરિસ્થિતિ સુધરી, ગરીબોના ઝુપડાઓ મકાનોમાં બદલાયા, મોટર, રિક્ષા, ડોકટર, માસ્ટર અને અસાતિઝામાં વધારો થયો, દારૂલ ઉલૂમના તલબાની જરૂરિયાતોને કારણે દુકાનો અને દુકાનોની સામગ્રીમાં વધારો થયો. રવિદ્રા અને કરમાલીના મદ્રસાની આવક માટે મકાનો તૈયાર કરવામાં આવ્યા. શહેરો સાથે સંબંધો વધવાથી ટેલીફોન અને જી. આઈ.ડી.સી. (GIDC)માટે એસ.ટી.ડી (STD)ની વ્યવસ્થા કરવામાં આવી, તેવી વ્યવસ્થા અમુક મોટા શહેરોમાં પણ નથી, અને વસ્તી ત્રણ હજારથી વધુ છે, માટે રવિદ્રા અને કરમાલી "ગામ" (મોટા ગામ)ના દરજ્જામાં છે, અહીં જુમ્આ પઢવી જરૂરી છે, અલ્લામાં શામી (રહ.) લખે છે :

تقع فرضا فی القصبات والقری الکبیرۃالتی فیها اسواق

ફતાવા દારૂલ ઉલૂમ દેવબંદ :ભાગ ૫ ના સવાલ નંબર ૨૩૮૩ નો ખુલાસો છે કે સોજિર જીલ્લા મુઝફફરનગરનું ગામ છે, તેમાં અંદાજિત ૩૦૦૦ લોકોની વસ્તી છે, પરંતુ ગામમાં બજાર નથી, કપડાં અને અનાજની દુકાનો નથી તો જુમ્આ જાઈઝ થશે ?

**જવાબ :** શામીમાં છે કે જુમ્આ શહેર, કસ્બા અને મોટા ગામમાં દુરૂસ્ત થઈ જાય છે અને ઉપરોકત ગામ મોટું ગામ છે, એટલા માટે કે તેની કુલ વસ્તી ૩૦૦૦ની આસપાસ છે. માટે જુમ્આ કાયમ કરવી વાજિબ અને દુરૂસ્ત છે. ફકત

(ફતાવા દારૂલ ઉલૂમ ૫ / ૬૬)

માટે બન્ને ગામો એક ગામ હોવાના હુકમને લઈને બન્ને ગામવાસીઓ જુમ્આ અદા કરી શકે છે, તેના માટે સવાલના લખાણ પ્રમાણે દુકાન, ડોકટર, માસ્તર, ભાડે મળનાર મકાનો અને ટેલીફોન વગેરેની સુવિધા વરસોથી છે, માટે જુમ્આ અદા કરવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) નાના ગામમાં લાંબા સમયથી જુમ્આ અને ઈદૈનની નમાઝ થતી હોય તો તેને બંધ કરવી કેવું છે ?

**સવાલ (૧૦૩૧) :** અમારું ગામ ઘણું નાનું છે, મુસલમાનોના લગભગ ચાલીસ મકાનો છે, બિન મુસ્લિમોના પણ અમુક મકાનો છે, ફિકહી કિતાબોમાં વર્ણન કરેલ જુમ્આ દુરુસ્ત હોવાની શરતોમાંથી એક પણ શરત આ ગામમાં જોવા મળતી નથી, પરંતુ ગામ લોકો વરસોથી તેમાં જુમ્આ અને ઈદૈન અદા કરતા આવ્યા છે. જુમ્આમાં વીસ પચ્ચીસ લોકો નમાઝમાં આવે છે, જયારે કે બીજા દિવસોમાં માત્ર છ – સાત લોકો હોય છે, થોડા દિવસો પહેલા બે – ત્રણ લોકોએ જુમ્આ બંધ કરવા વિશે થોડી વાત પણ ચલાવી હતી, પરંતુ ગામના તે લોકોનું કહેવું હતું, જે માત્ર જુમ્આમાં આવે છે, કે અઠવાડિયામાં અમે નહાય – ધોઈને માત્ર એક નમાઝ માટે આવીએ છીએ, તેને પણ આજ કાલના મોલવી બંધ કરવાની કોશિશ કરે છે, બીજું કે જો જુમ્આ કોઈ રીતે બંધ થઈ જાય, તો પણ ઈદૈનની નમાઝ બંધ કરવી ઘણી મુશ્કેલ છે. તેમાં સખત ફિત્નાનો ભય છે, ગામ લોકો આનાથી બિલ્કુલ ખુશ અને રાજી નથી થઈ શકતા તો આવી સુરતમાં આ ગામમાં જુમ્આ અને ઈદૈન વિશે શરીઅતનો શું હુકમ છે ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દર્શાવેલ ગામમાં જુમ્આ અને ઈદૈનની નમાઝ પઢવી સહીહ – દુરુસ્ત નથી, ઉલમાનું કામ મસ્અલો બતાવવાનું છે, હિદાયત આપવી અલ્લાહનું કામ છે. જે પણ આલિમ ગામમાં હશે અને સાચી પરિસ્થિતિ અને હકીકતથી આગાહ કરશે, તો તેની જવાબદારી પુરી થઈ જશે.

જો જુમ્આ અને ઈદૈનને બંધ કરવામાં ફિત્નો ઊભો થવાનો ભય હોય તો ઈમામ મસ્અલો બતાવીને નમાઝ પઢાવી લે, ઈન્શાઅલ્લાહ ગુનેહગાર નહીં થાય, અને ગામ લોકોની દલીલ માન્ય નથી કે માત્ર એક દિવસ અમને નહાય – ધોઈને મસ્જિદમાં આવવાની તોફીક થાય છે, અને મોલવીઓ તેને પણ બંધ કરવા ચાહે છે. શું દુન્યવી જરૂરત માટે શહેર અથવા કસ્બામાં માણસ જતો નથી ? તો જુમ્આ પઢવા માટે જવામાં શું વાંધો છે ? બુખારી શરીફ (૧ / ૧૨૪) માં અલ્લાહના રસૂલ (સલ.) એ જુમ્આની નમાઝ પઢવાને અલ્લાહની રાહમાં નીકળવા સાથે સરખાવ્યું છે. તેથી

જો કોઈમાં દીનદારી હોય અને વઅઝ – તકરીર સાંભળવા ઈચ્છતો હોય, તો ગામમાં જુમ્આ પઢવાને બદલે શહેર અને કસ્બામાં જઈ શકે છે.

મતલબ કે લડાઈ – ઝઘડો ન થવો જોઈએ. જે લોકો કોઈ કારણસર ગામમાં જુમ્આ કરવા વિશે મજબુર છે, કે જો તેઓ જુમ્આ કાયમ ન કરે તો ફિત્નો થશે તો આવા ગામમાં જુમ્આ કાયમ કરવાથી ગુનેહગાર નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) નાના ગામમાં જુમ્આ અને ઈદની નમાઝ પઢવી

**સવાલ (૧૦૩૨) :** અમારા ગામમાં આજથી છ વર્ષ પહેલા એક મસ્જિદ બનાવવામાં આવી હતી. તેના ઉદ્‌ઘાટનમાં હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ, હઝરત મવલાના અજમેરી સાહેબ, હઝરત મુફતી સઈદ સાહેબ વગેરે બુઝુર્ગો તશરીફ લાવ્યા હતા. તે મોકા પર આ વાત લોકો સામે આવી હતી કે આ ગામમાં જુમ્આ અને ઈદની નમાઝ પઢવી દુરુસ્ત નથી, તેના પર બધા લોકોએ સમર્થન આપ્યું હતું, પરંતુ આજે જયારે કે વસ્તી અને દુકાનો વગેરે તે સમય કરતા ઓછી છે, ગત વર્ષે બકરી ઈદનો ખુત્બો અને નમાઝ પઢવામાં આવી હતી, જે આલિમે નમાઝ પઢાવી, તેમની સામે અમે જયારે સાચી પરિસ્થિતિની સ્પષ્ટતા કરી તો તેમણે બન્ને કાન પકડી ભુલ સ્વીકારી અને કહયું કે હવેથી આવું નહીં થાય. પરંતુ આ વર્ષે ફરી તેમણે વચન ભંગ કરી ઈદુલ ફિત્રની નમાઝ પઢાવી, તો આ બાબતે ઈસ્લામી શરીઅત શું કહે છે ? કુર્આન અને હદીસની રોશનીમાં જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિમંવ્ વ મુસલ્લિમા

હનફી મસ્લક પ્રમાણે જુમ્આની નમાઝ દુરુસ્ત થવા માટે શહેર અથવા મોટું ગામ (જેમાં જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ મળતી હોય) હોવું જરૂરી છે. આપના લખાણ મુજબ પાંચ વર્ષમાં વસ્તી અને વેપાર ઓછો થયો છે. તો ત્યાં જુમ્આ જાઈઝ નથી. એ જ રીતે આવા ગામમાં ઈદની નમાઝ પઢવી પણ મકરૂહ છે, જો ઈમામ સાહેબ પોતાની ખુશી અને ઈખ્તિયારથી ઈદની નમાઝ પઢાવશે, તો ગુનેહગાર થશે, જો મુતવલ્લી, ટ્રસ્ટીઓ અથવા લોકોના કહેવાથી (જયારે તેના વગર બીજો કોઈ વિકલ્પ ન હોય) પઢાવતા હોય, તો ગુનેહગાર થશે નહીં, મતલબ કે ઈમામનું કામ લોકોને સાચો અને સહીહ મસ્અલો બતાવવો છે, લોકો મજબૂર કરતા હોય અને નમાઝ ન પઢાવવામાં ફિતનાનો ભય હોય તો પઢાવવાથી તેમને

ઈન્શાઅલ્લાહ કોઈ ગુનોહ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) જુમ્આની ફઝીલત મેળવવા માટે ગામમાં જુમ્આની નમાઝ કાયમ કરવી

**સવાલ (૧૦૩૩) :** અમારા ગામની કુલ વસ્તી ૨૩૦૦ થી ૨૪૦૦ જેટલી છે, ગામમાં જીવન જરૂરિયાતની બધી ચીજ વસ્તુઓ મળે છે, અને નમાઝીની સંખ્યા પણ ખાસી છે. અમે લોકો જુમ્આ પઢવા માટે અંકલેશ્વર અને પાસેના ગામો જીતાલી અને કોંઢ વગેરેમાં જઈએ છીએ. આ ગામો અમારા ગામથી ત્રણ માઈલના અંતરે છે, જુમ્આ પઢવા માટે ગામના બધા લોકો અંકલેશ્વર અને જીતાલી નથી જતા, માત્ર ચાર પાંચ માણસો ચાલ્યા જાય છે અને બાકીના બધા લોકો જુમ્આની ફઝીલતથી વંચિત રહી જાય છે. માટે ગામ લોકોનું કહેવું છે કે જો અમારા ગામમાં જુમ્આની નમાઝ શરૂ થઈ જાય તો બીજા લોકો જે નમાઝથી વંચિત રહી જાય છે, તે લોકો પણ જુમ્આની નમાઝમાં આવતા થઈ જશે, અને ધીરે ધીરે લોકોમાં દીનદારીનો માહોલ પણ બની જશે, અને દિલોમાં અલ્લાહનો ડર પણ પેદા થશે, પૂછવાની બાબત એ છે કે ઉપરોકત કારણોને સામે રાખી અમે લોકો અમારા ગામમાં જુમ્આની નમાઝ કાયમ કરી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના જણાવ્યા પ્રમાણે તમારા ગામમાં ૨૩૦૦ થી ૨૪૦૦ ની વસ્તી છે. અને રોજિંદા જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ મળી જાય છે, જો આ વાત સાચી છે તો પછી આપના ગામમાં જુમ્આની નમાઝ અદા કરવી દુરુસ્ત છે. (બહરુર્રાઈક : ૨ / ૨૪૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) નાના ગામમાં જુમ્આ અને ઈદની નમાઝનો શરઈ હુકમ

**સવાલ (૧૦૩૪) :** અત્યારે અમારા ગામમાં અંદાજિત ૮૦૦ ની વસ્તી છે. જીવન જરૂરિયાતની વસ્તુઓ લગભગ મળી આવે છે. ગામમાં પોષ્ટ ઓફિસ પણ છે, વોટર વર્કસ (પાણીની મોટી ટાંકી) પણ છે, એક ઘંટી પણ છે, કુંભાર પણ છે, કડિયો પણ છે, પાકો રસ્તો પણ છે, અને બસોની વ્યવસ્થા પણ છે, આ સિવાય દવાખાનું પણ છે, જેમાં ડિગ્રીવાળા ડોકટરો અને હકીમો સેવા આપે છે, ગામમાં એક

પુસ્તકાલય પણ છે અને શાળા પણ, જેમાં ગુજરાતી મિડિયમમાં સાતમાં ધોરણ સુધીની વ્યવસ્થા છે, ગામમાં આશરે એક સો સાઈઠ મકાનો છે, આવી પરિસ્થિતિમાં શરઈ દ્રષ્ટિએ અમે અહીં જુમ્આ અને ઈદની નમાઝ પઢી શકીએ છીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આ અને ઈદની નમાઝ સહીહ થવા માટે શહેર, કસ્બો અથવા મોટા ગામનું હોવું જરૂરી છે, તેમાં રોજિંદા જીવન જરૂરિયાતની બધી વસ્તુઓ સરળતાથી મળતી હોય, તમારું ગામ નાનુ કહેવાશે, એટલા માટે આપના માટે જુમ્આ અને ઈદની નમાઝ પોતાના ગામમાં પઢવી જાઈઝ નથી. પરંતુ જો પહેલેથી જુમ્આ અને ઈદની નમાઝ પઢતા આવ્યા હોય, તો બંધ કરાવવા માટે લડાઈ – ઝઘડો કરવો કોઈ પણ સંજોગોમાં જાઈઝ નથી, કારણ કે મોલવી, મુફતી અને સમજદાર માણસની જવાબદારી તો બસ એટલી જ છે કે સાચો મસ્અલો બતાવી દે, અમલ કરાવવો તો ઈસ્લામી હુકુમતનું કામ છે, તમારી પાસે કોઈ સત્તા કે તાકત નથી, એટલા માટે આ મસ્અલામાં લોકો સાથે લડાઈ – ઝઘડો કરવો યોગ્ય નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) મોટા ગામ અને નગરમાં જુમ્આની નમાઝનો શરઈ હુકમ

**સવાલ (૧૦૩૫) :** અમારા ગામમાં અત્યારે એક હજાર સાતસો દસ (૧૭૧૦) લોકોની વસ્તી છે. રોજિંદા જીવન જરૂરિયાતની વધુ પડતી વસ્તુઓ મળી જાય છે, આ સિવાય બે દીની મદ્રસા અને ત્રણ મસ્જિદો છે, પોષ્ટ ઓફિસ, ટેલીફોન ઓફિસ અને એક શાળા છે, તેમાં ગુજરાતી મિડિયમમાં સાત ધોરણ સુધીનું શિક્ષણ આપવામાં આવે છે, આ સિવાય ગોડાઉન પણ છે, પૂછવાનું એ કે અમારા આ ગામમાં હનફી મસ્લક પ્રમાણે જુમ્આની નમાઝ પઢવી જાઈઝ છે ? જુમ્આની નમાઝ પઢયા પછી સાવચેતી ખાતર ઝોહરની નમાઝ તો પઢવી નહીં પડે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં લખેલ વિગત પ્રમાણે આપના ગામમાં જુમ્આ જાઈઝ હોવાની ગુંજાઈશ છે, એટલા માટે ઝોહરનો કોઈ સવાલ જ નથી. (રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૩ / ૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) શહેરની બોર્ડર પર રહેનારા લોકો પર જુમ્આ જરૂરી છે

**સવાલ (૧૦૩૬):** પીરામણ ગામ અંકલેશ્વરથી લગભગ ૧ કિ.મી.ના અંતરે

આવેલું છે, અને પગપાળા માર્ગે તો એનાથી પણ ઓછુ અંતર થાય છે. તો શું આ ગામના લોકોએ જુમ્આની નમાઝ પઢવા અંકલેશ્વર જવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાના ગામના લોકો માટે જુમ્આની નમાઝ પઢવી ફર્ઝ નથી, પરંતુ કોઈ ગામ શહેરથી એટલું નજીક હોય કે શહેરની અઝાન તે ગામમાં સંભળાતી હોય, એવા ગામના લોકો પર જુમ્આની નમાઝ ફર્ઝ થશે. આ આધારે તમારું ગામ અંકલેશ્વરથી નજીક ગણાશે, માટે ગામ લોકો પર જરૂરી છે કે જુમ્આ પઢવા માટે અંકલેશ્વર જાય. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૫૯, ૨૬૦, રદુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ગામથી ચાર કિ.મી.ના અંતરે આવેલ વાડીના કામદારો માટે જુમ્આની નમાઝનો હુકમ

**સવાલ (૧૦૩૭) :** એક ગામ છે, તેનાથી આશરે ચાર કિ.મી.ના અંતરે એક વાડી છે, તેમાં ત્રણ – ચાર માણસો કામ કરે છે, જયાં તેઓ દરરોજ જમાઅત સાથે નમાઝ પઢે છે, તેમના માટે જુમ્આની નમાઝનો શું હુકમ છે ? અમુક વખતે એવું બને છે કે તેઓ ગામમાં જુમ્આની નમાઝ પઢવા માટે ત્યાંથી નીકળે છે, તો અમુક વખતે તેમને સવારી મળે છે અને અમુક વખતે મળતી નથી, (અને) ચાર કિ.મી. પગપાળા ચાલવું મુશ્કેલ છે, તેમાંથી અમુકની ઉંમર ૭૦ – ૭૫ વર્ષની છે, માટે અમુક લોકોમાં આટલું લાંબુ અંતર પગપાળા ચાલવાની શકિત નથી, તો આ લોકો માટે જુમ્આની નમાઝનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના લખાણ પ્રમાણે તમે અને તમારા બીજા સાથીઓ આશરે ત્રણ – ચાર કિ.મી દૂર રહે છે, આવી સ્થિતિમાં તમારા માટે જુમ્આ પઢવા માટે ગામમાં આવવું જરૂરી નથી, તમારા ઉપર જુમ્આની નમાઝ ફર્ઝ નથી, ઝોહર પઢી લો, તો ફરીઝો અદા થઈ જશે.

નાના ગામના લોકો ઉપર જુમ્આ ફર્ઝ નથી. તમે જે ગામનું વર્ણન કર્યુ છે, જો તે મોટું ગામ અથવા કસ્બો (શહેર) હોય તો ત્યાં જુમ્આની નમાઝ દુરસ્ત થશે, નાનું ગામ છે તો જુમ્આની નમાઝ દુરસ્ત નહીં થાય. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૩૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) સર્વિસ (નોકરી) વાળા ગામમાં જુમ્આ નથી થતી તો શું કરવામાં આવે ?

**સવાલ (૧૦૩૮) :** હું દેનવા ગામમાં નોકરી કરું છું, જે આછોદ ગામથી આશરે ૧૦ કિ.મી દુર છે, ત્યાંની સંપૂર્ણ વસ્તી બિન મુસ્લિમોની છે, ત્યાંથી થોડે દૂર માંગરોલ ગામ છે, જયાં એક મસ્જિદ છે, પરંતુ ગામ નાનું છે, સાત સો છપ્પન (૭૫૬) લોકોની વસ્તી છે. તો સવાલ એ છે કે મારે જુમ્આની નમાઝ પઢવા માટે માંગરોલ જવું જોઈએ કે દેનવામાં જ ઝોહર પઢી લેવી કાફી છે ? તેમજ માંગરોલના લોકોની જુમ્આની નમાઝ દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે દેનવામાં રહીને ઝોહરની નમાઝ પઢો, જુમ્આ પઢવા માટે માંગરોલ જવાની જરૂરત નથી. કારણ કે માંગરોલ નાનું ગામ છે, ત્યાં જુમ્આની નમાઝ દુરુસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) નાના ગામમાં જુમ્આની નમાઝનો હુકમ

**સવાલ (૧૦૩૯) :** અમારા ગામ સંજાલીમાં ૧૨૦૦ ની વસ્તી છે. તેમાંથી ૪૦ ટકા લોકો મુસ્લિમ છે, ગામથી લગભગ અડધા કિ.મી.ના અંતરે જી.આઈ.ડી.સી આવેલી છે, અત્યારે વસ્તી વધી છે અને જી. આઈ. ડી. સી. માંથી પણ ૧૦ – ૧૫ લોકો જુમ્આની નમાઝ પઢવા માટે આવે છે. રોજિંદા જીવન જરૂરિયાતની બધી ચીજ વસ્તુઓ મળે છે, ચોવીસ કલાકમાં ચાર વખતે બસ આવે છે, અહીંયા બાપ – દાદાના સમયથી જુમ્આની નમાઝ થતી આવી છે, બધા લોકો જુમ્આની નમાઝ પઢે છે, તેમ છતાં અમુક લોકોનું કહેવું છે કે અહીં જુમ્આની નમાઝ દુરુસ્ત નથી. હવે આગળ રમઝાનનો મહિનો પણ આવી રહયો છે, તો જો જુમ્આની નમાઝ જ દુરુસ્ત નથી થતી તો એતિકાફવાળા શું કરશે, તે લોકો જુમ્આની નમાઝ પઢશે કે ઝોહરની ? જી. આઈ. ડી. સી. અને ગામની વસ્તીને ધ્યાનમાં રાખી જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાના ગામમાં જુમ્આની નમાઝ દુરુસ્ત નથી. પરંતુ હાં, એતિકાફ દુરુસ્ત થઈ જશે. (બહરુર્રાઈક : ૨ / ૩૨૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) નાના ગામમાં જુમ્આ અને ઈદ દુરુસ્ત નથી

સવાલ (૧૦૪૦) :

### પ્રસ્તાવના

અમારા ગામ ઈટાલવાની વસ્તી ૬૦ – ૭૦ મકાનોની છે, બે મહોલ્લા અને બે મસ્જિદો છે, પહેલા મોટી મસ્જિદમાં જુમ્આ અને નાની મસ્જિદમાં ઝોહરની નમાઝ થતી હતી. અમુક લોકો ઝોહરની નમાઝ પઢતા હતા અને અમુક જુમ્આ પઢવા માટે બલેશ્વર, ડાભેલ, વેસ્મા, નવસારી અથવા સુરત ચાલ્યા જતા હતા અને અમુક લોકો ગામમાં જ જુમ્આ પઢતા હતા, ગામની મોટી મસ્જિદમાં આ બાબતે ડાભેલથી ફત્વો પૂછવામાં આવ્યો, તો જવાબ મળ્યો કે નાના ગામમાં જુમ્આ પઢવું દુરુસ્ત નથી. માટે જુમ્આની નમાઝ થશે નહીં, ઝોહરની ફર્ઝ પઢવી જરૂરી છે, ત્યાર પછી ગામ લોકો ભેગા થયા અને મશ્વેરો કર્યો કે જયારે જુમ્આ પઢવાથી અદા થતી નથી તો પછી જુમ્આ શા માટે પઢવામાં આવે ? તો અમુકે કહયું કે બાપ – દાદાના જમાનાથી જુમ્આની નમાઝ થાય છે. તો તેને કેવી રીતે બંધ કરી શકીએ ? પરંતુ વધુ પડતા લોકોએ ફત્વા ઉપર અમલ કર્યો અને કહયું કે ગલત મસ્અલા પર ચાલવું નથી. જેથી એલાન કરવામાં આવ્યું કે આવતી જુમ્આથી ઝોહરની નમાઝ થશે અને ઝોહરની નમાઝ કોઈ પણ જાતના ઝઘડા વગર ચાલું થઈ ગઈ.

ચાર – પાંચ મહિના પછી જયારે ઈદની નમાઝની સમસ્યા આવી તો એ લોકો જે જુમ્આ પઢવા ઈચ્છતા હતા, તેમણે મોકો જોઈ ઈદની નમાઝનું એલાન કરાવી દીધું, ત્યાર પછી તે લોકો બીજા દિવસે ઈદની નમાઝ પઢવા પર અડગ રહયા, હાલાંકે આ જ લોકો જુમ્આની અદાયગીમાં હાજર રહેતા ન હતા, અને બીજી મોટી મસ્જિદમાં ચાલ્યા જતા હતા, ઈદનું એલાન માત્ર એક ખોટું કામ કરવા માટે કર્યુ, તેમનું પૂર્વ આયોજિત કાવતરું હતું કે જુમ્આ ફરીથી આ રીતે શરૂ કરાવી દઈશું, આવી હાલતમાં નીચે પ્રમાણેના સવાલોના જવાબોની જરૂરત છે.

(૧) જયારે જુમ્આ જાઈઝ નથી તો શું ઈદની નમાઝ જાઈઝ થશે ?

(૨) શરઈ નિયમ મુજબ જયારે જુમ્આની નમાઝ બંધ કરી દેવામાં આવી તો હવે તેને ફરીથી શરૂ કરવી કેવું છે ?

(૩) શું ગામના ઝિમ્મેદારો પર જરૂરી નથી કે તેઓ કોશિશ કરે કે જુમ્આ શરૂ ન

થાય.

આશા છે આપ દલીલો સહિત મસ્અલાઓનો ઉકેલ ફરમાવી લોકોને સાચા હુકમ પર અમલ કરવાની પ્રેરણા આપશો, જેથી ફિત્નો ખતમ થઈ જાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ડાભેલના મુફતી સાહેબનો ફત્વો સાચો છે કે નાના ગામમાં જુમ્આ જાઈઝ નથી. જુમ્આ કાયમ કરવાની જે શરતો છે, તે જ ઈદૈનની નમાઝ માટે પણ છે. એટલા માટે ઈદની નમાઝ પણ જાઈઝ નથી અને અમુક લોકોનું કહેવું છે કે "બાપ – દાદા પઢતા આવ્યા છે તો આપણે પણ પઢવી જોઈએ" દુરુસ્ત નથી. કારણ કે જો બાપ – દાદાએ કોઈ નાજાઈઝ કામ કર્યુ હોય તો આપણા માટે તેને કરતા રહેવું જાઈઝ નથી, હરામ છે. હનફી મસ્લકની તમામ કિતાબોમાં આ જ લખ્યું છે કે નાના ગામમાં જુમ્આ અને ઈદોની નમાઝ જાઈઝ નથી.

(બહરુર્રાઈક : ૨ / ૨૪૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫)

(૨) જુમ્આ સલાહ શાંતિથી બંધ થઈ ગયા પછી જે લોકો જુમ્આ શરૂ કરશે અથવા કોઈ પણ રીતે શરૂ કરવામાં મદદ કરશે તે બધા ગુનેહગાર થશે અને જુમ્આની અદાયગી દુરુસ્ત ન હોવાથી ઝોહર ઝિમ્મે બાકી રહેશે, અને ઝોહર છોડવાનો ગુનોહ થશે. જે લોકો ઝોહર છોડશે તે તો ગુનેહગાર થશે જ, સાથે સાથે જે લોકો મદદ કરશે, તેમને પણ જુમ્આ પઢનારાઓની ઝોહર છુટવાનું માધ્યમ બનવાને કારણે ગુનોહ થશે. કારણ કે અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે :

(١) الدال على الخير كفاعله، والدال على الشر كفاعله ( حديث)

(٢) من سن فى الاسلام سنة حسنة، فله اجرها، وأجر من عمل بها بعده، من غيرأن ينقص من أجورهم شىء، ومن سن فى الاسلام سنة سيئة، كان عليه وزرها ووزر من عمل بها من بعده، من غير ان ينقص من أوزارهم شىء

જે માણસ સારા કામો કરશે તેમને સવાબ મળશે અને જે તેના પર ચાલશે, તેમનો પણ સવાબ તેને મળશે, એ જ રીતે જે માણસ બુરો તરીકો ચાલુ કરશે, તો તેનો ગુનોહ થશે અને જે તેના ચાલુ કરેલ તરીકા પર ચાલશે, તેનો પણ ગુનોહ તેને

થશે.

(૩) ગામના આગેવાનો અને ઝિમ્મેદારો પોતાની શકિત પ્રમાણે લોકોને સમજાવે કે અહીંયાં જુમ્આ શરૂ કરી શકતા નથી, આ દરેક અકલમંદ મુસલમાનની જવાબદારી છે. અલ્લાહના રસૂલ (સલ.) નો ઈર્શાદ છે : કે ખબરદાર ! તમારામાંથી દરેક ઝિમ્મેદાર અને નિગરાન (રક્ષક) છે, તમો બધાને તેમની ઝિમ્મેદારી વિશે સવાલ કરવામાં આવશે. (બુખારી શરીફ : ૨ / ૭૭૯, હદીસ નં. ૫૧૮૮)

ગામના વડીલો, સમજદારો, ઝિમ્મેદારો લોકોને સમજાવે, જો તેઓ સમજી જાય તો આ જ આપણો મકસદ છે, નહીં તો તેમની સાથે લડાઈ – ઝઘડો કરવો નહીં, કારણ કે લડાઈ – ઝઘડો કરવો હરામ છે.

બલકે આવી પરિસ્થિતિમાં જે લોકો જુમ્આ પઢવા ચાહે, તેઓ શહેર અથવા કસ્બામાં જઈને જુમ્આ પઢી લે અને લોકોની નમાઝની જવાબદારી પોતાના માથે લેવાથી બચે, અને ગામમાં મતભેદ – વિખવાદ ઊભો કરવાનો પ્રયાસ ન કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ગામથી બહાર એક કિ.મી. અંતરે કોલોનીમાં જુમ્આ અદા કરવી

**સવાલ (૧૦૪૧) :** અમારા ગામની બહાર એક કિ.મી.ના અંતરે એક કોલોની બનાવવામાં આવી છે, કોલોની સરકારી નિયમ મુજબ નગરપાલિકાની હદમાં નોંધાયેલ છે, જયાં મુસલમાનોના પચાસ ઘરો વસે છે, તેની બાજુમાં પણ મુસલમાનોના અમુક ઘરો છે, તે કોલોનીથી અડધો કિ.મી.ના અંતરે બીજુ ગામ છે, અત્યારે તે કોલોનીમાં પાંચ વખતની નમાઝ અદા કરવામાં આવે છે, અને કોલોનીના મુસલમાનોનો ઈરાદો છે કે જુમ્આની નમાઝ પણ થાય. તો આ કોલોનીમાં જુમ્આ ચાલુ કરવા વિશે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં જણાવેલ કોલોની જો કે ગામની બોર્ડર (સીમા)થી બહાર છે, એટલા માટે તેમાં જુમ્આ કાયમ કરવી જાઈઝ નથી, જુમ્આના કયામ માટે ગામની હદમાં હોવું, બધી રોજિંદા જીવન જરૂરિયાતની વસ્તુઓનું હોવું અને ગામનું મોટું હોવું શરત છે, જો આ સુવિધાઓ આ કોલોનીમાં ઉપલબ્ધ નથી. માટે તેમાં જુમ્આ

કાયમ કરવી દુરુસ્ત નથી. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૩ / ૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫, હિદાયા : ૧ / ૮૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) નાના ગામમાં રહેનારનું જુમ્આ છોડવી

**સવાલ (૧૦૪૨) :** હું ગરકાછ ગામમાં ઈમામત કરાવું છું, સાથે મકતબના છોકરાઓને દીની તા'લીમ પણ આપું છું, નાનું હોવાથી ત્યાં જુમ્આની નમાઝ નથી થતી. માટે હું જુમ્આના દિવસે ઝોહરની નમાઝ પઢાવું છું, સવાલ એ છે કે જે માણસની સતત ત્રણ જુમ્આ અથવા ઝોહર છુટી જાય તેનો શું હુકમ છે ? એ જ રીતે જો કોઈ માણસ ગામનો રહેવાસી છે, અને સતત ત્રણ જુમ્આ સુધી કોઈ કામથી જુમ્આમાં શામેલ ન થઈ શકયો તો તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરકાછ જયારે નાનું ગામ છે, જેમાં જુમ્આ દુરુસ્ત થવાની શરતો જણાતી નથી, તો ત્યાં જુમ્આ પઢવી દુરુસ્ત નથી, તમે ઝોહર પઢાવી રહયા છો તે જ બરાબર છે, પરંતુ જો તમારા ગામના ગરકાછનો કોઈ માણસ પોતાના કોઈ જરૂરી કામથી મોસાલી, માંગરોલ અથવા સુરત જેવા મોટા કસ્બામાં આવ્યો હોય અને જુમ્આનો વખત થઈ ગયો હોય, તો તેના પર જુમ્આની નમાઝ ફર્ઝ થશે. જો આ માણસ જુમ્આ છોડી દેશે તો ગુનેહગાર થશે, સતત ત્રણ જુમ્આ છોડવાની વઈદ એવા માણસ માટે છે, જેના પર જુમ્આ ફર્ઝ હોય અને તે એવી જગ્યાએ રહેતો હોય, જયાં જુમ્આ ફર્ઝ હોય, તમારા ગામમાં જુમ્આ ફર્ઝ નથી, માટે જે લોકો જુમ્આના સમયે ગામમાં જ છે, તેના પર જુમ્આ ફર્ઝ નથી, તેમને ઝોહરની નમાઝ પઢવી જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૩ / ૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫, હિદાયા : ૧ /૮૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) નાની વસ્તીમાં જુમ્આનો હુકમ

**સવાલ (૧૦૪૩) :** અમારું ગામ ખેતરોમાં છે, જેમાં મુસલમાનોના કુલ ૨૨ મકાનો છે, અને બધા મકાનો એક બીજાથી થોડા દૂર દૂર છે, રોજિંદા જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ પણ નથી મળતી અને તે સિવાય જુમ્આની બીજી શરતો પણ નથી, તો અમારે જુમ્આના દિવસે જુમ્આ અદા કરવી જોઈએ કે ઝોહર પઢવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આ દુરુસ્ત થવા માટે શહેર, કસ્બા અથવા એવું મોટું ગામ જરૂરી છે, જયાં તમામ જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓ ઉપલબ્ધ હોય, ઉપરાંત લોકોની સહૂલત માટે પોલીસ ચોકી અને પોષ્ટ ઓફિસ વગેરેની વ્યવસ્થા હોય, અને આ તમામ વસ્તુઓ ઉપલબ્ધ ન હોવાથી આપનું ગામ નાનું છે, તેમાં જુમ્આ દુરુસ્ત નથી, તમારે જુમ્આના દિવસે ઝોહરની નમાઝ અદા કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) કારખાનાવાળા વિસ્તારમાં જુમ્આનો હુકમ

**સવાલ (૧૦૪૪) :** એક ચોકડી પર એક મસ્જિદ છે, આ ચોકડીની ચારેવ તરફ સતત ચાર કિ.મી. સુધી કારખાનાઓ અને મકાનો બંધાયેલા છે, ચોકડી વિસ્તારમાં મિશ્ર વસ્તી છે, સરકારી શાળા પણ ચાલે છે, તેમજ રોજિંદા જરૂરિયાતની બધી વસ્તુઓ મળી રહે છે, આ હાલાતને સામે રાખી આ મસ્જિદમાં જુમ્આ સહીહ છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મસ્જિદ એવા વિસ્તારમાં છે કે ત્યાં કારખાનાઓ સિવાય રહાઈશી મકાનો પણ છે, તેનાથી કારખાનાઓ બંધ રહેવાના સમયે પણ મોટા ગામ જેટલી વસ્તી હોય, રોજિંદા જરૂરિયાતની ચીજ વસ્તુઓ હોય અને કમસે કમ બે અથવા ત્રણ હઝારની વસ્તી હોય, તો આ જગ્યા પણ મોટા ગામના હુકમમાં છે, આ જગ્યાએ જુમ્આ દુરુસ્ત ; બલકે વાજિબ છે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૩૮)

જો આ જગ્યાના કારખાનાઓ બંધ હોવાના વખતે વસ્તી રહેતી ન હોય, તો જુમ્આ જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૩૭)

જો આ જગ્યા કોઈ શહેર અથવા મોટા ગામની હદમાં આવેલી હોય, તો વસ્તી ઓછી હોવા છતાં જુમ્આ દુરુસ્ત છે.

ફિનાઅ્નો અર્થ આ છે કે શહેર અથવા ગામની તે ઈમારતો અને સ્થળો જે આ શહેર અથવા ગામની સુવિધાઓ અને સહુલતો માટે સ્થાપેલ હોય. દા.ત. ઈદગાહ, કબ્રસ્તાન, શાળા, હોસ્પિટલ અને પોલીસ ચોકી વગેરે

(બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૫૯, ૨૬૦, રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૩૮, ૧૩૯)

સવાલમાં જણાવેલ કારખાનાઓની ઈમારતો કોઈ શહેરથી લાગેલી ન હોય, તો તેની હદમાં દાખલ નથી, અને આ શકલમાં ત્યાં જુમ્આ જાઈઝ નથી. પરંતુ આ કે આ કારખાનાઓથી કતઅ નજર કરી આ જગ્યાની સામાન્ય વસ્તી એટલી હોય કે તે

મોટા ગામના હુકમમાં હોય. (દુર્રે મુખ્તાર મઅ શામી : ૨ / ૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ગામમાં ફિત્ના – ફસાદથી બચાવવા માટે ઈમામનું જુમ્આ પઢાવવું

**સવાલ (૧૦૪૫) :** આજથી દસ વર્ષ પહેલા મે જુમ્આની નમાઝ વિશે મસ્અલો પૂછયો હતો અને મારા ગામની સંપૂર્ણ વિગત વર્ણન કરી હતી. જામિઆના સિક્કા સાથે લખ્યું હતું કે ઉપરોકત વિગત પ્રમાણે તમારા ગામમાં નમાઝ નથી થતી. ઝોહર પઢવી બહેતર છે, પરંતુ પરિસ્થિતિ આ છે કે અમારા ગામમાં લોકો કેટલાય વર્ષોથી જુમ્આની નમાઝ પઢતા આવ્યા છે, એટલા માટે જુમ્આ બંધ કરી શકતા નથી, એક વાર કોશિશ પણ કરી હતી પરંતુ નિષ્ફળ રહયો.

ઘણી વાર મારે પણ જુમ્આ પઢાવવી પડે છે, તો હવે મારે શું કરવું જઈએ ? ઝોહર પઢવી જોઈએ અથવા જુમ્આ પઢવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના જણાવ્યા પ્રમાણે તમારી પાસે ફત્વો છે કે આપના ગામમાં શરીઅતની દ્રષ્ટિએ જુમ્આની નમાઝ પઢી શકાતી નથી. માટે અસલ હુકમ તો એ જ છે કે જુમ્આ ન પઢવામાં આવે અને ઝોહરની નમાઝ જમાઅત સાથે અદા કરવામાં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૪૫)

પરંતુ જો કે લોકો પહેલેથી જ પઢતા આવ્યા છે, માટે તેને બંધ કરવામાં લડાઈ – ઝઘડાનો ભય હોય તો તેમને જુમ્આની નમાઝ પઢવા દો, અને બહેતર આ જ છે કે તમે પઢાવી દો, કારણ કે કુર્આનમાં છે કે "વલ્ ફિત્નતુ અકબરુ મિનલ્ કત્લ" એટલે ફિત્નો ઊભો કરવો કતલથી વધારે ખતરનાક છે, માટે તમે આવી પરિસ્થિતિમાં જુમ્આ પઢાવી શકો છો, પરંતુ જુમ્આ પછી તમારા માટે ઝોહરની ચાર રકાત પઢી લેવી જરૂરી છે :

ثم كل موضع وقع الشک فی جواز الجمعة لو قوع الشک فی المصر أو غيره وأقام أهله الجمعه يبغی أن يصلوا بعد الجمعة أربع ركعات وينووا بها الظهرحتی لو لم تقع الجمعة موقعها يخرج عن عهدة فرض الوقت بيقين، كذافی الكافی، وهكذا فی المحيط ثم اختلفوا فی نيتها قيل : ينوی آخر ظهر

عليه وهو الأحسن والأحوط أن يقول : نويت آخر ظهر أدركت وقته ولم أصله بعد، كذا في القنية۔(આલમગીરી : ૧ / ૧૪૫)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) શહેરથી નજીક હોટલવાળાઓ પર જુમ્આ

**સવાલ (૧૦૪૬) :** મુંબઈ દહીસરથી અમારી હોટલ બે કિ.મી. દૂર છે, જે એક નાનું ગામડું છે, ત્યાં શાફિઈ મુસલમાનોની વસ્તી છે, તે જગ્યાએ જુમ્આની નમાઝ થાય છે અને મુંબઈની હદ "દહીસર" ચેક પોષ્ટ પર ખતમ થાય છે, અને અહીં મુસલમાનોની વસ્તી નથી, અમારા નજીકમાં જમણી તરફ "દિલ્લી દરબાર હોટલ" છે, અને ડાબી બાજુએ ભેંસનો તબેલો છે, જયાં થોડા ઘણાં મુસલમાન રહે છે, મુંબઈ બી.એસ.ટી. (મુંબઈની સરકારી બસો), રિક્ષા અને ટેકસી અહીં સુધી આવતી નથી, બે કિ.મી. પહેલા ચેક પોસ્ટ છે, ત્યાં સુધી આ સુવિધા છે.

અહીંથી ગુજરાત તરફ બસો કલાક બે કલાકે મળે છે, રોજિંદા જીવન જરૂરિયાતની વસ્તુઓ અહીંયા મળતી નથી, વધારેમાં વધારે મુસલમાનોની વસ્તી ૨૦૦૦ થી ૩૦૦૦ જેટલી હશે "દિલ્લી દરબાર હોટલ"થી થોડા અંતરે મારું ગામ (કાશી) છે, ત્યાં પોલીસ ચોકી છે અને મુસલમાનોની વસ્તી છે, મોટી મસ્જિદ પણ છે. ત્યાં પાંચ વખતની નમાઝ થાય છે, અને જુમ્આની નમાઝ પણ થાય છે, પરંતુ અમે લોકો અમારી હોટલ, દિલ્લી દરબાર અને તબેલા ત્રણે જગ્યાઓએ ઝોહરની નમાઝ પઢીએ છીએ, જુમ્આ પઢવા માટે ગામમાં જતા નથી, અહીં ન તો કોર્ટ છે, ન ગુજરાતી શાળા છે અને ન ઉર્દૂ શાળા છે અને શહેરમાં જે સુવિધાઓ હોય છે તે અહીં નથી. સામે નેશનલ હાઈવે છે, જેના પર કમસે કમ એક મિનિટે એક ગાડી પસાર થાય છે, આ તમામ વિગતોની રોશનીમાં બતાવશો કે શું અમારા પર જુમ્આ વાજિબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શહેર અથવા કસ્બાની અઝાન તમે સાંભળો છો, તો જુમ્આ માટે કસ્બા અથવા શહેરમાં જવું જરૂરી છે, જો તમે અઝાનની અવાજ સાંભળતા નથી અને તમે જે વિસ્તારમાં રહો છો, ત્યાં રોજિંદા જીવન જરૂરિયાતની વસ્તુઓ મળતી નથી, તો તમારે ઝોહરની નમાઝ પઢવી જોઈએ, જુમ્આ પઢવા માટે ગામ અથવા શહેરમાં જવાની જરૂરત નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૬૦, અલ અખ્તિયારુ લિતઅલીલિલ્ મુખ્તાર : ૧ / ૮૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# બન્ને ઈદોનું બયાન

## (૧) ૧૩ ઝિલ્હજની અસરની નમાઝ પછી અને ઈદની નમાઝ પછી તકબીરે તશરીક પઢવાનો હુકમ

**સવાલ (૧૦૪૭) :** તકબીરે તશરીક ઝિલ્હજની ૯ તારીખની ફજરથી લઈ ૧૩ મી તારીખની અસર સુધી પઢવામાં આવે છે, તો શું ૧૩ મી તારીખની અસરની નમાઝ પછી પણ તકબીર પઢવામાં આવશે ? તેમજ ઈદની વાજિબ નમાઝ પછી તકબીરે તશરીક પઢવા બાબતે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તકબીરે તશરીક ૧૩ મી ઝિલ્હજની અસરની નમાઝ પછી પણ પઢવી વાજિબ છે. ૯ મી ઝિલ્હજની ફજરની નમાઝથી લઈ ૧૩ મી ઝિલ્હજની અસરની નમાઝ સુધી કુલ ૨૩ નમાઝો પછી તકબીર કહેવી, અમુક શરતો સાથે વાજિબ છે.

(આલમગીરી : ૧ / ૫૫, બહર્રુર્રાઈક : ૨ / ૧૬૫)

અને ઈદની નમાઝ પછી તકબીર વિશે હનફી ઉલમા વચ્ચે મતભેદ છે, બલ્ખના ઉલમા ઈદની નમાઝ પછી પણ તકબીરે તશરીક પઢતા હતા. (શામી : ૧ / ૭૮૬, બહર્રુર્રાઈક : ૨ / ૧૬૫) આના પર મુસલમાનોનો સતત અમલ છે, જાણે આ અમલનો વારસો છે.

**નોંધ :** ૨૩ નમાઝોમાં ઈદની નમાઝ દાખલ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) તકબીરે તશરીક પઢવાની મિકદાર

**સવાલ (૧૦૪૮) :** ઈદુલ અદહા (બકરી ઈદ)ના દિવસોમાં દરેક નમાઝ પછી બુલંદ અવાજથી તકબીરે તશરીક પઢવામાં આવે છે, સવાલ એ છે કે બુલંદ અવાજથી કેટલી વાર તકબીર પઢવી વાજિબ છે ? અમુક જગ્યાઓ પર ત્રણ વાર પઢે છે, તો આ ત્રણ વાર પઢવું વાજિબ છે કે મુસ્તહબ ? વિગતવાર બયાન કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તકબીરે તશરીક એક વાર બુલંદ અવાજે પઢવું વાજિબ છે, (આલમગીરી : ૧ / ૧૫૨, શામી : ૧ / ૭૮૫) અને એકથી વધારે વાર પઢવું સુન્નતની વિરુદ્ધ છે. (મજમઉલ અન્હુર : ૧ / ૧૭૬, શામી : ૧ / ૭૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ઈદની નમાઝમાં એક વધારાની તકબીર છૂટી જાય તો શું હુકમ છે ?

**સવાલ (૧૦૪૯) :** અમારા ગામમાં ઈદુલ અદહાની નમાઝમાં ઈમામ સાહેબે પહેલી રકાતમાં ત્રણ વધારાની તકબીરોને બદલે માત્ર બે તકબીરો કહી, તો નમાઝ થઈ કે નહીં ? પછી નમાઝીઓના કહેવાથી બીજી વાર નમાઝ પઢાવવામાં આવી, તો આવું કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદુલ ફિત્ર (રમઝાન ઈદ) અને ઈદુલ અદહા (બકરી ઈદ)માં એકત્ર થઈને બે રકાત સ્વરૂપે અલ્લાહ તઆલાની ઈબાદત અને બંદગી કરવામાં આવે છે. તેમાં વધારાની ૬ તકબીરો વાજિબ છે. વાજિબ ભૂલથી છુટી જાય, તો સિજદએ સહવ વાજિબ થાય છે. (આલમગીરી : ૧ / ૧૫૧, દુર્રે મુખ્તાર મઅ શામી : ૨ / ૧૭૪, કિતાબુલ ફતાવા : ૮ / ૨૦૯, ૨૧૦) અને ઈમામ સિજદએ સહવ કરી લે, તો નમાઝ થઈ જાય છે, અહીંયા પણ વાજિબ છૂટયો છે, માટે નિયમાનુસાર સિજદએ સહવ કરવો જોઈએ, પરંતુ ઈદની નમાઝમાં ઈમામે સિજદએ સહવ એટલા માટે નથી કર્યો કે લોકો વધારે છે, સિજદએ સહવ કરવાથી ખોટી શંકા પેદા થશે, અમુક કરશે અને અમુક નહીં કરે, જાણે એક જાતની ગડબડી પેદા થશે, એટલા માટે ઈમામે સિજદએ સહવ કર્યા વગર નમાઝ પુરી કરી લીધી. તેમાં કોઈ વાંધો નથી, નમાઝ થઈ જશે, તેને ફરી પઢવાની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૨૮, રદુલ મુહતાર : ૨ / ૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઈમામ સાહેબ જો ઈદૈનની વધારાની તકબીરો કહેવાનું ભુલી જાય

**સવાલ (૧૦૫૦) :** ઈદની નમાઝમાં વધારાની ૬ તકબીરો વાજિબ છે, અને તે કયારે પઢવાની હોય છે તે સ્થાન પણ નક્કી છે, જો તેની વિરુદ્ધ થઈ જાય, તો શું નમાઝ સહીહ થશે કે નહીં ? દા. ત. ઈમામ પહેલી રકાતમાં તકબીર ભુલી જાય, તો

હવે કયારે અદા કરે ? જો એક જ વખતમાં ૬ તકબીરો એકી સાથે અદા કરી દે, તો સહીહ છે કે નહીં ? અને બન્નેવ રકાતોમાં તકબીરો ભુલી જાય તો શું સિજદએ સહવથી તેની ભરપાઈ થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદૈનની ૬ તકબીરો વાજિબ છે, ભુલથી ઓછી – વધતી થઈ જાય અથવા બિલ્કુલ ભુલી જાય, અથવા આમ તેમ થઈ જાય, તો સિજદએ સહવથી નમાઝ અદા થઈ જશે, આ વાત બદાઈઉસ્સનાઈઅ અને બહરુર્રાઈકમાં લખી છે. (બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૧૬૭, બહરુર્રાઈક : ૨ / ૧૦૩) એ જ પ્રમાણે આલમગીરી : ૧ / ૧૦૨ માં પણ મૌજૂદ છે.

પરંતુ આગળ મુહીતના હવાલાથી લખ્યું છે કે જુમ્આ અને ઈદોમાં ગલતી (ભૂલ) થઈ જાય તો સિજદએ સહવ ન કરે. (આલમગીરી : ૧ / ૧૦૩)

કારણ કે ઘણા અલ્લાહના બંદા એવા હોય છે જે વર્ષમાં એક વાર નમાઝ પઢવા માટે આવતા હશે. તેઓ સિજદએ સહવની સલામ ફેરવવાથી એમ સમજશે કે નમાઝ ખતમ થઈ ગઈ, તેનાથી એક ફિત્નો ઊભો થઈ જશે. એ જ રીતે ઈદની નમાઝના તરીકાની અજાણ લોકો એ સમજશે કે ઈદની નમાઝની રીત એ જ છે કે છેલ્લી રકાતમાં ચાર સિજદા હોય છે, એટલા માટે ફુકહાએ કિરામે લખ્યું છે કે ઈદની નમાઝમાં સિજદએ સહવ વાજિબ થઈ જાય તો સિજદએ સહવ ન કરે.

જુમ્આના દિવસે ફજરની નમાઝમાં સૂરએ અલિફ – લામ – મીમ સજદહ પઢવું મસ્નૂન છે, (મુસ્લિમ શરીફ : ૧ / ૨૮૭, હદીસ નં. ૬૧ – ૮૭૭) આ સૂરતમાં સિજદાની આયત છે, તેને લીધે પહેલી રકાતમાં સિજદએ તિલાવત કરવામાં આવે છે, અમુક દેશોના હાજીઓ હજ માટે ગયા, ત્યાંથી પરત આવીને કહયું કે મક્કા શરીફ અને મદીના શરીફમાં જુમ્આના દિવસે ફજરની નમાઝ ત્રણ રકાત થાય છે.

દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે વાજિબાત ભૂલથી છુટી જાય, તો સિજદએ સહવ કરવો જરૂરી છે, ભલે જુમ્આ હોય કે ઈદની નમાઝ, ફર્ઝ હોય કે નફલ, આ બાબતે બધું બરાબર છે. આજના ફુકહાએ લખ્યું છે કે ઈદૈનમાં સિજદએ સહવ ન કરવો બહેતર છે. (શામી : ૧ / ૭૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) ઈદના દિવસે મુસાફો કરવો

**સવાલ (૧૦૫૧) :** ઈદના દિવસે મુસાફો કરવો (હાથ મિલાવવો) કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસાફો કરવો સુન્નત છે, એક મુસલમાન બીજા મુસલમાન સાથે મુલાકાત કરે, તો સલામ કરે અને મુસાફો કરે અથવા માત્ર સલામ પર બસ કરે જાઈઝ છે, સુન્નત અદા થઈ જશે. (મુસ્લિમ શરીફ : ૧ / ૫૪, હદીસ નં. ૯૩ – ૫૪) પરંતુ ઈદના દિવસે મુસાફો કરવો, મુઆનકો કરવો (ભેટવું) અને જે લોકો એવું ન કરે, તેમને બુરૂં – ભલું કહેવું અને તેમની ગીબત કરવી નાજાઈઝ અને હરામ છે, તેનાથી બચવું જરૂરી છે.

આજ કાલ પરિસ્થિતિ એ છે કે લોકો રાત દિવસમાં કેટલીય વાર મળે છે, મુસાફાની વાત તો દૂર, પરસ્પર સલામ પણ નથી કરતા અને ઈદના દિવસે મુસાફાને વાજિબ સમજે છે, અને મુસાફો ન કરનારને બુરૂ – ભલું કહે છે, ખૂશીના દિવસને લડાઈ – ઝઘડામાં બદલવો, અને દીનમાં પોતાની મરજી પ્રમાણે બિન જરૂરી વસ્તુને જરૂરી સમજવું બિદઅત અને ગુમરાહી છે, એટલા માટે ઈદના દિવસે મુલાકાતને જરૂરી સમજવું હરામ છે, પરંતુ કોઈ બહાર ગામ અને શહેરથી આવ્યું હોય, તો રિવાજ વગર તેની સાથે મુસાફો કરવો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ઈદની નમાઝમાં ખુત્બો આગળ કરવો મકરૂહ છે.

**સવાલ (૧૦૫૨) :** ઈમામ સાહેબ ઈદની નમાઝ પઢતા પહેલા ખુત્બો પઢયા, જેમાં તેમણે જુમ્આનો ખુત્બો પઢયો, ત્યાર પછી નમાઝ પઢાવી, તો નમાઝ થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબ ઈદની નમાઝનો ખુત્બો નમાઝથી પહેલા પઢે, તો નમાઝ થઈ જશે, બીજી વાર પઢવાની જરૂરત નથી, પરંતુ તેમનો આ અમલ સુન્નતની વિરુદ્ધ છે, અને મકરૂહ છે, સુન્નત તરીકો આ છે કે પહેલા નમાઝ પઢવામાં આવે, પછી ખુત્બો પઢવામાં આવે. (જવહરુન્નય્યરહ : ૧ / ૯૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ખુત્બો સાંભળવા માટે લોકોને ઓળંગીને આગળ જવું

**સવાલ (૧૦૫૩) :** ઈદની નમાઝ પછી ખુત્બો સાંભળવા માટે સફો ઓળંગીને લોકો

આગળ વધે છે, હાલાંકે પોતાની જગ્યાએ બેઠા બેઠા પણ ખુત્બો સંભળાય છે, તો આ રીતે લોકોને ઓળંગીને આગળ જવું શરીઅતની દ્રષ્ટિએ કેવું છે ? પોતાની જગ્યાએ બેસીને જ ખુત્બો સાંભળવો જોઈએ કે આગળ જવું જોઈએ ? જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરત વગર આગળ બેસેલા લોકોને ઓળંગી આગળ જવું યોગ્ય નથી. પરંતુ ખુત્બો સાંભળવા માટે (લોકોને તકલીફ આપ્યા વગર) આગળ જવું જાઈઝ છે. જયારે કે પાછળ ખુત્બો સંભળાતો ન હોય. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૬૩) (અબૂદાવુદ : ૧ / ૧૫૯, હદીસ નં. ૫૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ઈદની નમાઝ, દુઆ, ખુત્બો અને બયાનમાં તરતીબ

**સવાલ (૧૦૫૪) :** અમારા ગામમાં ઈદના મોકા પર નીચેની તરતીબથી નમાઝ, ખુત્બો અને બયાન થાય છે :

"સૌથી પહેલા ઈદની નમાઝ થાય છે, પછી ખુત્બો થાય છે, પછી કોઈ આલિમનું બયાન થાય છે અને બયાન પછી સામુહિક દુઆ થાય છે."

પૂછવાનું એ કે આ રીતે તરતીબ (ક્રમવાર) શરઈ દ્રષ્ટિએ દુરુસ્ત છે કે નહીં ? આશા છે કે જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં વર્ણન કરેલી તરતીબ (ક્રમ) માં "દુઆ" છેલ્લે છે, આ તરતીબ યોગ્ય નથી, બહેતર તરતીબ આ છે કે પહેલા ઈદની નમાઝ થાય, નમાઝ પછી તરત જ દુઆ થાય પછી ખુત્બો અને ખુત્બા પછી બયાન.

હદીસોથી માલૂમ થાય છે કે અલ્લાહના રસૂલ (સલ.) અને સહાબએ કિરામ (રદિ.) ઈદની નમાઝના મોકા પર દુઆ માંગતા હતા. (મુસ્લિમ શરીફ : ૧ / ૨૯૧, હદીસ નં. ૧૨ – ૮૯૦) પરંતુ હદીસોમાં સ્પષ્ટતા નથી કે નમાઝ પછી દુઆ થતી હતી અથવા ખુત્બા પછી. પરંતુ ઈદ સિવાય બીજી પાંચ વખતની નમાઝો વિશે હદીસોમાં નમાઝ પછી દુઆની સ્પષ્ટતા મળે છે.

(મુસ્લિમ શરીફ : ૧ / ૨૧૮, હદીસ નં. ૧૩૫ – ૫૯૧)

એટલા માટે ઉલમાએ બીજી નમાઝો પર કયાસ કરી ઈદમાં પણ, નમાઝ

પછી દુઆ કરવાને બહેતર કહયું છે.

માટે નમાઝ પછી દુઆ કરવી જોઈએ, જેથી તેમાં બધા મુસલમાનો જોડાય શકે, ખુત્બો અથવા બયાન પછી દુઆ બહેતર નથી. (ફતાવા દારૂલ ઉલૂમ : ૫ / ૨૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઈદની નમાઝ પછી કયારે દુઆ માંગવામાં આવે ?

**સવાલ (૧૦૫૫) :** ઈદની નમાઝ પછી દુઆ કયારે માંગવી જાઈએ ? નમાઝ પછી કે ખુત્બા પછી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાનો પર અલ્લાહના રસૂલ (સલ.)નું અનુસરણ જરૂરી છે. અલ્લાહના રસૂલ (સલ.) થી સાબિત છે કે આપ (સલ.) ઈદૈનમાં દુઆ માંગતા હતા, અને ત્યાર પછી પણ આ અમલ બાકી રહયો. ઈમામ બુખારી (રહ.) એ પોતાની અઝીમુશ્શાન કિતાબ (બુખારી શરીફ)માં આ રીતે પ્રકરણ લખ્યું છે :

باب شهود الحائض العيدين ودعوة المسلمين، ويعتزلن المصلى

**તર્જુમો :** હેઝવાળી સ્ત્રીનું ઈદૈન અને મુસલમાનોની દુઆઓમાં હાજર થવું અને નમાઝની જગ્યાએથી દૂર રહેવું" (બુખારી : ૧ / ૪૭, હદીસ નં. ૩૨૪)

આ પ્રકરણમાં હઝરત હફસા (રદિ.) ની એક રિવાયત નકલ કરી છે, તેનો એક ટુકડો આ રીતે છે, સ્ત્રીઓ પરદાનો એહતિમામ કરી ભલાઈની જગ્યાએ અને મુસલમાનોની દુઆઓની જગ્યાએ હાજર થાય. (બુખારી : ૧ / ૪૭ હદીસ નં ૩૨૪)

ઉપરોકત રિવાયતથી સાબિત થયું કે અલ્લાહના રસૂલ (સલ.)એ સ્ત્રીઓને દુઆમાં શરીક થવાનો હુકમ આપ્યો હતો, તેનો અર્થ એ થયો કે આ મોકા પર દુઆ થાય છે. પરંતુ આપ (સલ.) એ આ મોકા પર દુઆ કયારે માંગી છે ? એ સાબિત નથી, માટે ઈમામને ઈખ્તિયાર (છુટ) છે, નમાઝ અથવા ખુત્બા પછી જયારે મન થાય, દુઆ માંગી લે અને આ સિવાય બાકી નમાઝોમાં દુઆ નમાઝ પછી જ છે. ખુલાસો એ છે કે નમાઝ અથવા ખુત્બો બન્નેમાંથી કોઈ એક પછી દુઆ માંગી લે, કોઈ એકને જરૂરી સમજવું અથવા બન્નેમાં જરૂરી સમજવું અને બન્ને વખતમાં દુઆ ન માંગનાર સાથે લડાઈ – ઝઘડો કરવો અને અપશબ્દો બોલવા હરામ છે. માટે સુન્નતને સુન્નત મુજબ અદા કરવામાં આવે, તે સુરત જાઈઝ છે, કોઈ એકને જરૂરી

સમજવું ખોટું છે. એટલા માટે ઈમામ સાહેબને આમાંથી કોઈ એક કામ પર મજબુર કરવામાં ન આવે, જો તેમનું મન થાય તો નમાઝ પછી (દુઆ) માંગે, જો તે ચાહે તો ખુત્બા પછી દુઆ માંગે, બન્ને તરીકા દુરુસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઈદની નમાઝ પછી દુઆ માંગવાનો યોગ્ય સમય

**સવાલ (૧૦૫૬) :** ઈદના દિવસે બે રકાત નમાઝ પઢાવ્યા પછી ઈમામ સાહેબ મિમ્બર પર ઊભા થઈ ખુત્બો આપે છે, ત્યાર પછી દુઆ કરાવે છે, હાલાંકે એ જ ઈમામનું કહેવું છે કે ઈદની નમાઝ પછી તરત દુઆ કરી લેવી જોઈએ, ત્યાર પછી મિમ્બર પર ખુત્બો આપવા ચઢવું જોઈએ. તો આમાં સાચી રીત શું છે ? પહેલી દુઆ અને પછી ખુત્બો કે ખુત્બા પછી દુઆ કરવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ પછી દુઆ કબૂલ થાય છે, અને ફર્ઝ નમાઝ પછી પણ તરત દુઆ માંગવામાં આવે છે, એટલા માટે ઈદની નમાઝ પછી તરત દુઆ માંગી લેવી જોઈએ. પરંતુ નમાઝ પછી દુઆ માંગવી સ્પષ્ટ મન્કૂલ નથી, માટે ખુત્બા પછી દુઆ માંગવાને બિદઅત કહેવામાં નહીં આવે. (ઈમ્દાદુલ ફતાવા : ૧ / ૬૦૨, ૬૦૩) પરંતુ કાયદા પ્રમાણે દુઆ નમાઝ પછી માંગી લેવી બહેતર છે. (ઈમ્દાદુલ ફતાવા : ૧ / ૬૦૨, ૬૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ઈદગાહમાં જનાઝાની નમાઝ અને જનાઝાગાહમાં ઈદની નમાઝ પઢવી

**સવાલ (૧૦૫૭) :** અમારા ગામમાં ઈદગાહ છે, શું તેમાં જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે ? તેમજ જનાઝાની નમાઝ પઢવા માટે જનાઝાગાહ પણ છે તો ત્યાં ઈદની નમાઝ પઢી શકાય છે કે નહીં ? વિગતવાર જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાગાહ એટલે જનાઝાની નમાઝ માટે જે જગ્યા નક્કી અને ખાસ હોય, તેમાં ઈદની નમાઝ પઢવી જાઈઝ છે, પરંતુ જગ્યાનું પાક હોવું જરૂરી છે, અને આ પણ જરૂરી છે કે સામે કબરો ન હોય, એ રીતે ઈદગાહમાં પણ જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે. (બુખારી : ૧ / ૪૮, હદીસ નં. ૩૩૫, રદ્દુલ મુહતાર : ૧ / ૬૫૪) તેમજ

જનાઝાની નમાઝ કોઈ ઈમારતમાં પઢવી જાઈઝ છે, જયારે કે માલિકની પરવાનગી હોય, પરંતુ જાહેર માર્ગ પર મકરૂહ છે. (રદ્દુલ મુહતાર : ૧ / ૫૯૬)

ઈદની નમાઝ ઈદગાહમાં પઢવી મુસ્તહબ છે, પરંતુ જો કોઈ ઉઝર હોય, દા.ત. વરસાદ વગેરે હોય, તો પછી જામેઅ મસ્જિદમાં પઢવી મુસ્તહબ છે. (તહતાવી : ૨૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ઈદની નમાઝ કયા પઢવી અફઝલ છે ?

**સવાલ (૧૦૫૮) :** અમારે ત્યાં બન્ને ઈદોની નમાઝ પઢવા માટે ગામની બહાર ખાસ કોઈ જગ્યા ઈદગાહ રૂપે બનાવવામાં આવી નથી, બલકે એક ખુલ્લું મેદાન છે, જયાં ક્રિકેટ અને બીજી રમતો વગેરે રમવામાં આવે છે, ગામ લોકો એ જ મેદાનમાં ઈદની નમાઝ પઢી લેતા હતા, અને બીજી તરફ અમારા ગામની મસ્જિદ નમાઝીઓને જોતા ઘણી નાની હતી, પરંતુ અત્યારે અલ્લાહના ફઝલો કરમથી ગામ લોકોએ એક શાનદાર મસ્જિદ બનાવી છે, જેમાં ગામના નમાઝીઓ આસાનીથી સમાય શકે છે, અને તેમાં દરેક પ્રકારની સુવિધાઓ અને રાહતો છે, અને પહેલા જે મેદાનમાં ઈદની નમાઝ પઢતા હતા, ગામની આ મસ્જિદની બિલ્કુલ પાસે છે. હવે સવાલ એ છે કે અમારા માટે સુન્નત અને બહેતર તરીકો કયો છે ? ઈદની નમાઝ મસ્જિદમાં પઢવી જોઈએ કે પછી તે જ મેદાનમાં જયાં પહેલા પઢતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગામથી બહાર જઈ ઈદની નમાઝ પઢવી સુન્નત છે, ભલે ગામની મસ્જિદ મોટી હોય.

શામીમાં લખ્યું છે :

(والخروج اليها) أى الجبانة لصلاةالعيد (سنة وان وسعهم المسجد الجامع) هو الصحيح ( شامى ١: ١٧٦)

માટે વરસાદ પડતો ન હોય તો બન્ને ઈદોની નમાઝ ગામ / શહેરથી બહાર જઈ પઢવી સુન્નત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ઈદુલ ફિત્રમાં ઈદગાહ જતી વખતે તકબીર ધીમી અવાજે પઢવામાં આવે

**સવાલ (૧૦૫૯) :** ઈદુલ ફિત્રના દિવસે ઈદની નમાઝ પઢવા માટે ઈદગાહ તરફ

જતી વખતે રસ્તામાં તકબીરે તશરીકને ધીમે અવાજે પઢવી સાબિત છે, શું આ જ અમલ ઈદુલ અદહાની નમાઝ વખતે પણ કરવામાં આવે અથવા આ મોકા પર બુલંદ અવાજે તકબીર કહેવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદુલ અદહા (બકરી ઈદ)માં તકબીરે તશરીક જોરથી પઢવી ઈદુલ અદહાનો ખાસ અમલ છે, ઈદુલ અદહા પછી ૧૩ ઝિલ્હજ સુધી તકબીરના દિવસો છે. તેમાં અલ્લાહ તઆલાની મહાનતા (બડાઈ) અને કિબ્રિયાઈ જાહેર થાય છે. અલ્લાહ તઆલાની એક મખ્લૂકને માણસ પોતાના પ્રાણના બદલામાં અલ્લાહ સામે રજૂ કરે છે. અલ્લાહ તઆલા માણસની જાનની કુર્બાની પણ માંગી શકે છે, તેને આખી દુનિયા અને દરેક મખ્લૂક પર કુદરત છે. અલ્લાહના હુકમ વગર કોઈને કંઈ પણ ઈખ્તિયાર નથી, માટે આ ખાસ (અલ્લાહની) મહાનતા જાહેર કરવાનો સમય છે, હજની હાલતમાં ઊંચી અવાજે લબ્બૈક (તલબીયહ) પઢવામાં આવે છે, અન્ય લોકો માટે તકબીર છે.

ઈદુલ ફિત્ર પણ અલ્લાહ તઆલા તરફથી બંદાઓની મહેમાનીનો દિવસ છે. આનાથી પહેલા આખો મહિનો રોઝા રાખવાના છે. રમઝાનમાં રોઝા અને ઈબાદતની તૌફીક નસીબ થાય છે. અલ્લાહ તઆલાએ હિદાયત આપી અને આખા વર્ષના ગુનાહો અને ભુલોથી તૌબા કરી નફસને પવિત્ર અને પાક કરી તો હુકમ થયો કે અલ્લાહનો આભાર માનો, ઈદના દિવસે સૌથી પહેલા નમાઝ અદા કરો અને વધારાની તકબીરો સહિત નમાઝ અદા કરો, અલ્લાહની મહાનતા (કિબ્રિયાઈ) નો ઈકરાર કરી શુક્રિયાને જાહેર કરો, પરંતુ રોઝાની બંદગી જે રીતે છુપાઈને, શાંતિથી અદા કરવામાં આવે છે, એ રીતે અલ્લાહનો આભાર પણ ધીમી અવાઝે માનો. એટલા માટે નમાઝ સિવાય તકબીર ધીમી અવાજથી પઢવાનો હુકમ છે, એટલે જો તકબીર પઢવી હોય, તો ધીમી અવાજે પઢે, ન પઢે તો પણ કોઈ વાંધો નથી.

ઈદુલ અદહાની અસલ આ છે કે જયારે હઝરત જિબ્રઈલ (અલૈ.), હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સામે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના ફિદયા (બદલા)માં દુમ્બુ (ઘેટુ) લઈને આવ્યા તો હઝરત જિબ્રઈલ (અલૈ.) ને અંદેશો થયો કે કયાંક ઉતાવળમાં ઈબ્રાહીમ (અલૈ.) હઝરત ઈસ્માઈલ (અલૈ.) પર છરી ફેરવી ન દે, એટલા માટે હઝરત જિબ્રઈલ (અલૈ.) એ જોરથી કહયું : અલ્લાહુ અકબર, અલ્લાહુ

અકબર, (જો કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તો છરી ફેરવી ચુકયા હતા) જયારે હઝરત ઈસ્માઈલ (અલૈ.) એ હઝરત જિબ્રઈલને જોયા તો ફરમાવ્યું : "લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર" અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જોયું કે ફિદયામાં દુમ્બુ (ઘેટુ) આવી ગયુ છે, તો તેઓ પણ પુકારી ઉઠયા : અલ્લાહુ અકબર વ લિલ્લાહિલ્ હમ્દ.

મતલબ કે ઈદુલ અદહા (બકરી ઈદ)ની નમાઝ પઢવા જતી વખતે બુલંદ અવાજથી અને ઈદુલ ફિત્રની નમાઝ પઢવા જતી વખતે ધીમેથી તકબીર કહેવામાં આવશે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૭૯, ૨૮૦, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૦, રદુલ મુહતાર : ૨ / ૧૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) માત્ર ઈદુલ ફિત્રની રાતને "લયલતુલ જાઈઝહ" કહેવામાં આવે છે

**સવાલ (૧૦૬૦) :** ઈદુલ ફિત્ર અને ઈદુલ અદહા બન્નેની રાતોને "લયલતુલ જાઈઝહ" કહેવામાં આવે છે, કે માત્ર ઈદુલ ફિત્રની રાતને ? આ રીતે "યવ્મુલ જાઈઝહ" બન્ને ઈદોના દિવસને કહેવામાં આવશે કે પછી માત્ર ઈદુલ ફિત્રના દિવસને ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બન્ને ઈદોની રાતોમાં ઈબાદત કરવી અને તેને જીવંત રાખવી (એટલે ઈબાદતથી આબાદ રાખવી) ફઝીલત અને સવાબનું કામ છે, હદીસ શરીફમાં છે કે જે માણસ બન્ને ઈદોની રાતોને જીવંત રાખશે (એટલે ઈબાદત કરશે) તેનું દિલ આખું વર્ષ (નેક કામો માટે મજબૂત) જીવંત રહેશે.

(ઈબ્ને માજહ : ૧ / ૧૨૭, હદીસ નં. ૧૭૮૨)

પરંતુ ઈદુલ ફિત્રની રાતને જ "લયલતુલ જાઈઝહ" (ઈનામની રાત) કહેવામાં આવે છે, જાઈઝહ એટલે ઈનામ, તેને ઈનામની રાત એટલા માટે કહેવામાં આવે છે કે રમઝાનુલ મુબારકમાં રોઝેદારોએ જે તકલીફો બરદાશ્ત કરી છે, તેનું ઈનામ આ રાતમાં આપવામાં આવે છે. ઈદુલ અદહાની રાતને "લયલતુલ જાઈઝહ" નહીં કહેવાય. એ જ રીતે ઈદના દિવસોને પણ "યવમુલ જાઈઝહ" નહીં કહેવાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ઈદની નમાઝથી પહેલા નફલ નમાઝ પઢવી

**સવાલ (૧૦૬૧) :** ઈદના દિવસે ફજરની નમાઝ પછીથી ઈદની નમાઝ ખતમ થતા સુધી નફલ નમાઝ પઢવાની મનાઈ છે કે મકરૂહ છે ? ઉપરાંત મનાઈ અને મકરૂહમાં શું ફર્ક છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદની નમાઝથી પહેલા નફલ નમાઝ પઢવી મકરૂહે તન્ઝીહી છે, ભલે ઘરે પઢે કે મસ્જિદમાં, હાં ! ઈદ પછી જો ઈદગાહ અથવા મસ્જિદમાં પઢે, તો મનાઈ છે, ઘરમાં પઢવાની ઈજાઝત છે. (આલમગીરી : ૧ / ૫૩, રદુલ મુહતાર : ૧ / ૩૭૮, બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૮)

**મનઅ :** આ શબ્દ સામાન્ય રીતે શરઈ અને ઉર્ફી પાબંદીઓ પર બોલાય છે, બોલાય છે કે ફલાણી વસ્તુની મનાઈ છે. એટલે તેનો ઉપયોગ જાઈઝ નથી, ભલે શરઈ મનાઈ હોય કે ઉર્ફી (લોકોમાં પ્રચલિત બોલચાલ).

જયારે કે મકરૂહ પરિભાષિક શબ્દ છે, તેના બે પ્રકાર છે, મકરૂહે તન્ઝીહી અને મકરૂહે તહરીમી, મનાઈના શબ્દમાં આ બન્ને શામેલ થઈ શકે છે, એ જ રીતે કોઈ અન્ય કારણે કોઈ વસ્તુની મનાઈ હોય, તો તે પણ તેમાં દાખલ થઈ શકે છે, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ઈદગાહ ન હોવાને કારણે રમત ગમતના મેદાનમાં ઈદની નમાઝ અદા કરવી

**સવાલ (૧૦૬૨) :** અમારે ત્યાં રીયુનિયનના સેન્ટવેન્સમાં ઈદગાહ નથી, આ કારણથી અત્યારે અમે શહેરની હદ જે આશરે અડધા માઈલ અંતર પર છે, અને મ્યુનિસિપાલિટીવાળાઓની પાસે કોઈ એવી જમીન પણ નથી જેને અમે ખરીદી શકીએ, અને ન તો અમારામાંથી કોઈની પાસે કોઈ એવી જમીન છે, અમે દર વર્ષે શહેરના લોકોને ઉપરોકત જગ્યામાં ઈદની નમાઝ માટે બોલાવીએ છીએ, પંદરસો નમાઝીઓમાંથી માત્ર ત્રણસો માણસો આવે છે અને ન આવનારાઓ નીચે લખેલ કારણો આપે છે.

(૧) ઈદગાહની કોઈ વ્યવસ્થા નથી, પ્રથમ તમે ઈદગાહ બનાવો, ત્યાર પછી અમે આવીશું.

(૨) આ તો રમત ગમતનું મેદાન છે, અમે તેના પર નમાઝ પઢીશું નહીં.
(૩) ત્યાં નમાઝ પઢવાથી ઈદગાહમાં નમાઝનો સવાબ નહીં મળે.

અમારી જમાઅતની પાસે એક મોટું મેદાન છે, પરંતુ તે સેન્ટવેન્સ શહેરના પૂર્વિય કિનારે શહેરથી છ કિ.મી.ના અંતરે છે, અને શહેરના અમુક લોકો ત્યાં આવવા ઈચ્છે તો તેમને દસ કિ.મી. અંતર કાપવું પડે, બીજી વાત કે તે મેદાન નગરપાલિકાની હદમાં છે, સેન્ટવેન્સ શહેરમાં નથી, તો હવે અમે ઈદૈનની નમાઝ માટે શું કરીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદગાહમાં નમાઝ અદા કરવી મસ્નૂન છે, સામાન્ય રીતે ફુકહાએ કિરામ તેને સુન્નત કહે છે, જયાં મન્દૂબ અને મુસ્તહબના શબ્દોનો ઉલ્લેખ છે, તો તેનાથી સુન્નત જ મુરાદ છે, ફતાવા કાઝીખાનમાં છે :

والنسة أن يخرج الامام الى الجبانة

નબીએ અકરમ (સલ.)એ મસ્જિદે નબવીને બદલે ઈદની નમાઝ ઈદગાહમાં અદા કરી છે. (સહીહ બુખારી : ૧ / ૧૩૧, હદીસ નં. ૯૫૬)

માત્ર એક વાર વરસાદને કારણે મસ્જિદે નબવીમાં અદા કરી છે. એટલા માટે હઝરત અલ્લામા અયની (રહ.) એ ઉમ્દતુલ કારી શર્હે બુખારીમાં લખ્યું છે :

ولايصلى فى المسجد الا عن ضرورة، وروى ابن زياد عن مالك ، قال : السنة الخروج الى الجبانة الا لأهل مكة، ففى المسجد، وقال السافعى فى (الأم) : بلغنا أن رسول الله ﷺ كان يخرج فى العيدين الى المصلى بالمدينةوكذا من بعده الا من عذر مطر ونحوه، وكذا عامة أهل البلدان الا مكة، شرفهاالله تعالى(عينى)

અલ્લામા અયની (રહ.) ફરમાવે છે કે ઈદની નમાઝ જરૂરત અને કારણ વગર મસ્જિદમાં પઢવામાં ન આવે, ઈબ્ને ઝિયાદે માલિક (રહ.) થી નકલ કર્યુ છે કે સુન્નત આ જ છે કે ઈદની નમાઝ માટે શહેર – ગામને છોડી ખુલ્લા મેદાન અથવા રણ તરફ નીકળો, માત્ર મક્કાવાળાઓ માટે મસ્જિદમાં પઢવાનો હુકમ છે, કિતાબુલ ઉમ્મમાં ઈમામ શાફિઈ (રહ.) ની રિવાયત છે : તે ફરમાવે છે કે અમને રિવાયત

પહોંચી છે કે જનાબે રસૂલે અકરમ (સલ.) મદીનાના કયામ દરમિયાન ઈદની નમાઝ માટે ઈદગાહમાં તશરીફ લઈ જતા હતા, અને આપ (સલ.), ખુલફાએ રાશિદીન અને બીજા સહાબા (રદિ.)નો પણ આ જ મામૂલ હતો, મક્કા સિવાય બીજા બધા ઈસ્લામી શહેરોનો પણ આ જ મામૂલ રહયો.

તેનાથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે ઈદગાહમાં નમાઝ બાબતે ભાર આપવામાં આવ્યો છે, પરંતુ ફુકહાએ કિરામે કમજોરો અને લાચારોને નજીકની મસ્જિદમાં ઈદની નમાઝની પરવાનગી આપી છે અને ફરમાવ્યું કે ત્યાં ઈદની નમાઝ જાઈઝ છે, હઝરત અલી (રદિ.) જયારે કુફા તશરીફ લાવ્યા, તો હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)ને શહેરમાં ઈદની નમાઝ માટે નાયબ બનાવ્યા, જેથી તે કમજોરો (વૃધ્ધો)ને નમાઝ પઢાવે અને હઝરત અલી (રદિ.) જાતે બુઝુર્ગાને ઉમ્મતની સાથે શહેરની બહાર પગપાળા તશરીફ લઈ ગયા. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૮૦)

માટે જે લોકો મનાઈ કરે છે અને શહેરની હદમાં ઈદની નમાઝ પઢવા જતા નથી, તે ભુલમાં છે, તેમણે બહાનું બનાવવાને બદલે નમાઝ માટે ત્યાં (મેદાનમાં) જવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) વરસાદના કારણે ઈદગાહ પર છાપરું મારવું

**સવાલ (૧૦૬૩) :** અમારે ત્યાં રીયુનિયનમાં મોટાભાગે ચાંદ દેખાતા પહેલા અને પછી એક – બે દિવસ સુધી હલકો હલકો વરસાદ થાય છે, અમુક વખતે ખૂબ જ વરસાદ પડે છે, તો વરસાદથી બચવા માટે ઈદગાહ પર છત (છાપરું) મારવું જાઈઝ છે કે નહીં ? જો છાપરું મારવું ના જાઈઝ હોય તો હંગામી ધોરણે વરસાદથી બચવા માટે મંડપ લગાવી શકાય કે નહીં ? જો અમે વરસાદથી બચવા માટે કોઈ વ્યવસ્થા નહીં કરીએ તો વધુ પડતા નમાઝીઓ વરસાદના ભયથી મસ્જિદમાં ઈદની નમાઝ પઢી લેશે, તો આ પરિસ્થિતિમાં અમારે શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વરસાદમાં ઈદની નમાઝ મસ્જિદમાં પઢવામાં આવશે, એવા વખતે ઈદગાહમાં જવું જરૂરી નથી. (ઉમ્દતુલ કારી શર્હે બુખારી : ૬ / ૨૮૧)

છાપરું અથવા મંડપ લગાડવાથી તડકાથી અને મામૂલી વરસાદથી બચી શકાય છે, એટલા માટે દિવાલ બનાવ્યા વગર માત્ર છત અથવા હંગામી ધોરણે મંડપ લગાવી દેવામાં આવે તો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) રમત ગમતના મેદાનમાં ઈદની નમાઝ પઢવી

**સવાલ (૧૦૬૪) :** રમત ગમતના મેદાનમાં ઈદની નમાઝ પઢી શકાય છે કે નહીં ? શું આ પરિસ્થિતિમાં ઈદની નમાઝનો સવાબ મળશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદગાહ બનાવવી જરૂરી નથી, રમત ગમતના મેદાનમાં અથવા રણમાં એ જ રીતે શહેરથી બહાર કોઈ પણ જગ્યાએ ઈદની નમાઝ પઢવાથી ઈદગાહની ફઝીલત પ્રાપ્ત થઈ જશે. (બુખારી : ૧ / ૧૩૧, હદીસ નં. ૯૫૬) પરંતુ કોઈ એક જગ્યાને નક્કી કરવી બહેતર છે, જો ઈદગાહની જમીન વકફ છે, અથવા કાયદેસરથી ઈદગાહ માટે કમ્પાઉન્ડ અને મિમ્બર અને મેહરાબ બનાવો છો, તો પછી તે જગ્યાને રમત ગમત માટે ઉપયોગમાં લેવી જાઈઝ નથી. આવા ઘેરાવવાળી જગ્યાનો હુકમ સંપૂર્ણ પણે મસ્જિદ જેવો તો નથી, કે તેમાં હેઝવાળી ઔરત અને જનાબત વાળો (નાપાક) માણસ પ્રવેશી ન શકે. પરંતુ નાપાકી અને ગંદકીથી તેને પાક અને સાફ રાખવી જરૂરી છે. (શામી : ૧ / ૬૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ઈદની નમાઝમાં શાફિઈ ઈમામની ઈકતિદા કરે તો કેટલી તકબીર કહે ?

**સવાલ (૧૦૬૫) :** અહીં (કુવેતમાં) ઈદની નમાઝમાં વધારાની ૧૩ તકબીરો કહેવામાં આવે છે, જયારે કે આપણા નજીક ૬ તકબીરો છે, તો શાફિઈ ઈમામની પાછળ ઈદની નમાઝ પઢતી વખતે હનફીએ દરેક તકબીર પર હાથ ઉઠાવવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગેર હનફી ઈમામની પાછળ હનફી મસ્લકનો મુકતદી ઈદની નમાઝ પઢે તો બન્ને રકાતોમાં ઈમામના અનુસરણ (ઈત્તિબાઅ)માં ૧૬ તકબીરો સુધી ઈત્તિબાઅ (પેરવી) કરવી જરૂરી છે. હનફી મુકતદી ઈમામ પ્રમાણે તકબીરો પણ કહે અને હાથ પણ ઉઠાવે. (રદ્દુલ મુહતાર અલદ્ દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૭૨, ૧૭૩)



## મદની એજ્યુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ, કોસંબા, જી. સુરત

**બ-યાદગાર હઝરત મુફ્તી અહમદ બેમાત (રહ.)**

સ્થાપના ૧૪૩૫ હિ.સ. મુતાબિક : ૨૦૧૫ ઈસ્વી

રજીસ્ટ્રેશન નંબર : E / 3409 / BHARUCH

**સરપરસ્ત :** હાફિઝ અસ્જદ મુફ્તી અહમદ બેમાત સાહેબ (દા.બ.)

ફકીહે ગુજરાત હઝરત મુફ્તી અહમદ બેમાત (રહ.) ના નેક સુપુત્ર અને કોમ તેમજ માનવતાના હમદર્દ, હિતેચ્છુ હઝરત હાફિઝ અસ્જદ મુફ્તી અહમદ બેમાત (મ.ઝિ.) (ખાદિમ મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા અને વ્યવસ્થાપક કમિટી સભ્યઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી) ના પ્રયત્નોથી જાન્યુઆરી ઈ.સ. ૨૦૧૫માં એક કલ્યાણકારી અને ખૈરાતી સંસ્થા "મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ"ની સ્થાપના થઈ તેની સેવાઓ નીચે પ્રમાણે છે.

### મકાતિબ વિભાગ :

અલ્હમ્દુલિલ્લાહ ! આ સંસ્થાની દેખરેખ હેઠળ છ મકાતિબ કામ કરી રહયા છે. તેમાં ૫૦૦થી વધારે તલબા અને તાલિબાત તાલીમ લઈ રહયા છે. હિફઝની ચાર અને દરજએ નાજિરહની, વિવિધ સમયની અલગ અલગ કલાસો ચાલે છે. ૧૬ આલિમો અને ૩ આલિમાઓ ખિદમત આપી રહયા છે.

નોંધ : મકાતિબ માટે ટ્રસ્ટ પાસે પોતાની ઈમારત નથી, એટલે ભાડુ, વિજળી બિલ, અસાતિઝાના પગાર વગેરેનો ખર્ચ વધુ થાય છે. માત્ર મકાતિબના વહીવટમાં વાર્ષિક પંદર લાખથી વધુ ખર્ચ થાય છે. આટલી મોટી રકમની વ્યવસ્થા કરવી ખરેખર ખૂબ જ મુશ્કિલ છે. અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે લુલાત અને મુલ્લા ફેમેલીને કે તેઓ દર મહિને અસાતિઝહના પગારનો ઈન્તિઝામ કરી મકાતિબ વિભાગમાં સંપૂર્ણ સાથ સહકાર આપે છે. અલ્લાહ તઆલા બન્નેવ જહાંમાં બેહતરીન બદલો નસીબ ફરમાવે. આમીન.

### મદારિસને સહાય :

બીજા રાજયોના પછાત વિસ્તારોમાં ચાલતા વિવિધ મદ્રસાઓના બાંધકામની જરૂરત અને ત્વરિત ઉત્પન્ન થતા તકાદાઓની પૂર્ણતા માટે મોટી રકમની જરૂર પડે છે. તેના માટે ટ્રસ્ટના સરપરસ્ત હાફિઝ અસ્જદ સાહેબ સતત પ્રયત્નો કરે છે અને ઈમ્દાદ પહોંચાડતા રહે છે.

### બોરિંગની વ્યવસ્થા :

વેરાન–ઉજ્જડ વિસ્તારોમાં બોરિંગ અને પાણીનો યોગ્ય બંદોબસ્ત કરવામાં આવે છે. રાજસ્થાન, યુ.પી., આસામ અને બંગાળના વિવિધ વિસ્તારોએ તેનાથી લાભ ઉઠાવ્યો છે.

### કુર્બાનીની વ્યવસ્થા :

આ સંસ્થા દ્વારા આસામ, બિહાર અને ગુજરાતના પછાત અને અંતરિયાર ગામોમાં મુસ્લિમોને બકરી ઈદનો એહસાસ કરાવવા દર વર્ષે કુર્બાનીનો બંદોબસ્ત કરવામાં આવે છે અને જરૂરતમંદો સુધી ગોશ્ત પહોંચાડવામાં આવે છે.

### ઉલમાએ કિરામ, ઈમામ સાહેબો અને મુઅઝ્ઝિનોની ખિદમત :

આપણે બધા જાણીએ છીએ કે મસ્જિદના ઈમામો અને મદ્રસાના મુદર્રિસોનો પગાર ખૂબ જ ઓછો હોય છે. એટલા માટે વિવિધ મદ્રસા અને મસ્જિદોના ઈમામોને અને મુઅઝ્ઝિનોને ટ્રસ્ટ ખાનગીમાં એક નક્કી કરેલ રકમ દર મહિને આપે છે.

### સ્કોલરશિપ :

મદારિસના તલબા અને તાલિબાત માટે વ્યકિતદીઠ પાંચ હજાર રૂપિયા પ્રમાણે સ્કોલરશિપ આપવામાં આવે છે. હમણાં સુધી તેનાથી અનેક તલબા અને તાલિબાતે ફાયદો ઉઠાવ્યો છે.

### પ્રકાશન વિભાગ :

આ સંસ્થાનો એક અગત્યનો વિભાગ છે, જે 'મુફતી બેમાત એકેડેમી'ના નામથી પ્રખ્યાત છે, તેના તાબા હેઠળ મુફતી અહમદ બેમાત(રહ.)ના વિવિધ સંપાદનો પ્રકાશિત થઈ ચુકયા છે. અને તેનાથી અવામ અને ખવાસે ફાયદો ઉઠાવ્યો છે.

### સિવણ કલાસ :

આ ટ્રસ્ટના તાબા હેઠળ સિવણ કલાસ પણ ચાલે છે. તેમાં સોળ મશીનો છે. અનેક મોટી ઉમરની સ્ત્રીઓ અને છોકરીઓ તેનાથી ફાયદો ઉઠાવી પગભર થઈ ચુકી છે.

આ ટ્રસ્ટના પ્રોગ્રામ અને ઈરાદા ઘણાં છે. ટૂંકી મુદતમાં અમે જે કંઈ કર્યુ છે તે ઘણું ઓછું છે. દુઆ કરો કે અલ્લાહ તઆલા આ સંસ્થાની બધી જરૂરતોને ગૈબથી પુરી ફરમાવે અને તેમાં પ્રયત્નો કરનારાઓની ખાસ મદદ ફરમાવે. આમીન !

**મવલાના ખલીલ અહમદ લુલાત નદવી (દા.બ.)**
પ્રમુખ : મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ મો.નં. : ૦૯૪૦૮૭૪૬૬૬૪)
Email : khalilahmedlulat@gmail.com

# દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલીની ૨૯ વર્ષની ખિદમાત પર એક નજર

(૧) મદ્રસાની સ્થાપના : ઈ.સ. ૧૯૯૦

(૨) પ્રથમ સરપરસ્ત : હઝરત મૌલાના સૈયદ અસ્અદ મદની (રહ.)

(૩) હાલના સરપરસ્ત : હઝરત મૌલાના સૈયદ મહમૂદ મદની દા.બ.

(૪) સ્થાપક તથા પ્રથમ મોહતમીમ : હઝરત મૌલાના મુફતી અહમદ બેમાત (રહ.)
કાર્યાલય મુદત : ૧૯૯૦ થી ૧૨ ફેબ્રુઆરી ૨૦૦૪

(૫) બીજા મોહતમીમ : હઝરત મૌલાના અમજદ મુફતી અહમદ બેમાત (રહ.)
કાર્યાલય મુદ્દત : ૧૫ ફેબ્રુઆરી ૨૦૦૪ થી ૧ જાન્યુઆરી ૨૦૧૬

(૬) હાલ મોહતમીમ : મૌલાના અજવદ મુફતી અહમદ બેમાત સા.

(૭) તાલીમી વિભાગ : આલિમ કલાસ, ઈફતા કલાસ, અરબીક અદબ, કારી કલાસ, હાફિઝ કલાસ, નાઝિરહ કલાસ, અંગ્રેજી કલાસ, સિવણ અને કોમ્પ્યુટર કલાસ.

(૮) ૨૯ વર્ષની કારકિર્દી :

| મુફતી થયેલ ઉલમા | ૬૨ | અદીબ થયેલ ઉલમા | ૦૬ |
|---|---|---|---|
| આલિમ થયેલ તલબા | ૧૫૩ | હાફિઝ થયેલ તલબા | ૬૩૦ |
| કારી થયેલ તલબા | ૭૬ | ટેલર થયેલ તલબા | ૨૬ |

(૯) ચાલુ વર્ષ ૨૦૧૯ – ૨૦ ની કારકિર્દી :

| આલિમ થયેલ તલબા | ૧૪ | હાફિઝ થયેલ તલબા | ૧૭ |
|---|---|---|---|
| કારી થયેલ તલબા | ૦૭ | ટેલર થયેલ તલબા | ૧૨ |

(૧૦) ખિદમત આપનાર ઉસ્તાદોની કુલ સંખ્યા : ૩૪
અન્ય સ્ટાફ : ૧૪ કુલ સ્ટાફ : ૪૮

(૧૧) મદ્રસાનો વાર્ષિક ખર્ચ : ૧,૦૦, ૩૨,૨૫૦. ૦૬/ –


મદદ તથા પત્ર વ્યવહાર માટેનું સરનામું
દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત
મૌલાના અજવદ મુફતી અહમદ બેમાત
મદની નગર, મુ.પો. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ, ગુજરાત
[illegible]
Email : [illegible]



M.K. Offset Printers Delhi (M) 98 0093901